'વિવિધ ગ્રંથમાળા' ગ્રંથાંક ૧૮૧ થી ૧૮૩ વર્ષ ૧૬ મું-
સંવત ૧૯૮૨નું વાર્ષિક મૂલ્ય રૂ ૪ ને પૃષ્ઠ ૧૫૦૦

# दानवीर कार्नेगी

## એમનું આત્મવૃત્તાન્ત

અનુવાદક: પટેલ જીવાભાઈ રેવાભાઈ
બી. એ. એલ. એલ. બી. ઉમરેઠ

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
છપાવી પ્રસિદ્ધકર્તા: ભિક્ષુ—અખંડાનંદ
સ્થળ: અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૩૮૪, પ્રત ૫૩૦૦, સંવત ૧૯૮૨
પૂઠા મૂલ્ય ૧ા પાકું પૂઠું ૧ાા

# नीचेनां पुस्तक नीकळी चूक्यां छे.

## બીજા ચૈત્ર સુધી ખાસ કિફાયત

## १–भक्तचरित्र–अथवा भक्तिरसामृत

આ ગ્રંથમાં ઉડીસા પ્રાંતના જે ૨૯ મહાન ભકતોનાં ચરિત્ર છે; તે **ભક્તમાળમાં** આવેલાં નથી. નિષ્કામ, પ્રભુપરાયણ, અસંગ્રહી, પરમ સંતસેવી, આતથ્યપરાયણ, ગીતાપરાયણ, સર્વત્યાગી, પરમ સંયમી, એકનિષ્ઠ, ભાગવત-પરાયણ, એવા એવા પરમ ઉપાસકો અને પ્રભુદર્શનને પામેલા પરમ વંદનીય સંત-ભક્તોનાં આ જીવનવૃત્તાંત એવા એવા પ્રસંગોથી ભરપૂર છે અને એવી અસરકારક શૈલીથી યોજાયલાં છે, કે જે ચિત્ત પરોવીને વાંચવા-સાંભળવાથી અંતઃકરણ પ્રભુનો મહિમા અને ભક્તિભાવ પામતું ચાલે છે; હૃદય વારંવાર ઉભરાઇ આવે છે, આંખો પ્રભુ-પ્રેમનાં આંસુ વહેવરાવે છે; તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર અધિકાધિક નિર્મળ, શાંત, પવિત્ર, સાત્ત્વિક, ઉદાર, નિરભિમાની, વિશાળ, સુખી, સંયમી, પરમ દયાળુ અને આનંદી થતાં ચાલીને અનંત સચ્ચિદાનંદ પ્રભુદર્શનના અધિકારી બનાવે છે.

આ ગ્રંથનું કદ ૫×૯, કાગળ સારા સ્વદેશી, પૃષ્ઠસંખ્યા ૪૦૦ અને પૂઠાં પાકાં હોઇ મૂલ્ય માત્ર ૧ાા તથા સાદાં પૂઠાં સાથે ૧ા છે. બીજા ચૈત્રસુધી રૂપીએ બે આના કમી. માર્ગવ્યય જૂદું.

## २–छोटमनी वाणी–ग्रंथ पहेलो–पैटा भाग१ थी ४

અગાઉ કેટલાકોએ "છોટમકૃત કીર્તનમાળા" નામે જે ચોપડી જેમ તેમ છપાવી કાઢેલી તેવો આ ગ્રંથ નથી; પરંતુ બનતા સંશોધન, મોટા અક્ષર અને ઉત્તમ વાણીના ઉમેરાપૂર્વક ચાર પેટાભાગ સાથે આ ગ્રંથ નીકળ્યો છે. કદ ૫×૯, પૃષ્ઠ ૨૬૪, મૂલ્ય બાર આના તથા પાકાં પૂઠાં સાથે રૂા. ૧) છે. બીજા ચૈત્રસુધી રૂપીએ બે આના કમી. પોસ્ટેજ જૂદું.

## ३–आर्यभिषक्–अथवा हिंदुस्थाननो वैद्यराज

આ પુસ્તકની પાંચમી આવૃત્તિ પછી પણ માગણી જારી રહેવાથી આ છઠ્ઠી આવૃત્તિ બહાર પડી છે. કદ ઈંચ ૬ાાા×૧૦, પૃષ્ઠસંખ્યા ૭૨૦, કાગળો મજબૂત અને સ્વદેશી, પૂઠાં પાકાં અને મૂલ્ય રૂ. ૪) છે, પરંતુ બીજા ચૈત્રસુધીમાં અમદાવાદથી મંગાવનારને રૂ. સવાત્રણથી અને મુંબઇના કાર્યાલયમાં સાડાત્રણથી મળશે. પોસ્ટેજ જૂદું.

## ४–आदर्श दृष्टांतमाळा

આ પુસ્તક વિવિધ ગ્રંથમાળાના ગયા વર્ષના છેલ્લા પુસ્તકરૂપે ચારેક માસપર નીકળેલું છે, તે પુસ્તકમાટે પણ થોડા સમયમાટે તક આપીને જણાવવાનું કે, બીજા ચૈત્ર માસસુધી તે પાકાં પૂઠાં સાથે ૧)= ને બદલે ૧)માં અને સાદાં પૂઠાં સાથે ૦।।।= ને બદલે ૦।।। માં મળશે. આ પુસ્તકમાંનાં દૃષ્ટાંત કેવાં ઉત્તમ અને બોધપ્રદ છે, તે આ સ્થળે દર્શાવવાની જરૂર નથી; કેમકે વાચકોએ તે વાંચ્યાંજ છે.

## ५–दानवीर कार्नेगी–आ पुस्तक पोतेज

છૂટક આનું મૂલ્ય સાદા પૂંઠા સાથે રૂ. ૧। તથા પાકા પૂઠા સાથે રૂ. ૧।। છે, પરંતુ બીજા ચૈત્રસુધી એમાં પણ સાડાબાર ટકા કમી લેવાશે.

## ६–आगळ धसो–आवृति बीजी

પહેલી આવૃત્તિ પછી પણ આની માગણી જારી રહેવાથી આ આવૃત્તિ બનતા સંશોધન, મોટા અક્ષર, સારા સ્વદેશી કાગળ અને પાકાં પૂઠાં સાથે નીકળી છે. કદ ઈંચ ૫x૯, પૃષ્ઠસંખ્યા ૪૬૮ અને મૂલ્ય રૂ. ૧।।। છે; પરંતુ બીજા ચૈત્રસુધી માત્ર ૧।।. પો. જૂદું. સાદાં પૂઠાંના એથી ચાર આના કમી હોત, પણ આવા પુસ્તકને માટે તેવાં પૂઠાં અઠીક સમજી બંધજ રાખ્યાં છે.

આ પુસ્તકના અનુસંધાન જેવાં નીચે જણાવેલાં જે બે પુસ્તકો અગાઉ નીકળેલાં, તે પણ ખાસ વાંચવા યોગ્ય અને ધર્મ તેમજ વ્યવહાર બન્ને પક્ષે અસરકારક બોધ તથા ઉત્સાહ આપવાવાળાં છે. આ પુસ્તકોની હવે થોડી થોડીજ પ્રત રહેલી હોવાથી તે પણ બીજા ચૈત્રસુધી નીચેની ખાસ કીફાયતે મળશે.

**ભાગ્યના સૃષ્ટાઓ**—આ પુસ્તકનું કદ ૫x૬।।।, પૃ૪ ૭૨૦, પૂઠાં સાદાં અને મૂલ્ય રૂ. ૧।। છે; પરંતુ બીજા ચૈત્ર આખર સુધી રૂ. ૧।, પોરટેજ જૂદું.

**સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ તથા વિચારોના ચમત્કાર**—આનું કદ ૫x૬।।।, પૃષ્ઠ ૫૫૨, પૂઠા પાકાં અને મૂલ્ય ૧।।= છે; પરંતુ બીજા ચૈત્ર આખર સુધી માત્ર રૂ. ૧।, પોરટેજ જૂદું.

છપાતા ગ્રંથો — જલદી બહાર પડશે

# संपूर्ण महाभारत-छपाय छे.

વૈશાખી પૂનેમસુધી છેલ્લીજ તક—માત્ર રૂ ૨૮

નાણું સાથે અહીં મોકલવાનું કાર્ડ આ સાથે ફરી પણ મોકલ્યું છે.

એના સાત ગ્રંથો પૈકી નીચલા બે જોડ આખરે બહાર પડશે.

## शांतिपर्व-महाभारतनुं

મહાભારતનો આ છઠ્ઠો ગ્રંથ છે.

આમાં ઉત્તમ નવીન ભાષાંતર, ઉમદા કાગળ, પાકાં પૂંઠાં,

તથા કદ ઇંચ ૬॥×૧૦, પૃષ્ઠ શુમારે ૮૦૦,

અને મૂલ્ય તરત માટે રૂ. ૫) રહેશે.

## आदि अने सभापर्व

મહાભારતનો આ પહેલો ગ્રંથ છે.

આ ગ્રંથ ઉમદા કાગળપર આવા અક્ષરથી છપાઇ રહેવા આવ્યો છે.

કદ ઇંચ ૬॥×૧૦ અને પૃષ્ઠ શુમારે ૬૦૦ થશે.

## श्रीतुलसीकृत रामायण

ઉત્તમ ટીકા અને અનેક ચિત્રો સાથે

**આવા મોટાઅક્ષરમાં મૂળ દોહા તથા ચોપાઈ છપાય છે;**

અને ગુજરાતી ટીકા આવડા મોટા અક્ષરમાં છપાય છે.

વળી એમાં અનેક બોધપ્રદ દિવ્ય ચિત્રો, ઉત્તમ કાગળો,

પાકાં પૂઠાં, કદ ઇંચ ૬॥×૧૦, પૃષ્ઠ શુમારે ૧૩૦૦,

સામાન્ય મૂલ્ય૬, અને તરત માટે૫) રહેશે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ.

તા૦ક૦ વિવિધ ગ્રંથમાળાના હવે પછીના પુસ્તકમાં કે બીજી રીતે

ઉપલા ગ્રંથો નીકળ્યાની ખબર ન અપાય, ત્યાંસુધી મંગાવવું નહિ.

# વાચકબંધુઓપ્રત્યે ખાસ વિનતિ

## એનો ઉત્તર તરતમાં લખશો.

---

નીચે જણાવેલાં અતિ ઉપકારક, રસપ્રદ અને રૂવાં ખડાં કરે એવા જીવન-ચરિત્ર, આજથી ૧૨-૧૪ વર્ષપર-એટલે કે લગભગ એક જમાના અગાઉ-ચરિત્રમાળાદ્વારા માત્ર બે હજારનીજ સંખ્યામાં નીકળેલાં અને હવે તો તે કેટલાંય વર્ષથી મળતાં પણ નથી. એમાં અનેક પ્રકારના દૈવી સદ્‌ગુણો એવી સરસ રીતે આલેખાયલા છે, કે જે વાંચવાથી હૃદય ઉપર તેની આબાદ અને ઉંડી છાપ પડે છે અને ઉચ્ચ આદર્શોની ઓળખાણ, ધારણા તથા અનુસરણ પણ શક્ય બને છે.

ઉપલી હકીકતો જોતાં, તેમજ છેલ્લા દશકામાં જમાનો પલટાતો ચાલીને દેશને અસાધારણ ઉદયની આશા આપી રહ્યો છે, તે જોતાં પણ આવાં જમાનાને સહાયભૂત થનારાં પુસ્તકો તો પુનઃ પ્રકાશિત થવાની જરૂર સ્પષ્ટજ છે. વળી આજે દશેક વર્ષથી ચરિત્રમાળા બંધ છે;અને આજે ૧૦-૧૨ વર્ષદરમીઆન વિવિધ ગ્રંથમાળાનાં ગ્રાહક પણ ઘણાંખરાં બદલાઇ ગયાં છે. એટલે એ હાલના ગ્રાહકોમાંના તો ભાગ્યેજ કોઇ કોઇની પાસે એ ચરિત્રમાળાનાં નીચે જણાવેલાં ચરિત્રો હશે. આ સર્વ હકીકત અને વિચારોના પરિણામે એવી ધારણા થઈ છે કે, એ પુસ્તકોની નવી આવૃત્તિ એકવાર વિવિધ ગ્રંથમાળાદ્વારાજ પ્રસિદ્ધ કરવી, કે જેથી હાલના પણ પ્રત્યેક ગ્રાહકબંધુઓને તેનો લાભ મળે.

ઉપલા કારણથી વિવિધ ગ્રંથમાળાના હાલનાં ગ્રાહક બંધુઓને એજ વિનતિ કે, નીચે જણાવેલા પૈકીનાં જે જે ચરિત્ર પોતાની પાસે હોવાથી, અથવા તો બીજા કોઇ કારણથી મેળવવાની ઇચ્છા જેમને ન હોય તેમણે આ સાથે વહેંચેલાં તે બાબતના છાપેલા કાર્ડમાં તે તે ચરિત્રોનાં છાપેલાં નામ સામે "નથી જોઇતું" એવું લખીને તે કાર્ડ પોષ્ટદ્વારા સત્વર અને વૈશાખની પૂનેમ સુધીમાં તો અવશ્ય મોકલી આપવા તસ્દી લેવી. જેઓ એ મુજબ કરશે તેમને તે તે પુસ્તક મોકલવાનું બંધ રખાશે; અને તેના ફાળાપુરતા પૈસા, તે તે સમયે પાછા મોકલાશે; અથવા તો તેપછીના લવાજમમાં મજરે અપાશે.

**ભારતના વીર પુરુષો**—આ પુસ્તક આજથી ૧૨-૧૩ વર્ષપર ચરિત્રમાળાદ્વારા નીકળેલું હોઇને એમાં આવેલાં વીરચરિત્રો આ પ્રમાણે છે:—રાણા કુંભ, રાયમલ્લ, પ્રતાપસિંહ, પુરોહિતનો આત્મત્યાગ, બાળક બાદલસિં-

હની વીરતા, વીરયુવક સંડાડ કુંભ, રાજસિંહનો રાજધર્મ, રાજભક્ત વીર અમરસિંહ, વીર સકનાવત સરદાર, દેવીરનું દ્વદ્ધ, બીરબલ, મહારાષ્ટ્રની મહાશક્તિ, મરાઠા વીર ફીરંગજી, વીર સરદાર તાનાજી, સ્વામીભક્ત બાજી પ્રભુ દેશપાંડે, વીર રંગરાવ, શીખ શૂરવીરો, પંજાબકેસરી મહારાજા રણજિતસિંહ, ગુરુભક્ત ૪૦ શીખ વીરો, ફુલાસિંહ, સીતારામ રાય, બે હરવંશી ક્ષત્રીય વીરો, દાનવીર શિલાદિત્ય, ક્ષમાવીર ભાઇ મધુ, સ્વામીભક્ત વીર જવાનસિંગ, રાજભક્ત સરદાર ગુલાબસિંહ, ધર્મવીર હકીકત રાયજી, પિતૃભક્ત મરાઠા બાળક, ગુરુ ગોવિંદસિંહના ચાર વીર બાળકો, સ્વદેશને ખાતર સાત હજાર ભારતવીરોનું આત્મબલિદાન, પૃથ્વીરાજ અને સમરસિંહ, જયમલ્લ અને બીજા વીર રાજપૂતો, વાઘજી અને બત્રીશ હજાર વીર રાજપૂતો, રાવ સૂરજમલ, રાણા ચંદ્રસિંહની વીરતા, સૂરજમલ જાટ, બાપુ ગોખલે, સ્વામીભક્ત યેસબા દાભાડે, ત્રિંબકરાવ દાભાડે, યશવંતરાવ અને બાબુરાવ દાભાડે, ઉમદે તુલ્મુલુખ, વિઠ્ઠલ શિવદેવ વિંચુરકર, સુબેદાર મલ્હારરાવ હોલ્કર, ગુરખાવીર બળભદ્રસિંહ, વીર તેજાજી જાટ.

**શ્રીબુદ્ધચરિત્ર અને બુદ્ધના ઉપદેશ:**—આ પુસ્તક આજથી ૧૪–૧૫ વર્ષપર ચરિત્રમાળાના પહેલાજ પુસ્તક તરીકે છપાયલું હોઇ ઘણુંજ ઉત્તમ છે.

**ભારતના સંત પુરુષો:**—આ પુસ્તક આજથી બાર વર્ષપર છપાયલું હોઈ એમાં નીચે જણાવેલા સંત મહાત્માઓનાં ચરિત્ર હતાં:-મહર્ષિ નારદ, દત્તાત્રેય, સ્વામી શ્રી શંકરાચાર્ય, બાહ્યસાધક દીયંકર, શ્રીમદ્‌વલ્લભાચાર્ય, ચૈતન્યદેવ, મહાત્મા દાદુ, દયાલ, ગૌડસ્વામી, તૈલંગી સ્વામી, શ્રી રામકૃષ્ણ પરમહંસ, ભાસ્કરાનંદ સરસ્વતી, વિશુદ્ધાનંદ સરસ્વતી, મહાત્મ પઉહારી બાબા.

**બુકર ટી. વૉશિંગ્ટન:**—આપણા દેશમાં અત્યારે રાષ્ટ્રીય શિક્ષણના નામથી પણ કેટલેક સ્થળે અંગ્રેજી સ્કુલ–કૉલેજને મળતું ગોખણીયું શિક્ષણ અપાય છે; તે જોતાં આ એક આદર્શ સમાજસેવક અમેરિકન સિદ્દીનું જીવન આપણા વિદ્યાર્થીઓ, શિક્ષકો, દેશસેવકો અને ચાલકોને માટે ઘણુંજ શિક્ષાપ્રદ છે.

આપણા દેશના ગરીબ વર્ગ માટે કેવું કેવું શિક્ષણ કેવી ત્યાગવૃત્તિથી અને શારીરિક કામોસુદ્ધાં બજાવીને આપનારા–અપાવનારા કેવા કાળજીવાળા હોવા જોઇએ તે પણ આમાંથી સારી રીતે શીખવાનું મળે તેમ છે.

**મહાન શીખ ગુરુઓ:**—આમાં મહાન ગુરુ નાનકદેવ અને દશમા અંતિમ ગુરુ ગોવિંદસિંહનાં ચરિત્ર છે. આપણા દેશના જ્ઞાનનિષ્ઠ ધર્મગુરુનો તેમજ ધર્મવીર ગુરુનો અતિ ઉત્તમ આદર્શ એ મહાન ગુરુઓનાં ચરિત્ર આજે સેંકડો વર્ષ થવા છતાં પણ આપ્યા કરે છે અને આપ્યાજ કરશે.

આપણા દેશના માનવો પાસે અત્યારે હથીઆરો કે હથીઆર વાપરવાની આવડત, એમાંનું કશુંય નથી; છતાં એવા સંયોગ વચ્ચે પણ એ દિવ્ય ગુરુદેવોનાં શિષ્યસંતાનોમાં આજે પણ કેવી જબરદસ્ત ધર્મવીરતા ઉછળી હતી!! તેમણે સ્વાર્થી મહંતોની તથા રાજ્યની અનીતિ સામે આપદ્ધર્મ તરીકે કેટલી બધી.વીરતા—સહનશીલતા દર્શાવી આપી! એ સેંકડો—હજારો ધન્યમાનવોએ મહાઘોર જુલ્મો ખમી બતાવીનેજ નહિ, પણ મરી બતાવીને પણ કેવું અદ્ભુત ઓજસ્ એ ગુરુદેવોના શિષ્યગણ તરીકે બતાવી આપ્યું! આ એજ દર્શાવે છે કે, તેઓ પોતાનાં લોહી:વહેવરાવીને પણ ભાવી બહાદૂર યુવકોને ઉગાડનારા લાગણીરૂપી બીજ, દેશનાં લાગણીવાળાં લાખો કરોડો સ્રીપુરુષોની હૃદયભૂમિમા ઉંડાં વાવી ગયા છે. માત્ર એકજ જમાનામાં—૨૦—૨૫ વર્ષમાંજ દેશમાટે સર્વસ્વ આપનારા સબળ યુવકગણો એમાંથા ઉદ્‌ભવશેજ; કે જેને માટે જગત સમગ્ર ચકિત થશે.

ભારતવર્ષને માટે સદાય અમ્મર, સ્મરણીય, વંદનીય તથા ધર્મવીરતાને પ્રેર્યા કર્યા કરનારાંજ રહેશે.

ઉપર જણાવેલાં પુસ્તકો ઉપરાંત ચરિત્રમાળાદ્વારા નીકળેલાં નીચેનાં દિવ્ય માનવોનાં ચરિત્ર પણ ખાસ લોકોપકારક હોવાથી પ્રસિદ્ધ કરવા ધારણા છે. જેમકેઃ—ફ્રાન્સની દેશદેવી **જોન ઑફ આર્ક**, મહાન ઉપદેશક વીર **સૉક્રેટિસ**, દયાનો દેવતા **ફાધર ડેમિયન**, મહાન વિચારક **કાર્લાઈલ**, વીરાત્મા **વિલિયમ વૅાલેસ.**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ.**

# केटलीक हकीकत, सूचना, वगेरे.

આ સેવકના શરીરમાં આ વર્ષેજ એવું અનારોગ્ય અનુભવાયું, કે જેથી ખંતે કરવાનું જરૂરી કાર્ય તો બે માસ સુધી જરા પણ બની શક્યું નહિ. આ પુસ્તક વહેલું છપાયા છતાં રવાના થવાનું અટકેલું, તેથી નાછૂટકેજ નિવેદન, સૂચના વગેરે જેમ તેમ કરીને દશગણી મહેનતે અને એક મહિનેજ આ રૂપમાં તૈયાર થઇ શક્યું છે. હવે પૂઠાં બંધાઇ રહેથી તરતજ—એટલે બીજા ચૈત્રની પૂનેમ પછીજ આ પુસ્તક ગ્રાહકો તરફ રવાના થશે.

પ્રકૃતિ હવે એક બે માસમા વધુ ઠીક થતાં આ ગ્રંથમાળાના હવે પછીના પુસ્તક માટે પણ છેવટની પસંદગી વગેરે થઇ જઇ અષાઢ સોરૂં તે બહાર પડશે.

૧૯૮૧નું બીજા વિભાગનું છેલ્લું (ચોથું) પુસ્તક પણ ખંતે ધ્યાન આપવા જેવુંજ હોવાથી અષાઢ પછીજ પ્રસિદ્ધ થઇ શકશે અને ૧૯૮૨ માટે તો મહાભારતની છપાઇ આડે એ બીજો વિભાગ બંધજ રહેશે.

**તુલસીકૃત રામાયણ**—મૂળ તથા ઉત્તમ ભાષાંતર સાથે; **આદિ અને સભાપર્વ**—મહાભારતના સાત ગ્રંથોમાંનો પહેલો ગ્રંથ; તથા **શાંતિપર્વ** (મહાભારતનો છઠ્ઠો ગ્રંથ) આ ગ્રંથો માટે સેવકને વિશેષ ધ્યાન આપવાની જરૂર નહિ રહેવાથી તે છપાવા માંડયા છે અને ઇશ્વરેચ્છા તો જેઠ સુધીમાંજ એ ત્રણે ગ્રંથ બહાર પડી જશે.

**મહાભારતના સાતે ગ્રંથ** પણ એજ કારણસર વગરઢીલે છપાઇ જશે.

વાચકબંધુઓ માટે કેટલાક જરૂરી અને ઉપયોગી એવા નાનીમોટી બાબતોના ઉતારા, ભાષાંતર, વગેરે આ સંસ્થાનાં પુસ્તકોમાં શરૂના કે છેવટના ભાગમાં યથાવકાશ થોડું થોડું અપાતુંજ રહે છે. આવી બાબતો ટુંકી ટુંકી અને મથાળાંવાળી હોવાથી તેને જાહેર ખબર સમજીને જેઓ વાંચતા ન હોય તેમની તો તે ભૂલજ છે.

દરેક પુસ્તક વાંચવા માંડયા પહેલાં જેમ તેની સાથેનું નિવેદન, પ્રસ્તાવના, સૂચનાઓ. શુદ્ધિપત્ર, વગેરે વાંચવું જરૂરી અને ઉપયોગી છે; તેમ આરોગ્ય, વ્યાધિ, ઔષધો, ખાનપાન, ચ્હા, તમાકુ, સાહિત્ય, વગેરેને લગતી બાબતો પણ જગ્યાની સગવડ પ્રમાણે (શરૂભાગનાં કે પાછળનાં પૃષ્ઠોમાં) અપાય, તેને પણ ખાસ ઉપયોગી સમજીને જેઓ પુસ્તક વાંચવા પહેલાંજ વાંચી લેશે તેમને માટે તે તેટલી વહેલી જાણમાં આવી ઉપયોગી થશે. પ્રત્યેક વાચકબંધુને

તેમાંની બધી નહિ તો ઘણીખરી, અને ઘણીખરી નહિ તો થોડી બાબતો પણ લાભદાયક જણાયા વિના રહેશે નહિ.

ઉપરોક્ત પ્રકારની ઉપયોગી બાબતો પુસ્તકોના આદિ અંતમાં અપાવા કરતાં છુટી નાની ચોપડારૂપે અપાય તો વળી તે અનેકોને વાંચવા આપવાનું ફાવે; અને વળી વધુ પ્રતો ખરીદીને વહેંચવાનું મન થઇ આવે, તો તેમ કરવાનું પણ સજ્જનોને વધારે અનુકૂળ પડે, એ સ્પષ્ટજ છે. આથી જ્યારે જ્યારે એવી છુટી ચોપડીઓ તૈયાર કરી મોકલવાનું બની શકે તેમ હશે, ત્યારે ત્યારે તેમ પણ થશેજ. વિવિધ ગ્રંથમાળાના ગ્રંથોમાં વરસ દહાડે ૧૫૦૦ પૃષ્ઠ, અપાવા ઉપરાંત આવી રીતે પણ સોએક પૃષ્ઠ અપાય તો તે ઠીક તો લાગે છેજ. પછી તો જેવી ભગવદીચ્છા !

કેટલાક વાંચનાર બંધુઓ આવી બાબતો પુસ્તકોમાંથી કાપી લઇ પોતાના ઘરમાં ભીંતપર ચોઢી લે છે, કે ભીંતપર લટકાવે છે; એમ જાણીને એવી બાબતો આપવા માટે આનંદ વિશેષ થાય છે. કેમકે એથી કરીને ઘરનાં તેમજ બહારથી આવતાંજતાં સગાંવહાલાં, મિત્રો, પરિચિતો, વગેરેપ્રત્યે એ ઉમદા ઉતારાઓ કશા પણ શબ્દો બોલ્યા વિના મૂગી રીતેજ તેમના હૃદયમાં ઉપયોગી સૂચનાઓ અને સુખપ્રદ વિચારો પ્રેરશે; અને એમ ઉમદા સંસ્કારોને જગાડી–ખીલવીને ઉમદા પરિણામે પણ પહોંચાડશે.

આ પુસ્તકની છેવટના ભાગમાં અપાયલા **ગ્રંથ સ્વીકાર** તથા **શુદ્ધિપત્ર** ઉપરાંત **છપાતા સંપૂર્ણ મહાભારત** વિષેની ખાસ હકીકતનો તેમજ **જ્ઞાનમૂર્તિ ગ્રંથો અને ગ્રંથાલયમંદિરો વિષેના** એક ઉમદા ભાષણનો પણ સમાવેશ છે; તે તરફ પણ પ્રત્યેક વાચકબંધુનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

આ પુસ્તક સાથે છુટાં કાર્ડ તથા મહાભારતના ચોપાનિયા ઉપરાંત એક નાની છુટી ચોપડી પણ બનતાં સુધી મોકલાશેજ. આશા છે કે, એ સર્વને પણ અગત્યનું વાચન સમજીને વાચકબંધુઓ તેનો પણ લાભ લેશેજ; એટલુંજ નહિ, પણ એ છુટી ચોપડી તો એક વધારાની વસ્તુ હોવાથી તેને ઘરમાંજ નહિ રાખી મૂકતાં જેમ બને તેમ વધારે માણસોને વાંચી સંભળાવશે તથા વાંચવા પણ આપશે, અને બને તેમ હશે તો તેની અમુક પ્રતો ખરીદીને મુફ્ત વહેંચવાનો લ્હાવો પણ સુજ્ઞ વાચકો લેવા નહિ ચૂકે. કિમ્મત પણ તેના કદના પ્રમાણમાં સ્વલ્પજ રખાયલી જણાશે.

# प्रकाशकनुं निवेदन

વિવિધ ગ્રંથમાળાના ચાલુ સોળમા–સં. ૧૯૮૨ ના વર્ષનું કારતકથી પોષ-સુધીનું આ પુસ્તક હોઈ તેનો ચાલુ ગ્રંથાંક ૧૮૧ થી ૧૮૩ છે.

આ પુસ્તકના અનુવાદક શ્રીયુત જીવાભાઇ રેવાભાઇ પટેલ (બી.એ. એલ.એલ.બી.) હોઈ આ પછીનાં પૃષ્ઠોમાં આપેલી ઉત્તમ પ્રસ્તાવના પણ તેમનાજ હાથની છે. વળી આખા પુસ્તકનાં છેલ્લી વારનાં પ્રૂફ જોવાનું પણ તેઓએ માન્ય રાખ્યું હતું. આ પ્રમાણે તેમણે અનેકવિધ પરિશ્રમ પૂર્ણનિષ્કામભાવથી લીધો, તેને માટે તેમને સહર્ષ મુબારકબાદી આપી ઇચ્છીએ છીએ કે, તેમની એ ધર્મબુદ્ધિ તેમને અધિકાધિક દૂરદર્શી, કલ્યાણપ્રેમી અને પરમ સચ્ચિદાનંદના અધિકારી બનાવે.

દાનવીર કાર્નેગીના જીવનમાંથી જાણવાશીખવા જેવી એક હકીકત એ છે કે, જે પણ કાર્યમાં તે પડે, તે કાર્યના દરેક અંગેઅંગની માહિતી ઉંડી કાળજીથી મેળવી લે; અને તેની પાછળ એવી ચોકસી, મહેનત, મમતા, એકાગ્રતા અને પ્રમાણિકતાથી મંડી પડે; કે તે જોઇને તેમના ઉપરીને પણ નવાઈ જેવુંજ લાગે. તેમના આવા ગુણોના પ્રતાપે તે એક પછી એક ચઢીઆતાં કામ અને દરજ્જા મેળવતા ચાલ્યા; અને છેવટે વિશાળ કારખાનાંના સર્વોપરી ભાગીદાર, અધ્યક્ષ, શ્રીમાનોના સરદાર અને દેશના પ્રમુખ જેવાના પણ સલાહકાર બની રહ્યા હતા ! વળી આવા બનતા ચાલવાની સાથે સાથે તેઓ અધિકાધિક પરોપકારી, ઉંડા વિચારક, લાગણીવાળા અને એકબીજા દેશો વચ્ચે લડાઇટંટા સળગતા અટકે તેને માટે બનતા પ્રયાસ તથા કરોડોના ખર્ચ કરવાવાળા પણ બનતા ચાલ્યા હતા.

કાર્નેગી પોતે અનેક ધનવાનોનાં અને તેમના સંતાનોનાં જીવન જોઇને તેમના ધનના ઉકેલવિષે તેમજ સંતાનોવિષે જે સરસ શિખામણ લખી ગયા છે, તે આપણા દેશના પણ ધનિકોમાટે ઓછી ઉપયોગી નથી. આ પુસ્તકના પૂંઠાપર તે શિખામણ પણ છપાઇ છેજ.

આપણા દેશમાં પણ મોટે ભાગે એમજ હોય છે કે, અનેક માણસો ધનવાન છતા પણ મરતાંની ઘડીસુધી અધિકાધિક પૈસાજ વધાર્યા કરવાની હાયવોયમાં પડયા રહી અંતે ખાલી હાથે મરી જાય છે; અને તેમનું ધન જે સંતાનોને હાથ જાય તેઓ મોટા મૂર્ખ, મોજશોખવાળા અને એદી બનતા ચાલી, છેવટે ખાલી થઇ જાય છે. તરતમાં નહિ તો થોડી પેઢીઓમાં તો એવું થાય છેજ; અને એ ઉપરથીજ આપણા દેશમાં કહેવત છે કેઃ–" સાત પેઢી

સુધી કોઇનું પહોંચ્યું પણ નથી ને પહોંચનાર પણ નથી."

વળી એવા પણ અનેક ધનવાનો હોય છે, કે જેઓ જૂઠપ્રપંચવડે ગરીબોની આંતરડી કકળાવવામાં; ભાગીદારો વગેરેનું સત્યાનાશ વાળવામાં; મુખ્ય એજંટ તરીકે તક જોઇને શૅરના ભાવો ખોટા બોલાવવામાં; અને પોતાની તિજોરી તર કરવામાં હોશિયારી સમજે છે. કદાચ ઉંધાંચતાં કરતે કરતે દેવાળું આવે તોપણ યુક્તિ-પ્રયુક્તિથી લાખોની રકમો અલગ કરી દઇને પેટ ટાઢું કરી બેઠા હોય !

આટલા વિવેચનનો હેતુ એજ કે પ્રભુ કરે ને આપણા દેશમાંના નિર્ધન માણસો, એવા એવા નરકવાસમાં પહોંચી જનારા ધનવાન બનવાનું, કે તેમના સંતાન બનવાનું ભૂલેચૂકે પણ ઇચ્છે નહિ.

કાર્નેગીના પોતાના કથન તરફ જોતાં તેઓ પૂર્વના પણ પુણ્યશાળી તો ખરા કે, કોઇ અધિકાધિક ધનલોભીને ત્યાં નહિ જન્મતાં, નિર્ધન પણ સુશીલ, પરિશ્રમી અને પરોપકારી એવાં પૂજનીય માતાને પેટે અવતર્યાં હતા; અને તેથી જન્મ તેમજ બચપણથી એવા ઉત્તમ ગુણ-સંસ્કાર પ્રાપ્ત કર્યા, કે જેના બળથી તેઓ બુદ્ધિવાન અને ધનવાન પણ સારી પેઠે બન્યા; તથા સમય ગયો તેમ તેમ દાનવીર પણ એવા જબ્બર બન્યા કે, સંતાનોને માત્ર સોમા ભાગ જેટલુંજ ધન આપીને અબ્બજોનું ધન તો લોકકલ્યાણમાંજ સમર્પણ કર્યું ! વળી એની સાથે લોકહિતનાં કામો પાછળ બુદ્ધિ, સમય, કાળજી, લાગણી, વગેરે પણ એટલાં બધાં ખર્ચ્યાં, કે તેઓને "સાત્વિક દાતા" અને "કર્મયોગી" પણ કહી શકાય.

ઉત્તમ બુદ્ધિના પ્રતાપે તેમને બીજાં ઉપકારક કામોની સાથે સદ્ગ્રંથો અને પુસ્તકાલયોદ્વારા અનેક પ્રકારના જ્ઞાનપ્રચારનું કાર્ય પણ કેવું ઝટ સૂઝયું, કે જે માનવસમાજની જડ ઉપર અસર પહોંચાડનારૂં-અર્થાત્ જનસમૂહના વિચાર, વ્યવહારને ઉન્નત કરનારૂં તથા સુખ, આરોગ્ય આપનારૂં નિવડે.

આમ અનેક પ્રકારનાં પરોપકારી કામોની જરૂર અને તે ખાતે પોતાની ફરજ સમજાતાંજ તેમણે વેપારરોજગારને બદલે પરોપકારનીજ પ્રવૃત્તિ સર્વ ભાવથી ચાલુ કરી. આવા તન-મન-ધન-સર્વસ્વનું નિષ્કામ દાન કરનારા "કર્મયોગી કાર્નેગી" ના પરલોકવાસી-પુણ્યભાગી-સદાત્માને અંતરના ભાવપૂર્વક જય શ્રીરામ! જય શ્રીકૃષ્ણ પહોંચે! વળી ભગવાનનું પણ ભલું થજો કે, આ વૈશ્યવૃત્તિની રાજસત્તાઓ વચ્ચે પણ કાર્નેગી જેવા શુભાત્માને આ જગતમાં જન્મ આપ્યો, કે જેનું જીવન આ ભારતવર્ષના પણ હજારો લક્ષાધિપતિ-કોટયાધિપતિઓને નરકના માર્ગે પળતા અટકવાની અને સ્વર્ગના અધિકારી બનવાની પ્રેરણા આપવાવાળું છે! જોજો ભાઇ ભાત ભાતની ટોપીપાઘડીઓ

વાળા ધનભક્તો! તમારી ત્રિજોરીઓ અહીંની અહીંજ રહી જાય અને તમે ખાલીખપ હાથે પાપપ્રપંચના હિસાબ ચૂકવવા સિધાવી જાવ, તેના કરતાં તો જરા સવેળાથી અક્કલ પહોંચાડીને સુપાત્રોપ્રત્યેની સેવાનિમિત્તે અને દીનદુ:ખીઓપ્રત્યેની દયાનિમિત્તે તમારા દલ્લાઓને જરા છૂટથીજ આગલે મુકામે મોકલી આપતા ચાલજો; અને એરણની ચોરીને સોયના દાનથી તો ફુલાઇ જતાજ નહિ, કે જેથી તમે આ લોકમાંથી ત્યાં જાઓ ત્યારે "દન દન ગોપાલ ને કર્મ કંગાલ" એવા ઇલકાબ અને દુર્દશા પામો નહિ ! !

કોઇ સ્વાર્થસાધુ એમ પણ કહે કે, "ત્યારે ભલે, અમે પણ દાનેશ્વરી થઇશું ! પણ તેવા થવાને માટે પ્રથમ અમારે પૈસાદાર તો થવુંજ જોઇએ ને ! જો પૈસો અમારી પાસે ઝાઝો ન હોય, તો પછી તમેજ કહો કે, પરોપકાર સમાજસેવા–દાનપુણ્ય, એવું તેવું અમે શાવડે કરીએ ? જુઓને, આ કાર્નેગી પણ પોતાના વારસને ધનનો સોમો ભાગ, તોયે લાખ–કરોડ તો આપીજ ગયાને ! માટે અમે પણ જો એવો વારસો સંતાનોને આપી શકીશું; અને તે છતાં પણ અમારી પાસે કરોડો વધેલા જોઈશું; તો અમે પણ જરૂર તેમની પેઠે તે ધનને 'વધારાનું' તથા 'દુનિયાનું' માનીશું, અને અમને પોતાને તેના માલિકને બદલે 'ટ્રસ્ટી' સમજીશું !"

પરંતુ લોભીલાલોનાજ એવા ઉંધા વિચાર હોઇ શકે !

આદર્શ ગેગેશ્વરો અને મહર્ષિઓની પદરજના પ્રતાપે આપણા ભારતવર્ષમાં તો પ્રાચીન સમયથી માંડીને અત્યારસુધી એવા એવા દિવ્યાત્મા અને દાનવીર પાકતાજ આવ્યા છે, કે જેમના જોટાજ દુર્લભ !

હમણાંજ "સૌરાષ્ટ્ર" કાર્યાલય તરફથી નીકળેલું મહર્ષિ દયાનંદ સરસ્વતીનું અસામાન્ય જીવનવૃત્તાંત એકવાર પણ જેમણે અવલોકયું હોય, તેમને સમજાયાવિના નજ રહે કે અબજો રૂપીઆનાં ધનદાન વધે; કે દેશની દુર્દશા જોઇને તેમની અપાર બુદ્ધિ, સ્પષ્ટ વાણી, પરમ શુભેચ્છકતા અને મહર્ષિતરીકેની નિષ્કામવૃત્તિ જે કાંઇ આપી ગઇ તે વધે ? પરમહંસ રામકૃષ્ણ, વિવેકાનંદ અને રામતીર્થનાં જ્ઞાનદાન; તથા કર્મનિષ્ઠ ગાંધીજી, દિવ્યધામવાસી દાસબાબુ અને કૈલાસવાસી તિલક મહારાજ જેવાની દેશસેવાઓ આગળ પહાડ જેટલાં સોનાચાંદીનાં દાન પણ તુલનામાં આવે ખરાં !

જુઓને રૂશના સમ્રાટ્ અને બીજા પણ કેટલાય કૂચ કરી ગયેલા બાદશાહો ! કાર્નેગી કરતાં સેંકડો–લાખો–ગણી રાજસંપત્તિના સ્વામી તેઓ બનવા છતાં પણ પ્રજામાં દુ:ખે–ભૂખે મરનારા લાખોકરોડો તરફ સાચી સહાનુભૂતિ જાગવાને બદલે લોભનીજ જ્વાળા તેમના હૃદયમાં એટલી બધી વધી ગયેલી કે બસ જાણે આખા જગતનેજ હોઇયાં કરી જઇયે ! વધુ મુલકોને તાબે કરે તેમ તેમ લોભની જ્વાળા તેમનામાં એવી વધતી ચાલે કે જાણે આગની શાંતિ અર્થે

વાસ્તેલજ હોમાતું હોય ! પૈસાદાર થયા પછીજ દાતા થવાની હોંશ રાખનારા તો અત્યારનાં પણ એવાં કેટલાંય રાજ્યોનું અને હજારો–લાખો–ધનવાનોનું વર્તન ( જો સ્વચ્છ નિરીક્ષણશક્તિ હશે તો ) જોઈ શકશેજ કે, એ ધોળા દિવસના જીવતાજાગતા લૂંટારાઓ જેમ જેમ તેમનાં ધન અને સત્તાદિ વધે તેમ તેમ તેમનાં લોભલાલચ શાંત થવાને બદલે ઉલટાં ઉછળતાં–ઉકળતાંજ ચાલે છે ! હવે બીજી તરફ ઉપર જણાવ્યા જેવા પરોપકારીઓની માત્ર તનમનનીજ સેવાઓ ધ્યાનમાં લેવાય, તો તરતજ સમજાય કે, અબજો રૂપિયા કરતાં પણ તે કેટલી બધી ચઢી જાય તેવી છે.

થોડાઘણા ધનવાનો રૂપીએ એકાદ આનો દાનપુણ્ય પાછળ ખર્ચવાને હિસાબે ભલે લાખો–કરોડો ખર્ચે તોપણ તે કાંઇ કર્મયોગ નથી; એ તો ધન-પ્રાપ્તિસાથે જોડાયલા પાપને ધોઈ કાઢવાનીજ વૃત્તિ છે. કેમકે ખર્ચવા કરતાં દશવીસગણું તો પોતાની માલિકીમાં બીજાઓના ભોગે અને કળવકળના જોગે ખેંચી લઇને પછી સ્વસંતાનોને મોજશોખવાળાં અને મૂર્ખ બનાવવા માટે તથા છેવટે ખાલી ખપ થઇ નર્કાવાસ તરફ સિધ[illegible]વા માટેજ શેઠસાહેબો તેમને આપી જવાના ને !

મહાશય કાર્નેગી, ઉપર જણાવ્યું તેમ મહાન વ્યાપારી અને ધનવાન બન્યા પછી કર્મયોગી પણ બની શકયા; એ કાંઇ મોટા વ્યાપારી કે ધનવાન થવાને લીધે નહિ; પણ પોતાને જન્મથી અને બચપણથી મળેલા રૂડા સંસ્કારો, ઉત્તમ વાંચન, વિશુદ્ધ ચારિત્ર્ય અને વિશુદ્ધ પરોપકારી બુદ્ધિને લીધેજ બની શકયા હતા. આ વાતની ખાત્રી આ પુસ્તકમાંના તેમના વૃત્તાંત ઉપરથી તથા ઉપર જણાવ્યું તેમ બીજા ઘણાખરા ધનિકોનાં વર્તમાન સ્વાર્થી જીવન જોવા ઉપરથી સહજે થશે. જો તેઓ કર્મયોગી ન બનતાં બીજાઓની પેઠે રૂપિયે એ ચાર પૈસા દાન કરનારા મોટા પૈસાદારજ રહ્યા હોત; તો તેમને હવે યાદ પણ કોણ કરવાનું હતું ! કેમકે એવા તો લાખો થયા ને ગયા !

મહાભારતમાં પાંડવોના યજ્ઞની છેવટે વર્ણવાયલું પેલા દિવ્યાત્માનું–નિર્ધન–ભૂખ્યા રંતિદેવનું અધશેર જેટલું અન્નદાન પણ જે સંયોગો વચ્ચે અને જે હૃદયથી અપાયું હતું; તેને લઇને "રાજસૂય યજ્ઞ" સાથેના કરોડોના દાન કરતાં પણ એટલા દાનને કેટલું બધું ચઢિયાતું કહેલું છે ! વળી એટલા બધા ખર્ચો છતાં પણ એ યજ્ઞની સાર્થકતાનો શંખ વાગી શકેલો નહિ, તે એક અંત્યજ સાચા સંતના મુખે અન્ન જવાથી વાગ્યો હતો ! આવા બનાવો હજારો વર્ષના જૂના હોવા છતાં પણ અહોભાગ્ય છે તે સંસ્કારી હિંદુ–સંતાનોનાં કે હજી પણ એવા બનાવો તેમની જીહ્વાપર તાજા બનાવની પેઠે રમી રહ્યા છે ! તત્ સત્ ૐ ! ૐ ! ૐ ! ! ! બાધક ચૈત્ર સંવત ૧૯૮૨

# ભાષાંતરકર્તાની પ્રસ્તાવના

અત્યંત ગરીબાઇમાં જીવન શરૂ કરી સ્વપ્રયત્નથીજ ઉદ્યોગ અને વ્યાપારમાં અસાધારણ વિજય મેળવી અમેરિકાના કોટયાધિપતિઓમાં ઘણુંજ ઉચ્ચ સ્થાન ભોગવનાર, વ્યાપારઉદ્યોગના સરદાર અને જગતના કલ્યાણકર્તાતરીકે પ્રસિદ્ધિને પામનાર તથા ધનાઢ્ય પુરુષોને ધનના સદ્વ્યયનો માર્ગ દર્શાવનાર, દાનવીર ઍન્ડ્રુ કાર્નેગીના 'કેટલાક લેખો અને ભાષણો' ગુર્જરપ્રજા સમક્ષ રજુ કરતાં રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીન એમણે પ્રસ્તાવનામાં જણાવ્યું છે, તેમ 'જે માણસો જાતમહેનતથી મોટા થયેલા હોય છે, તેમના અનુભવની વાતો ઉન્નત જીવન ગાળવા ઇચ્છતા સર્વ યુવકોમાટે અત્યંત બોધક, માર્ગ-દર્શક અને ઉપયોગી તથા પ્રોત્સાહક હોય છે.' આ દૃષ્ટિથી જોતાં ઍન્ડ્રુ કાર્નેગીનું આત્મવૃત્તાંત, [illegible] છૂટક લેખો કરતાં જનસમાજને વિશેષ ઉપ-યોગી થઇ પડે એમ [illegible]થી, 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' માટે મૂળ અંગ્રેજી ગ્રંથનું ભાષાંતર કરી આપવાની મારા એ પરમસ્નેહી તરફથી સૂચના મળતાં મેં તેમ કરવા ખુશીથી હા પાડી. આ પુસ્તક એ સૂચનાથી ઉદ્ભવેલા પ્રયાસના પરિણામરૂપ છે.

એક અજ્ઞાન છોકરો દુનિયાનો એક સૌથી ધનાઢ્ય પુરુષ કેવી રીતે થઇ શક્યો; ધંધામાં એકાગ્રતાપૂર્વક મચ્યો રહીને, હાથમાં લીધેલા ઉદ્યોગની વિવિધ રીતે ખીલવણી કરીને, મજુરવર્ગને સહકાર્ય કરવા ઉત્તેજિત કરીને અને પ્રમાણિકપણાને ચીવટપણે વળગી રહીને, તેણે દુનિયામાં એક સૌથી મોટા અને ફતેહમંદ કારખાનાની જમાવટ કેવી રીતે કરી, ધનાઢ્ય પુરુષોએ પોતાના વધારાના ધનને પવિત્ર થાપણસમાન ગણીને જનસમાજના કલ્યાણને માટે તેની વ્યવસ્થા કરી નાખવી જોઇએ, એવી મતલબના સિદ્ધાન્તોનું પ્રતિ-પાદન કરીને તથા પોતે તે પ્રમાણે વર્તીને તેણે ધનાઢ્ય પુરુષોની સમક્ષ કેવા ઉચ્ચ આદર્શ રજુ કર્યા છે—એ બધું, આ આત્મકથામાં યથાર્થ રીતે દર્શાવવામાં આવ્યું છે. ઍન્ડ્રુ કાર્નેગીએ લખેલા આત્મવૃત્તાંતને યોગ્ય સ્વરૂપમાં ગોઠવી પ્રસિદ્ધ કરનાર જૉન સી. વાન ડાઇક જણાવ્યું છે તેમ એ કથા અરેબિયન નાઇટ્સની અદ્ભુત વાર્તાઓ કરતાં પણ વિશેષ અદ્ભુત છે.

કયી જાતની પ્રબળ પ્રેરણાને વશ થઇને પોતે સંપાદન કરેલા અઢળક ધનના મોટા ભાગની વ્યવસ્થા તેમણે પોતાની હયાતીમાંજ કરી નાખી હતી, એ સમજવા માટે 'ધનના ધણીના ધર્મ'ના સંબંધના એમના વિચારો કેવા

હતા, તેનું નિરીક્ષણ કરવાની ખાસ અગત્ય છે. પોતે લખેલી આત્મકથામાં એ વિચારોનું પ્રદર્શન કરવામાં આત્મશ્લાઘાની છાયાનો ભાસ લાગવાથી કાર્નેગીએ તેમાં કોઈ ઠેકાણે એ વિચારો વ્યક્ત કર્યા નથી, તેથી તેમનાં બીજાં લખાણોમાંથી મેળવીને તેમનો સાર અત્રે આપવાનું યોગ્ય ધાર્યું છે.

'ગૉસ્પેલ ઑફ વૅલ્થ' એટલે 'દ્રવ્યમિમાંસા' અથવા 'દ્રવ્યનો સાચો સિદ્ધાંત' એ નામના લેખમાં તેમણે પ્રતિપાદન કર્યું છે, કે, "આ બધા ઉપરથી એમ ફલિત થાય છે કે, ધનાઢ્ય પુરુષોના ધર્મ આવા પ્રકારના છે; તેમણે ઉડાઉપણાનો અને આડંબરનો ત્યાગ કરીને નમ્ર અને સાદું જીવન ગાળવાનો દાખલો બેસાડવો; પોતાના ઉપર આધાર રાખનારા આપ્તજનો સંપન્નાવસ્થામાં રહી શકે, એવી જરૂર જેટલી મીલ્કત તેમને આપવી; અને તેમ કર્યાબાદ પોતાની પાસે જે વધારાની મીલ્કત રહે તેનો જનસમાજનું કલ્યાણ થાય એવી રીતે ઉપયોગ કરવા આપણે બંધાયલા છીએ અને એ હેતુથીજ એક પવિત્ર થાપણ તરીકે એ ધન આપણને સોંપવામાં આવ્યું છે. એમ તેમણે ગણવું જોઇએ—એ રીતે પોતાનાથી ઓછા નસીબવાન મનુષ્યોનો પોતે ટ્રસ્ટી અને વહીવટ કરનાર છે, એમ ધનાઢ્ય પુરુષે માનવું તથા વર્તવું જોઇએ."

કાર્નેગી ચોક્કસપણે માનતો કે, 'યુવકને મોટામાં મોટો વારસો દરિદ્રતાનોજ હોઇ શકે; એમાંથીજ સઘળું સારું અને મોટું ઉદ્ભવે છે. જેને દરિદ્રતાની ઉત્તેજક શાળામાં ઉછરવાનો અને કેળવણી લેવાનો લાભ મળ્યો નહિ હોય, તેવા માણસનું નામ દુનિયાના અમર માણસોની યાદીમાં ભાગ્યેજ જોવામાં આવે છે. જે ગુણો નીતિનાં, બુદ્ધિનાં કે બીજા કોઈ વિષયનાં ઉચ્ચતમ કાર્યો સાધે છે, તે ગુણો ઉપર વારસામાં મળેલા ધનના જેવી શક્તિહીન બનાવનારી ઝેરી અસર બીજી કોઇ વસ્તુથી થતી નથી.' આથી તે એવા નિશ્ચય ઉપર આવ્યો હતો કે, પોતાના વારસોને અને પોતાના ઉપર આધાર રાખનારા બીજા માણસોને તેમનો સારી રીતે નિભાવ થાય, તેમના દહાડા સુખમાં જાય એથી વિશેષ રકમ વારસામાં આપવી એ ધનનો ડહાપણભરેલો ઉપયોગ ગણાય નહિ. તેમણે તો એટલે સુધી નિશ્ચય કર્યો હતો કે, "મારી વાત કોઇને રુચશે નહિ; બાકી, જો એક એવો કાયદો કરવામાં આવે કે, સારી કેળવણી અને સુંદર તંદુરસ્ત શરીર, એ બે સિવાય કોઇને વારસામાં બીજી એક પણ વસ્તુ મળે નહિ, તો બીજેજ દહાડે દુનિયાના બધા માણસો સુધરી જાય." "કોટ્યાધિપતિ પિતા દીકરાને કે દીકરીને વારસામાં પોતાનું ધન આપવામાં તેનું હિત વિચારતો નથી, પણ આપવડાઇમાટેજ તે તેમને ધનનો વારસો આપે છે. ધનનો આવો ઉપયોગ કરવાનું કારણ સંતતી ઉપરનો

સ્નેહ નથી; પણ પોતાનાં ગુણગાન છે." "યુવકો અને યુવતીઓને વારસામાં કરોડો રૂપિયાની સર્વશક્તિમાન સંપત્તિ આપવી, એ મોટામાં મોટા શાપ આપવા બરાબર છે."

કાર્નેગીના મત પ્રમાણે વારસોને ધનનો વારસો આપવો એ જેમ ધનનો ડહાપણભરેલો ઉપયોગ કહેવાય નહિ, તેવીજ રીતે "જ્યારે પોતાના ધનને ત્યજીને જવાનો સમય થાય છે, ત્યારે સાર્વજનિક સંસ્થાઓમાં પોતાનું ધન વસિયતનામા મારફતે આપવું એમાં પણ કંઇ કલ્યાણ કે શોભા નથી; કારણ-કે એ ધન બળાત્કારે છોડયું કહેવાય. જે ધન રાજીખુશીથી પોતાની હયાતીમાં અપાય નહિ, પણ યમનું તેડું આવે ત્યારે નાછુટકે અપાય, તે બક્ષીસ કહેવાય નહિ; અર્થાત્ ધનનો આવો ઉપયોગ જનસમાજને હાનિકર્તા તો નથી, પણ તે ધન મુકી જનારાને માનપ્રદ નથી. વસિયતનામાથી આપેલી સખાવતોની વારંવાર થતી નિષ્ફળતા, અને તેની પાછળ ચાલતી તકરારો તથા તેમનો વખતોવખત થતો દુરુપયોગ, એ બધું જોતાં દૈવ તેમના ઉપર અમીદૃષ્ટિથી જોતા નથી એમ સિદ્ધ થાય છે. તેથી મેં ઘણીવાર કહ્યું છે છતાં ફરીથી કહું છું કે, જે માણસ પોતાની પાસે કરોડો રૂપિયા રાખી મરી જાય તેની અપકીર્તિ થવાનો સમય હવે નજીક આવ્યો છે."

વળી 'કોટયાધીશો ધનપ્રાપ્તિમાટે જેટલું એકાગ્ર ચિત્તથી ધ્યાન આપે છે, તેટલુંજ ધ્યાન સખાવતોમાં આપેલી રકમોની વ્યવસ્થા ઉપર તેમણે પોતાની હયાતીમાંજ આપવાની જરૂર છે.'

અર્થાત્ ધનાઢય પુરુષે પોતાનું ધન પોતાની હયાતીમાંજ વાપરી નાખવું જોઇએ; પણ તે કેવી રીતે વાપરવું તેના સંબંધમાં પણ કાર્નેગીએ ચોક્કસ સિદ્ધાંતો નક્કી કર્યા હતા.

"જેઓ પોતે પોતાને મદદ કરે અર્થાત્ જેઓ સ્વાશ્રયી હોય, તેમનેજ મદદ કરવાનો ઉદ્દેશ રાખવો જોઇએ. જેઓ સ્વાશ્રયી નથી તેમને મદદ કરવી પણ વ્યર્થ છે. જે માણસ દાદરપર ચઢવાને પોતે જરાપણ મહેનત કરતો નથી, તેને તમે ટેકો આપી ઉંચે ચઢાવી શકવાના નથી. તમે તેને ટેકો આપવાનો બંધ કરશો કે તરતજ તે પડશે અને તેને વાગશે એ વધારામાં. જેમને સુધરવાની ઇચ્છા છે, તેઓ સુધરી શકે તે માટે તેમને થોડાં સાધનો પૂરાં પાડવાં. (બધાં નહિ). જેઓ ઉન્નત થવા ઇચ્છે, તેમને એવી મદદ આપવી, કે જેથી તેઓ ઉન્નત થઇ શકે. થોડી મદદ કરવી, પણ તે મદદરૂપેજ. પોતાની ગાંઠનું કંઇ પણ વાપરવું ન પડે, એવી રીતે જોઇતી તમામ સામગ્રી કદી આપી દેવી નહિ. દાન કરવાથી કોઇ વ્યક્તિ કે સમાજ

સુધરે એવી આશા કદી રાખશો નહિ. જેઓ મદદને ખરેખર પાત્ર હોય છે, તે પૈકી કોઇકનેજ મદદની જરૂર પડે છે." "પોતાની પાસેનું વધારાનું ધન એક થાપણરૂપે છે. એ સિદ્ધાંત જે કરોડપતિને માન્ય હોય, તેણે ધનનો સદુપયોગ કરવાના સંબંધમાં પહેલી વાત એ યાદ રાખવાની છે કે, જે કાર્યોને માટે એ દ્રવ્ય ખર્ચાય, તેમની અસર મદદ મેળવનારને નિરાધાર બનાવવાની કે તેની અધોગતિ કરાવનારી નિવડવી જોઇએ નહિ. એ ધનનો વહીવટ એવો થવો જોઇએ, કે જેને લીધે ઉન્નત અવસ્થાએ પહોંચવાની મહત્ત્વાકાંક્ષા ધરાવનારા કે તે અર્થે પ્રયાસ આદરી રહેલા સમાજના સર્વોત્તમ ગરીબોને આત્મ-સુધારણાના પ્રયત્નોમાં પ્રોત્સાહન અને બળ મળે."

જે કાર્યને લીધે કાર્નેગીનું નામ દુનિયા ઉપરના સઘળા દેશોમાં સુપ્રસિદ્ધ થયું છે તે, સાર્વજનિક પુસ્તકાલયો માટે મકાનો બંધાવી આપવાને લગતું છે. કોઇ ગામ કે સમાજને આપવા જેવી સર્વોત્તમ બક્ષીસ કયી છે? એ પ્રશ્નના જવાબમાં કાર્નેગીએ જણાવ્યું છે કે 'મફત સાર્વજનિક પુસ્તકાલય' એ સઘળી બક્ષીસોમાં અગ્રસ્થાન ભોગવે છે—પણ શરત માત્ર એટલી કે, ગામના લોકોએ કે સમાજે એ પુસ્તકાલયને ગામની સાર્વજનિક મીલ્કત ગણી સાર્વજનિક શાળાની માફક તેને નિભાવવાનું—તેનું ચાલુ ખર્ચ પૂરૂં પાડવાનું—માથે લેવું જોઇએ. તે કહેતા કેઃ—'વાંચનનો શોખ એ જીવનનો સૌથી મૂલ્યવાન હલ્લો છે. મજુરવર્ગને વધારે ડૉલર મળે તેના કરતાં તેમનામાં એ શોખ ઉત્પન્ન થાય, તેને માટે હું વધારે પ્રયાસ આદરૂં. જે માણસ લાઇબ્રેરીમાં પગ મૂકે છે, તે દુનિયા ઉપરના સર્વોત્તમ સત્સંગમાં પ્રવેશ કરે છે. દુનિયાના શ્રેષ્ઠ અને સર્વોત્તમ માણસો તેને આવકાર આપે છે; અને તેના દાસ થઇ રહેવા નમ્રભાવે વિનવણી કરે છે; અને જો તે પોતાની આવકમાંથી જરાપણ ફાળો તેના નિભાવપેટે આપતો હોય છે તો તેનામાં અગાઉના કરતાં વધારે માણસાઇનો સંચાર થાય છે.'

સ્વાશ્રયના સિદ્ધાંત ઉપર કાર્નેગીની અચળ શ્રદ્ધા હતી; અને પુસ્તકાલયો દરેક વ્યક્તિમાં સ્વાશ્રયના અને સહકારના ગુણો ખીલવે છે, કારણ કે 'જેઓ પોતે પ્રયત્ન ન કરે તેમને પુસ્તકાલય કંઇપણ જ્ઞાન આપતું નથી. જેઓ પોતે પોતાને સહાય કરે છે તેમનેજ પુસ્તકાલય સહાય કરે છે. મહત્ત્વાકાંક્ષી પુરુષોને પુસ્તકાલયો અતિશય મદદ કરે છે અને દુનિયાના મોટા ખજાનાનાં દ્વાર તેમને માટે ખુલ્લાં મૂકે છે. વળી વાંચનનો શોખ હલકા પ્રકારના શોખને હાંકી કાઢે છે.'

કાર્નેગીએ પોતાની સખાવતોમાં પુસ્તકાલયોને સૌથી પ્રથમ સ્થાન કેમ

આપ્યું તથા પુસ્તકાલયોનાં મકાનો બંધાવી આપવામાં તેણે અઢળક દ્રવ્ય કેમ ખર્ચ્યું, તેનો ખુલાસો તેની ઉપર મુજબની મનોવૃત્તિમાંથી મળી આવે છે.

પુસ્તકાલયોમાટે જોઇતી જગ્યા જે તે ગામ અગર શહેરના લોકો તરફથી આપવામાં આવતી અને તે સંસ્થાને નિભાવવાનો બોજો પણ તેમને શિર રહેતો. કાર્નેગી પોતે મકાન બંધાવી આપી જોઇતાં પુસ્તકો વગેરે આપવાનો વહીવટ રાખતો. આથી લોકોને તેવી સંસ્થામાં રસ લેવાની જરૂર પડતી અને તેને નિભાવવાની જોખમદારી વહોરવી પડતી. વળી તેને લીધે સમાજની દરેક વ્યક્તિ લાઇબ્રેરી ઉપર માલકીપણાનો હક ધરાવી શકતી અને કાર્નેગીના શબ્દોમાં 'તેમાંથી સખાવતનો અંશ નાબુદ થતો.'

કાર્નેગીની બીજી સખાવતોનો ઉદ્દેશ કેળવણીદ્વારા મનુષ્યજાતિનું કલ્યાણ સાધનારી સંસ્થાઓ સ્થાપવાનો અગર જૂની સંસ્થાઓને વધારે ઉપયોગી બનાવવાનો હતો. આથી કરીને જે જે પ્રવૃત્તિઓથી પોતાના જાતભાઇઓનું વધારેમાં વધારે કલ્યાણ થઇ શકે એમ તેને જણાયું, તે તે પ્રવૃત્તિઓમાં તેણે ઉદાર હાથે મદદ કરી છે. તેણે વૉશિંગ્ટન અને પિટ્સબર્ગ ખાતે મોટી વિદ્યાપીઠો સ્થાપી છે; એટલુંજ નહિ પણ યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડામાં જ્ઞાન અને કેળવણીનો પ્રચાર કરવા અર્થે તથા મનુષ્યજીવનની ઉંચામાં ઉંચી ભાવનાઓ અને ઉદ્દેશોને સાર્થક કરે તેવાં કાર્યોમાં ખર્ચવા અર્થે ન્યુયૉર્કના 'કાર્નેગી કૉરપોરેશન' નામની સંસ્થાના ટ્રસ્ટીઓને સાડાબાર કરોડ ડૉલરનું ટ્રસ્ટફંડ સોંપ્યું છે; અને આગળ જણાવ્યા મુજબ વસિયતનામા મારફતે વ્યવસ્થા કરતાં વધેલી તમામ મીલ્કત પણ તેણે આ સંસ્થાને અર્પણ કરી છે.

કાર્નેગીએ સ્થાપેલાં તમામ ટ્રસ્ટફંડના સંબંધમાં મુકરર કરવામાં આવેલી યોજનાઓની મુખ્ય ખુબી એ છે કે, તેનો વહીવટ કરવા નિમેલા ટ્રસ્ટીઓને સદરહુ ફંડના ઉત્પન્નની વ્યવસ્થા કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપેલી હોય છે. આવી રીતની જનકલ્યાણકારી અનેક સંસ્થાઓ સ્થાપીને તથા બીજી રીતની સખાવતો મારફતે કાર્નેગીએ કેટલું દ્રવ્ય ખર્ચ્યું હતું, તે આત્મશ્લાઘાના દોષમાંથી મુક્ત રહેવાની નેમથી પોતાની આત્મકથામાં તેણે પૂરેપૂરૂં જણાવ્યું નથી, તેથી એને લગતી સંપૂર્ણ વીગત બીજા એક પુસ્તકમાંથી મેળવીને આ પુસ્તકની છેવટે પરિશિષ્ટ अ માં આપેલી છે.

કાર્નેગીની સખાવતો કેવું સુંદર અને જનસમાજને લાભકારક કામ કરી રહી છે, તે જાણવામાટે માત્ર એકજ દૃષ્ટાંત બસ છે. પોતાના વતન ડન્ફર્મલાઇનના રહીશોનાં જીવનને ઉજ્જવળ અને સુખમય બનાવવાના ઉદ્દેશથી તેણે તેમને પિટનક્રિફની ઉદ્યાન અને કુંજ મૂળ માલીક પાસેથી ખરીદી લઇ

અર્પણ કરવા ઉપરાંત પાંચ ટકાના વ્યાજનાં પાચલાખ પૌંડનાં બૉન્ડ અર્પણ કર્યાં હતાં અને એ રકમનો ટ્રસ્ટીઓના હાથથી સારો ઉપયોગ થતો જોઇ પાછળથી તેમાં બીજા સવાલાખ પૌંડ ઉમેર્યા હતા. બાગ અને કુંજને અનેક રીતે આકર્ષક અને આહ્‌લાદક બનાવવા ઉપરાંત તેમાં ટ્રસ્ટીઓએ લોકોને સંગીતનો લાભ મળે એવી પણ યોજના કરી છે. તે ઉપરાંત જુજ ફી લઇ વખતોવખત સંગીતના જલસા કરવામાં આવે છે, પ્રજામાં સંગીતનો શોખ ઉત્પન્ન કરવા માટે સંગીતશાળા સ્થાપવામાં આવી છે અને સ્થાનિક સંગીતમંડળીઓને આર્થિક મદદના સ્વરૂપનું ઉત્તેજન આપવામાં આવે છે. પ્રાથમિક શાળાઓમાં પણ સંગીતનું શિક્ષણ આપવાની અનુકૂળતા કરી આપવામાં આવી છે. લોકોને જ્ઞાન સાથે વિનોદનાં સાધન પૂરાં પાડવા માટે શહેરના જૂદા જૂદા વિભાગમાં પુસ્તકાલયો, વાંચનાલયો અને રમતગમતના અખાડા સાથેની અનેક સંસ્થાઓ સ્થાપવામાં આવી છે.

ટ્રસ્ટીઓ ઉછરતી પ્રજાનું કલ્યાણ સાધવાની ખાસ કાળજી રાખે છે. તેમણે શહેરમાં જરૂરમુજબની વ્યાયામશાળાઓ સ્થાપવા ઉપરાંત તરતાં શીખવા માટે તથા નહાવાધોવામાટે હમામખાનાં અને સ્નાનાગાર બંધાવ્યાં છે. આવાં સાધનો મારફતે બાળકોની શરીરસંપત્તિ સુધારવાની ખાસ યોજનાઓ કરવામાં આવી છે તથા નાજુક બાંધાનાં અને ખોડીલાં બાળકો માટે ખાસ વૈદકીય યોજના કરવા ઉપરાંત, વિદ્યાર્થીઓની સમક્ષ દર્દીઓની તપાસ તથા સારવાર કરીને તેમને દવાદારૂ અને વાઢકાપ શીખવવાની શાળાઓ સ્થાપવામાં આવી છે. વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરવા માટે સ્થાનિક શાળાઓને પણ પૈસાની મદદ આપવામાં આવે છે.

નબળા બાંધાનાં અને ગરીબ માબાપનાં છોકરાં તહેવારના દિવસો આનંદ અને વિનોદ સાથે ગાળી શકે તે માટેનાં વિનોદાલયો સ્થાપવામાં આવ્યાં છે. ત્યાં તેમને રમતનાં સાધનો ઉપરાંત પૂરતો પૌષ્ટિક ખોરાક અને સ્વચ્છ તાજી હવાનો લાભ મળે તેવી સુંદર યોજના કરવામાં આવેલી હોય છે.

વ્યાયામ, કુસ્તી અને કવાયત શીખવનારા શિક્ષકો તૈયાર કરવા માટે એક નમુનેદાર કૉલેજ સ્થાપવામાં આવી છે.

માનસિક કેળવણી આપનારી સંસ્થાઓ સ્થાપવા ઉપરાંત ટ્રસ્ટીઓએ ધંધાનું શિક્ષણ આપનારી ઉદ્યોગશાળાઓ પણ સ્થાપી છે. ત્યાં વણાટકામ, કોતરકામ, નકશીનું કામ, ગુંથણ, શીવણ, ભરતકામ, મીનાકારી કામ તથા ચિત્રકામ વગેરે જૂદી જૂદી કળાઓનાં શિક્ષણ આપવાની યોજના કરવામાં આવી છે. વળી ખાસ શિક્ષકો રોકીને બગીચા બનાવવાનું તથા ફળફૂલના

છોડ અને રોપા ઉછેરવાનું શિક્ષણ આપવા ઉપરાંત, બગીચાના સુંદર ક્યારા તૈયાર કરનારને તેમજ ઉત્તમ ફૂલ ઉગાડનારને ઇનામ આપી તથા ફળફૂલ અને સુંદર છોડનાં પ્રદર્શન ભરીને ઘર આગળ બગીચા બનાવવાના કામને પણ ઉત્તેજન આપવામાં આવે છે. આવી અનેક પ્રવૃત્તિઓમારફતે ડન્ફર્મ-લાઇન ઘણી રીતે સુધરી ગયું છે. કાર્નેગીની એકે એક સખાવત આ પ્રમાણે જનસમાજનું અનેકવિધ કલ્યાણ કરી રહી છે. કાર્નેગી કૉરપોરેશનના ટ્રસ્ટી-ઓને હસ્તક સોંપવામા આવેલું જંગી ફંડ એક અખૂટ ઝરા માફક કેળવણીની અનેક સંસ્થાઓને નિરંતર પોષણ આપી રહ્યું છે. કાર્નેગીની સખાવતો કેવું કલ્યાણકારી કાર્ય કરી રહી છે, તેનું સવિસ્તર વર્ણન તેના ટ્રસ્ટીઓ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલા 'એ મૅન્યુઅલ ઑન ધી પબ્લીક બૅનિફૅકશન્સ ઑફ એન્ડ્રુ કાર્નેગી'એ નામના પુસ્તકમાં આપવામાં આવેલું છે.

કાર્નેગીની આત્મકથા પણ ભારે ખ્યાતિને પામેલી છે. તેના સંબંધમાં તેની પત્નીએ જણાવ્યું છે કે, અમેરિકાના અને ગ્રેટબ્રિટનની અંદરના સ્નેહાળ મિત્રોના આગ્રહપૂર્વક દબાણને વશ થઇને તેમણે ધંધામાંથી નિવૃત્ત થયા બાદ ફુરસદના વખતમાં પોતાની આત્મકથા લખવાનું શરૂ કર્યું હતું. એ દંપતી ઉન્હાળાનો સમય પોતાના એક નિવૃત્તિનિવાસમાં ગાળતાં હતાં અને ત્યાંજ કાર્નેગી પોતાની આત્મકથા અનુકૂળતાએ લખતા. ૧૯૧૪ ના જુલાઇ માસમાં તે આ કાર્યમાં પ્રવૃત્ત થયા હતા; એટલામાં લડાઇનાં વાદળાં એકત્ર થવા લાગ્યાં અને ઑગસ્ટની ૪ થી ના દુઃખદ વર્તમાન મળતાં પરિસ્થિતિની સાથે નિકટના સંબંધમાં રહેવાના લોભને વશ થઇને તે, સ્કીબોના કિલ્લામાં રહેવા ગયા હતા.

આખી દુનિયા ઉપર ગુજરેલી આફતે તેમના કોમળ પ્રેમાળ હૃદય ઉપર સખ્ત આઘાત કર્યો અને તે અકાળિક વૃદ્ધાવસ્થામાં પટકાઇ પડયા. તે અડગ આશાવાદી હતા. પોતાના પ્રિય મનોરથોને વિફળ થતા દેખીને પણ તે અમર આશાનો ત્યાગ કરી શકતા નહિ; પણ પેલી પ્રચંડ જાદવાસ્થલીને દેખી તેમની દુનિયા ઉપરથી લડાઈનું નામનિશાન નાબુદ કરવાની આકાંક્ષા અલોપ થઇ અને તેની સાથે તે છેક હતાશ થઇ ગયા. સખ્ત પ્રકારના ઇન્ફ્લુએન્ઝાના હુમલામાંથી ઉઠયા બાદ તે બે વખત સન્નિપાત જ્વરના સપાટામાં સપડાયા અને તેને લીધે તે એકદમ વૃદ્ધ થઇ ગયા.

કાર્નેગીની આત્મકથા એકાએક અટકી પડી છે તેનું કારણ આ છે. લડાઈ સળગ્યા પછી એમનો જીવ ખાનગી કાર્યમાં કોઇ રીતે પરોવાયોજ નહોતો. લખાણની પ્રવૃત્તિમાં ત્યાર પછીથી તે પડી શકયાજ નહોતા. ૧૯૧૯ના ઑગસ્ટની ૧૧ મી તારીખે ચોર્યાસીમા વર્ષમાં લૅનોક્ષ ખાતેના નિવૃત્તિનિવાસ-

માં તેમણે શાંતિથી આ દુનિયાનો ત્યાગ કર્યો હતો.

આવા સત્પુરુષની કથા અનુવાદિત કરવાની મને સૂચના અને તક આપવા બદલ મારા પરમ સ્નેહી રા. મોતીભાઇપ્રત્યે તથા સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય સંસ્થાના ચાલક સ્વામીશ્રીપ્રત્યે આ સ્થળે હું આભારની લાગણી પ્રદાશત કરી ભાષાંતર કરવામાં રહેલી ખામીઓ વાચકવર્ગ દરગુજર કરશે એવી આશા રાખી વિરમું છું.

ઉમરેઠ
તા-૧૬-૨-૧૯૨૬

જીવાભાઈ રેવાભાઈ પટેલ
ભાષાંતરકર્તા

# કાર્નેગીનાં પત્નીની પ્રસ્તાવના

ધંધામાંથી નિવૃત્ત થયા પછીથી મારા પતિએ અહીંના તેમજ ગ્રેટબ્રિટનમાંના મત્રોના આગ્રહને વશ થઇને, પોતાના આગલા જીવનનાં સ્મરણોની નોંધ કરવા માંડી; પણ ધંધામાંથી ફારગ થવાથી એમણે જે નિવૃત્તિની અપેક્ષા રાખી હતી, તેને બદલે તેમનું જીવન અગાઉના કરતાં વધારે જંજાળી અને પ્રવૃત્તિમય થયું હતું; અને તેથી તેમને લખાણનું કામ સ્કૉટલૅન્ડમાં ગાળવામાં આવતા ગમ્મતના અને નવરાશના દિવસો ઉપર મુલત્વી રાખવું પડતું. દરવર્ષે ઉનાળાના કેટલાક દિવસો અમે ઑલ્ટનગરમાં સાદું જીવન ગાળવામાં પસાર કરતાં, એટલે મારા પતિએ લખાણનું ઘણું ખરૂં કામ ત્યાંજ કર્યું હતું. જૂનાં સ્મરણો ટપકાવવામાં એમને ઘણી મઝા પડતી, એટલે પાછલા જીવનનું લખાણ કરતી વખતે એ જીવન જાણે ફરીથી જીવતા હોય એમ એમને લાગતું. ઇ. સ. ૧૯૧૪ માં એ આ કાર્યમાં રોકાયા હતા, એટલામાં લડાઈનાં વાદળાં આકાશમાં ભેગાં થવા લાગ્યાં અને આખરે ચોથી ઑગસ્ટના ભયંકર વર્તમાન સાંભળતાં, વસ્તુસ્થિતિની સાથે વધારે નિકટના સંબંધમાં રહેવાને માટે અમે અમારો નિવૃત્તિનિવાસ છોડી સ્કિબો ખાતે આવીને રહ્યાં.

પણ લખાણ તો એટલેથી અટક્યું. ત્યારપછીથી ખાનગી કામકાજમાં એમનો જીવ પરોવાતોજ નહિ. લખાણ આગળ ચલાવવાનો એમણે ઘણી વખત પ્રયાસ કરી જોયો, પણ એ પ્રયાસ નિરર્થક નિવડ્યો. ત્યાંસુધી એ મધ્યમ વયના પુરુષના જેવું જીવન ગુજારતા હતા—એ દરરોજ 'ગૉલ્ફ'ની રમત રમતા, માછલાનો શિકાર કરતા અને તરતા; અને કોઇકોઇ વખત એક દિવસમાં એ ત્રણે વાનાં કરતા. એ જો કે હમેશાં આશાવાદી રહેતા અને એમની આશા નિરાશામાં ફેરવાઈ જતી, છતાં પણ આશા છોડતા નહિ; પણ દુનિયા ઉપર ગુજરેલા

સીતમ આગળ એમનો આશાવાદ ટકી શક્યા નહિ. એ છેક હતાશ થઈ ગયા અને એમના સંતાપનો પાર રહ્યો નહિ. એક વખત ઈન્ફ્લુએન્ઝાના સખત ઝપાટામાં સપડાયા બાદ, એ વખત સન્નિપાતજ્વરના ભોગ થઈ પડતાં, એ અકાળ વૃદ્ધાવસ્થાના ભોગ થઈ પડ્યા.

કાર્નેગીના પહેલાં–થોડા મહિના અગાઉ આ દુનિયા છોડી ચાલ્યા ગએલા એમના એક સમકાલીન પુરુષના સંબંધમાં એમ કહેવામાં આવ્યું છે કે, 'એ કોઈ વખત વૃદ્ધાવસ્થાનો બોજો સહન કરી શકત નહિ!' કાર્નેગીના જીવનની સાથે નિકટનો સંબંધ ધરાવનારાં માણસોને એમના જીવનનો સૌથી પ્રોત્સાહક ભાગ એમણે પોતાની 'વૃદ્ધાવસ્થાનો બોજો' જે રીતે સહન કર્યો હતો તે છે. એ મૂળથીજ ધૈર્યશીલ, વિવેકી, આનંદી અને ખુશમિજાજી હતા; ગમે તેવી નજીવી સેવાબદલ પણ તે આભાર માનવાનું ચૂકતા નહિ. એ પોતાની જાતનો કદી વિચાર કરતા નહિ, પણ દુનિયામાટે સોનાના સૂરજ ક્યારે ઉગશે, એની નિરંતર વાટ જોયાં કરતા; એ રીતે એમનો જીવાત્મા વધારે અને વધારે ઉન્નત અવસ્થાને પ્રાપ્ત થતો ગયો, તે એટલે સુધી કે આખરે ઈશ્વરે એને પોતાની પાસે લઈ લીધો.

એમના હસ્તલિખિત પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર આ પ્રમાણેના શબ્દો હતાઃ– "સંભવિત છે કે, આ સ્મરણોમાંથી લોકોને વાંચવાનું ગમે એવું એક નાનું પુસ્તક અને મારા આપ્તવર્ગને પસંદ પડે એવું એક મોટું પુસ્તક તૈયાર કરવા જેવી સામગ્રી મળી આવશે. આમાંનું કેટલુંક લખાણ મારા ધારવા પ્રમાણે બાતલ રાખવું પડશે. જે કોઈ આ નોંધોને વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવવાનું કાર્ય ઉપાડી લે, તેણે જાહેર પ્રજાને રુચે તેથી વધારે વિગતો બહાર નહિ પાડવાની કાળજી રાખવી. (હૃદય અને મગજ–સદ્‌ભાવ અને બુદ્ધિ) બન્ને ધરાવતો હોય, એવા માણસનેજ પસંદ કરવો જોઇએ."

આ વર્ણન અમારા મિત્ર પ્રૉફેસર જૉન સી. વાન ડાઈકના કરતાં બીજા કોને વધારે લાગુ પડે એવું છે? જ્યારે એ નોંધપોથી એમને બતાવવામાં આવી, ત્યારે કાર્નેગીની સૂચના વાંચ્યા વગરજ તેમણે કહ્યું, આ લખાણને પ્રસિદ્ધ કરવા જેવા સ્વરૂપમાં ગોઠવવું, એ 'કપુરનું વૈતરૂં કરવા સમાન છે!' આ પ્રમાણે એમની પસંદગી એકતરફી નહોતી અને જે રીતે એમણે એ 'વૈતરૂં' કર્યું છે, તે ઉપરથી પસંદગી કેવી ડહાપણભરેલી હતી, એ પૂરવાર થાય છે. એ પસંદગી ક્વચિતજ જોવામાં આવતી ઉત્તમ પ્રકારની મૈત્રીના નામથી કરવામાં આવી હતી.

ન્યુયૉર્ક
૧૬ મી એપ્રીલ ૧૯૨૦

લુઈઝી વ્હિટફીલ્ડ કાર્નેગી

# અનુક્રમણિકા



જન્મ : સન ૧૮૩૭ ] દાનવીર ઍન્ડ્રુ કાર્નેગી [ અવસાન : સન ૧૯૨૧



# दानवीर कार्नेगी

## એમનું આત્મવૃત્તાન્ત

## પ્રકરણ ૧ લું

### માબાપ અને બાલ્યાવસ્થા



એક શાણા પુરુષે કહ્યું છે, કે ગમે તે મનુષ્યના જીવનવૃત્તાંતનું જો તેના યથાર્થ સ્વરૂપમાં નિરૂપણ કરવામાં આવે, તો તે વાંચનારને આનંદ આપનારૂં થઈ પડયાવગર રહેતું નથી. આ વાત જો ખરી હોય તો, મારા જે સગા અને અંગત મિત્રોએ મારૂં જીવનવૃત્તાંત કહેવા મને આગ્રહ કર્યો છે, તેમને મારી આ આત્મકથા વાંચી બહુ નિરાશ થવાનો પ્રસંગ નહિ આવે. હું મારી જાતને આટલું આશ્વાસન તો અવસ્ય આપી શકું છું કે, આવી વાર્તામાં, કંઇ નહિ તો જે લોકો મને પૂરેપૂરો પિછાની શક્યા છે, તેમને તો રસ પડવોજ જોઇએ અને આ પ્રતીતિથી મને મારા કાર્યમાં આગળ વધવાને પ્રોત્સાહન મળશે.

પિટ્સબર્ગવાળા મારા મિત્ર ન્યાયમૂર્તિ મેલને કેટલાંક વર્ષ ઉપર લખેલા આવી જાતના પુસ્તકથી મને એટલો બધો આનંદ થયો હતો કે, ઉપર મેં જે શાણા પુરુષનો અભિપ્રાય ટાંકયો છે, તેની સાથે મળતા થવાની મને વૃત્તિ થઇ આવે છે; કારણ કે બેશક, એ ન્યાયમૂર્તિએ જે આત્મકથા કહી છે, તે તેમના મિત્રોને અપૂર્વ આનંદ આપનારૂં સાધન થઈ પડી છે; એટલુંજ નહિ, પણ વધારામાં તે તેમનાં ભાવી કુટુંબીજનો ઉપર સારૂં જીવન ગાળવાની સચોટ અસર કર્યાં કરશે. આગળ વધીને હું એમ પણ કહી શકું છું કે,

મના આપ્તવર્ગસિવાય અન્ય પુરુષોને પણ એ જીવનવૃત્તાંત વાચનનું એક પ્રિય પુસ્તક થઇ પડ્યું છે. સદર પુસ્તકમાં એક કિંમતી અંશ રહેલો છે–તેમાં લેખક પોતાના ખરા વાસ્તવ સ્વરૂપમાં પ્રગટ થાય છે. માત્ર આપ્તવર્ગને ઉદ્દેશીને લખાયલું હોવાથી તેમાં બહારની દુનીઆનું ધ્યાન ખેંચવાનો ઈરાદો બીલકુલ રાખવામાં આવ્યો નહોતો. હું પણ મારી આત્મકથા તેવીજ રીતે કહેવા માગું છું. જનસમૂહનું ધ્યાન ખેંચવામાટે હું ટાપટીપ કરીને બેઠો હોઉં તેવી રીતનું નહિ, પણ મારા પોતાનાજ બંધુવર્ગ અને મિત્રમંડળની વચમાં બેઠો હોઉં તેવી રીતનું, હું મારૂં ચિત્ર દોરવા માગું છું. મારૂં એ મંડળ વિશ્વાસપાત્ર અને ઈમાનદાર હોવાથી તેની સમક્ષ હું સંપૂર્ણ છૂટથી બોલી શકીશ; કેમકે મને ખાત્રી છે કે, મારા જીવનના ક્ષુદ્ર પ્રસંગો પણ તેમની દૃષ્ટિએ તો તદ્દન રસવગરના–નિર્માલ્ય–નહિજ લાગે.

ત્યારે હવે શરૂઆત કરતાં મારે જણાવવાનું કે, મારો જન્મ ઈ૦ સ૦ ૧૮૩૫ ના નવેમ્બર માસની ૨૫ મી તારીખે સ્કૉટલૅન્ડના ડન્ફર્મલાઇન શહેરમાં મુડીસ્ટ્રીટ અને પ્રાયરીલેન, એ બે મહોલ્લાના ખુણા આગળ આવેલા એક મજલાવાળા એક નાના મકાનના કાતરીઆમાં થયો હતો. મારાં માબાપ ગરીબ પણ પ્રમાણિક હતાં અને મારાં સગાંવહાલાં ભલાં હતાં. ડન્ફર્મલાઇન શહેર સ્કૉટલૅન્ડમાં રેશમી ફુલેવાર કાપડના વેપારના કેન્દ્રસ્થાનતરીકે લાંબી મુદતથી પંકાયલું હતું. મારા પિતા વિલિયમ કાર્નેગી એક વણકરતરીકે રેશમી ફુલેવાર કાપડ વણવાનો ધંધો કરતા હતા. મારા દાદાનું નામ એન્ડ્રુ કાર્નેગી હતું અને મારૂં નામ તેમના નામ ઉપરથી પાડ્યું હતું.

મારા દાદા કાર્નેગી તેમના બુદ્ધિચાતુર્ય અને વિનોદીપણાને માટે, તેમજ આનંદી સ્વભાવ અને કદી બદલાય નહિ એવી ઉલ્લાસવૃત્તિને માટે એ મુલકમાં પંકાયલા હતા. એ વખતના ઉલ્લાસવાન પુરુષોમાં એ અગ્રણી હતા; અને તેમના 'પેટીમ્યુર કૉલેજ' * નામના વિનોદી મંડળના સરદારતરીકે તેમની

* અરાઢમા સૈકાના કાર્નેગીઓ ડન્ફર્મલાઈન શહેરની બે માઈલ દક્ષિણે આવેલા પેટીમ્યુર નામના મનોહર ગામડામાં રહેતા હતા; પણ ડન્ફર્મલાઈનમાં રેશમી કાપડના વેપારની મહત્તામાં વધારો થતો દેખી પાછળથી તેઓ એ શહેરમાં જઈ વસ્યા હતા.

આ વૃદ્ધ એન્ડ્રુ કાર્નેગી જો કે વેપારરોજગારમાં અને ધંધામાં દીપી નીકળ્યો નહોતો, તોપણ તે બુદ્ધિશાળી હોવાથી પુસ્તકો વાંચતો અને સ્વતંત્ર રીતે વિચાર કરી શકતો. ડન્ફર્મલાઈનના રાજકીય બાબતોમાં આગળ પડતા વણકરોનું તેણે એક મંડળ સ્થાપ્યું હતું; એ બધા પેટીમ્યુરમાં જે સ્થળે ભેગા થતા તેને તેમણે 'કૉલેજ' ની સંજ્ઞા આપી હતી અને એન્ડ્રુ તેનો 'પ્રૉફેસર' હતો.

ખ્યાતિ સર્વત્ર ફેલાયલી હતી. મારા દાદાના દોસ્તો એમને 'પ્રૉફેસર' કહી બોલાવતા. અમેરિકામાં ચૌદ વરસ રહી આવ્યા બાદ હું જ્યારે મારે વતન પાછો ફર્યો ત્યારે મને યાદ છે કે, હું એ 'પ્રૉફેસર'નો પૌત્ર છું, એવા સમાચાર મળવાથી એક ડોસો મને મળવા આવ્યો. એ મૂર્તિમંત કંપવાયુગ્રસ્ત વૃદ્ધાવસ્થાસમાન હતો. તે લથડીઆં ખાતો ખાતો મારી ઓરડીમાં દાખલ થયો અને પોતાનો ધ્રૂજતો હાથ મારા માથા ઉપર મૂકી બોલ્યોઃ—"તું જ એન્ડ્રુ કાર્નેગીનો પૌત્ર કે? એ દિવસો મેં જોયા છે કે જ્યારે તારા દાદા અને હું બે મળી ગમે એવા ઠાવકા માણસને બ્હાવરો બનાવી મૂકતા!"

ડન્ફર્મલાઇનના બીજા કેટલાક વૃદ્ધ પુરુષોએ પણ મને મારા દાદાના સંબંધની વાતો કહી હતી. તેમાંની એક નીચે મુજબની છેઃ—

એક દિવસ એક ઘરડી ડોકરી કે જે ગામમાં વઢકારી સ્ત્રીતરીકે પંકાયલી હતી, તે રાતના વખતમાં પોતાના મકાનમાં બેઠી હતી, તેવામાં એક છુપાવેશધારી પુરુષે એકાએક તેની બારીમાં ડોકીઉં કર્યું. આ જોઇ એ બાઈ પ્રથમ તો જરા ચમકી; પણ થોડો વખત તેના સામું જોઈ રહ્યા બાદ તે બોલી ઉઠીઃ— "આ તો પેલો મોજીલો મર્દ એન્ડ્રુ કાર્નેગી!" તેણીનું કથન યથાર્થ હતું. મારા દાદા ૭૫ વર્ષની ઉંમરે બીજા ખેલાડુ જુવાનીઆની માફક વેષ બદલીને ઘરડી સ્ત્રીઓને ભડકાવવા માટે બહાર નીકળી પડયા હતા.

મને એમ લાગે છે કે મારા જે આશાવાદી સ્વભાવને લીધે હું મુશીબતોને નહિ ગણકારતાં તથા જે બને છે તે સારાને માટેજ બને છે, એમ માનીને હમેશાં ખુશમિજાજમાંજ રહી શકતો, તે મને આ સોગ ધરનારા અને મુખવટો પહેરનારા વિનોદપ્રિય દાદાની પાસેથી વારસામાં મળ્યો છે. **આનંદી સ્વભાવ સંપત્તિ કરતાં વધારે મૂલ્યવાન છે.** જુવાન પુરુષોએ જાણવું જોઇએ કે, એવો સ્વભાવ પ્રયત્નથી કેળવી–સંપાદન–કરી–શકાય છે; અને શરીરની માફક મનને પણ છાયામાંથી–અંધકારમાંથી–પ્રકાશમાં લઈ જઇ શકાય છે. ત્યારે આપણે તેને તેવી રીતે શા માટે ન ખસેડવું જોઇએ? બની શકે તો આફતની અવગણના કરી તેને હસી કાઢવી,–અને જો માણસ કંઇક અંશે પણ સમજુ–જ્ઞાની હોય તો હમેશાં એ બની શકે એવું હોય છે; શરત માત્ર એટલી જ કે પોતાનાજ દુષ્કૃત્યબદલ પોતાનું અંતઃકરણ પોતાને ડંખતું હોવું ન જોઇએ. આવી રીતે ઉત્પન્ન થયેલો સંતાપ કોઈ રીતે ટાળી શકાતો નથી. આવાં 'કલંક' કદી ધોવાતાં નથી. આપણો અંતરાત્મા હમેશાં જાગૃત રહે છે. તે સૌથી છેલ્લી અદાલતમાં બેસે છે અને તેને કોઈ છેતરી શકતું નથી. આથી કરીને શુદ્ધ જીવનનું મુખ્ય સૂત્ર બર્ન્સ કવિએ નિર્દિષ્ટ કર્યું છે તેજ છેઃ—

"માત્ર તારા પોતાના આત્મા તરફના ઠપકાનીજ બીક રાખજે."

મેં ધર્મોપદેશકો પાસેથી અનેક વાર ઉપદેશ ગ્રહણ કર્યો છે, પણ એ તમામ ઉપદેશો કરતાં જીવનયાત્રાની શરૂઆતથીજ સ્વીકારવામાં આવેલું આ સૂત્ર મને વધારે મદદગાર થઇ પડયું છે. પાકટ વયમાં ધર્મોપદેશો ઉપરનો મારો મોહ ઘણે અંશે ઓછો થઇ ગયો હતો અને એ બાબતમાં હું મારા જૂના મિત્ર બેઇલી વૉકરના જેવો વિચાર ધરાવવા લાગ્યો હતો. એના ડાકટરે એક વખતે એને ઉંઘ કેવી આવે છે એમ પૂછયું ત્યારે તેણે જવાબ આપ્યો કે, મને બરાબર ઊંઘ આવતી નથી અને ઘણો વખત જાગતા પડી રહેવું પડે છે. પછી તેણે આંખના પલકારા સાથે ઉમેર્યું:–"પણ હું જ્યારે દેવળમાં જાઉં છું ત્યારે ઘણી વખત ઠીક ઝોકાં ખાઇ લઉં છું."

મોસાળ પક્ષના મારા વડવા વધારે પ્રતિષ્ઠિત હતા. મારી માના બાપ થૉમસ મોરિસન વિલિયમ કૉબેટના એક મિત્ર હતા, એમના 'રજીષ્ટર' પત્રના તે એક લેખક હતા અને તેમની સાથે નિરંતર પત્રવ્યવહાર ચલાવતા. આ વૃત્તાંત હું લખું છું તે વખતે પણ ડન્ફર્મલાઇનના એમને ઓળખનારા વૃદ્ધ પુરુષો જણાવે છે કે, તે એક બાહોશ પુરુષ અને સુંદર વક્તા હતા. તે કૉબેટના 'રજીષ્ટર'ની નાની આવૃત્તિસમાન લેખાતું અને સ્કૉટલૅન્ડના સૌથી પહેલા રેડીકલ (આગળ પડતા રાજ્યકીય વિચારો ધરાવતા) પેપરતરીકે મનાયલું 'ધી પ્રાકર્સર' નામનું પેપર પ્રસિદ્ધ કરતા હતા. મેં એમનાં કેટલાંક લખાણ વાંચ્યાં છે અને આજકાલ ઔદ્યોગિક કેળવણીને જે અગત્ય અપાય છે, તે લક્ષમાં લેતાં તેમના લેખોમાંથી સૌથી વધારે વખાણવાલાયક ૭૦ ઉપરાંત વર્ષો ઉપર પ્રસિદ્ધ થયેલી (હેડ–ઇ કેશન વર્સસ હેન્ડ-ઇ કેશન) 'મગજની કેળવણી વિરુદ્ધ હાથની કેળવણી' એ નામની પત્રિકા છે. આ લેખમાં ઔદ્યોગિક કેળવણીના હાલના સૌથી ચુસ્ત હિમાયતીને પણ જેબ આપે એવી સુંદર રીતે તેના ઉપયોગીપણાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. લેખની સમાપ્તિ નીચેના વાક્યથી કરવામાં આવી છે:–'હું ઇશ્વરનો આભાર માનું છું કે બચપણમાં હું જોડા સીવવાનું અને સમારવાનું શીખ્યો હતો.' કૉબેટે ૧૮૩૩ માં એ લેખ પોતાના 'રજીષ્ટર' માં તંત્રીતરીકેની પોતાના તરફની નીચે મુજબની નોંધસાથે પ્રસિદ્ધ કર્યો હતો:–"આજના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલો મારા વહાલા મિત્ર અને સ્કૉટલૅન્ડના ખબરપત્રી થૉમસ મોરિસનનો લેખ આ વિષય ઉપરના 'રજીષ્ટર'-માં પ્રસિદ્ધ કરવામાં આવેલા કિંમતી લેખો પૈકીનો એક છે." આ ઉપરથી એમ દીસી આવે છે કે, મને જે લખવાનો છંદ છે, તે મને બંને પક્ષ તરફથી વારસામાં મળેલો છે; કેમકે કાર્નેગીઓ પણ વાંચતા અને મનન કરતા.

મારા વડવા મોરિસન જન્મથીજ એક વક્તા હતા; વળી તે આગ્રહી રાજદ્વારી હતા; અને એ મુલકમાંની રેડીકલ પાર્ટીના અંતિમ વિચારો ધરાવનારા મંડળના નેતા હતા; અને આ પદ તેમના પુત્ર–મારા મામા એઈલી મોરિસન પણ તેમના પશ્ચાદ્‌ગામીતરિકે ટકાવી રહ્યા હતા. અમેરિકામાં વસતા ઘણા પ્રતિષ્ઠિત સ્કૉટ લોકો 'થૉમસ મોરિસનના પૌત્ર'તરીકે મારૂં ઓળખાણ કાઢી મને મળવા આવતા. ક્લીવલેન્ડ અને પીટ્સબર્ગ રેલ્વે કંપનીના પ્રેસિડન્ટ મી. ફાર્મરે એક વાર મને કહ્યું હતું કેઃ–'મારામાં જે કંઇ વિદ્વત્તા અને સંસ્કૃતિ છે, તે તમારા વડવાના સમાગમને આભારી છે'. તેજ પ્રમાણે ડન્ફર્મલાઇનના સુપ્રસિદ્ધ ઇતિહાસના લેખક ઈબીનેઝર હેન્ડરસન કહેતા કેઃ–'હું જીવનમાં જે ઉન્નત અવસ્થાને પહોંચી શકયો તે હું જ્યારે નાની ઉંમરનો હતો ત્યારે થૉમસ મોરિસનના નોકરતરીકે રહ્યો હતો, એ સદ્‌ભાગ્યયુક્ત સંજોગને આભારી છે'. મેં આજસુધીમાં જે જીવન ગાળ્યું છે, તે દરમિયાનમાં મને અનેક અભિનંદન મળ્યાં છે; પણ સેન્ટ એન્ડ્રુ હૉલમાં 'અમેરિકામાં સ્વરાજ્ય' એ વિષય ઉપર મેં જે ભાષણ આપ્યું હતું તે સાંભળીને એક માણસે ગ્લાસગોના એક ન્યુસપેપરમાં લખેલા એક લેખથી મને જેટલો આનંદ થયો હતો તેટલો બીજા એકે અભિનંદનથી થયો નથી. એ ખબરપત્રીએ લખ્યું હતું કે, આ વખતે સ્કૉટલૅન્ડમાં મારેવિષે તથા મારા કુટુંબવિષે અને ખાસ કરીને મારા વડવાના સંબંધમાં ખૂબ વાતો ચાલતી હતી; અને છેવટે તેણે જણાવ્યું હતું કેઃ–'પ્લેટફૉર્મ ઉપર ઉભેલા પૌત્રની રીતભાત, હાવભાવ અને દેખાવમાં મને જ્યારે જૂના વખતના થૉમસ મોરિસનની આબેહુબ નકલ નજરે પડી, ત્યારે મને જે આશ્ચર્ય થયું તે અકથ્ય છે'. મારા વડવાને મેં કદી જોયા હોય એમ મને યાદ આવતું નથી; પણ દેખાવમાં તેમની સાથેના મારા મળતાપણાના સંબંધમાં જરાપણ સંશય રાખવા જેવું નથી. મને બરાબર યાદ છે કે હું સત્તાવીસ વરસની ઉંમરે જ્યારે પહેલવહેલો ડન્ફર્મલાઇન આવ્યો હતો અને મારા મામા બેઇલી મોરિસનની સાથે એકજ કૉચ ઉપર બેઠો હતો, તે વખતે તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. તેમનાથી બોલી શકાયું નહિ અને ડુમો ભરાઇ આવવાથી તે ઓરડો છોડી બહાર ચાલ્યા ગયા. થોડી મુદત બાદ પાછા આવી તેમણે ખુલાસો કર્યો કે મારા ચહેરામાં કંઇક એવો અંશ હતો કે જેને લીધે તેમના પિતા તેમની આંખો આગળ આવી ખડા થતા અને તરત અદૃશ્ય થઇ જતા; પણ થોડી થોડી મુદતને આંતરે પાછા ફરી દેખા દેતા. મારી કોઇ મુખચેષ્ટાનેલીધે આ પ્રમાણે બનતું; પણ ચોક્કસ રીતે કયી ચેષ્ટા તે એ કહી શકતા નહિ.' મારી માને પણ મારામાં મારા વડવાનાં કેટલાંક વિશેષ લક્ષણ

દૃષ્ટિગોચર થતાં. સ્વભાવ કે મનોવૃત્તિઓ વારસામાં ઉતરે છે, એ સિદ્ધાંતની સાબીતીઓ તો હમેશાં મળતી રહે છે; પણ શરીરના હાવભાવ પણ વારસામાં ઉતરે, એ નિયમ કેટલો બધો ગહન કહેવાય !

મારા વડવા મોરિસન, મિસ હોજ્જ નામની એડીનબરોની એક સંસ્કારી, સારી રીતભાતવાળી અને કુલીન લલના સાથે પરણ્યા હતા. તેનાં સંતાન નાની ઉંમરનાં હતાં, તેવામાંજ તેનું મૃત્યુ થયું હતું. આ વખતે મારા વડવાની આર્થિક સ્થિતિ સારી હતી અને તે ડન્ફર્મલાઈનમાં ચામડાં કેળવવાનો અને વેચવાનો ધંધો કરતા હતા; પણ વૉટર્લુની લડાઇ પછીની સુલેહ થતાં બીજા હજારો વેપારીઓની માફક એ પણ પાયમાલ થયા. આથી કરીને જો કે તેમનો વડો પુત્ર મારો મામો બેઇલી, લાડપાડમાં ઉછર્યો હતો, પણ તેનાં નાનાં ભાંડુને કઠણ દશાનો અનુભવ થયો હતો.

બીજી દીકરી માર્ગરેટ મારી મા થાય. તેના સંબંધમાં મારાથી સવિસ્તર હકીકત આપી શકાશે એવો મને મારા ઉપર વિશ્વાસ બેસી શકતો નથી. તેને તેની માની પાસેથી એક સંસ્કારી લલનાતરીકેનું ગૌરવ, સૌજન્ય અને સંસ્કારીપણું પ્રાપ્ત થયું હતું. દુનીઆને આ વીરાંગનાના સંબંધની કંઇકિ માહિતી આપવા હું આગળ ઉપર કદાચ શક્તિમાન થઇ શકીશ; પણ તે બા બતમાં હું સંશયગ્રસ્ત છું. મને એમ લાગે છે કે તે મારે એકલાને માટેજ નિર્માણ થઇ હતી; અને મારે એકલાએજ તેની પૂજા કરવાની છે; બીજાઓને તેનું ઓળખાણ આપવાનું નથી. તેનું ખરૂં સ્વરૂપ કોઇ પિછાણી શકનારજ નથી; માત્ર હું એકલોજ તેને સંપૂર્ણ રીતે ઓળખી શકયો છું. મારા બાપ મને નાનો મૂકી ગુજરી ગયા ત્યારથી તેજ મારૂં સર્વસ્વ હતી. મારા પહેલા પુસ્તકની+ અર્પણપત્રિકામાં એ હકીકત આવી છે. એ પુસ્તક 'મારી માનીતી વીરાંગના–મારી માતા–ના ચરણકમળમાં' અર્પણ કરવામાં આવ્યું છે.

આ પ્રમાણે મારા પૂર્વજોના સંબંધમાં ભાગ્યશાળી હોઇ, હું મારી જન્મભૂમિના સંબંધમાં તેથી પણ વધારે ભાગ્યશાળી હતો. માણસનો જન્મ અમુક સ્થાનમાં થવો એ એક બહુ મહત્ત્વની બીના છે; કારણ કે જૂદાં જૂદાં વાતાવરણ, સંજોગો અને પરંપરાથી ઉતરી આવતી દંતકથાઓ બાળકની જૂદી જૂદી ગુપ્ત મનોવૃત્તિઓ અને શક્તિઓ ઉપર ખાસ અસર કરે છે. રસ્કિને યથાથ કહ્યું છે કે, એડીનબરોના પ્રત્યેક ચાલાક છોકરા ઉપર કિલ્લાના દર્શનની અસર થાય છે; તેવીજ રીતે ડન્ફર્મલાઇનના પ્રત્યેક બાળક ઉપર સ્કૉટલૅન્ડના ઇષ્ટ સંત માલ્કમ

+ એન અમેરિકન ફોર-ઈન-હેન્ડ ઈન ગ્રેટબ્રિટન. ન્યુયૉર્ક ૧૮૮૮. ડેડીકેટેડ ટુ માય ફેવરીટ હીરોઇન માય મધર.

કૅનમોર અને તેની રાણી માર્ગરેટ, એમણે ઇ. સ. ૧૦૭૦ માં બંધાવેલા સ્કૉટલૅન્ડના વેસ્ટમિન્સ્ટર જેવા ભવ્ય ઍબી(મઠ)ની અસર થાય છે. એ વિહારનાં, તેમજ જ્યાં રાજાઓના જન્મ થતા એ રાજમહેલનાં ખંડેર હજુપણ ઉભાં છે. પિટન ક્રિફની ગુફા પણ ત્યાં આવેલી છે. માર્ગરેટ રાણીનું દેવળ અને માલ્કમ રાજાના ટાવરનાં ખંડેર, એ ગુફાના વિસ્તારમાં આવી જાય છે. રૉબર્ટ ધી બ્રુસની કબર એ ઍબી(મઠ)ની મધ્યમાં છે, સેન્ટ માર્ગરેટની કબર નજીકમાંજ છે અને બીજા કેટલાક રાજવંશીઓ આસપાસ ચિરનિદ્રામાં સુઇ રહેલા છે. ડન્ફર્મલાઇન શહેર ફર્થ ઑફ ફોર્થથી ત્રણ માઇલ ઉત્તરે આવેલા ઉંચા પ્રદેશમાં આવેલું છે. ત્યાંથી દરિયો દષ્ટિગોચર થાય છે; દક્ષિણમાં એડિનબરો દષ્ટિએ પડે છે અને ઉત્તરમાં ઓચિલ પર્વતનાં શિખર સ્પષ્ટ દેખાય છે. આવા અદ્ભુત શહેરમાં જે બાળકનો જન્મ થાય તે ભાગ્યશાળીજ લેખાવું જોઇએ. જે કાળમાં ડન્ફર્મલાઇન રાષ્ટ્રીય તેમજ ધાર્મિક દષ્ટિથી સ્કૉટલૅન્ડનું પાટનગર હતું, તે પ્રતાપી ભૂતકાળ હજી પણ ત્યાંના સઘળા વાતાવરણને મઘમઘાવી મૂકે છે.

જે બાળકને આવા વાતાવરણમાં ઉછરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે, તે શ્વાસોચ્છ્વાસની સાથે કાવ્ય અને કલ્પનાને શોષી લે છે અને આસપાસ નજર ફેંકવાની સાથે ત્યાંની તવારીખ અને દંતકથાને અંતરમાં ઉતારી દે છે. આ બધું બચપણમાં તેને પ્રત્યક્ષ થાય છે. જે આદર્શરૂપ છે, તે બધું એની નજર આગળ પ્રત્યક્ષ થઇ રહે છે. ખરૂં પ્રત્યક્ષ તો હજી હવે આવવાનું છે–મોટી ઉંમરે તે જ્યારે દુનીઆદારીમાં લપટાઇ જીવનકલહમાં પડે છે ત્યારેજ દુનીઆ ખરૂં વાસ્તવ સ્વરૂપ તેને સમજાય છે; છતાં તે વખતે પણ–અને ખરી રીતે તો જીવનની છેલ્લી પળસુધી બચપણના સંસ્કાર કાયમ રહે છે; કેટલીક વખત થોડી મુદતમાટે એ સંસ્કાર નાબુદ થયા હોય એમ જણાય છે; પણ ખરી રીતે તો તે કોઇ કારણસર દબાઇ ગયા હોય છે; તે ફરીથી પાછા જાગ્રત થઇ તેના વિચારને ઉન્નત બનાવે છે અને તેના જીવન ઉપર પોતાની છાપ પાડે છે. ડન્ફર્મલાઇનનું કોઇ પણ ચાલાક બાળક ત્યાંના મઠ, રાજમહેલ અને ગુફાની અસરમાંથી મુક્ત રહી શકેજ નહિ. એ તેના ઉપર પોતાના સંસ્કાર પાડી તેનામાં રહેલી ગુપ્ત શક્તિને સતેજ અને જાગ્રત કરે છે. તેને પરિણામે એ ઉતરતા પ્રકારના વાતાવરણમાં જન્મ્યો હોત અને જેવો નિવડત તેના કરતાં જૂદાજ પ્રકારનો નિવડે છે. મારાં માતાપિતા પણ આવા પ્રોત્સાહક વાતાવરણમાં જન્મ્યાં હતાં અને હું નિઃશંકપણે કહી શકું છું કે, તેમનામાં કાવ્ય અને કલ્પનાની જે ગૂઢ વૃત્તિ દેખાતી હતી તેનાં મૂળ એમાંજ હતાં.

વણાટના ધંધામાં મારા પિતાને સારી પ્રાપ્તિ થવા લાગી એટલે અમે મુડી સ્ટ્રીટ-

વાળું નાનું મકાન છોડીને રીડ્સપાર્કમાં એક વધારે વિશાળ મકાનમાં રહેવા ગયાં. મારા પિતાની ચાર કે પાંચ શાળો પહેલે મજલે રહેતી; અને અમે બધાં ઉપલે માળ રહેતાં. સ્કૅાટલેન્ડનાં જૂનાં ઘરની સામાન્ય બાંધણીની માફક ફરસબંધીવાળા ચોકમાંથી મકાનની બહારને છૂને થઇ મેડે જઇ શકાતું. મારાં સૌથી પહેલાં સ્મરણો આ સમયથી શરૂ થાય છે; અને તાજુબીની વાત એ છે કે મને જે સૌથી જૂની વાત યાદ આવે છે તે એક દિવસ હું અમેરિકાનો નાનો નકશો જોતો હતો તે છે. આ નકશાનું કદ આશરે બે ચોરસફૂટ હતું. મારાં માતાપિતા, કાકા વિલિયમ અને કાકી એઇટ્કન આ નકશામાંથી પિટ્સબર્ગ ખોળી કાઢતાં હતાં અને લેક એરી તથા નિયાગરાના ધોધ બતાવતાં હતાં. ત્યાર પછી થોડી મુદતે મારા કાકા અને કાકી નવી દુનીઆ ખાતે જવા માટે ઉપડી ગયાં.

મને એ પણ યાદ છે કે, ગેરકાયદેસર ઠરાવેલો એક વાવટો ભોંયરામાં છુપાવી રાખવામાટે, અમારા ઉપર જે સંકટનું વાદળ ઝઝુમી રહ્યું હતું, તે બદલ હું અને મારો પિત્રાઈ ભાઇ જ્યૉર્જ લૅાડર (જેને બધા ડૅાડ કહી બોલાવતા) એ બન્ને બહુ ભડકી ગયા હતા. એ વાવટો સરઘસમાં ફેરવવામાટે રંગીને તૈયાર કરી રાખેલો હતો અને મને લાગે છે કે, કૅાર્ન લૅા(અનાજના કાયદા)ને લગતી હીલચાલદરમિયાન મારા પિતાએ, કાકાએ કે અમારા કુટુંબના બીજા કોઇ રેડીકલે એ વાવટો સરઘસમાં ફેરવ્યો પણ હતો. શહેરમાં હુલ્લડ થયાં હતાં અને ઘોડેસ્વાર લશ્કરની એક ટુકડીને બોલાવીને ગિલ્ડ હૉલમાં રાખવામાં આવી હતી. મારા બન્ને પક્ષના વડવા, મારા પિતા, મારા કાકા અને મારા મામા, એ સઘળા લોકોની સમક્ષ ભાષણો કરવામાં આગેવાનીભર્યો ભાગ લેતા; અને આખું કુટુંબ ખળભળી ઉઠયું હતું.

આ વાત જાણે કાલેજ બની હોય એમ મને યાદ છે કે સભાબંધીના હુકમની વિરુદ્ધ સભા ભરી ભાષણ કરવામાટે મારા મામા બેઇલી મોરિસનને પકડી પરહેજ કર્યાના સમાચાર મારા પિતાને આપવા માટે આવેલા માણસોએ પાછલી બારીએ ટકોરા મારેલા, એ સાંભળી હું જાગી ઉઠયો હતો. શહેરથી થોડે માઇલ દૂર જે સ્થળે સભા ભરવામાં આવી હતી, ત્યા જઈ શેરીફે (શહેરના કોટવાલે) સૈનિકોની મદદથી તેમને પકડી, રાતના તેમને શહેરમાં આણ્યા હતા અને લોકોનું મોટું ટોળું તેમની પાછળ પાછળ આવ્યું હતું.

ભારે રમખાણ જાગે એવી દહેશત હતી, કેમકે લોકો એમને જબરાઈ વાપરી છોડાવી જવા માગતા હતા; અને અમને પાછળથી ખબર મળી હતી કે જેલરે તેમને રસ્તા ઉપર પડતી બારીએ દેખા દઇ લોકોને વિખરાઇ જવાનું સમજાવવા વીનવ્યા હતા. તેમણે તેમ કરવા હા પાડી; અને બારીની બહાર ડોકું કાઢી

હ્યું: "આ ટોળામાં આપણા ભલા કાર્યની તરફેણ કરનારા જે પુરુષો હોય તે
ાદબ વાળે." લોકોએ તેમ કર્યું એટલે થોડીવાર પછી તેમણે કહ્યું:–'હવે શાંતિ-
ર્વક ચાલ્યા જાઓ.' અમારા આખા કુટુંબની માફક મારા મામા નૈતિક
ળ ધરાવનારા પુરુષ હતા અને કાયદાને માન આપી ચાલવાના દઢ વિચાર-
ા હતા; પણ તે રગેરગ રેડીકલ હતા અને અમેરિકાની પ્રજાસત્તાક રાજપદ્ધતિને
ત્યંત વખાણતા હતા.

જાહેરમાં જ્યારે આ પ્રમાણે બનતું, ત્યારે એકબીજા સાથેની ખાનગી
ાતચીતમાં કેવા સખ્ત શબ્દો વપરાતા હશે, એનો દરેક માણસ ખ્યાલ
રી શકશે. રાજાસત્તાક (મૉનાર્કીઝમ) અને શિષ્ટસત્તાક (એરીસ્ટો-
ટીક) રાજતંત્રોની અને સર્વ પ્રકારના વિશેષ હક્કો (પ્રીવીલેજીઝ)ની
ખ્ત ભાષામાં ઝાટકણી, પ્રજાસત્તાક (રીપબ્લીકન) પદ્ધતિનું ગૌરવ; જે
શમાં આપણી પોતાનીજ કોમ જઇને વસી હતી અને જે સ્વતંત્ર પુરુષોની
ૂમિમાં દરેક નાગરિક (સીટીઝન)નો ખાસ હક્ક એ દરેક માણસોનો સામાન્ય-
જન્મસિદ્ધ-હક્ક હતો, એવા અમેરિકાની સરસાઇનાં વખાણ-આવા આવા
ાત્સાહક વિષયોનાં વિવેચનના વાતાવરણમાં હું ઉછર્યો હતો. બાલ્યાવસ્થામાં
ેકાદ રાજા, અમીર કે ઉમરાવના જાન લેવામાં હું પાછીપાની ન કરત અને
ેમને મારવાથી દેશની સેવા થાય છે, એમ માની એવા કૃત્યને એક વીર
ુરુષને છાજે, એવું પરાક્રમનું કાર્ય ગણત.

બચપણના વાતાવરણના સંસ્કાર મારામાં એટલા ઉંડા ઉતર્યા હતા કે,
જેણે લોકકલ્યાણનું કંઇપણ કાર્ય કરી પ્રજા તરફનો સન્માનમાટેની પાત્રતા
સંપાદન કરી હોય, એવા ખાસ હક્ક ભોગવતા કોઇપણ વર્ગ કે વ્યક્તિના
ંબંધમાં હું મોટી ઉંમરનો થયો ત્યાંસુધી આદરસહિત કે સન્માનપૂર્વક
ાલી શકતો નહિ. માત્ર અમુક કુટુંબમાં કે કુળમાં જન્મવા બદલ એ લોકો
જે માન ખાટી જતા તેના પ્રત્યેનો તિરસ્કાર તો કાયમજ રહેલો. 'એ શા
હિસાબમાં છે? એણે શું ધોળ્યું છે? માગી આણેલાં પીંછાં ખોસી ઠસ્સો કરી
ાલનારા કાગડા કરતાં એ શો વધારે સારો છે? અમુક ઘરમાં જન્મ્યો એ
ેક કાકતાલીય પ્રસંગસિવાય બીજું એનામાં શું વધારે છે?' જન્મતાંવેંતજ
જે ખાસ હક્ક ભોગવવા એક બાળક હક્કદાર ગણાય, તે હક્ક જ્યાં બધા માણસો-
ા સર્વસામાન્ય-જન્મસિદ્ધ હક્ક ન મનાતો હોય, ત્યાં બુદ્ધિશાળી પુરુષો
ી રીતે રહી શકતા હશે, એની મને નવાઇ લાગતી. "રોમમાં રાજાના જેટલી
હેલાઇથી પોતાનો દરજ્જો ટકાવી રાખી શકાય, એટલા ખાતર સેતાનને પણ
જે હમેશને માટે નભાવી લેવા તૈયાર થાત, એવો એક બ્રુટસ અગાઉ થઇ
ગયો છે." આ વાક્યમારફતેજ હું મારા ગુસ્સાનો ઉભરો પૂરેપૂરો બહાર કાઢી

શકતો અને તેથી જ્યાં ને ત્યાં એ વાક્ય બોલતાં મને કંટાળો આવતો નહિ.

પણ અંતે રાજાઓ તે ખરેખરા રાજાઓ હતા, માત્ર પડછાયા નહોતા. બેશક, આ બધું મને વારસામાં મળ્યું હતું. બહાર હું જે બોલતો તે ઘર આગળ સાંભળેલાનો માત્ર પડઘો હતો

ડન્ફર્મલાઈન આખા રાજ્યમાં સ થી વધારે આગળ પડતા-ઉથલપાથલ કરી નાખવાના-રેડીકલ-વિચારો ધરાવનારા શહેરતરીકે લાંબી મુદતથી ખ્યાતને પામ્યું હતું; અને એ બીના ઉથલપાથલ કરી નાખવાના મત (રેડીક્યુલીઝમ)ના પક્ષને શોભા આપનારી છે, કેમકે હું જે સમયની સ્થિતિનું નિરૂપણ કરૂં છું, તે સમયે ડન્ફર્મલાઇનની વસ્તી મોટે ભાગે, પોતપોતાની માલિકીની શાળો ધરાવનારા નાના વણકર વર્ગના માણસોની બનેલી હતી. તેમને અમુક મુકરર કરેલા વખતે કામ કરવાનું બંધન નહોતું; કેમકે તેઓ ઉધડ કામ કરી આપવાનું માથે લેતા. તેઓ મોટાં કારખાનાંના માલિકો પાસેથી રેશમની આંટીઓ કે ફાળકા લાવી ઘર આગળ વણી આપતા.

આ દિવસો ભારે રાજકીય સંક્ષોભના દિવસો હતા; બપોરના ખાણા પછી લોકો ચકલે ચકલે ટોળે વળી રાજવહિવટના સંબંધમાં ચર્ચા ચલાવતા. હ્યુમ, કૉબ્ડન અને બ્રાઇટ, એમનાં નામ દરેક માણસના મુખમાંથી નીકળતાં. હું જો કે નાનો હતો, છતાં મારા ઉપર પણ એ ટોળાંનું આકર્ષણ થતું અને હું તેમની વાતો ધ્યાનપૂર્વક સાંભળતો. અલબત્ત, તેમની સઘળી ચર્ચા એકતરફીજ થતી. બધાં ટોળાં ચર્ચાને અંતે એવા સર્વમાન્ય નિર્ણય ઉપર આવતાં કે રાજ્યપદ્ધતિમાં કંઇક ફેરફાર થવો જોઇએ. શહેરના લોક પોતપોતાનાં મંડળ સ્થાપતા અને લંડનનાં ન્યુસપેપરોના ગ્રાહક થતા. આશ્ચર્યની બીના તો એ છે કે શહેરના એકાદ વ્યાસાસન ઉપરથી વર્તમાનપત્રોના અગ્રલેખો સાંજના લોકોને વાંચી સંભળાવવામાં આવતા. આ વાંચનાર મોટે ભાગે તો મારા મામા બેઇલી મોરિસન હતા; અને લેખો વંચાઈ રહ્યા બાદ તેના ઉપર તે પોતે અને બીજા લોકો વિવેચન કરતા; તેને લીધે એ રાતની સભાઓમાં ઠીક રસ જામતો.

આવી રાજકીય સભાઓ અનેક વાર થતી અને સ્વાભાવિક રીતે હું પણ તેમાં મારા કુટુંબનાં માણસોના જેટલો રસ લેતો તથા ઘણી સભાઓમાં હાજરી આપતો. ઘણું કરીને તો મારા પિતા, મામા કે કાકા, એ પૈકી એકાદ ભાષણકર્તાતરીકે હોય. મને યાદ છે કે, એક દિવસ મારા પિતા ખુલ્લી મે દાનમાં મળેલી એક સભાની સમક્ષ ભાષણ કરતા હતા, તે વખતે હું સાંભળવા ઉભેલા માણસોના પગવચ્ચે માથું મારીને આગળ જઇ પહોંચ્યો; પણ લોકોએ જ્યારે ભાષણને તાળીઓના અવાજથી વધાવી લીધું, ત્યારે હું મારા ઉત્સાહને

અંકુશમાં રાખી શકયો નહિ. જે માણસના પગના આશ્રયનીચે હું ઉભો હતો, તેની સામે જોઇને મેં કહ્યું કે, એ ભાષણ કરનાર મારા પિતા છે. તેણે મને ઉપાડી લઈ પોતાના ખભા ઉપર બેસાડયો અને ભાષણ પૂરૂં થતાં સુધી ત્યાંજ રાખ્યો.

બીજી એક મીટીંગમાં સ્ટર્લીંગ બર્ગ્સ તરફના પાર્લામેન્ટના લીબરલ પક્ષના ઉમેદવાર જે. બી. સ્મિથની તરફેણમાં જૉન બ્રાઇટ ભાષણ આપવા આવ્યા હતા, તે સાંભળવા મારા પિતા મને તેડી ગયા હતા. ઘેર આવ્યા બાદ મેં એવી ટીકા કરી કે, અમુક શબ્દનો ઉચ્ચાર તેમણે અશુદ્ધ કર્યો હતો. તેમની ભૂલ એ હતી કે સ્કૉટલૅન્ડમાં અમે એ શબ્દમાંના 'એ' નો જે 'આ' જેવો પહોળો ઉચ્ચાર કરીએ છીએ તેવો તેમણે કર્યો નહોતો. આવા સંજોગોમાં ઉછરવાથી હું એક ઉદ્ધત રિપબ્લિકન નિવડયો એમાં બિલકુલ નવાઇ નથી. 'ખાસ હક્કનું નામનિશાન નાબુદ કરવું' એ મારો મુદ્દાલેખ હતો. 'ખાસ હક્ક' એટલે શું, એ હું તે વખતે સમજતો નહોતો, પણ મારા પિતા તો સમજતા હતા કેની!

જૉન બ્રાઇટના મિત્ર ઉપર જણાવેલા જે. બી. સ્મિથ જેમણે ડન્ફર્મ-લાઇન તરફથી પાલમેન્ટની ઉમેદવારી બહાર પાડી હતી, તેમના સંબંધની મારા કાકા લૉડરે કહેલી એક વાત અત્યંત સુંદર હોવાથી હું અત્રે તેનો ઉલ્લેખ કરવાની છૂટ લઉં છું. મારા કાકા તેમની ઉમેદવારીને ટેકો આપવા માટે નિમાયલી કમીટીના સભાસદ હતા. શરૂઆતમાં તો તેમનું ગાડું ઠીક ગબડયું, પણ પાછળથી એમ જાહેર થયું કે, સ્મિથ તો યુનિટેરિયન* પંથના અનુયાયી છે, એટલે વાત બગડવા બેઠી. 'શું તમે એક યુનિટેરિયન પંથીને તમારો મત આપશો?' એવા પ્રશ્નવાળી પત્રિકાઓ સઘળે છૂટથી વહેંચવામાં તથા ચોઢવા-માં આવી. મામલો ગંભીર થઈ પડયો. કેર્નીહિલ નામના ગામની સ્મિથની કમીટીનો ચેરમેન એક લુહાર હતો, તે એમ બોલ્યો હતો કે હું મારો વોટ એવા માણસને કદી આપવાનો નથી. મારા કાકા તેને સમજાવવા દોડી ગયા. ગામના મુસાફરખાનામાં બન્ને ભેગા થયા. ચેરમેન કહે કે:–'ભલા માણસ! યુનિટેરિયન પંથવાળાને હું કદી મારો મત આપી શકું નહિ.' મારા કાકાએ કહ્યું:–'પણ હરીફ ઉમેદવાર મેટલૅન્ડ ટ્રિનિટેરિયન+ છે.'

"જહાનમમાં ગયું, એ વળી વધારે ખરાબ."

આ લુહારે પછીથી સ્મિથનેજ પોતાનો મત આપ્યો; અને થોડી વધુ-

---

* એકેશ્વરવાદ

+ ઈશ્વરનાં ત્રણ સ્વરૂપ છે એમ માનનાર.

મતીથી તેની જીત થઇ.

હાથવણાટની શાળોનું સ્થાન વરાળયંત્રથી ચાલતી શાળોએ લીધું, એ ફેરફાર અમારા કુટુંબની પાયમાલી કરનારૂં નિવડયું. મારા પિતા આ નિકટવર્તી ઉથલપાથલ સમજી શકયા નહિ અને તેથી તે જૂની પદ્ધતિ મુજબજ તરફડીઆં મારી રહ્યા હતા. તેમની શાળોની કિંમત બહુજ ઘટી ગઈ અને તેથી કુટુંબના ઉપર ગમે તેવી અણધારી આફત આવી પડે તે વખતે પણ જે શક્તિ હારી જતી નહિ, તેને એટલે મારી માને આખરે આગળ આવી કુટુંબની લાજ રાખવા માટે કોશીશ કરવાની ફરજ પડી. તેણીએ મુડીસ્ટ્રીટમાં એક નાની દુકાન ખોલી અને કુટુંબની આવકમાં થોડો ઉમેરો કર્યો. આ ઉમેરો જો કે નજીવો હતો, તોપણ તેને લીધે અમે સાધારણ રીતે સંપન્નાવસ્થામાં અને માનભરેલી રીતે રહી શકતાં અને આબરૂભેર દહાડા કાઢી શકતાં.

મને યાદ છે કે આ પછી થોડી મુદતે ગરીબાઇ એ શું ચીજ છે, એની મને સમજણ પડવા લાગી. મારા પિતા છેલ્લું થાન લઈ કારખાનાવાળાને આપવા ગયા, તે વખતે હવે નવું થાન વણવા માટે મળશે કે રોજગારવગર બેસી રહેવું પડશે, એ જાણવા માટે મારી મા આતુરતાથી મારા પિતાના પાછા આવવાની રાહ જોઇ બેસી રહી. તેણીની ધાસ્તી ખરી પડી અને મારા પિતા ઠાલે હાથે પાછા આવ્યા. ત્યારથી અમારી દશા ખરાબ થતી ચાલી. બર્ન્સ કવિનું કથન તે વખતે મને સમજાયું કે મારા પિતા જો કે 'તુચ્છ કે નીચ' નહોતા, છતાં તેમને 'એક જાતભાઇ પાસે જમીન ખેડવાની પરવાનગી મેળવવા માટે આજીજી કરવી પડતી હતી.' તે વખતથીજ મેં મન સાથે નિશ્ચય કર્યો કે, હું જ્યારે મોટો થઇશ ત્યારે આ સ્થિતિમાં ફેરફાર કરીશ. તેમ છતાં અમારા પડોશીઓની સરખામણીમાં અમે છેક કંગાલ થઇ ગયાં નહોતાં. પોતાના બે છોકરા સુઘડ પોશાક પહેરી શકે તેની ખાતર અમારી માતા ગમે એટલી અગવડ વેઠી લેવા તૈયાર હતી.

એક અસાવધ પળે મારાં માતપિતા વચન આપી બેઠાં હતાં કે હું પોતે જયાંસુધી નિશાળે જવાની માગણી ન કરૂં ત્યાંસુધી મને નિશાળે મૂકવામાં નહિ આવે. પાછળથી મને સમજાયું હતું કે આવું વચન આપી બેસવા માટે તેમને ઘણી અમુઝણ થયાં કરતી હતી; કેમકે હું જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેવી માગણી કરવાની જરા પણ વૃત્તિ બતાવવા લાગ્યો નહિ. તેમણે પાછળથી શાળાના શિક્ષક મી૦ રૉબર્ટ માર્ટિનની મદદ માગી અને મારા ઉપર કંઇક લક્ષ આપવા તેમની પાસે હા પડાવી. નિશાળે જતા મારા કેટલાક સોબતીઓની સાથે મને પણ તે એક દિવસ સફર કરવા તેડી ગયા; અને ત્યાંથી પાછા ફર્યા

પછી તરતજ મેં તેમની શાળામાં ભણવા જવાની પરવાનગી માગી, ત્યારે મારાં માતપિતાએ છૂટકારાનો દમ ખેંચ્યો. કહેવાની જરૂર નથી કે મને તરતજ પરવાનગી આપવામાં આવી. તે વખતે મને આઠમું વરસ બેઠું હતું અને પાછળના જાત્યનુભવ ઉપરથી હું કહી શકું છું કે, કોઇ પણ છોકરાને નિશાળે બેસાડવા માટે એ ઉંમર પૂરતી છે, અર્થાત્ એથી નાની ઉંમરે છોકરાંને નિશાળે બેસાડવાની જરૂર નથી.

આ શાળા 'રોલેન્ડ સ્કુલ' ના નામથી ઓળખાતી હતી. નિશાળે જવામાં મને બહુ મઝા પડતી અને જો કોઇપણ કારણે મારે ગેરહાજર રહેવું પડતું, ત્યારે મને ખેદ થતો; પણ આવા પ્રસંગ ઘણી વખત બનતા, કેમકે સવારના વખતમાં મારે મુઠીસ્ટ્રીટને મોખરે આવેલા કૂવામાંથી પાણી લાવવું પડતું. કૂવામાંથી પૂરતું પાણી નીકળતું નહિ અને તે પણ અનિયમિત રીતે પૂરૂં પાડવામાં આવતું. કેટલીક વખત તો સવારમાં મોડા સુધી પાણી ભરી લેવાની છૂટ મળતી નહિ અને તેથી સંખ્યાબંધ ડોશીઓ કૂવાની આસપાસ કુંડાળું વળી બેસી રહેતી. જેણે હારમાં પોતાનું વાસણ મૂકી રાખ્યું હોય, તે વારો આવે ત્યારે પાણી લઈ શકતું. આથી અંધારામાં લોકો નકામા જેવો ટીનનો નાનો ડબ્બો અગર તેવું કોઈ વાસણ હારમાં મૂકી આવતા. સમજી શકાય એવી વાત છે કે, આને લીધે ઘણી તકરારો ઉપસ્થિત થતી. આવી તકરારોમાં ઘરડી ડોશીઓને પણ હું નમ્યું આપતો નહિ અને હું 'તોફાની છોકરા' માં ખપતો. હું ધારૂં છું કે વાદવિવાદમાં ઉતરવાની કે બાકરી બાંધવાની ટેવ મેં આવી રીતેજ સંપાદન કરી હશે.

આ પ્રમાણે કામ કરવામાં મારે નિશાળે જવાનું મોડું થતું; પણ મહેતાજી કારણ જાણતા હોવાથી તે દરગુજર કરતા. આ સંબંધમાં મારે જણાવી દેવું જોઇએ કે, નિશાળેથી છૂટયા પછીથી મારે દુકાનના અંગના પણ કેટલાક ફેરાફાંટા ખાવા પડતા; આથી કરીને જ્યારે હું પાછલી જીંદગી ઉપર નજર ફેંકું છું ત્યારે મને જાણીને સંતોષ થાય છે કે, હું દશ વરસની ઉંમરે પણ મારાં માબાપને મદદગાર થઇ પડતો. ત્યાર પછી થોડી મુદતે દુકાનની સાથે લેવડદેવડ કરનારા લોકોનાં ખાતાં મને સોંપવામાં આવ્યાં. આથી કરીને થોડે અંશે પણ હું દુકાનના કામકાજથી બચપણમાં પણ માહિતગાર થયો હતો.

છતાં મારા શાળાના જીવનમાં મને એક દુઃખદાયક વાતનો પણ અનુભવ થયો હતો. છોકરાઓએ મારૂં મશ્કરીનું નામ 'માર્ટિનનો માનીતો' એવું પાડયું હતું; અને હું રસ્તે થઇ પસાર થતો ત્યારે પણ ઘણી વખત એ અળખામણું નામ મારે કાને પડતું. એ બીજનો પૂરેપૂરો ભાવાર્થ હું સમજી શકયો

નહોતો; પણ એ સંજ્ઞા મને અત્યંત ધિક્કારસૂચક લાગતી અને મને યાદ છે કે એને લીધે હું એ ઉત્તમ શિક્ષક સાથે—મારા એકના એક મહેતાજીની સાથે જેટલી છૂટથી મારે ભળવું જોઇએ તેટલી છૂટથી ભળી શકતો નહોતો. મને ખેદ થાય છે કે, તેમનું મારા ઉપર જે ઋણ ચઢ્યું છે તેનો માત્ર સ્વીકાર કર્યા ઉપરાંત બીજી કોઇ વિશેષ રીતે બદલો વાળવા હું તેમના મૃત્યુ અગાઉ શક્તિવાન થઇ શકયો નહિ. બીજા એક માણસે—જ્યૉર્જ લૉડરના પિતા મારા કાકા લૉડરે—મારા ઉપર જે અથાગ ઉપકાર કર્યો હતો, તેમના સંબંધમાં પણ મારે અત્રે ઉલ્લેખ કરવો જોઇએ. મારા પિતા અનિવાર્ય રીતે શાળવાળી દુકાનમાંજ આખો દિવસ રોકાયલા રહેતા અને તેથી મારા ઉપર દેખરેખ રાખવાની તેમને ફુરસદ મળતી નહિ. મારા કાકા હાઇસ્ટ્રીટમાં દુકાનદાર હોવાથી તેમનો પગ તેવી રીતે બાંધ્યો રહેતો નહિ. દુકાનનો લત્તો લક્ષમાં લેવા જેવો છે; કેમકે આ સ્થાન દુકાનદારી કરનારા શિષ્ટવર્ગના સમૂહમાં હતું અને ડન્ફર્મલાઇનના દુકાનદારો પણ ખાનદાન વર્ગના ગણાતા. મારા શાળાના જીવનની શરૂઆતમાંજ મારી કાકી સીટનનું મોત થવાથી મારા કાકાને જબરો આઘાત થયો અને તેથી તેમના એકના એક પુત્ર જ્યૉર્જ અને હું એ બેના સહવાસથીજ તેમને આશ્વાસન મળતું. છોકરાં સાથે કેમ વર્તવું, એ બાબતની તેમનામાં અસાધારણ આવડત હતી અને અમને તેમણે ઘણાં વાનાં શીખવાડયાં હતાં. ઇંગ્લાંડનો ઇતિહાસ શીખવવાની તેમની રીત મને હજી પણ યાદ છે. પ્રત્યેક રાજકર્તા જે કાર્યને માટે તે પ્રસિદ્ધ થયો હોય તે કાર્ય તે દિવાલના અમુક ભાગમાં બેસીને કરે છે, એવી કલ્પના કરવાનું તે અમને સમજાવતા. દૃષ્ટાંતતરીકે મારો જૉન રાજા આજ સુધી ચિત્રની ઉપર બેસીને મેગ્ના ચાર્ટા ઉપર સહી કરે છે; અને મહારાણી વિક્ટોરીઆ પોતાનાં છોકરાંને ખોળામાં લઇને બારણા પાછળ બેઠાં છે.

વળી, વેસ્ટમિન્સ્ટર ઍબીનાં ચેપ્ટર હાઉસમાં ઘણાં વર્ષ પછી મને જે ખામી જણાઈ હતી, તે રાજકર્તાઓની અમારી યાદીમાં નહોતી. વૅસ્ટમિન્સ્ટરની અંદરના એક નાના દેવળમાંની શિલા ઉપરથી જણાય છે કે ક્રૉમ્વેલનું શબ ત્યાંથી કાઢી લેવામાં આવ્યું હતું. મારા કાકાએ અમને જે રાજકર્તાઓનાં ચરિત્ર શીખવાડ્યાં હતાં તેમાં ક્રૉમ્વેલને રોમના પોપને નીચે મુજબનો સંદેશો મોકલતો કલ્પ્યો છેઃ—'જો તમે પ્રોટેસ્ટંટોના ઉપર જુલમ ગુજારવાનું બંધ નહિ કરો તો ગ્રેટબ્રિટનની તોપોની ગર્જના તમારા દેવળમાં—વેટિકનમાં—સંભળાશે.' કહેવાની જરૂર નથી કે અમારા હિસાબે ક્રૉમવૅલ બધાંને પહોંચી વળે એવો હતો.

સ્કૉટલૅન્ડના પ્રાચીન ઇતિહાસસંબંધી હું જેટલું જ્ઞાન ધરાવું છું એ બધું મેં મારા કાકા પાસેથી મેળવ્યું હતું. વૉલેસ, બ્રુસ, બર્ન્સ, આંધળો હૅરી,

સ્કૉટ, રામસે, ટાન્નાહિલ, હોગ અને ફરગ્યુસન, એ બધાને લગતી હકીકત તેમની પાસેથીજ હું શીખ્યો હતો. બર્ન્સ કવિના શબ્દોમાં હું યથાર્થ કહી શકું છું કે, તેજ સ્થળે અને તેજ વખતથી મારા હૃદયમાં સ્કૉટલૅન્ડના માટે જે સ્વદેશ-પ્રીતિની લાગણી પ્રકટી હતી, તે મારા જીવનની સાથેજ નાશ પામશે. બેશક, અમારો ઇષ્ટ વીર (હીરો) તો વૉલેસજ હતો. જેને વીરત્વની સંજ્ઞા આપી શકાય તે સઘળું વૉલેસમાંજ સમાયલું હતું. એક દિવસ એક મોટા છોકરાએ શાળામાં એમ જાહેર કર્યું કે ઈંગ્લાંડ દેશ સ્કૉટલૅન્ડ કરતાં ઘણો મોટો છે. એ સાંભળી મારો આખો દિવસ ગમગીનીમાં પસાર થયો. શાળામાંથી છૂટતાં તરતજ હું કાકા પાસે દોડી ગયો અને તેમને મારી દિલગીરીનું કારણ જણાવતાં, તેમણે તેનું ઔષધ બતાવ્યું:-

'જો સાંભળ, નેગ! (મારૂં ટૂંકું હુલામણાનું નામ 'નેગ' હતું) ઈંગ્લાંડ, સ્કૉટલૅન્ડ કરતાં જરાય મોટો નથી. સ્કૉટલૅન્ડને ડાબી ડાબીને જો ઇંગ્લાંડના જેવો સપાટ કરી નાખવામાં આવે તો સ્કૉટલૅંડ ઈંગ્લાંડ કરતાં પણ વિસ્તારમાં મોટો થાય; પણ ઉંચા પ્રદેશોને ચપટા કરી નાખવાનું તને પસંદ પડશે ?'

એ તે કદિ બને કે! બાળક સ્વદેશભક્તનું જખમાયલું હૃદય સ્વસ્થ થયું; પણ પાછું પેલે છોકરે કહ્યું કે ઇંગ્લાંડની વસ્તી વધારે છે અને એ સાંભળીને વળી પાછો હું કાકા પાસે દોડી ગયો. 'ખરી વાત છે, નેગ! ઇંગ્લાંડની વસ્તી સાત-ગણી છે, પણ બેનૉકબર્નની લડાઇમાં આપણી સામેના લશ્કરનું પ્રમાણ એથી પણ મોટું હતું.' વળી પાછું મારૂં હૃદય હર્ષથ પ્રફુલ્લિત થયું. હર્ષ થવાનું કારણ એ હતું કે, અંગ્રેજો સંખ્યામાં વધારે હતા તેટલા પ્રમાણમાં કીર્તિ પણ વધારે હતી.

પ્રત્યેક વિગ્રહ નવા વિગ્રહને જન્મ આપે છે અને પ્રત્યેક લડાઇ ભાવી લડાઇનાં બીજ રોપે છે; અને આ પ્રમાણે જૂદાં જૂદાં રાજ્યો પાછલી વાતો યાદ લાવીને એકબીજાનાં સહજ શત્રુ બની રહે છે, એ સિદ્ધાંતને આ વાત ઉપર-થી ટેકો મળે છે. અમેરિકાનાં બાળકોનો અનુભવ પણ સ્કૉટલૅન્ડનાં બાળકોના અનુભવ જેવો છે. ઉછરીને મોટાં થતાં તેઓ વૉશિંગ્ટન અને વૅલી ફૉર્જની તથા અમેરિકનોને મારી નાખવા માટે હેસિયનોને ભાડે લાવ્યાની વાતો વાંચે . છે અને તેથી તેઓ અંગ્રેજના નામને પણ ધિક્કારતાં શીખે છે. મારા અમેરિકન ભત્રિજાઓના સંબંધમાં પણ મને આવા પ્રકારનો અનુભવ થયો હતો. તેમના મનમાં એમ ભરાયું હતું કે સ્કૉટલૅન્ડ બિચારૂં ન્યાયપરાયણ હતું; પણ સ્કૉટલૅન્ડની સાથે લડનારૂં ઈંગ્લાંડજ દુષ્ટ છે. તેઓ મોટી ઉંમરના થયા ત્યાંસુધી એ તિરસ્કારબુદ્ધિ નાબુદ થઇ નહોતી અને તેનો કેટલોક અંશ તો ત્યાર પછી પણ કાયમ રહ્યો હશે.

કાકાના કહેવાથી મેં જાણ્યું છે કે, તેઓ મને તથા 'ડૉડ' (જ્યૉર્જ લૉડર)-

ને પોતાની ઇચ્છામુજબ હસાવી, રડાવી કે મુક્કીઓ ઉગામી લડવા માટે તૈયાર કરી શકતા, ટૂંકામાં કવિતા અને ગીતમારફતે અમારી સઘળા પ્રકારની મનોવૃત્તિઓને તે જાગ્રત કરી શકતા અને તે પ્રમાણે કરી બતાવવાની ખાત્રી આપી લોકોને તેનો અનુભવ લેવા માટે પોતાની ઓરડીમાં તેડી લાવતા. વૉલેસને દેવાયલો દગો એ તો તેમનો સરનો એક્કો હતો. એ બહાર કોઈ દિવસ ખાલી જતો નહિ. એ પ્રસંગ સાંભળી અમારાં કોમળ હૃદય ડસકે ચઢયા સિવાય રહેતાં નહિ. આ વાત એમણે અનેકવાર કહી હશે, છતાં તેની સત્તા નાબુદ થઇ નહોતી. અલબત્ત, તેમાં દરેક વખતે મીઠુંમરચું ભભરાવવામાં આવતું. સ્કૉટની માફક મારા કાકા પણ પોતાની વાતોને 'લુગડાંલત્તાં પહેરાવી' મોહક બનાવી શકતા. બાળકોનાં હૃદય ઉપર વીર પુરુષોની કથાઓ કેવી અજબ અસર ઉપજાવી શકે છે!

હું મારા કાકા અને ડૉડની સાથે હાઇસ્ટ્રીટમાં ઘણા કલાક ગાળતો અને તેને લીધે 'ડૉડ' અને મારી વચ્ચે જન્મભરની મૈત્રી બંધાઇ. કુટુંબનાં બધાં માણસો અમને 'ડૉડ' અને 'નૅગ' કહી બોલાવતાં. બચપણમાં હું 'જ્યૉર્જ' બોલી શકતો નહિ અને એ 'કાર્નેગી' માંથી 'નૅગ' થી વધારે બોલી શકતો નહિ; અને અમે હમેશાં એક બીજાને 'ડૉડ' અને 'નૅગ' કહી બોલાવતા. બીજાં નામ અર્થવગરનાં હતાં.

મુડીસ્ટ્રીટ મહેલ્લો શહેરના છેવાડા ભાગમાં હતો અને હાઇસ્ટ્રીટમાં આવેલા મારા કાકાના મકાનથી મુડીસ્ટ્રીટમાં આવેલા અમારા મકાને જવાના બે માર્ગ હતા; એક માર્ગ પ્રકાશવગરની બીહામણી મઠની સ્મશાનભૂમિમાં થઇને પસાર થતો અને બીજો મેગેટ આગળ થઇ પ્રકાશવાળા મહોલ્લામાં થઇ પસાર થતો. જ્યારે મારે ઘેર જવાનો વખત થતો, ત્યારે મારા કાકા મને પૂછતા કે, તું કયે રસ્તે થઇને જઇશ? વૉલેસ આવા સંજોગોમાં શું કરે એનો વિચાર કરીને હું જવાબ આપતો કે મઠવાળે રસ્તે થઇને. હું સંતોષ સાથે કહી શકું છું કે, હું કોઈવખત મેગેટ આગળના પ્રકાશવાળે રસ્તે થઇને જવાની લાલચને કદી તાબે થયો નથી. મઠની અંધકારમય કમાનો નીચે અને સ્મશાનભૂમિમાં થઇને હું ધડકતી છાતીએ ચાલ્યો જતો. હિંમત ટકાવી રાખવા માટે સીસોટી વગાડતો વગાડતો હું અંધારામાં થઇ પસાર થઇ જતો; અને બીક લાગવાની થાય ત્યારે માનુષી અગર અમાનુષી દુશ્મન સામો મળ્યો હોય ત્યારે વૉલેસ શું કરે, એવા વિચારનો આશ્રય લેતો.

મારા બચપણમાં હું તથા મારા કાકા રૉબર્ટ ધી બ્રુસ રાજાને પૂરતો ન્યાય આપતા નહિ. એ રાજા હતો અને વૉલેસ પ્રજાવર્ગનો નેતા હતો. એટલું અમારા મનથી એને ઉતારી પાડવા માટે પૂરતું હતું. અમારી વીરપુરુષોની ગણનામાં

સર જૉન ગ્રેહામ બીજે નંબરે આવતો. મારી માફક ઉછરેલા સ્કૉટિશ બાળકની ઉંડી સ્વદેશપ્રીતિ તેના જીવનને જન્મભર એક ખરેખરૂં બળ પૂરૂં પાડે છે. જો મારી હિંમતનું મૂળ શોધી કાઢવામાં આવે તો મને ખાત્રી છે કે પૃથક્કરણના પરિણામે સ્કૉટલૅન્ડના વીરરત્ન વૉલેસમાં તેની જડ ચેરાંલી માલમ પડે. એક વીર-પુરુષ ઉપર શ્રદ્ધા હોવી, એ છોકરાને સામર્થ્ય આપનારી જબરી શક્તિ છે. હું જ્યારે અમેરિકા પહોંચ્યો, ત્યારે દુનિયા ઉપરનો બીજો કોઈ દેશ પોતાને ગર્વ વહન કરવા જેવી કોઈ ચીજ ધારણ કરવાનો દાવો પણ કરી શકે એ જાણી મને ભારે સંતાપ થયો. જે દેશમાં વૉલેસ, બ્રુસ અને બર્ન્સના પાકયા હોય, એ તે દેશ કહેવાય? સ્કૉટલૅન્ડના જે લોકોએ દેશાટન કરેલું નથી હોતું તેમના-માં આજે પણ આવી સમજ કેટલેક અંશે મારા દીઠામાં આવે છે. પુખ્ત ઉંમરે પહોંચીએ અને આપણું જ્ઞાન વિશાળ થાય, ત્યારેજ આપણે સમજી શકીએ છીએ કે પ્રત્યેક દેશમાં વીરપુરુષો પાકેલા હોય છે, પ્રત્યેક દેશે ભૂતકાળમાં પરાક્રમ અને શૌર્યનાં કાર્ય કરેલાં હોય છે અને પ્રત્યેકમાં અદ્ભુત કથાઓ, કલ્પિત વાર્તાઓ અને દંતકથાઓ વંશપરંપરાથી ઉતરી આવેલી હોય છે; તથા દરેક સાચા સ્વદેશાભિમાની પુરુષે પોતાના દેશના ગૌરવના સંબંધમાં અને દુનિયા ઉપરના મોટા દેશોપરત્વે પણ તેના સ્થાનના સંબંધમાં, નાની ઉંમરમાં જે અભિપ્રાય બાંધ્યો હોય તેમાં પાછલી વયમાં ફેરફાર કરવાનું તેને કદાચ કંઈપણ કારણ નહિ મળી આવે, તોપણ બીજા દેશોના સંબંધમાં તેણે જે હલકો અભિ-પ્રાય બાંધ્યો હશે તે ફેરવી ઉંચો અભિપ્રાય બાંધવા જેટલી તો તેને સંપૂર્ણ સામગ્રી મળી રહેશે; કેમકે દરેક દેશમાં મગરૂર થવા જેવું કંઇને કંઇ તો હોય છેજ. એટલું તો અવશ્ય હોય છે કે જેને પ્રતાપે, એ દેશને પોતાની જન્મભૂમિ માનનારા તેના પુત્રો, તેની કીર્તિને કલંક લાગે કે તેની પ્રતિષ્ઠા ઝાંખી થાય, એવાં કૃત્યો કરતાં શરમાય છે.

ઘણાં વર્ષના વસવાટ પછીજ હું કબૂલ કરી શકયો હતો કે નવો દેશ (અમેરિકા) જાથુના વસવાટને યોગ્ય છે. મારૂં હૃદય સ્કૉટલૅન્ડમાં હતું અને તેથી અમેરિકા કાયમના નિવાસસ્થાનતરીકે પસંદ કરવા યોગ્ય છે, એમ મારૂં મન કબૂલ કરી શકતું નહિ. હું પ્રિન્સિપાલ પિટર્સનના નાના છોકરાના જેવો હતો. એ કૅનેડામાં ગયેલો, ત્યારે એક સવાલના જવાબમાં તેણે કહેલું કે, મુલાકાત લેવા પૂરતો તો કૅનેડાનો મુલક મને ઠીક ગમ્યો; પણ બ્રુસ અને વૉલેસનાં મૃત શરીર-વાળાં સ્થાનથી આટલે બધે દૂર કાયમનો તો હું કદી રહી શકુંજ નહિ.



# પ્રકરણ ૨ જું

## ડન્ફર્મલાઇન અને અમેરિકા



શિક્ષણના કાર્યક્રમમાં કવિતાઓ, સંવાદ વગેરે મોઢે બોલી જવાની રીતને મારા કાકા બહુ અગત્ય આપતા; અને એવી રીતે મોઢે બોલી જવા બદલ મને તથા ડૉડને ઘણા પેન્સ મળતા. અમારે બન્નેને નાનાં ફ્રૉક કે ઝભલાં પહેરીને, બાંયો પાછી વાળીને, કાગળની ટોપીઓ પહેરીને અને તરવારોને બદલે લાકડીઓ ઝાલીને વખતોવખત શાળાના સોબતીઓની સમક્ષ અને ઘણી વખત મોટી ઉંમરના માણસોની સમક્ષ, નૉર્વલ અને ગ્લૅનાલ્વન, રોડારિક ડુ અને જેમ્સ ફિટ્ઝ-જેમ્સ બોલી જવાં પડતાં.

મને ચોક્કસ યાદ છે કે નૉર્વન અને ગ્લૅનાલ્વનના પ્રખ્યાત સંવાદમાંથી 'નરક'ના જેવું દુષ્ટ" એ વાક્ય બોલતાં અમને ઘણો સંકોચ થતો. શરૂઆતમાં તો એ વાંધાભરેલો શબ્દ બોલવાનો સમય આવે ત્યારે અમે સહેજ ઉધરસ ખાઇ લેતા અને તે જોઈ શ્રોતૃવર્ગને ગમ્મત પડતી; પણ પાછળથી જ્યારે અમારા કાકાએ અમને સમજાવ્યા કે એ શબ્દ બોલવામાં ધર્મવિરુદ્ધનું કશું નથી, ત્યારથી અમારી મુંઝવણ મટતી; પણ પછી તો અમે વારંવાર એ શબ્દ બોલ્યા કરતા. હું હમેશાં ગ્લેનાલ્વનનો સ્વાંગ લેતો અને એ શબ્દ ભાર દઇને બોલતો. મના કરેલી ચીજને માટે આપણને જેવો મોહ થાય છે, તેવો આશ્ચર્યકારક મોહ મને એ શબ્દમાટે હતો. માર્જોરી ફ્લેમીંગની વાતનું રહસ્ય હું બરાબર સમજી શકું છું. એક દિવસ વૉલ્ટર સ્કૉટ તેણીને મળવા આવ્યા, ત્યારે તેને રીસમાં બેઠેલી જોઇને તેમણે તેણીની ખબરઅંતર પૂછી ત્યારે તે બોલી:—'મીસ્ટર સ્કૉટ! આજ મને બહુ ચીડ ચઢી છે, 'બળ્યું" (ડૅમ) એવું કહેવાનું મને બહુ મન થઇ આવે છે, પણ હું નહિજ કહું.'

તે દિવસથી એ ભયંકર શબ્દનો ઉચ્ચાર કરવો, એ એક મોટી વાત થઇ પડી. વ્યાસાસન ઉપર બેસી ધર્મોપદેશકો 'જહાનમમાં જવાનું' બોલી શકે છે, છતાં તેમને પાપ લાગતું નથી; તેવી રીતે અમને પણ સંવાદમાં 'નરક' ઉપર સંપૂર્ણ સત્તા મળી. બીજા એક ફકરાની પણ મારા ઉપર ઉંડી અસર થઇ હતી. નૉર્વલ અને ગ્લૅનાલ્વનવચ્ચેની લડાઇદરમિયાન નૉર્વલ કહે છેઃ–'આપણી હવે પછીની લડાઈ જીવલેણ નિવડશે.'૧૮૯૭માં 'નૉર્થ અમેરિકન રિવ્યુ' માટેના મારા એક લેખમાં આ શબ્દોનો પ્રયોગ થયેલો વાંચવામાં આવતાં મારા કાકાએ ડન્ફર્મલાઇનથી મને એકદમ લખી નાખ્યું કે,એ શબ્દો તમને (મને) ક્યાંથી હાથ લાગ્યા છે,તે હું જાણું છું. એ વાતની તેમને એકલાનેજ ખબર હતી.

મોઢે કરી નાખવાની મારી શક્તિને મારા કાકાએ સ્વીકારેલી શિક્ષણ-પદ્ધતિથી ઘણું પોષણ મળેલું હોવું જોઇએ. મનપસંદ ફકરા અને કવિતાઓ ગોખી પાડી વખતોવખત મોઢે બોલી જવાની ટેવને ઉત્તેજન આપવાથી જુવાનવર્ગને જેટલો ફાયદો થશે, તેટલો મારા અભિપ્રાયમુજબ બીજા કોઇ સાધનથી નહિ થાય. જે કંઈ મને પસંદ પડતું, તે હું એટલી ઝડપથી શીખી જતો કે તે જોઇ મારા પક્ષપાતી મિત્રોને તાજુબી લાગતી. મને પસંદ પડે કે ન પડે, એ બધું હું મોઢે કરી શકતો, પણ જો એ મને બહુ ગમ્યું ન હોય, તો તે થોડા કલાક પછી ચાલ્યું જતું.

હું જ્યારે ડન્ફર્મલાઈનમાં નિશાળે જતો, ત્યારે મારે દરરોજ (ઝામ) કીર્તન-સંગ્રહમાંથી બબ્બે બેવડી કડીઓ ગોખી જવી પડતી. આ કડીઓ મોઢે કરવી એ મને બહુ કંટાળાભરેલું લાગતું. મેં એવી રીત ગ્રહણ કરી હતી કે નિશાળે જવાનો વખત થાય ત્યાંસુધી હું એ કડીઓની સામે જોતો નહિ. ઘેરથી નીકળી નિશાળે પહોંચતાં ધીમે ચાલવાથી પાંચ કે છ મીનીટથી વધારે વખત લાગતો નહિ; પણ એટલા વખતમાં તો હું એ પાઠ તૈયાર કરી શકતો; અને કીર્તનનું 'લેસન' પહેલા કલાકમાં લેવાતું, એટલે હું કસોટીમાંથી ફતેહમંદી સાથે પસાર થઇ જતો. અર્ધા કલાક પછીથી જો મને ફરીથી એ કડીઓ બોલી જવાનું કહેવામાં આવે, તો હું ધારું છું કે મારો પૂરેપૂરો ફજેતો થાય.

કુટુંબના મંડળની બહારના જે માણસ પાસેથી હું સૌથી પહેલો પેન્સ કમાયો હતો, તે મારા મહેતાજી માર્ટિન હતા. આ બક્ષીસ સ્કુલસમક્ષ બર્ન્સ કવિનું 'મેન હૅઝ મેઇડ ટુ મોર્ન' એ મથાળાવાળું કાવ્ય બોલી જવા બદલ મળી હતી. આ વાત લખતી વખતે મને પાછળનો એક પ્રસંગ યાદ આવે છે. હું જ્યારે જૉન મોર્લી સાથે લંડનમાં ખાણું લેતો હતો, તે વખતે વર્ડ્ઝવર્થ કવિના જીવન-ના સંબંધમાં વાત નીકળતાં તેમણે કહ્યું કે, વર્ડ્ઝવર્થ કવિએ બહુ વખાણેલું

બર્ન્સ કવિનું 'ટુ ઓલ્ડ એજ' નામનું કાવ્ય શોધી કાઢવા માટે હું એ કવિનો આખો કાવ્યસંગ્રહ ઉથલાવી ગયો; પણ એ કાવ્ય મારે હાથ લાગ્યું નહિ. તે ઉપરથી તેનો થોડો ભાગ મેં તેમને ગાઇ સંભળાવ્યો. એમણે તરતજ મને બીજો પેન્સ બક્ષીસ આપ્યો. અરે, મોર્લી જો કે મોટા છે, છતાં તે મારો મહેતાજી માર્ટિન નથી–મારો પહેલો 'મોટા' માણસ એજ હતો. મારે મન એ ખરેખરો મોટા હતો, પણ પ્રમાણિક જૉન મોર્લી, ખચીત એક વીર પુરુષ (હીરો) છે.

ધાર્મિક બાબતોમાં અમારા ઉપર બહુ અંકુશ નહોતો. બીજાં બધાં છોકરાંને નિશાળમાં 'શૉર્ટર કેટેચીઝમ' (નાની પ્રશ્નોત્તરમાળા) શીખવી પડતી; પણ જેની અમને સમજણ પડી નહોતી, એવી કોઇ ગોઠવણની રૂએ મને તથા ડૉડને એમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા. અમારાં તમામ કુટુંબીજનો–મોરિસન કુટુંબવાળા તેમજ લૅાડર કુટુંબવાળા–રાજકીય વિષયોની માફક ધાર્મિક વિષયોમાં પણ આગળ પડતા વિચારો ધરાવતા હતા; અને તેથી હું ધારૂં છું કે, પ્રશ્નોત્તરમાળા તેમને વાંધાભરેલી લાગી હશે. અમારા કુટુંબમંડળમાં એકપણ ચુસ્ત પ્રેસ્બિટેરિયન પંથી નહોતો. મારા પિતા, એઇટ્કિન કાકા અને કાકી, લૅાડર કાકા અને કાર્નેગી કાકા, એ સઘળાંએ કૅલ્વિનિઝમ પંથના સિદ્ધાંતોનો ત્યાગ કર્યો હતો. પાછળથી એ સઘળાંએ થોડા વખતમાટે સ્વિડનબૉર્ગના સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો હતો. મારી માતા તો ધાર્મિક વિષયોના સંબંધમાં હમેશાં મૌન ગ્રહણ કરતી. એ બાબતોનો તે મારા આગળ ઉચ્ચાર સરખો કરતી નહિ, તેમ તે કદી દેવળમાં પણ હાજરી આપતી નહિ; કેમકે તે વખતે અમે ચાકર રાખતાં નહિ અને અમારૂં રવિવારનું ખાણું તૈયાર કરવા સુદ્ધાંતનું ઘરનું તમામ કામકાજ મારી માને જાતે કરવું પડતું. તે હમેશાં પુષ્કળ વાંચતી અને તે વખતે એકેશ્વરવાદી ચૅનીંગના ગ્રંથો વાંચવાથી તેને પુષ્કળ આનંદ થતો. કેવી અજબ વ્યક્તિ!

મારા બચપણના સમયમાં રાજકીય તેમજ ધાર્મિક પ્રશ્નોના સંબંધમાં મારી આસપાસના વાતાવરણમાં જબરો સંક્ષોભ થયો હતો. ખાસ હક્કનું નિકંદન, પ્રત્યેક દેશજનના સમાન હક્ક, પ્રજાસત્તાક રાજતંત્ર–એવા એવા બહુ આગળ પડતા વિચારવાળા પ્રશ્નોની રાજકીય ક્ષેત્રમાં ઉહાપોહ ચાલતી હતી, તેની સાથે ધાર્મિક ક્ષેત્રમાં પણ આત્મા–પરમાત્માવચ્ચેનો સંબંધ, સૃષ્ટિની ઉત્પત્તિ, જીવ અને ઈશ્વરનાં સ્વરૂપ, એવા એવા ગૂઢ પ્રશ્નોના સંબંધમાં પુષ્કળ વાદવિવાદ ચાલતો. એ સઘળું મારા સાંભળવામાં પણ આવતું અને તેના સંસ્કાર મારા વડીલવર્ગના ખ્યાલમાં પણ ન આવે તેટલા ઊંડા મારા ઉપર પડતા; કેમકે દરેક બાબતની છાપ મારા ઉપર તત્કાળ પડતી. મને બરાબર યાદ છે કે, કૅાલ્વિનિઝમના કડક સિદ્ધાંતો મને છાતી ઉપરના પથરા જેવા અકારા લાગતા; પણ હું ઉપર

નિરૂપણ કરી ગયો છું એવા સંજોગોને લીધે મારા મનની એ સ્થિતિ ઝાઝો વખત ટકી રહી નહિ. એક દિવસ એક પાદરીએ ઇન્ફન્ટડૅમ્નેશન (બાળકોની નરકયાતના)ને લગતા સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું. એ સાંભળી મારા પિતાએ પ્રેસ્બિટેરિયન પંથના ધર્મસમાજનો તરતજ ત્યાગ કર્યો હતો. એ બીનાને મેં મારા અંતઃકરણમાં ઠેઠ સુધી સાચવી રાખી હતી. હું બહાર નીકળવા લાગ્યો કે તરતજ આ વાત બની હતી.

મારા પિતાનાથી આવી વાતો સહન થઇ શકી નહિ, તેથી તેમણે એ પાદરીને કહ્યું:–' જો તમારો ધર્મ અને તમારા ઇશ્વર આવાજ હોય, તો મારે બીજા સારા ધર્મ અને સારા ઇશ્વર શોધવા જવું પડશે.' એ દિવસથી તેમણે પ્રેસ્બિટેરિયન પંથનો ત્યાગ કર્યો અને એ પંથનાં દેવળોમાં ફરીથી કદી પગ મૂકયો નહિ; પણ તેમણે બીજા પંથોનાં દેવળોમાં હાજરી આપવાનું બંધ કર્યું નહોતું. એ દરરોજ સવારમાં પ્રાર્થના કરવા માટે ઓરડીમાં ભરાઇ બેસતા અને તેની છાપ મારા ઉપર પડી હતી. એ ખરેખર એક સંત પુરુષ હતા અને મરણપર્યંત ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી રહ્યા હતા. ધર્મના જૂદા જૂદા પંથોને એ કલ્યાણના સાધક ગણતા. તેમને સમજાયું હતું કે, પંથ અનેક છે પણ ધર્મ એકજ છે. મારી ખાત્રી થઇ હતી કે જે પાદરીએ ઇશ્વરને સ્વર્ગીય પિતાતરીકે નહિ, પણ જૂના કરાર ( ઓલ્ડ ટેસ્ટામેન્ટ )માંના 'નિર્દય વેર લેનાર' તરીકે અગર તો એન્ડ્રુ ડી. વ્હાઇટે પોતાની આત્મકથામાં જણાવ્યા-મુજબ 'હમેશના જુલમગાર'તરીકે ચીતર્યો છે, તેના કરતાં મારા પિતા ઇશ્વર-ના સંબંધમાં વધારે સારૂં જ્ઞાન ધરાવતા હતા. સદ્દભાગ્યે અગમ્ય જગન્નિયંતાના સ્વરૂપના સંબંધની આવી માન્યતા હાલના જમાનામાં નાબુદ થવા લાગી છે.

બચપણના મારા મોજશોખના વિષયોમાંનો એક કબુતર અને સસલાં પાળવાનો હતો. મારાં આ પાળેલાં પક્ષીઓને માટે સગવડવાળું મકાન બાંધી આપવા માટે મારા પિતા જે તસ્દી લેતા, તે મને જ્યારે જ્યારે યાદ આવે છે, ત્યારે ત્યારે હું આભારની લાગણીનીચે દબાઇ જાઉં છું. અમારૂં ઘર મારા સોબતીઓને એકઠા થવાનું મુખ્ય મથક થઇ પડયું હતું. પોતાના બન્ને પુત્રોને સદ્દવર્તનના માર્ગ ઉપર ચઢાવી, તેમાંથી સ્ખલિત નહિ થવા દેવાના ઉપાય તરીકે ઘર આગળના કૌટુંબિક સંસ્કારોને મારીમાતાખાસ અગત્ય આપતી. તેણી કહેતી કે, એ દિશા તરફનું પહેલું પગથીઉં ઘરને આકર્ષક–આનંદદાયકબનાવવું એ છે; અને તેથી અમને અને અમારી સાથે ભળનારાં પડોશીઓનાં છોકરાંને ખુશ રાખવાને માટે મારાં માતપિતા પોતાનાથી બનતું સઘળું કરી છૂટતાં.

મારાં પાળેલાં પક્ષીની વેતરની મોસમ આવે, ત્યારે મારા સોબતીઓની

સેવાને કામમાં લેવી,  એ મારૂં ધંધાદારીને લગતું પહેલું સાહસ હતું. શનિવારની રજાનો દિવસ મારા સોબતીઓ ઘણું કરીને મારાં સસલાંમાટે ખોરાક એકઠો કરવામાં ગાળતા. આ સેવાના બદલામાં તેઓ જે બચ્ચાંને જન્મ આપે, તેમનાં નામ મારા એ સોબતીઓના નામ ઉપર પાડવાનું હું કબૂલ કરતો. આવા નજીવા બદલામાં તેમની પાસેથી સખ્ત કામ લેવા માટે–તેમની સ્થિતિનો અઘટિત લાભ લઇ એકતરફી સાટાં કરવા માટે અત્યારે મારૂં અંતઃકરણ મને ડંખે છે. મારા કેટલાક સાથીઓ તો આવા અદ્વિતીય ઇનામની લાલચે, સસલાંમાટે ખોરાક એકઠો કરવા માટે આખી મોસમ મારી સાથે ભટકવા કબૂલ થતા. મજુરીને આવો કંગાલ બદલો ભાગ્યેજ કદી મળતો હશે! પણ અફસોસ! તેમને આપવા જેવું મારી પાસે બીજું શું હતું! ફુટી બદામ પણ નહિ!

જે શક્તિના વિકાસ ઉપર મારા જીવનના સાફલ્યનો–મારી આર્થિક આબાદીનો પાયો અવલંબી રહેલો છે, એવી (ઑર્ગેનાઇઝીંગ પાવર) જમાવટ કરવાની–યોજના ઘડવાની શક્તના સૌથી પહેલા પૂરાવાતરીકે આ યોજનાને હું બહુ સંભાળ ભરેલીરીતે યાદ રાખી રહ્યો છું. મારા સાફલ્યનું કારણ મારૂં પોતાનું જ્ઞાન કે કાર્ય નહોતું, પણ જે માણસો મારા કરતાં વિશેષ જાણતા હતા, તેમને પારખી કાઢવાની અને પસંદ કરી લેવાની મારી શક્તિ હતી. આવી શક્તિ પ્રત્યેક માણસને માટે અત્યંત કિંમતી છે. વરાળયંત્રની રચના હું સમજી શકતો નહોતો, પણ જે યંત્ર એના કરતાં પણ વધારે ગુંચવણભરેલું છે, તેને એટલે માણસજાતને સમજી લેવાનો હું પ્રયાસ કરતો. ૧૮૯૮ માં અમે ચાર ઘોડાની ગાડીમાં બેસી સહેલ કરવા ઇંગ્લાંડ ગયા હતા, ત્યારે સ્કૉટલેન્ડની એક ધર્મશાળામાં અમારો મુકામ હતો. ત્યાં એક ગૃહસ્થે આવી મને પોતાનું ઓળખાણ આપ્યું. તે સ્કૉટલૅન્ડનો પ્રખ્યાત ફનીચર બનાવનાર મી. મેકિન્ટોશ હતો. તેણે કહ્યું કે, મેં મારી જાતે તમને ઓળખાણ આપવાની હિંમત કરી છે એનું કારણ એ છે કે, હું સસલાંમાટેનો ખોરાક એકઠો કરનારા છોકરાપૈકીનો એક છું; અને એક બચ્ચાનું નામ મારા નામ ઉપરથી પાડયું હતું. મારા સસલાસંબંધના બાળસાથીઓપૈકી એ એકલોજ મોટી ઉંમરમાં મારા ભેગો થયો હતો અને તેથી એનું ઓળખાણ પડતાં મને કેટલો બધો આનંદ થયો હશે, તેનો વિચાર કરો. હું આશા રાખું છું કે, એ મને ઘણી વખત મળશે અને તેની સાથેની મારી દોસ્તી ઠેઠસુધી ટકી રહેશે. આજ (૧૯૧૩ ના ડિસેમ્બર માસની પહેલી તારીખે) આ હસ્તલિખિત પ્રત ફરીથી વાંચી જતી વખતે મને મારા એ બાળસ્નેહી તરફથી એક સુંદર પત્રિકા મળી છે. આ પત્રિકામાં તે અમારા એ દિવસોની યાદ દેવડાવે છે. એમનાં પત્રથી મને જે

આનંદ થયો હતો, તેવોજ આનંદ તેમને કરાવનારો મારો પ્રત્યુત્તર તેમને અત્યાર-આગમચ મળી ચૂક્યો હશે.

વરાળયંત્રથી ચાલતા સંચા દાખલ થતાં તથા તેમાં સુધારાવધારા થતા ચાલતાં ડન્ફર્મલાઇનના નાના કારીગરોનો વેપાર વધારે અને વધારે બગડતો ચાલ્યો; અને આખરે પિ સબર્ગમાં મારી બે માસીઓ હતી, તેમને લખી દેવા-માં આવ્યું કે અમે ત્યાં આવવાનો લગભગ નિશ્ચય કરી દીધો છે. જવાબમાં સંતોષકારક કાગળો મળ્યા, એટલે અમે શાળો અને ઘરનો સરસામાન જાહેર લીલામથી વેચી નાખવાનો ઠરાવ કર્યો. મારા પિતા અમારી સમક્ષ મધુર સ્વરે નીચેની કડીઓ વખતોવખત ગાતા:—

પશ્ચિમ, પશ્ચિમ ! સ્વતંત્ર પુરુષોની ભૂમિ–પશ્ચિમ તરફ ચાલો;
જ્યાં જંગી મિસૌરી નદી ખળખળ વહેતી સમુદ્રને જઈ મળે છે;
જ્યાં માણસને મહેનત મજુરી કરવી પડે તોપણ તે માણસ મટી જતો નથી;
અને જ્યાં ગરીબમાં ગરીબ માણસ પણ પૃથ્વીમાંથી ઉત્પન્ન લઈ શકે છે.

લીલામથી ઉપજેલી રકમ નિરાશાજનક હતી. શાળોની કિંમત નહિ જેવી ઉપજી અને પરિણામે અમેરિકા જવા માટે આખા કુટુંબના સ્ટીમરના ભાડામાટે જોઇતી રકમમાં પણ વીસ પૌંડ ખૂટયા. આ સ્થળે મારે મારી માની એક જીંદગીભરની સહિયરના સખીકૃત્યની નોંધ લેવી જોઇએ. મારી મા પોતે એકનિષ્ઠાવાળી હોવાથી, તેવાજ ગુણવાળી સ્ત્રીઓ તેના તરફ આકર્ષાતી. આ સ્ત્રીનું નામ મિસિસ હેન્ડર્સન હતું. તેનું કુમારી અવસ્થાનું નામ એલાફર્ગ્યુસન હતું અને અમારા કુટુંબમાં તે એ નામથીજ ઓળખાતી. એણે હિંમત લાવીને ખૂટતી રકમ અમને ધીરવાની તત્પરતા બતાવી. મારા કાકા લૉડર અને મામા મોરિસન જામીન થયા. ૧૮૪૮ના મેની ૧૭ મી તારીખે અમે ડન્ફર્મલાઇન છોડયું. આ વખતે મારા પિતાની ઉંમર ૪૩ વર્ષની અને મારી માની ઉંમર ૩૩ વર્ષની હતી. મારૂં તેરમું વર્ષ ચાલતું હતું અને મારા ભાઇ ટૉમનું પાંચમું વર્ષ ચાલતું હતું. મારો ભાઇ સફેદ વાળવાળો, ચળકતી કાળી આંખોવાળો દેખાવડો છોકરો હતો અને તે બધાનું લક્ષ ખેંચતો. શાળાને તો મેં હમેશને માટે નમસ્કાર કર્યા. અમેરિકામાં માત્ર એક શિયાળામાં હું રાતની શાળામાં ગયો હતો. અને પાછળથી થોડો વખત ફ્રેંચ શિક્ષક પાસે રાતની શાળામાં થોડું ફ્રેંચ શીખ્યો હતો તથા એક વક્તૃત્વશિક્ષક પાસે થોડું વક્તૃત્વ શીખ્યો હતો. હું લખી–વાંચી શકતો તથા હિસાબ ગણી શકતો અને મેં અક્ષર-ગણિત તથા લૅટિન ભાષા શીખવાની શરૂઆત કરી હતી. દરિયાની મુસાફરી-દરમિયાન મેં મારા કાકા લૅાડર ઉપર એક પત્ર લખ્યો હતો જે મને પાછળ-

થી પાછો મળ્યો હતો. તે જોવાથી જણાય છે કે, તે વખતે હું હાલના કરતાં સારા અક્ષર લખી શકતો. મેં ઇંગ્રેજી ભાષાના વ્યાકરણસાથે પણ કુસ્તી કરી હતી અને તેના અભ્યાસક્રમમાંથી સાધારણ રીતે છોકરાઓ જેટલું જાણે છે, તેટલું હું શીખ્યો હતો. વૉલેસ, બ્રુસ અને બર્ન્સ, એમનાં જીવનચરિત્ર-સિવાય બીજું કશું મેં વાંચ્યું નહોતું; પણ કવિતાના ઘણા ફકરા મેં મોઢે કર્યા હતા. મારા વાચનનાં પુસ્તકોની યાદીમાં બચપણમાં વાંચેલી કલ્પિત વાર્તાઓ મારે ઉમેરી લેવી જોઇએ. 'અરેબિયન નાઇટ્સ'ની વાતો વાંચતાં તો હું જાણે સ્વપ્નની દુનિયામાં જઈ બેસતો.

મને યાદ છે કે, મારૂં વહાલું ડન્ફર્મલાઇન છોડીને ઑમ્નીબસમાં બેસીને હું જ્યારે ચાર્લ્સ્ટન જવા નીકળ્યો, ત્યારે જ્યાંસુધી ડન્ફર્મલાઇન દેખાતું બંધ થયું ત્યાંસુધી હું આંસુભરેલી આંખોએ બારીની બહાર જોતો બેસી રહ્યો હતો. દૃષ્ટિમર્યાદાની બહાર સૌથી છેલ્લું ચાલ્યું જનાર બાંધકામ ભવ્ય અને પવિત્ર ઍબી હતું. જેવી રીતે તે દિવસે મને થતું કે 'ઓ ઍબી! હું તને ફરીથી ક્યારે જોઇશ?' તેવીજ રીતે શરૂઆતનાં ચૌદ વર્ષ હું અમેરિકામાં રહ્યો હતો, તે મુદતદરમિયાન દરરોજ થતું. જે દિવસે હું ઍબીના ટાવર ઉપરના 'કિંગ રૉબર્ટ ધી બ્રુસ' એ જાડુંપ અક્ષરો મારી માનસિક દૃષ્ટિથી ન જોઇ શક્યો હોઉં, એવા દિવસો ભાગ્યેજ પસાર થતા. બચપણની જે વાતો મને યાદ છે, એ બધી આ ઍબી અને તેના ઘંટ સાથે સંબંધ ધરાવે છે. એ (કર્ફ્યુ બેલ) દીવેદેવતા હોલવી નાખવાનું સૂચવતો ઘંટ દરરોજ સાંજના આઠ વાગતાં વાગતો અને એ વાગતો બંધ પડે, ત્યાર પહેલાં પથારીમાં સૂઈ જવું એવો મારો હમેશનો નિયમ હતો. 'એન અમેરિકન ફોર-ઇન-હેન્ડ ઇન બ્રિટન' એ નામના મારા પુસ્તકમાં આ મઠ આગળ થઇને પસાર થતી વખતના પ્રસંગનું વર્ણન આપતાં મેં આ ઘંટના સંબંધમાં ઉલ્લેખ કર્યો છે અને તેનું આ સ્થળે અવતરણ આપવું અસ્થાને નહિ ગણાય.

"પેન્ડ્સ આગળ થઇને પસાર થતી વખતે હું પ્રોવોસ્ટ વૉલ્સની સાથે ગાડીની આગલી બેઠક આગળ ઉભો હતો, એટલામાં મારી માના તથા મારા માનમાં વગાડવામાં આવેલા ઍબીના ઘંટનો પહેલો ટકોરો મારા સાંભળવામાં આવ્યો. એ સાંભળતાંવેંતજ મારા પગ ગગળી જવા લાગ્યા, બેમાલૂમ-પણે મારી આંખોમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો અને પ્રોવોસ્ટ (કોટ-વાળ)ના તરફ ફરી મેં કહ્યું કે, મારાથી ઉભું રહી શકાશે નહિ. થોડો વખત તો મને એમ લાગ્યું કે, જાણે મને મૂર્છા આવી જશે. સદ્ભાગ્યે લોકોનું ટોળું થોડે દૂર હતું. મને સાવધ થવાનો વખત મળ્યો અને લોહીની ટસરો છૂટી

એટલા જોરથી દાંત વચ્ચે હોઠ દાબીને હું મનમાં બબડ્યો:–' કંઇ હરકત નહિ, સાવધ રહે, તારે આગળ વધવુંજ પડશે.' પણ એ અવાજે પોતાની મધુર, રહેમનજરવાળી, પીગળાવી નાખે એવી શક્તિવડે મને જેવી રીતે વશ કર્યો હતો, તેવી રીતે મારા કાનને સ્પર્શ કરનારો તથા મારા આત્મામાં ઉંડો ઉતરી જનારો બીજો કોઇ અવાજ કરી શકવાનો નથી; અગર તેના ભણકારા મને જેવી રીતે હમેશાં વાગી રહ્યા છે, તેવા બીજા કોઇ અવાજના વાગવાના નથી.

એ કર્ફ્યુ બેલ સાંભળી હું મારી પલંગડીમાં સૂઈ જતો અને બચપણની નિર્દોષ નિદ્રા પ્રાપ્ત કરતો. વાગતી વખતે એ ઘંટ આપણને શું કહે છે, તે કોઇ વખત મારા પિતા, તો કોઈ વખત મારી માતા, મારી પથારી આગળ બેસી મને વહાલથી થાબડતાં થાબડતાં સમજાવતાં. એ ઘંટનાદે પોતાની ભાષામા મને ઘણા સુંદર શબ્દો સંભળાવ્યા છે. દિવસદરમિયાન મેં જે કંઇ ખોટું કામ કર્યું હોય તે મને એ દૈવી અવાજ ઉંઘમાં પડતા પહેલાં માયાળુપણે કહી દેતો. એ પોતાના શબ્દો એટલી બધી સ્પષ્ટતાથી બોલતો કે હું ઝટ સમજી જતો, કે જે શક્તિએ તેને ગતિ આપી છે, તેણે બધું જોયું છે, છતાં તે મારા ઉપર ગુસ્સે નહિ થતાં અત્યંત ખિન્ન થઇ છે. આજે પણ એ ઘંટનો અવાજ જ્યારે મારા સાંભળવામાં આવે છે, ત્યારે મને એ મૂગો નથી લાગતો. હજી પણ મને તે પોતાનો સંદેશો સંભળાવ્યાં કરે છે. આજે તો તે સ્વદેશનો ત્યાગ કરી જતાં રહેલાં મા તથા પુત્રને ફરીથી આદરપૂર્વક પોતાની સંભાળ-નીચે લેવાની તત્પરતાને સૂચવતો અવાજ પ્રગટ કરે છે. અમારા માનમાં મઠનો ઘંટ વાગતો હતો, તે વખતે મારો ભાઈ ટૉમ પણ હાજર હોત તો કેવું સારૂં, એવો વિચાર તે વખતે મને સ્ફુરી આવ્યો. અમે નવી દુનિયામાં (અમેરિકામાં) ગયા; ત્યાર પહેલાં, એ પણ આ ઘંટનાદની અદ્‌ભુત શક્તિથી વાકેફ થવા લાગ્યો હતો.

મધુર સંગીતના ધ્વનિ સાંભળતાં સાંભળતાં મોત આવે, એવી રૂસોની અભિલાષા હતી. મને પણ જો મોતના વખતની પસંદગી કરવાની છૂટ મળે, તો હું એવું માગી લઉં કે, મઠના ધ્વનિના પડઘા મારા કાન સાથે અથડાતા હોય, હું જે જીવન ગાળી ચૂક્યો હતો, તેનું તે મારી આગળ નિરૂપણ કરી રહ્યા હોય અને હું બાળક હતો તે વખતે જેવી રીતે તે મને ઉંઘી જવાનું આમંત્રણ આપતા, હોય તેવી રીતે મને છેવટની ઉંઘ ઉંઘવાનું આમંત્રણ આપે અને એવી સ્થિતિમાં હું આ દુનિયા છોડી પરલોકમાં ચાલ્યો જાઉં!"

મારા સદર પુસ્તકના વાચકો તરફથી આ ફકરાને ઉદ્દેશીને મને ઘણા પત્રો મળ્યા છે; તેમાંના કેટલાક લેખકો તો એટલે સુધી જણાવે છે કે, એ

વાંચીને તેમની આંખમાં આંસુ આવ્યાં હતાં. એ લખાણમાં મેં મારા હૃદય ખરા ઉદ્‌ગાર ઉતારેલા છે અને કદાચ તેને લીધેજ એ બીજાનાં હૃદયને સ્પ કરી શકયું હશે.

અમે એક નાના મછવામાં બેસીને ફ્‌ર્થ ઑફ ફોર્થમાં એડિનબરો સ્ટીમરમાં બેસવા માટે ગયા હતા. મને જ્યારે મછવામાંથી ઉઠાવીને સ્ટીમર બેસાડવા માટે લઈ જવા લાગ્યા, તે વખતે હું દોડીને મારા કાકા લૉડ ગળે વળગી પડયો અને બોલ્યો:–'તમને છોડીને મારાથી જવાતું નથી, તમ છોડીને મારાથી જવાતું નથી!' એક ભલા ખલાસીએ મને તેમને ગળે વછોડીને સ્ટીમરના તુતક ઉપર મૂકયો. હું જ્યારે ડન્ફ્‌ર્મલાઈન જવા ૧ પાછો ફર્યો હતો, તે વખતે એ ભલો માણસ મને મળવા આવ્યો હતો ન તે વખતે તેણે કહ્યું હતું કે, એવી હૃદયદ્રાવક વિદાયગીરી તેના જોવામાં આવી નહોતી.

અમે ગ્લાસ્ગો ખાતેથી વિસ્કાસેટ નામના વહાણમાં દરિયાની સફર કઃ મુસાફરીનાં સાત અઠવાડીઆંમાં તો હું સઘળા ખલાસીઓને સારી રીતે ઓળ ગયો, જૂદાં જૂદાં દોરડાંનાં નામ શીખી ગયો અને મુસાફરોને ટંડેલની સૂચ પ્રમાણે વર્તવાની સમજણ પાડી શકતો; કારણ કે વહાણ ઉપર ખલાસીઓ સંખ્યા જોઇએ તે કરતાં ઓછી હોવાથી, મુસાફરોની મદદની વખતોવખ જરૂર પડતી. આ બધાને લીધે ખલાસી લોકો મને તેમની રવિવારની ઉજાણી ભાગ લેવા માટે આમંત્રણ આપતા. વહાણ છોડતી વખતે મને ખરા દીલનો ખેદ થયેલ

ન્યુયૉર્ક પહોંચતાં મારા ગભરાટનો પાર રહ્યો નહિ. મહારાણ જોવા માટે મને એક વખત એડિનબરો તેડી ગયા હતા, એટલીજ પરદેશ જ માટે નીકળતા સુધીમાં મારા દેશાટનની હદ હતી. મને ગ્લાસ જોવાનો પણ વખત મળ્યો નહોતો. વેપારઉદ્યોગની ધામધુમથી ખળભ રહેલું મારા જોવામાં આવેલું પહેલવહેલું શહેર ન્યુયૉર્કજ હતું અને તે દોડધામ અને ગરબડે મને ગભરાવી નાખ્યો. ન્યુયૉર્કખાતાના અમારા વસવા દરમિયાનનો જે એક બનાવ, મને ખાસ યાદ છે, તે હું જ્યારે કેસલગાર્ડ આગળ બાઉલિંગગ્રીનમાં થઇને પસાર થતો હતો તે વખતે બન્યો હતો. રૉબ બેરીમૅન નામના વિસ્કાસેટ વહાણના એક ખલાસીએ ઓચિંતા આવીને મ બાથમાં ઘાલ્યો. તેણે કિનારા ઉપર સહેલ કરવા નીકળી પડેલા ખલાસી લોક ઢબનું વાદળી રંગનું ઝભલું તથા ધોળો પાયજામો પહેર્યાં હતાં. આ પોષાકઃ તે મને ઘણો સુંદર લાગતો હતો.

એક વિશ્રાંતિગૃહમાં તેડી જઇ એણે મને સારસાપેરીલાનો એક પ્યાલો પાયે

જે હું દેવલોકોના અમૃતના જેટલા સ્વાદ સાથે ગટગટાવી ગયો. જે સુંદર નકસીદાર પીતળના વાસણમાંથી એ અમૃત ફીણના ઉભરા સાથે બહાર પડતું હતું, તેની સુંદરતાની મારા મન ઉપર તે વખતે જે છાપ પડી હતી, તેવી પાછળથી કોઇ ભભકાદાર ચીજના નિરીક્ષણથી પડી નથી. હું જેટલી વખત એ સ્થળ આગળથી પસાર થયો હોઇશ, તેટલી વખત એ વાસણ મને યાદ આવતું અને પેલા વહાલા ખલાસીનું શું થયું હશે, એ વિચાર દરવખત મારા મનમાં સ્ફુરતો. તેને પાકી વૃદ્ધાવસ્થાના સુખનો અનુભવ લેતો જોવાની તથા ઉતરતી વયના આનંદમાં બની શકે તો ઉમેરો કરવાની ઇચ્છાથી મેં તેને ખોળી કાઢવાનો ઘણો પ્રયાસ કર્યો; પણ તેમાં હું ફાવ્યો નહિ. એ મારો 'ટૉમ બાઉલિંગ' હતો; અને જ્યારે જ્યારે એ સુંદર ગીત ગવાય છે, ત્યારે ત્યારે મર્દાનગીભરેલા સૌંદર્યની પ્રતિમાતરીકે હું મારા જૂના મિત્ર બેરીમેનને જોઉં છું. અફસોસ ! અત્યાર આગમચ તો એ પરલોકખાતે સિધાવી ગયો છે; પણ સફરદરમિયાનના માયાળુપણાને લીધે તેણે એક છોકરાને પોતાનો સાચો સ્નેહી અને ચાહનારો બનાવ્યો હતો.

ન્યુયૉર્કમાં અમે માત્ર સ્લોનદંપતીનેજ ઓળખતાં હતાં. એ સુપ્રસિદ્ધ જૉન, વિલી અને હેન્રી સ્લોનનાં માબાપ હતાં. મિસિસ સ્લોન્ (યુફેમિયા ગ્લાસ) મારી માતાની ડન્ફર્મલાઇનની સહિયર હતી. મિ. સ્લોન અને મારા પિતા બન્ને ધંધાપરત્વે સાથીઓ હતા. અમે તેમને મળવા ગયાં અને ત્યાં અમારો સારો સત્કાર થયો. તેના પુત્ર વિલીએ જ્યારે ઇ૦ સ૦ ૧૯૦૦ ની સાલમાં પોતાની બે પુત્રીઓને માટે મારી પાસેથી અમારા ન્યુયૉર્કવાળા મકાનની સામેનું ગભાણ ખરીદ્યું, ત્યારે મને ઘણો આનંદ થયો હતો; કેમકે તેને લીધે, જેવી રીતે અમારી માતાઓ સ્કૉટલૅન્ડમાં સાથે રમતી હતી, તેવી રીતે ત્રીજી પેઢીએ અમારાં છોકરાં સાથે રમવા શક્તિમાન થયાં.

સ્થાનિક એજંટોની સલાહને અનુસરીને અમે બફેલો અને લેક એરિને રસ્તે થઇ એરીકેનલમાં થઇ કિલવલેન્ડ ગયાં, અને ત્યાંથી ખાડીને માર્ગે બીવર ગયાં. આ મુસાફરી કરતાં અમને ત્રણ અઠવાડીઆં લાગ્યાં હતાં, પણ હાલ રેલ્વેમારફતે માત્ર દશ કલાક લાગે છે.

પિટ્સબર્ગ શહેર સાથે, કે પશ્ચિમના કોઇ પણ શહેરસાથે તે વખતે રેલ્વેનો સંબંધ નહોતો. એરી રેલ્વે બંધાતી હતી અને મુસાફરીદરમિયાન અમે મજુરોની ટુકડીઓને કામે લાગેલી જોતાં હતાં. બાળકોને કશું અણગમતું હોતું નથી, તે મુજબ ખાડીના મછવા ઉપરની અમારી ત્રણ અઠવાડીઆંની મુસાફરીનાં સ્મરણ મને આનંદજનકજ લાગે છે. મને જે કંઇ પ્રતિકૂળ અનુ-

ભવ થયો હશે, તે ક્યારનોય સ્મરણપટ ઉપરથી ભુંસાઈ ગયો છે. માત્ર, જે સ્ટીમબોટમાં બેસી અમારે ઓહિયો નદીમાં થઇ પિટ્સબર્ગ જવાનું હતું, તેના આવવાની રાહ જોઇને અમારે ખીવરના પુરજા આગળની હોડીમાં જે રાત ગાળવી પડતી, તેને હું વિસરી ગયો નથી. એ રાતે અમને મચ્છરના ત્રાસજનક ઉપદ્રવનો પહેલવહેલો અનુભવ થયો; સૌથી વધારે દુઃખ મારી માને થયું હતું. એની આંખો એટલી બધી સુજી ગઇ હતી કે સવારમાં એનાથી પૂરૂં જોઈ પણ શકાતું નહોતું. અમારા બધાના ચહેરા બીહામણા થઇ ગયા હતા; છતાં એ કાળરાત્રીનું દંશજન્ય દારુણ દુઃખ પણ મને ઘસઘસાટ ઉંઘતાં અટકાવી શક્યું નહોતું. હું હમેશાં સારી રીતે ઉંઘ લઈ શકતો.

અમારા પિટ્સબર્ગ ખાતેના મિત્રો લાંબી મુદતથી અમારા આગમનની રાહ જોઇ રહ્યા હતા; અને એમના સ્નેહભર્યા અને માયાળુ સત્કારે અમારા સઘળાં સંકટનું વિસ્મરણ કરાવ્યું. અમે એલિઘની શહેરમાં તેમની સાથે રહ્યાં. મારા માસા હોગનના એક ભાઇએ રૅબેકાસ્ટ્રિટ નામના મહેલ્લાની અંદર આવેલા એક છૂટી જમીનના ટુકડાના પાછલા ભાગમાં એક નાની વણાટશાળા બાંધી હતી. આ મકાન મેડાબંધી હતું અને તેના બીજા માળમાં બે ખંડ હતા; તેમાં અમે રહ્યાં. આ મકાન મારી માસી એઇટ્કનનું હતું એટલે અમારે તેનું ભાડું ભરવું પડતું નહોતું. મારા માસાએ થોડી મુદતમાં વણાટનો ધંધો છોડી દીધો, એટલે મારા પિતાએ તેમની જગ્યા લીધી અને ટેબલક્લૉથ વણવા-નું શરૂ કર્યું. મારા પિતાને એવાં ટેબલક્લૉથ વણવાં પડતાં, એટલુંજ નહિ પણ વેચવા પણ જવું પડતું; કેમકે ત્યાં જથાબંધ માલ ખરીદનારા વેપારી રહેતા નહિ. વણેલો માલ વેચવા માટે મારા પિતાને ઘેરે ઘેર ભટકવું પડતું; છતાં પણ જે દામ હાથ આવતા, તે નજીવા હતા.

આથી કરીને હમેશની માફક મારી મા અમારી વહારે આવતી. એ કોઇ પણ રીતે નાઉમેદ થઇ જતી નહિ. બચપણમાં એ એના પિયરમાં જોડા પૅક કરી બાંધવાનું કામ શીખી હતી; અને તે વખતે મેળવેલી કુશળતાને તેણીએ અત્યારે કુટુંબના ઉદરપોષણાર્થે ઉપયોગમાં લીધી. મારા વડવાની માફક, મારા મિત્ર અને ભાગીદાર મિ. હેન્રિ ફિપ્સના પિતા મિ. ફિપ્સ એક બાહોશ મોચી હતા.એ એલિઘની શહેરમાં અમારી પડોશમાં રહેતા. તેમની પાસેથી મારી માએ કામ મેળવવા માંડ્યું અને ઘરનું કામકાજ કરવા ઉપરાંત આ અજબ સ્ત્રી (મારી મા) જોડા પેક કરવાનો ધંધો કરી દર અઠવાડીએ ચાર ડૉલર કમાતી. કેટલીક વખત તે મધરાત સુધી કામ કર્યા કરતી. દિવસે અને સાંજના ઘરના કામકાજ-માંથી પરવાર્યા બાદ મળતા ફુરસદના વખતમાં જે વખતે મારો નાનો ભાઇ

તેની પાસે બેસી તેને સોયમાં દોરા પરોવી આપતો તથા ભાગી આપતો, તે વખતે, જેવી રીતે તે મને સુંદર ગાયન ગાઇ સંભળાવતી, તેવીજ રીતે તેને પણ સ્કૅાટલૅન્ડનાં ઉત્તમ લોકગીત તે ગાઇ સંભળાવતી; અગર તો નીતિની વાતો કહી સંભળાવતી. તેણીનો ગીતસંગ્રહ અખૂટ હતો.

**ગરીબ પણ પ્રમાણિક માબાપનાં છોકરાં તવંગર માબાપનાં છોકરાં ઉપર જે સરસાઈ ભોગવે છે, તે આ બાબતમાં છે. મા એજ આવજત કરનારી નર્સ, રસોઇ કરી આપનાર રસોઇયણ, શિક્ષણ આપનારી ગવર્નેસ તથા સદ્બોધ આપનારી સાધ્વી; અને પિતા એજ આદર્શ માર્ગદર્શક, સલાહકાર અને મિત્ર ! હું અને મારો ભાઇ આ રીતે ઉછર્યાં હતા. આની સાથે હરિફાઈમાં ટકી શકે એવો કરોડપતિ કે અમીરઉમરાવનાં છોકરાંને બીજો કયો વારસો મળે છે ?**

મારી મા એક ઉદ્યોગી–વ્યવસાયી સ્ત્રી હતી, છતાં તે પાડોશીઓના સમાગમમાં આવવાની કે તેમને ઉપયોગી થઇ પડવાની એક પણ તક જવા દેતી નહિ. આથી તે ટુંક મુદતમાં એક માયાળુ અને શાણી સ્ત્રીતરીકે ખ્યાતિને પામી. ગુંચવણના પ્રસંગોએ સઘળાં તેની સલાહ અને મદદ લેવા આવતાં. લોકોના ઉપર મારી માએ કેવા કેવા ઉપકાર કરેલા તે મેં ઘણાને મોઢેથી સાંભળ્યું છે. પાછળથી પણ અમે જ્યાં જ્યાં રહેતાં, ત્યાં તે એવીજ રીતે વર્તતી. ગરીબ અને તવંગર સઘળાં પોતાની કથનીઓ લઈ તેની પાસે આવતાં અને સાચી સલાહ લઇ પાછાં ફરતાં. સઘળે સ્થળે તે બધાંથી નોખી પડતી.





# પ્રકરણ ૩ જું

## પિતૃસવર્ગ અને ઉદ્યમ



હવે એ મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો કે મારેમાટે શું કામ ખોળી કાઢવું? મેં થોડી મુદત ઉપરજ મારૂં તેરમું વર્ષ પૂરૂં કર્યું હતું અને નવા મુલકમાં પગભર થવાના મારા કુટુંબના પ્રયાસમાં મદદરૂપ થઇ પડવા માટે કામ મેળવવા હું તલપાપડ થઇ રહ્યો હતો. મારા કુટુંબને તંગીમાં આવી પડવાનો પ્રસંગ આવે એ કલ્પના મારા હૃદયને બાળ્યાં કરતી હતી. આખા કુટુંબે મળી દર માસે પચીસ એટલે બાર મહિને ત્રણસેં ડૉલરની કમાણી કરવી જોઇએ, એવો નિશ્ચય કરી એટલી કમાણી કેવી રીતે કરવી એના વિચારો મને રાતદિવસ આવ્યા કરતા હતા. એ સમયમાં તમામ જરૂરી ચીજોના ભાવ બહુ સસ્તા હતા અને તેથી ઉપરૈ મુજબની કમાણી થાય તો બીજાના ઉપર આધાર રાખ્યા સિવાય સુખેથી દહાડા કાઢી શકાય, એવી ગણત્રી મેં કરી હતી.

મારા માસા, હૉગનના ભાઈ, મારેવિષે શું ધાર્યું, એમ વખતોવખત મારાં માબાપને પૂછતા; અને તે ઉપરથી મેં કદી નહિ જોયેલો એવો કરુણાજનક બનાવ એક દિવસ બન્યો. એ બનાવ કદી મારા સ્મરણપટમાંથી ખસવાનો નથી. તેમણે તદ્દન શુદ્ધભાવથી અને ભલા ઇરાદાથી મને ઉદ્દેશીને મારી માને કહ્યું કે, એ એક ચાલાક અને શીખી શકે એવો છોકરો છે; અને તેથી જો તેને (મને) વેચવા માટે રમકડાંની ટોપલી ભરી આપવામાં આવે તો પુરજા ઉપર ફેરણી કરી સારી કમાણી કરી શકે. ક્રોધથી બળી ઉઠેલી સ્ત્રીનું સ્વરૂપ કેવું હોય, તે હું આજસુધી સમજી શકયો નહોતો; પણ આજે તે મને સમજાયું. મારી મા તે વખતે બેઠી બેઠી સીવતી હતી, પણ ઉપરની સલાહ સાંભળી તે એકદમ ઉભી થઇ ગઇ અને હાથ પહોળા કરી તેના મોં સામે હલાવતી

ગર્જી ઉઠીઃ–" શું ! મારો છોકરો ફેરીઆનો ધંધો કરે અને ફુરજા ઉપરના અણઘડ માણસોમાં ભટકે ? એ કરતાં તો હું એને એલિધનની નદીમાં ફેંકી દેવાનું વધારે પસંદ કરૂં." એટલું કહી બારણા તરફ આંગળી કરી તેણે કહ્યું કે 'અહીંથી ચાલ્યા જાઓ.' બિચારા મિ. હૉગન ગૂપચૂપ ચાલ્યા ગયા.

આ વખતે તેણીનો દેખાવ બહુ ભવ્ય લાગતો હતો. બીજી પળે તો તે બેસી પડી અને આંસુ ટપકાવી ડસકાં ખાવા લાગી; પણ તે માત્ર થોડા સમય માટેજ. તરતજ તેણીએ પોતાના બન્ને પુત્રોને પોતાના પડખામાં લઈ લીધા અને કહ્યું કે, તમારી માની મૂર્ખાઇપર ધ્યાન આપશો નહિ. દુનિયામાં તમારેમાટે ઘણું કામ પડયું છે અને જો તમે હમેશાં પ્રમાણિકપણે વર્તી શુદ્ધ વર્તન રાખશો, તો તમે પણ માન અને પ્રતિષ્ઠાને પાત્ર થઇ ઉપયોગી માણસો થઇ શકશો. મારી માનો મિજાજ જવાનું કારણ જે ધંધાની ભલામણ કરવામાં આવી હતી, તેમાં હાથપગની મજૂરીનું સૂચન થતું એ નહોતું; કારણ કે અમને બચપણ-થીજ શિક્ષણ મળ્યું હતું કે, નિરુદ્યમીપણું એ શરમભરેલું છે, પણ એ ધંધામાં રખડેલપણાનો અંશ રહેલો હતો અને તેથી તે તેણીને સર્વાંશે આબરૂભરેલો લાગતો નહોતો, એ હતું. એના કરતાં તો મોત આવે એ વધારે સારૂં ! પોતાના પુત્રો બાલ્યાવસ્થામાં હલકી સોબતમાં ભળે, તે કરતાં પોતે બન્નેને આંગળીએ વળગાડી નદીમાં ઝંપલાવે, એ એને વધારે પસંદ હતું.

એ શરૂઆતના જીવનકલહ તરફ દૃષ્ટિ ફેંકતાં હું એટલું તો છાતી ઠોકીને કહી શકું છું કે, અમારા જેવું સ્વમાનની લાગણી ધરાવનારૂં ટેકીલું કુટુંબ બીજું ભાગ્યેજ હશે; અમારા ઘરસંસારમાં સર્વત્ર ખાનદાની, સ્વાતંત્ર્ય, અને સ્વમાનની લાગણી, એ પગલે પગલે નજરે પડતું કોઇપણ જાતની હલ-કાશ, અધમતા કે અસભ્યતા, કોઇ પણ જાતનું કુડકપટ, યુક્તિબાજપણું અને પ્રપંચયુક્ત કે ચાડીચુગલી ભરેલુંવર્તન, એ સઘળું મારી માના ઉચ્ચ આત્માને અજ્ઞાત હતું. આવી મા અને આવો બાપ (કારણકે મારો બાપ પણ ખરેખરો ખાનદાન અને સૌને પ્રિય એવો એક સાધુપુરુષ હતો) હોવા છતાં હું અને મારો ભાઈ સદ્વર્તનશાળી ન નિવડીએ, એ બનવાજોગજ નહોતું.

ઉપરના બનાવ પછી ટુંક મુદતમાં મારા પિતાને હાથવણાટનો ધંધો છોડી અમારી પડોશમાં રહેનારા મિ. બ્લૅક સ્ટૉક નામના એક વૃદ્ધ સ્કૉટ્સમેનના રૂના કારખાનામાં દાખલ થવાની જરૂર સમજાઇ. આજ ારખાનામાં તેમણે મારેમાટે પણ એક ઍાબિન લાવવા-લઇ જવાનું કામ કરનારા છોકરાતરીકે-ની જગ્યા મેળવી. મારો પગાર અઠવાડીઆના એક ડૉલર અને વીસ સેન્ટનો હતો. આ નોકરી બહુ સખ્ત હતી, શિયાળામાં મારે અને મારા પિતાને વહેલા

ઉઠી અંધારામાંજ નાસ્તો કરી લેવો પડતો અને સૂર્યોદય થતા પહેલાં કામ ઉપર હાજર થઇ જઇ વચમાં નાસ્તાનો થોડો વખત બાદ કરતાં ઠેઠ અંધારૂં પડતાંસુધી કામ કરવું પડતું. આ દિવસ ખૂટાડવો એ મને બહુ ભારે પડતો અને કામમાં પણ મને બિલકુલ રસ પડતો નહિ; પણ એ કાળા વાદળાને પણ રૂપેરી કોર ચોઢેલી હતી. હું મારી દુનિયામાટે—મારા કુટુંબમાટે—થોડી ઘણી પણ કમાણી કરી શકું છું, એ વિચારથી મને આશ્વાસન મળતું. પાછળથી મેં કરોડો ડૉલરની કમાણી કરી છે, પણ પહેલા અઠવાડીઆનો પગાર મારા હાથમાં આવતાં, મને જેટલો આનંદ થયો હતો, તેટલો એ કરોડોથી નહોતો થયો. હું કુટુંબનું ભરણપોષણ કરવામાં મદદગાર થઇ શક્યો હતો અને મારાં માબાપને માથે સંપૂર્ણરીતે બોજારૂપ રહ્યો નહોતો, એ વિચારથી થતો આનંદ જેવો તેવો નહોતો. 'બોટીરોઝ' નામનું સુંદર ગીત ગાતાં હું મારા બાપને ઘણીવાર સાંભળતો અને તેમાંની નીચે મુજબની છેલ્લી કડીઓનો ભાવાર્થ ખરો પાડવાનું મારા મનમાં અનેકવાર થઈ આવતું:—

'જ્યારે ઍલેક, જૉક અને જીનીટી (છોકરાંનાં નામ) મોટાં થશે અને ભણશે, ત્યારે તેઓ અમારાં હોડી ચલાવવામાં મદદગાર થઇ શકશે અને અમારા માથા ઉપરનો બોજો હલકો કરશે.' અમારા કુટુંબનું નાવ હંકારવામાં હવે હું મદદ કરવા લાગ્યો હતો. આ સ્થળે એટલું લક્ષમાં લેવાનું છે કે, ઉપરની કડીઓમાં છોકરાંને પ્રથમ તો કેળવણી આપવાની વાત હતી. ગરીબ અને તવંગર તમામ માબાપે પોતાનાં છોકરાંને કેળવણી આપવી જોઇએ, એવું ઠરાવનાર અને સર્વત્ર ગામડાંની નિશાળો સ્થાપનાર સૌથી પહેલો દેશ સ્કૉટલૅન્ડ હતો. આ પછી તરતજ મિ. જૉન હે, નામના એલિઘની શહેરના બૉબિન બનાવવાના કારખાનાવાળા એક સ્કૉચમેનને એક નોકરની જરૂર હોવાથી મને ત્યાં મોકલવાનું પૂછવામાં આવ્યું. આ ઉપરથી હું એમની નોકરીમાં રહ્યો અને મારો પગાર અઠવાડીઆના બે ડૉલર થયો; પણ શરૂઆતમાં તો આ કામ પ્રથમના કારખાનાના કામ કરતાં પણ વધારે કંટાળાભરેલું હતું. એક નાનું સ્ટીમ એન્જીન ચાલતું કરવામાટે મારે બૉબિન ફેક્ટરીના ભોંયરામાં ગોઠવેલું બૉયલર ગરમ કરવાનું કામ કરવું પડતું. આ કામ મારા ગજાઉપરાંતનું હતું. મારે દરરોજ ઉજાગરા વેઠીને વરાળની ગરમીનું માપ જોયાં કરવું પડતું. સઘળો વખત મારા મનમાં એવી દહેશત રહ્યાં કરતી કે જો સ્ટીમ ઉતરી જશે તો ઉપર કામ કરનારા મજૂરો બૂમ પાડી ઉઠશે કે અમને પૂરતી 'પાવર' મળતી નથી; અને જો બૉયલર વધારે તપી જશે, તો તે ફાટી જશે.

પણ આ બધું મારાં માબાપથી છુપું રાખવામાં હું માન સમજતો. એમને

પોતાને અનેક વિટંબણાઓ છે અને તે સઘળી એ સહન કરી રહ્યાં છે; તો પછી મારે પણ માણસાઇ ધારણ કરીને મારી પોતાની વિટંબણાઓ સહન કરી લેવી જોઇએ. મારી આશાઓ ઉચ્ચ હતી અને કંઇનો કંઈ ફેરફાર થશે એમ મને હમેશાં લાગતું. કેવો ફેરફાર થશે એનો મને ખ્યાલ નહોતો; પણ મને ખાત્રી હતી કે, જો હું ખંતથી વળગી રહીશ તો જરૂર કંઇક ફેરફાર થયા વગર રહેશે નહિ. વળી એ ઉંમરે પણ હું મારી જાતને પૂછતો કે આવા સંજોગોમાં વૉલેસ શું કરત? એક સ્કૉટ બચ્ચાએ શું કરવું જોઇએ? આરંભેલા કાર્યનો ત્યાગ ન કરવો, ×એટલી વાતની તો મને ખાત્રી હતી.

આખરે એક દિવસે વાતાવરણ બદલાયું. મિ. હેને કેટલાંક બીલ તૈયાર કરવાનાં હતાં. એમની પાસે કારકુન નહોતો અને એમના પોતાના અક્ષર બહુ ખરાબ હતા. એમણે મને પૂછ્યું કે, તારા અક્ષર કેવા છે? અને જાતે ખાત્રી કરી લેવા માટે તેમણે મારી પાસે કંઇક લખાવ્યું.મારા અક્ષર તેમને પસંદ પડ્યા,એટલે તે દહાડેથી તેઓ મારી પાસેજ બીલ તૈયાર કરાવવા લાગ્યા. વળી હું હિસાબી કામમાં પણ પાવરધો હતો. બધી બાબતોનો વિચાર કરતાં હાલ જે કામ ઉપર હું હતો, તેના કરતાં (એક બાબત બાદ કરતાં બીજી રીતે) ઓછા વાંધાભરેલા કામ ઉપર મને મૂકવામાં એમનું પોતાનું પણ હિત છે એમ તેમને સમજાયું. વળી મને એમ પણ લાગે છે કે એ માયાળુ હૃદયના હતા અને જાતે સ્કૉટ હતા; તેથી મારા પ્રત્યેની ભલી લાગણીથી દોરવાઇને પણ તેમણે મને એન્જીન ઉપરના કામમાંથી મુક્ત કરવાનો નિશ્ચય કર્યો હશે.

હવે મને નવી તૈયાર થયેલી ફરકડીઓને તેલમાં બોળી કાઢવાના કામ ઉપર મૂકવામાં આવ્યો. સદ્‌ભાગ્યે આ કામને માટે એક ઇલાયદો ખંડ અલગ રાખવામાં આવ્યો હતો અને તેમાં મારે એકલાને કામ કરવાનું હતું. વળી હું મારા મનને કાબુમાં રાખવા માટે, અત્યંત પ્રયાસ કરતો તથા મારી પોતાની નબળાઇ બદલ હું મારી જાત ઉપર અત્યંત ગુસ્સે થતો; તેમ છતાં પણ મારી હોજરી આડાઇ કર્યા વગર રહેતી નહિ. તેલની બાસની મને જે સુગ લાગતી, તેનો હું કોઈ રીતે પરાભવ કરી શકતો નહિ. વૉલેસ અને બ્રુસ પણ આ પ્રસંગે કોઇ રીતે ફાવી શકયા નહિ; પણ એક બાજુએ જ્યારે સવારના નાસ્તા કે બપોરના ખાણા ઉપરથી મારી રુચિ ઉડી જતી, ત્યારે સાંજના વાળુ વખતે મને કકડીને ભુખ લાગતી; અને મને સોંપેલું કામ હું પૂરૂં કરી નાખતો. વૉલેસ

× विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः ।
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥ १ ॥
भर्तृहरि

કે બ્રુસનો સાચો શિષ્ય કોઇ દિવસ પાછો હઠે નહિ. પોતાને પ્રાપ્ત થયેલા કર્તવ્યનો ત્યાગ કરવા કરતાં મરવાનું તે વધારે પસંદ કરે.

રૂના કારખાનાની નોકરીની સરખામણીમાં મિ. હેની પાસેની નોકરી વધારે સારી હતી. વળી મારે શેઠની સાથે અંગત પીછાણ થયું હતું અને તે મારા પ્રત્યે માયાળુપણે વર્તતા હતા. મિ. હે 'સીંગલ એન્ટ્રી' ની પદ્ધતિમુજબનું નામું રાખતા હતા અને એવા પ્રકારનું નામું લખતાં મને આવડતું તેથી હું તેમનું નામું લખતો; પણ મારા સાંભળવામાં એમ આવ્યું હતું કે, મોટી પેઢીઓવાળા 'ડબલ એન્ટ્રી' મુજબનું રાખે છે; તેથી જૉન ફિપ્સ, થૅામસ, ઍન. મિલર અને વિલિયમ કાઉલી વગેરે મારા મિત્રોની સાથે મસલત કરી મેં શિયાળામાં રાત્રી-શાળામાં દાખલ થઈ એ પદ્ધતિ શીખી લેવાનો નિશ્ચય કર્યો. અમે ચારે મિત્રોએ પિટ્સબર્ગમાં મિ. વિલિયમ્સ નામના માણસ પાસેથી એ પદ્ધતિ શીખી લીધી.

ઇ૦ સ૦ ૧૮૫૦ ની શરૂઆતમાં એક દિવસ સાંજના કામપરથી છૂટીને હું જ્યારે ઘેર આવ્યો, ત્યારે મને ખબર મળી કે તાર ઑફીસના મેનેજર મિ. ડેવિડ બ્રુકસે મારા માસા હોગનને મળી તારના સંદેશા પહોંચાડી આવવાનું (મૅસેન્જર બૉય)તરીકેનું કામ કરવામાટે એક સારો છોકરો મેળવી આપવા જણાવ્યું હતું. બંનેને શેતરંજ રમવાનો ભારે શોખ હતો.અને એ રમત દરમિયાન ઉપર મુજબની વાતચીત થઈ હતી. આવી ક્ષુલ્લક બાબતો ઉપર મહત્ત્વનાં પરિણામ અવલંબી રહેલાં હોય છે. એકાદ શબ્દ, દૃષ્ટિપાત કે ઉચ્ચાર ઘણી વખત માત્ર વ્યક્તિઓનાંજ નહિ, પણ આખી પ્રજાઓનાં જીવનને ફેરવી નાખે છે. (નસીબની આડે તો માત્ર પાંદડુંજ હોય છે.) કોઇપણ વાતને ક્ષુદ્ર કે ક્ષુલ્લક અગર નજીવી કહેનાર માણસની હિમતને ધન્યવાદ આપવો ઘટે. એક માણસે બીજા માણસને સલાહ આપી કે, ક્ષુલ્લક વાતો તરફ તો હમેશાં દુર્લક્ષજ કરવું. આનો તેણે જવાબ આપ્યો કે, અમુક વાત ક્ષુલ્લક છે એવી જો મને કોઇ ખાત્રી કરી આપે તો જરૂર હું તમારી સલાહ પ્રમાણે વર્તું. જુવાન પુરુષોએ યાદ રાખવું જોઇએ કે, દૈવની ઉમદા બક્ષિસો ઘણી વખત સૂતરને તાંતણેજ લટકાવી રાખેલી હોય છે.

મારા માસાએ મારૂં નામ આપીને કહેલું કે, એ જગ્યાએ તે રહેવા ખુશી છું કે કેમ, તે હું પૂછી લાવીશ.આ પ્રશ્નનો નિકાલ કરવા માટે મારાં કુટુંબી-જનોની સભા મળેલી તે મને બરાબર યાદ છે. હું તો હર્ષથી ઘેલો થઇ ગયો હતો. પાંજરામાં પૂરાયલા પંખીને પણ છૂટવામાટે મારા જેટલી ઉતેજારી નહિ થતી હોય! મારી મા મારા વિચારને સંમત હતી, પણ મારા પિતા મારી ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે તેટલા તત્પર નહોતા. એમને એમ લાગતું હતું કે,

એ કામ મારા ગજા ઉપરાંતનું છે; અને મારી ઉંમર હજી બહુ નાની છે. દર અઠવાડીએ અઢી ડૉલરનો પગાર હતો; એ ઉપરથી એવું અનુમાન થતું કે, મારા કરતાં મોટી ઉંમરનો છોકરો જોઇતો હોવો જોઇએ. તાર પહોંચાડવા માટે રાતોરાત બહારગામ જવું પડે, એ મોટા જોખમનું કામ. આ બધી બાબતોનો વિચાર કરતાં મારા પિતાનો અભિપ્રાય એવો થતો હતો કે,મારે હાલની જગ્યાએ કાયમ રહેવું એજ વધારે સારૂં છે; પણ પાછળથી એમણે પોતાનો વાંધો એટલે દરજ્જે પાછો ખેંચી લીધો કે તેમણે મને એક વખત અજમાયશ કરી જોવાની તક આપવાની હા પાડી. મને લાગે છે કે એમણે મિ. હેનીસલાહ પણ લીધી હતી. એમનો અભિપ્રાય એવો હતો કે, એથી મને લાભજ થશે.વળી વધારામાં તેમણે કહ્યું હતું કે, જો કે તેથી મને તો અડચણ પડશે,છતાં મારી સલાહ એવી છે કે અજમાયશ તો લેવા દેવી અને જો ના નભાય તો મારી મૂળની જગ્યા તો કાયમજ છે, એમ સમજવું.

આ પ્રમાણેનો નિર્ણય થતાં મારે નદી ઓળંગી પિટ્સબર્ગ જઇ મિ. બ્રુકસને મળવું એમ ઠર્યું. મારા પિતાને મારી સાથે આવવાનું મન હતું, તેથી એમ ઠર્યું કે તેમણે તારઑફીસ સુધી મારી સાથે આવવું. સવાર ખુશનુમા હતી અને તે સારા શુકનની નિશાનીરૂપ મનાઇ. પિટ્સબર્ગ અમારા રહેવાના મકાનથી બે માઇલ દૂર હતું અને એટલું અંતર અમે પગે ચાલીને માપી નાખ્યું. ઑફીસના બારણા આગળ પહોંચતાં મે મારા પિતાને નીચેજ ઉભા રહેવાની વિનતિ કરી. એ મોટા માણસને મળવામાટે હું એકલોજ મેડા ઉપર ગયો. મારી ઈચ્છા એવી હતી કે, તેમને મારે જાતેજ મળવું અને મારૂં નસીબ કેવું ઘડાય છે, તે જાતેજ જોવું. હું હવે કેટલેક અંશે અમેરિકન થવાનો ફાંકો રાખવા લાગ્યો હતો, એ આવી હઠ પકડવામાં કંઇક અંશે કારણભૂત હતું. શરૂઆતમાં છોકરાં મને સ્કૉચી સ્કૉચી કહી ચીઢવતાં, ત્યારે હું કહેતો કે, 'હા, હું સ્કૉચ છું અને તેને માટે હું મગરૂર છું.' પણ અમેરિકાના થોડા વસવાટથી ઉચ્ચારમાં અને વાતચીતમાં સ્કૉચ લોકોના પહોળા ઉચ્ચાર કેટલેક અંશે ઘસાઇ ગયા હતા અને તેથી હું એમ માનતો હતો કે, જો હું મિ. બ્રુકસની સાથે એકલો હોઇશ તો વધારે સારો દેખાવ ધારણ કરી શકીશ;પણ જો મારા પિતા સાથે હોય તો હું જે ફાંક મારવા જતો હોઉં તે તેમના આગળ ઉઘાડો પડી જવાની બીકથી મારે સંકોચમાં રહેવું પડે.

રવિવારના પવિત્ર દિવસમાટે અલગ રાખી મૂકવામાં આવતું ધોળું શણનું ખમીસ, ભુરા રંગનું બદન અને રવિવારે પહેરવાના કોટપાટલૂનની જોડ,

એટલો પોષાક મેં પહેર્યો હતો. તે વખતે મારી પાસે ઉનાળામાં પહેરવા લાયક શણના પોષાકની માત્ર એકજ જોડ હતી અને તેથી દર શનિવારની રાતે મારી મા એ કપડાંને ધોઇ નાખી ઇસ્તિરી કરી આપતી. નવા વતનમાં પગભર થવાના પ્રયાસને લગતું કોઇ પણ કાર્ય એવું નહોતું કે જે કરવાને એ વીર રમણીએ આનાકાની કરી હોય. મારા પિતાનું સઘળું કૌવત ફૅક્ટરીમાં આખો દિવસ કામ કરવામાં ખપી જતું, છતાં એ પણ એક વીર પુરુષને છાજતા ધૈર્યથી એ લડાઇ લડી રહ્યા હતા અને મને પ્રોત્સાહન આપવાનું કદી ચૂકતા નહિ.

મુલાકાતનું પરિણામ ફતેહમંદીમાં આવ્યું. મેં ચોખ્ખું જણાવી દીધું હતું કે, હું પિટ્સબર્ગનો ભોમિયો નથી અને કદાચ આ નવા કામમાં ન નભી શકું એ સંભવિત છે; પણ મને અજમાવી જુઓ એટલીજ મારી માગણી છે. તેમણે મને પૂછ્યું કે, નોકરી ઉપર કયારે હાજર થઇ શકાશે? મેં કહ્યું, 'જરૂર હોય તો હાલ તુરતજ રહી જાઉં.' આ પ્રસંગને યાદ કરૂં છું, ત્યારે મને એમ લાગે છે કે, મેં જે જવાબ આપ્યો હતો તે જુવાન પુરુષોએ ખાસ લક્ષમાં લેવા જેવો છે. **મળેલી તકનો લાભ ન લઈ લેવો એ એક ભૂલ છે.** મને એ જગ્યાએ રાખવાની ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી હતી ખરી, પણ જો હું તેનો તત્કાળ સ્વીકાર ન કરૂં તો વચમાં કંઇક નવાજૂની બને, કોઇ વધારે સારો છોકરો મળી આવે અને મારે રખડી પડવાનું થાય. તેથી મકાનમાં પગ મૂકવાની તક મળી તો બની શકે તો ત્યાંથી પાછા ન નીકળવું, એવો મેં મારા મનસાથે નિશ્ચય કર્યો હતો. મી. બ્રુકસે પ્રથમના નોકરને બોલાવ્યો અને મને બધે ફેરવી તથા સાથે રાખી કામથી માહિતગાર કરવા ફરમાવ્યું. મારે વધારાના 'મૅસેન્જર બૉય' (તાર પહોંચાડી આવનારા નોકર તરીકે) કામ કરવાનું હતું. મેં નીચે ઉભા રહેલા મારા પિતાને સઘળી હકીકતથી વાકેફ કર્યા અને મારા તરફની કોઇ જાતની ફિકર નહિ રાખતાં ઘેર જવા અને મારી માને એ સમાચાર કહેવા જણાવ્યું.

ઇ૦ સ૦ ૧૮૫૦ ની સાલમાં મેં મારી જીવનયાત્રાનું ખરેખરૂં પગરણ આ પ્રમાણે માંડ્યું હતું. જીવનને ઉન્નત કરનારા સંસ્કારોનું જ્યાં સ્વપ્ને પણ દર્શન થવાનું નહિ, એવા અંધકારમય ભોંયરામાં કોલસાની રજ વગેરેથી હાથ, મોઢું વગેરે મલિન કરીને એન્જીન ચલાવ્યાં કરવું, એવી સ્થિતિમાંથી નીકળી વર્તમાનપત્રો, કાગળો, પેન્સીલો વગેરે સાધનોથી યુક્ત પ્રકાશમય દુનિયામાં દાખલ થવું, એ મારે મન સ્વર્ગીય જીવનનો અનુભવ લેવા સમાન હતું. આ નવી પ્રવૃત્તિમાં મારી એક પણ પળ એવી નહોતી જતી કે જેમાં મને કંઈ પણ નવું શીખવાનું ન મળ્યું હોય, કે શીખવાનું કેટલું બધું છે અને મારૂં જ્ઞાન કેટલું અલ્પ છે, એ ન સમજાયું હોય. મને એવી પ્રતીતિ થઇ હતી કે, હવે મારો પગ સીડીના

પગથીઆ ઉપર ચોક્કસ ગોઠવાયો છે અને હવે હું ઉપર ચઢવાનોજ.

મને દહેશત માત્ર એકજ હતી;અને તે એ કે જે જે દુકાનોએ અને ઑફીસોએ તાર પહોંચાડવાના હતા, તેનાં શરનામાં પૂરતી ઝડપથી મારાથી જાણી શકાશે નહિ. આથી મેં મહોલ્લાની બન્ને બાજુનાં મકાનોના નિશાનીઓ યાદ રાખવા માંડી. રાતે હું બધી પેઢીઓનાં રહેઠાણ યાદ લાવી જતો.આ પ્રમાણે કરવાથી ટુંક મુદત-માં હું આંખો બંધ કરીને દુકાનોવાળા મહોલ્લાની એક બાજુની તમામ દુકાનોનાં નામ મોખરેથી માંડીને તે છેડાસુધી બરાબર અનુક્રમવાર બોલી જવા તથા તેજ પ્રમાણે સામી બાજુની દુકાનો છેડેથી તે મોખરાસુધી અનુક્રમવાર ગણી જવા શક્તિમાન થયો. બીજું પગલું દુકાનદારોને ઓળખવાનું હતું; કેમકે તેથી લાંબો ફેરો ઉગરવાના અને બીજા ઘણા લાભ થાય. કોઇ દુકાનદાર સીધો ઑફીસેજ જતો હોય, તે જો રસ્તામાંજ એકડો થઇ જાય તો ઑફીસે જવાનો ફેરો ઉગરે. આવી રીતે રસ્તામાંજ તાર પહોંચાડવા,એ ચાલાકીનું કામ ગણાતું. વળી વધારા-નો લાભ એ થતો કે એવા મોટા માણસોને રસ્તામાંજ તાર આપવામાં આવતા તો તેઓ તાર આપવા આવનારા છોકરાને ઓળખી રાખી તેને ધન્યવાદ આપવાનું ચૂકતા નહિ.

હાલના પિટ્સબર્ગમાં અને ૧૮૫૦ની સાલના પિટ્સબર્ગમાં મોટો તફાવત હતો. ઈ૦ સ૦ ૧૮૪૫ના એપ્રિલની ૧૦ મી તારીખે થયેલી મોટી આગમાં એ શહેરનો વેપારીવર્ગવાળો લતો લગભગ સાફ થઈ ગયો હતો, તે હજી ફરીથી પૂરેપૂરો આબાદ થઇ શક્યો નહોતો. ઘણાં ખરાં મકાન લાકડાનાં હતાં, માત્ર થોડાંજ ઈંટનાં હતાં અને આગની સામે ટકી શકે એવું મકાન તો એકેય નહોતું. શહેરની અંદરની અને આસપાસનાં પરાંની મળીને એકંદર વસ્તી ચાળીસ હજારથી વધુ નહોતી. વેપારી લતો ફિફ્થ એવન્યુ(પાંચમા મહોલ્લા)થી આગળ વધ્યો નહોતો. એ મહોલ્લામાં તે વખતે બહુજ શાન્તિ રહેતી અને એમાં આવેલી નાટકશાળાને લીધેજ તે ખ્યાતિમાં આવ્યો હતો. ફેડરલ સ્ટ્રીટમાં દુકાનોવાળાં મકાન માત્ર ગણ્યાંગાંઠયાં અને છૂટાંછવાયાં હતાં તથા વચ્ચે વચ્ચે મોટાં પડીઆણ ચોગાન આવી રહ્યાં હતાં. મને યાદ છે કે પાંચમા વૉર્ડના મધ્યભાગમાં આવેલા તળાવમાં જામી ગયેલા બરફ ઉપર હું,બરફ ઉપર ચાલતી ગાડીઓમાં બેસી, સહેલ કરતો. તે વખતે અને ત્યાર પછીનાં ઘણાં વરસસુધી અમારી 'યુનિયન આયર્ન મિલ્સ'વાળી જમીનમાં શાકતરકારીની વાડીઓ થતી.

જનરલ રૉબિન્સન જેને હું ઘણા તારના સંદેશા પહોંચાડી આ વતો, તે ઓહિયો નદીની પશ્ચિમ તરફના મુલકમાં જન્મેલો સૌથી પહેલો ગોરો બાળક હતો. શહેરમાં પહેલવહેલાં તારનાં દોરડાં નાખવામાં આવ્યાં, તે મેં દીઠાં

હતાં અને થોડા વખત પછી ઓહિયો અને પેન્સિલ્વેનિયા રેલ્વે માટે ફિલાડેલ્ફિયામાંથી પહોળા તળીઆવાળા વહાણ ઉપર નહેરવાટે આણી એલિઘની શહેરમાં ઉતારેલું પહેલવહેલું એન્જીન પણ મારા દીઠામાં આવ્યું હતું. તે વખતે ઓહિયો નદીથી પૂર્વ તરફના મુલકસાથે રેલ્વેનો સીધો સંબંધ નહોતો. મુસાફરો નહેરને રસ્તે એલિઘની પર્વતની તળેટી સુધી જતા, ત્યાંથી ત્રીસ માઇલનો રસ્તો રેલ્વે મારફતે કાપી હૅાલીડેસ્બર્ગ પહોંચતા; ત્યાંથી વળી પાછા નહેરને રસ્તે કોલમ્બિયા જતા અને ત્યાંથી ફિલાડેલ્ફિયાસુધીનો ૮૧ માઇલનો રસ્તો રેલ્વે મારફતે કાપતા.આ સઘળી મુસાફરીમાં ત્રણ દહાડા લાગતા.

ટપાલ લાવવા-લઇ જવાનું કામ કરનારી સરકારી સ્ટીમબોટનું સિન્સિનટીથી પિસટ્બર્ગસુધીનું આગમન અને પ્રસ્થાન, એ તે વખતનો એક મોટો બનાવ હતો; કેમકે તેને લીધે ટપાલ રોજની રોજ જવા-આવવા લાગી. પૂર્વ અને પશ્ચિમ તરફ માલ મોકલવો, એ આ શહેરનો મુખ્ય રોજગાર હતો; કેમકે નદીવાટે આવેલો માલ નહેરમાર્ગે રવાના કરવાનું એ 'ટ્રાન્સ્ફર સ્ટેશન' હતું. લોખંડનાં પતરાં બનાવવાની એક મીલ બાંધવામાં આવી હતી;પણ તેમાં નહોતાં બનતાં કાચી ધાતુનાં ચોરસાં કે નહોતું બનતું પોલાદ. કાચી ધાતુનો કચરો વિગેરે સાફ કરવામાટે બળતણ તરીકે વાપરમાં આવી શકે એવા ઉંચા પ્રકારના કોલસાની ખાણ નજીકમાંજ હતી, તેમ છતાં સારા બળતણની ખામીને લીધે કાચું લોઢું ખોદી કાઢવાનું કારખાનું ખોટ જવાને લીધે બંધ કરવું પડયું હતું. જેવી રીતે કુદરતી ગૅસનો ખજાનો જમાના થયાં શહેરની સપાટીની નીચે હોવા છતાં લોકોને તેની હયાતીનો ખ્યાલ નહોતો, તેવીજ રીતે ઉપર જણાવેલા કોલસા (કોક) લોઢાના પથરા (આયર્ન સ્ટોન્સ)ને ઓગાળવાના કામમાં આવી શકતા હશે, એવો કોઇને ખ્યાલ નહોતો.

શહેરમાં તે વખતે ઘોડાગાડીમાં બેસીને ફરી શકે એવા અર્ધું ડઝન માણસો પણ નહોતા; તેમ કોચમેન(ગાડીવાનો)ને માટે ખાસ ડ્રેસ (પોશાક) દાખલ કરવાનો પણ કોઈને ખ્યાલ આવ્યો નહોતો. ૧૮૬૧ ની સાલમાં પણ ફાહ્નેસ્ટોક નામનો વેપારી પોતાના હિસ્સાબદલ ૧,૭૪,૦૦૦ ડૅાલર લઇને વેપારમાંથી નિવૃત્ત થયો. એ પિટ્સબર્ગના નાણાંબજારની તવારીખમાં એક મોટો વેપારી-બનાવ ગણાયો હતો. આ રકમ તે વખતે મોટી ગંજાવર લેખાતી હતી, પણ હાલ કેવી ક્ષુદ્ર લાગે છે!

'મૅસેન્જર બૅાય' તરીકેના મારા દરજ્જાને લીધે શહેરમાં તે વખતે જે થોડાઘણા અગ્રગણ્ય પુરુષો હતા, તેમના સમાગમમાં આવવાથી મારે તેમનું પીછાન થયું હતું. પિટ્સબર્ગનું વકીલમંડળ નામાંકિત હતું. ન્યાયમૂર્તિ

વિલ્કિન્સ એનો અગ્રણી હતો. એ, મૅક કૅન્ડલેસ, મૅક કલ્યોર, ચાર્લ્સ શેલર અને તેનો ભાગીદાર એડવીન, એમ. સ્ટૅન્ટન (જે પ્રેસિડન્ટ લિંકનનો જમણો હાથ હોઇ વૉર સેક્રટરી તરીકે પ્રખ્યાત થયો હતો); એ બધાને હું સારી રીતે ઓળખતો હતો. વેપારી વર્ગના–હજી જીવતા પ્રતિષ્ઠિત પુરુષોમાં થૉમસ એમ. હો, જેમ્સ પાર્ક, સી. જી. હસી, બૅન્જામિન એફ, જોન્સ, વિલિયમ થૉ, જૉન ચૅલ્ફન્ટ અને કર્નલ હેરન, એ બધાને અમે આદર્શરૂપ માનતા. (અફસોસની વાત છે કે ૧૯૦૬ માં હું આ ફકરો ફરીથી તપાસી જાઉં છું તે વખતે એ બધા યમલોક સીધાવ્યા છે. કાળનું ચક્ર કેવું નિયમિત રીતે ફરતું રહે છે!)

તાર પહોંચાડી આવનાર છોકરા તરીકેનું મારૂં જીવન એકંદર રીતે સુખી હતું અને મારા મિત્રો સાથેની દોસ્તીનાં બીજ પણ એ વખતે રોપાયાં હતાં. મારી ઉપરના 'મૅસેન્જર બૉય' ને 'પ્રોમોશન' મળવાથી તેની જગ્યાએ ડેવિડ મૅક કાર્ગો–જે પાછળથી એલિધની વૅલી રેલ્વેનો સુપરિન્ટેન્ડન્ટ થયો હતો– તેની નિમણુક થઇ. એને મારો જોડીદાર બનાવવામાં આવ્યો, એટલે કે પૂર્વ તરફથી આવતા તાર અમારે બેને પહોંચાડી આવવાના હતા અને પશ્ચિમ તરફના તાર પહોંચાડવાનું બીજા બે છોકરાને માથે હતું. ઇસ્ટર્ન (પૂર્વ તરફની' અને વેસ્ટર્ન (પશ્ચિમ તરફની) ટેલીગ્રાફ કંપનીઓની ઑફીસો જો કે એકજ મકાનમાં હતી, છતાં તે વખતે તેના માલિકો જૂદા જૂદા હતા. 'ડેવી' અને હું તરતજ દીલોજાન દોસ્ત થઈ ગયા; અને દોસ્તી બંધાવાનું એક કારણ એ હતું કે એ પણ સ્કૉચ હતો; કારણ કે 'ડેવી' નો જન્મ અમેરિકામાં થયો હતો, છતાં એનો પિતા ઉચ્ચાર પરત્વે પણ મારા પિતાના જેટલોજ સ્કૉચ હતો.

'ડેવી' ની નિમણુક થયા બાદ ટુંકી મુદતમાં એક ત્રીજા છોકરાની જરૂર પડી અને આ વખતે તો કોઈ લાયક છોકરો મેળવી આપવાનું મને પૂછવામાં આવ્યું. મેં તરતજ મારા ગોઠીઆ રૉબર્ટ પિટકેર્નનું નામ આપ્યું. એ પાછળથી મારી જગ્યાએ પેન્સિલ્વેનીઆ રેલ્વે કંપનીનો સુપરિન્ટેન્ડન્ટ અને પિટ્સબર્ગ ખાતાનો જનરલ એજંટ થયો હતો. રૉબર્ટ મારી માફક સ્કૉચ હતો; એટલુંજ નહિ પણ સ્કૉટલૅંડમાં જન્મેલો હતો. એ રીતે 'ડેવી,' 'બૉબ' અને 'ઍન્ડી' એ ત્રણ સ્કૉચ છોકરા દર અઠવાડીઆના ૨॥ ડૉલરના (તે સમયમાં ભારે ગણાતા) પગારથી પિટ્સબર્ગમાં ઇસ્ટર્ન ટેલીગ્રાફ લાઇનના તમામ તાર પહોંચાડી આવતા હતા. ઑફીસનો પુંજો કાઢવાનું કામ આવા છોકરાઓને માથે હતું અને એ કામ અમે વારા પ્રમાણે કરતા.આ ઉપરથી સમજાશે કે અમે છેકછેલ્લે પગથીએ-થી શરૂઆત કરી હતી. ઓલિવર બ્રધર્સની પેઢીનો અગ્રણી ઑનરેબલ એચ.

ડબ્લ્યુ ઓલિવર+ અને સૉલિસિટર ડબ્લ્યુ. સી. મોર્લેન્ડ,× એ બન્ને પણ પાછળ-થી અમારી ટુકડીમાં જોડાયા હતા અને અમારી માફકજ જીવનની યાત્રાએ નીકળ્યા હતા. અભ્યુદય માટે તરફડીઆં મારનારા જુવાનીઆને તવંગર પુરુષના છોકરાની કે તેના ભત્રિજાની કે પિત્રાઇ ભાઇની હરીફાઈની ધાસ્તી રાખવાની નથી. તેણે તો ઑફીસનું ઝાડુ કાઢવાનું કામ કરનારા છોકરાથી બીતા રહેવાનું છે.

એ સમયમાં 'મૅસેન્જર બૉય'ને મોજમઝાનાં ઘણાં સાધન પ્રાપ્ત થતાં. જો કોઇ ફળ–મેવાના વેપારીનો તાર ઝડપથી પહોંચાડી આવે, તો મેવાના ઢગલા-માંથી તેને મૂઠી ભરીને અંજીર કે બીજાં ફળ મળતાં. તેવીજ રીતે ભઠીઆરા કે મિઠાઇવાળા પાસેથી ચપાટી કે ભજીઆં વગેરે મળતું. જે પુરુષોની સાથે તેને પ્રસંગ પડતો, તેમના તરફ તે માનની દૃષ્ટિથી જોતો અને તેઓ તેની સાથે માયાળુપણે વર્તતા, પ્રોત્સાહક શબ્દોમાં સંભાષણ કરતા અને કામ કર-વાની ઝડપ બદલ મુબારકબાદી આપતા. સારા માણસોની નજરે ચઢવું, તેમના મનમાં પોતાને માટે સારો અભિપ્રાય બંધાવો, એટલાનીજ હુંશિયાર છોકરાને અભ્યુદય માટે જરૂર છે. ડાહ્યા માણસો ચાલાક છોકરાઓની શોધમાંજ ફરતા હોય છે. આ દૃષ્ટિથી જોતાં નજરે ચડવાના પ્રસંગ આ નોકરીમાં જેટલા મળે છે તેટલા બીજી નોકરીમાં ભાગ્યેજ મળતા હશે.

આ જીવનનું એક આકર્ષક અંગ એ હતું કે અમુક હદની બહાર તાર પહોંચાડવા બદલ અમને વધારાના દશ સેન્ટ માગી લેવાની છૂટ હતી. આવા તારની આતુરતાથી રાહ જોવાતી અને એ વહેંચવા જવાનો હક કોનો છે, એ બાબત અમારામાં આપસઆપસમાં ઘણી તકરારો પડતી. કેટલીક વખત કોઈ કોઈ છોકરા પોતાના વારા નહિ હોવા છતાં આવા તાર વહેંચી આવતા. અમારામાં આપસ-આપસમાં તકરારો ઉભી થવાનું ગંભીર કારણ આટલું આજ હતું. મેં સમા-ધાનનો એવો રસ્તો કાઢયો કે એવા સઘળા તારની આવક મજીઆરી રાખવી; અને અઠવાડીએ અઠવાડીએ સરખે હિસ્સે વહેંચી લેવી. હું ખજાનચી બન્યો હતો. ત્યાર પછીથી અમે શાંતિ અને સમાધાનીથી રહેવા લાગ્યા. આ પદ્ધતિમાં કિંમતો ચઢાવી દેવાનો ઇરાદો નહિ રખાયલો હોવાથી, સહકાર્યના સિદ્ધાંતનો તેમાં સાચો અમલ થતો હતો. નાણાંપ્રકરણને લગતી સંયોજના (ફાઇનેન્શીઅલ ઑર્ગે-નાઇઝેશન) નો આ મારો પહેલો પાઠ હતો.

છોકરાઓ એમ માનતા કે આ વધારાની કમાણીનો નજરમાં આવે એવો ઉપયોગ કરવાનો અમને સંપૂર્ણ હક છે અને તેથી પડોશના મિઠાઇવાળાઓની દુકાને તેમણે ચાલુ ખોહાં ખાતાં રાખ્યાં હતાં. કોઇ વખત ખાતામાં જમે પડતી

+ ૧૯૦૪ માં મૃત્યુ પામ્યા હતા.

× ૧૮૮૯ માં મૃત્યુ પામ્યા હતા.

રકમ કરતાં વધારે ઉપાડ થતો અને તેથી ખજાનચીને એ બાબતની દુકાનદારને ખબર આપવાની ફરજ પડતી. એટલે કે હું તેમને જણાવી દેતો કે આવા ખાઉધરીઆ અને ખાધાના લાલચુ છોકરા જે દેવાં કરશે, તેને માટે હું જવાબદાર નથી. રૉબર્ટ પિટ્કેર્ન એ બાબતમાં સૌથી વધારે દોષપાત્ર હતો. મને લાગે છે કે, એના એક–બે નહિ પણ તમામ દાંત ગળ્યું ગળ્યું ખાવાના લાલચુ થઈ ગયા હશે ! હું એને ઠપકો આપતો, ત્યારે એક વખત એણે મને ખાનગીમાં કહ્યું હતું કે, મારી હોજરીમાં એવાં જંતુઓ ઉત્પન્ન થએલાં છે કે જો તેમને મિઠાઇ ખાવાની ન મળે તો તેઓ મારો અંદરનો ભાગ ફોલી ખાય છે.





# પ્રકરણ ૪ થું

## કર્નલ ઍન્ડર્સન અને પુસ્તકો



તાર પહોંચાડનારા છોકરાઓને આ પ્રમાણે જો કે સર્વ રીતે મઝા હતી, તેમ છતાં તેમને જે કામ કરવાનું હતું તે ઘણું સખ્ત હતું. દર ત્રીજે દિવસે ઑફીસ બંધ થતા સુધી અમારે નોકરી ઉપર હાજર રહેવું પડતું અને એવે દિવસે હું રાતના અગીઆર વાગતા પહેલાં ભાગ્યેજ ઘેર પહોંચી શકતો. વચલા દિવસોએ અમે છ વાગે છૂટા થતા. આથી કરીને આત્મસુધારણામાટે અમને પૂરતો વખત મળી શકતો નહિ અને વળી કુટુંબની તંગ અવસ્થાને લીધે પુસ્તકો ખરીદવા જેટલા પૈસા બચી શકતા નહિ; પણ મારા ઉપર જાણે ઈશ્વરનોજ અનુગ્રહ ન થયો હોય, તેમ મને એક એવી અનુકૂળતા પ્રાપ્ત થઇ ગઇ કે જેને લીધે સાહિત્યના ભંડારનાં દ્વાર મારેમાટે ખુલ્લાં થઈ ગયાં.

કર્નલ જેમ્સ ઍન્ડર્સન–ઈશ્વર એમના આત્માને શાંતિ આપો–એમણે એક દિવસ જાહેર કર્યું કે, મારી ચારસેં પુસ્તકની લાઇબ્રેરી હું બૉયૂઝ (બાળનોકરો)-માટે ખુલ્લી મૂકવા માગું છું. એવી રીતે કે એમાંનું એક પુસ્તક હરકોઇ બાળ-નોકર દર શનિવારે સાંજે વાંચવામાટે લઇ જઈ શકશે અને બીજે શનિવારે તે પુસ્તક પાછું આપી જઇ બીજું લઇ જઈ શકશે. કર્નલ ઍન્ડર્સને પોતાની લાઇબ્રેરી શરૂઆતમાં તો માત્ર 'વર્કિંગ બૉયૂઝ' (શારીરિક મહેનત કરનારા છોકરાઓને) માટે ખુલ્લી મૂકી હતી અને તે ઉપરથી એ સવાલ ઉપસ્થિત થયો કે તાર વહેંચનારા મૅસેન્જર બોયૂઝ, કારકુનો અને બીજા તેવા નોકરો કે જેમને હાથની મજુરીનું કામ કરવાનું ન હોય તેમનો એ પુસ્તકો ઉપર હક ખરો કે નહિ? વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલો મારો સૌથી પહેલો લેખ આ બાબતને લગતો હતો. 'પિટ્સબર્ગ ડિસ્પેચ' નામના સ્થાનિક વર્તમાનપત્ર ઉપર મોકલેલા લેખમાં+ મેં એવી દલીલ કરી હતી કે, અમને તેમાંથી બાતલ

+ આ લેખ 'વર્કિંગ બૉય'ની સહીથી છપાયો હતો. લાઇબ્રેરીના લાઇબ્રેરિયને 'ડિસ્પૅચ'માંજ જવાબ છપાવી નિયમોનો બચાવ કરતાં જણાવેલું કે, એનો ભાવાર્થ એવો છે

રાખવા જોઇએ નહિ; કેમકે હાલમાં જો કે અમે હાથની મજુરી કરતા નથી, તોપણ અગાઉ અમો પૈકીના ઘણા છોકરાઓએ તેવી મજુરી કરી હતી અને અમે ખરી રીતે 'વર્કિંગ બૉય્ઝ' જ છીએ. કર્નલ ઍન્ડર્સને તરતજ નિયમોમાં ઘટતો ફેરફાર કરી બધા વર્ગના નોકરોને લાભ મળે એવી ગોઠવણ કરી. આ પ્રમાણે જાહેર લેખકતરીકેનો મારો પહેલો પ્રયાસ ફતેહમંદ ઉતર્યો હતો.

મારા ખાસ દોસ્તો પૈકીનો એક ટૉમ મિલર જે કર્નલ ઍન્ડર્સનની પાસે રહેતો હતો તેણે મને તેમની સાથે સંબંધ જોડી આપ્યો અને એ રીતે મારા અંધકારમય જીવનમાં પ્રકાશનાં કિરણો દાખલ થવાનો માર્ગ મોકળો થયો. એક પુસ્તક હમેશાં હું મારી સાથેજ રાખતો અને કામની વચમાં જ્યારે જ્યારે અવકાશ મળે,ત્યારે વાંચ્યાં કરતો. એને લીધે મારો આખા દિવસનો થાક ઉતરી જતો; એટલુંજ નહિ પણ રાતે મોડાસુધી જે નોકરી કરવી પડતી, તેનું દુઃખ પણ હળવું થઈ જતું. વળી શનિવાર આવશે, ત્યારે નવું પુસ્તક વાંચવા મળશે એવા ઉત્સાહમાં ભવિષ્ય પણ ઉજ્જ્વલ લાગતું. આવી રીતે મૅકૉલેનો ઇતિહાસ અને તેના નિબંધો તથા બૅન્ક્રૉફ્ટકૃત યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ હું વાંચી ગયો. આ છેલ્લું પુસ્તક તો હું બહુજ કાળજીપૂર્વક વાંચી ગયો હતો. લૅમ્બના નિબંધો હું ખાસ ઉત્સાહપૂર્વક વાંચી ગયો હતો; પણ વાંચનમાળાનાં પુસ્તકમાં દાખલ કરવામાં આવેલા ચુંટી કાઢેલા ફકરાઉપરાંત કવિશિરોમણિ શેક્સપિયરની કોઇપણ કૃતિ આ વખતે મારા વાંચવામાં આવી નહોતી. તેમનાં પુસ્તક વાંચવાનો મને શોખ પાછળથી પિટ્સબર્ગની નાટકશાળામાં થયો હતો.

અમારા ખાનગી મંડળવાળા જૉન ફિપ્સ, જેમ્સ આર, વિલ્સન, થૉમસ એન, મિલર અને વિલિયમ કાઉલી,એ બધા પણ કર્નલ ઍન્ડર્સનની લાઇબ્રેરીનો લાભ લેવાના કિંમતી હકનો ઉપયોગ કરવામાં મારીસાથે ભાગીદાર હતા. જે પુસ્તક મને બીજે સ્થળેથી મળવાં અશક્ય હતાં, એ બધાં એમની ડહાપણ-ભરેલી ઉદારતાને લીધે હું મેળવી શકતો હતો. મને વાંચનનો જે શોખ ઉત્પન્ન થયો હતો તથા કરોડો પૌંડ મળે તોપણ જેનો બદલો કરવાનું હું કબૂલ કરૂં નહિ, તેને માટે હું કર્નલ ઍન્ડર્સનનો ઋણી છું. એનાસિવાય મને જીવન અસહ્ય લાગે. હું અને મારા સાથીઓ નઠારી સોબત તથા દુષ્ટ કુટેવોથી મુક્ત રહી શક્યા, તેનું માન પણ ઘણે અંશે એ ભલા કર્નલની સખાવતને ઘટે છે.

---

કે 'વર્કિંગ બાય કોઈ પણ રોજગારમાં પડેલો હોવો જોઇએ.' કાર્નેગીએ 'રોજગારવગરના વર્કિંગ બાય'ની સહીથી જવાબ આપ્યો, ત્યાર પછી 'ડિસ્પૅચ'ના અગ્રલેખવાળા પૃષ્ઠ ઉપર એવી જાહેરખબર પ્રસિદ્ધ થઇ કે 'રોજગારવગરનો વર્કિંગ બૉય' અમારી ઑફીસે આવી અમને મળી જવાની મહેરબાની કરશે ?" (સેન્ચુરી મૅગેઝીન-જુલાઈ ૧૯૦૮).

પાછળથી ભાગ્યદેવી જ્યારે મારા ઉપર પ્રસન્ન થઇ, ત્યારે મારૂં સૌથી પહેલું કાર્ય મારૂં પ્રિય કરનાર એ દાનશીલ ગૃહસ્થની યાદગીરી કાયમ રાખવાને લગતું હતું. એ સ્મરણસ્તંભ મેં ઍલિગની શહેરને અર્પણ કરેલા ડાયમંડ સ્ક્વૅરમાં આવેલાં હૉલ અને લાઇબ્રેરીની સામે આવી રહેલો છે અને તેના ઉપર નીચેમુજબનો લેખ કોતરવામાં આવેલો છેઃ-

"આ કીર્તિ સ્તંભ વેસ્ટર્ન પેન્સિલ્વેનિયામાં ફ્રી લાઇબ્રેરીઓ સ્થાપનાર કર્નલ જેમ્સ ઍન્ડર્સનના સ્મરણાર્થે ઉભો કરવામાં આવ્યો છે. એમણે બાળ-નોકરોના લાભમાટે પોતાની લાઇબ્રેરી ખુલ્લી મૂકી હતી અને શનિવારની સાંજે લાઇબ્રેરિયનતરીકે એ જાતે કામ કરતા હતા; અર્થાત્ એ ઉમદા કાર્યને એમણે એકલાં પોતાનાં પુસ્તકજ નહિ, પણ વધારામાં પોતાની જાતને પણ અર્પણ કરી હતી. જેની મદદથી યુવાન પુરુષો પોતાનો અભ્યુદય સાધી શકે છે, એવા જ્ઞાન અને તર્કના અમૂલ્ય ભંડારનાં દ્વાર જેમનેમાટે આ પ્રમાણે ખુલ્લાં મૂકવામાં આવ્યાં હતાં, એવા 'વર્કિંગ બૉયઝ' પૈકીના એક એન્ડ્રુ કાર્નેગી, તરફથી પોતાના ઉપર થયેલા અપાર ઉપકારના એક સ્મારકચિહ્નતરીકે આ સ્તંભ ઉભો કરવામાં આવ્યો છે."

એમણે મારેમાટે તથા મારા સોબતીઓને માટે જે કર્યું છે, તે બદલ તેમને માટે હું જે ઉપકારની ઉંડી લાગણી ધરાવું છું તેનો એ માત્ર ઝાંખો ખ્યાલ આપે છે તથા એ ઋણ ફીટાડવાનો એ માત્ર નજીવો પ્રયાસ છે. મારા પોતાના નાનપણના અનુભવ ઉપરથીજ મેં નક્કી કર્યું હતું કે, જે સમાજ સાર્વજનિક લાઇબ્રેરીને પોતાની લોકોપયોગી સંસ્થાતરીકે નિભાવ-ખર્ચ પૂરું પાડી ચલાવવાને તત્પર હોય, તેને તેવી લાઇબ્રેરી બાંધી આપવી, એના જેવો પૈસાનો સદ્વ્યય બીજો એકે નથી. જે છોકરાછોકરીઓમાં કંઈ પણ સત્ત્વ હોય તથા તેનો વિકાસ કરવાની જેમનામાં શક્તિ અને વૃત્તિ હોય, તેમને આવાં કાર્યથી અત્યંત લાભ થાય છે. મને ખાત્રી છે કે, જે લાઇબ્રેરીઓ સ્થાપવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે, તેમના ભાવી ઉપરથી મારા આ અભિપ્રાય-નું વાસ્તવિકપણું સાબીત થશે; કારણ કે પ્રત્યેક લાઇબ્રેરીવાળા પ્રદેશમાંથી એક પણ છોકરાને, મને કર્નલ ઍન્ડર્સનનાં ચારસેં પુસ્તકો વાંચવા મળવાથી જે લાભ થયો હતો, તેનો અર્ધો નફો પોતાના વતનની અંદર આવેલી લાઇબ્રેરીનાં પુસ્તકોના વાચનથી થાય, તોપણ હું એમ માનું કે મારા પૈસા છૂટી પડ્યા નથી, મારો લાઇબ્રેરી સ્થાપવાનો હેતુ નિષ્ફળ નિવડ્યો નથી.

'કુમળું ડાળ જેવી રીતે વાળીએ તેવી રીતે વળે છે.' પુસ્તકોમાં ઢંકાઈ

રહેલા દુનીઆના દ્રવ્યભંડાર યોગ્ય સમયેજ મારેમાટે ખુલ્લા મૂકવામાં આવ્યા હતા. લાઇબ્રેરીમાંથી પ્રાપ્ત થતો મહત્ત્વનો લાભ એ છે કે એ કશું ફ્રેકટ (બદલો લીધા વગર) આપતી નથી. જુવાન પુરુષોએ જ્ઞાન પોતાની મેળેજ સંપાદન કરવું જોઇએ. એમાંથી છટકવાની કોઈપણ બારી નથી. જાતમહેનત-સિવાય જ્ઞાન મળેજ નહિ. ડન્ફર્મલાઇનના જે પાંચ વણકરોએ પોતાની પાસેની ચોપડીઓ એકઠી કરીને એ શહેરમાં પહેલવહેલી ફરતી લાઇબ્રેરી (સર્ક્યુલેટીંગ લાઇબ્રેરી) સ્થાપી હતી, તેમાંના એક મારા પિતા હતા; એ જ્યારે ઘણે વર્ષે મને માલમ પડ્યું હતું ત્યારે મને ઘણો સંતોષ થયો હતો.

એ પુસ્તકાલયનો ઇતિહાસ બહુ રસભરેલો છે. એ ધીમે ધીમે આબાદ થઇ હતી અને સાત વખત એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવામાં આવી હતી. પહેલી વખત તો એના સ્થાપકો પોતેજ સઘળાં પુસ્તકોને રૂમાલોમાં તથા શાળોના અંગની કોલસા ભરવાની છબ્બરી ટોપલીઓમાં ભરીને બીજે સ્થાનકે લઈ ગયા હતા. પોતાના વતનની પહેલી લાઈબ્રેરી સ્થાપનાર મારા પિતા હતા અને છેલ્લી લાઇબ્રેરી સ્થાપવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું, એ મારે મન તો મારા જીવનનો એક નોંધ લેવાલાયક પ્રસંગ છે. મેં ઘણી વખત જાહેર ભાષણોમાં કહ્યું છે કે, લાઇબ્રેરીસ્થાપક વણકરનો* વંશજ મટીને બીજા કોઇનો વંશજ થવાનું હું કદી પણ પસંદ કરૂં નહિ. લાઇબ્રેરીઓ સ્થાપવાની બાબતમાં મેં મારા પિતાનું અનુકરણ બેમાલૂમપણે-અરે દૈવી પ્રેરણાથીજ કરેલું છે અને તેને લીધે મને અતિશય હર્ષ થયાં કરે છે. મારા પિતા ખરેખર માર્ગદર્શક-તરીકે અનુસરણ કરવા યોગ્ય હતા. તેમના જેવો મધુર, શુદ્ધ અને માયાળુ સ્વભાવ બીજે કોઇ સ્થળે ભાગ્યેંજ દષ્ટિએ પડે છે.

મેં ઉપર જણાવ્યું છે કે, શેક્સપિયરપ્રત્યે મારા હૃદયમાં જે આદરભાવ ઉત્પન્ન થયો હતો, તેનો જન્મ નાટકશાળામાં થયો હતો. હું જ્યારે 'મૅસેન્જર બૉય'તરીકે નોકરી કરતો હતો તે સમયે પિટ્સબર્ગની નાટકશાળા મિ. ફૅાસ્ટરની દેખરેખનીચે પ્રતિષ્ઠાની ટોચે પહોંચી હતી. તાર ઑફીસને લગતું એમનું કામ મફત કરી આપવામાં આવતું અને તેના બદલામાં તારમાસ્તરોને વારા પ્રમાણે નાટકશાળાના ફ્રી પાસ મળતા. આ લાભ કેટલેક અંશે 'મૅસેન્જર બૉય્ઝ'ને પણ મળતો; પણ ઘણું કરીને તો તેઓ એવી યુક્તિ કરતા કે મિ.

* એ પણ ઈશ્વરની કૃપા છે કે અમે બધા પ્રમાણિક વણકરોના વંશજ છીએ. જેમના સંબંધમાં પોતે ગર્વ વહન કરી શકે, એવા વડીલો જેમને ન હોય, (ભલેને પછી તેઓ ઉમરાવો અને ઉમરાવજાદીઓ હોય તોપણ) તેમની તો આપણે દયાજ ખાવી જોઈએ. (ઍન્ડ્રુ કાર્નેગીકૃત 'કોચીંગ ટ્રીપ')

ફૉરસ્ટરના જે તાર સાંજના આવતા, તે તેમને વેળાસર નહિ આપતાં નાટક-શાળાનો દરવાજો ઉઘડવાના અરસામાં આપવા જતા અને બીતા બીતા નાટક જોવા દેવાની માગણી કરતા–જે માગણીનો હમેશાં સ્વીકાર થતો. બધા છોકરાઓને વારાપ્રમાણે આવી રીતે નાટક જોવાનો લાભ મળે, એટલામાટે તેઓ કામગિરીના અદલાબદલા કરતા.

નાટકના પડદાપાછળ રહેલી દુનિયાનો પરિચય મને આવી રીતે થયો હતો. નાટક ઘણેભાગે તો જોનારનાં મનનું રંજન કરે એવી ઢબનાં હતાં એટલે તેમાં સાહિત્ય અને કળાવિધાનની ખુબીઓ તો ભાગ્યેજ હોય; છતાં તે જોઇ પંદર વર્ષની ઉંમરના છોકરા અંજાઇ જાય એમાં શી નવાઇ! એવાં ભવ્ય દૃશ્ય મારા દીઠામાં કદી આવ્યાં નહોતાં, એટલુંજ નહિ પણ સામાન્ય દૃશ્ય પણ અગાઉ મેં કદી જોયાં નહોતાં. હું કોઇ દિવસ નાટકશાળામાંકે સંગીતના જલસામાં કે કોઇ પણ જાતના મોજશોખના મેળાવડામાં ગયો નહોતો. 'ડેવી' મૅકકાર્ગો, 'હેરી' ઓલિવર અને 'બૉબ' વિટકેર્ન, એ ત્રણેની સ્થિતિ પણ એવીજ હતી. અમે સઘળા એ ફંદમાં ફસાયા અને નાટક જોવાની કોઇ પણ તક ગુમાવતા નહિ.

'ગસ્ટ' એડમ્સ (એડ્વીન એડમ્સ) નામના પ્રખ્યાત કરુણારસપ્રધાન નાટક ભજવનારે જ્યારથી પિટ્સબર્ગમાં શેક્સપિયરનાં પાત્રોના સ્વાંગ લેવાનું શરૂ કર્યું, ત્યારથી મારી અભિરુચિમાં પરિવર્તન થવા લાગ્યું. ત્યારપછીથી શેક્સ-પિયરસિવાય બીજા કશા ઉપર મારૂં મન ચોંટતું નહિ. કંઇ પણ પ્રયાસવગર એની કવિતાઓ મારે મોઢે થઇ જતી. શબ્દમાં કેટલું જાદુ રહેલું છે, એ અત્યાર-આગમચ મને કદી સમજાયું નહોતું. ઝડઝમક અને સંગીત સઘળું મારા મનમાં સુવ્યવસ્થિત રીતે ગોઠવાઇ જતું અને જ્યારે જોઈએ ત્યારે હોઠે આવી ઉભું રહેતું. એ ભાષાજ જૂદા પ્રકારની હતી; અને તેનું ખરૂં સ્વરૂપ મને નાટક જોવાથીજ સમજાયું હતું; કારણ કે જ્યાંસુધી મેં 'મૅકબેથ'નું નાટક ભજવાતું નહોતું જોયું, ત્યાંસુધી શેક્સપિયરનાં નાટકોમાં હું રસ લેવાનું શીખ્યો નહોતો, મેં એ નાટક વાંચ્યાંજ નહોતાં.

ત્યારપછી કેટલીક મુદતે 'લોહેન્ગ્રિન'નું ગીત સાંભળવાથી મને વેગ્નરની શ્રેષ્ઠતાનું ભાન થયું હતું. ન્યુયૉર્કની ઍકેડેમિ ઑફ મ્યુઝિક (સંગીતશાળા)માં મેં તેનાં કોઇ ગાયન સાંભળ્યાં નહોતાં, પણ 'લોહેન્ગ્રિન'નું ગાયન સાંભળવાથી મારા હૃદય ઉપર નવો પ્રકાશ પડયો. વેગ્નર પણ શેક્સપિયરના જેવો એક નવો મિત્ર હતો. તેનું બુદ્ધિકૌશલ્ય બીજાનાથી જો કે જૂદા પ્રકારનું હતું, તોપણ ઉન્નતિને માર્ગે ચઢવાની ઇચ્છા રાખનારને માટે એ પણ એક સીઢીસમાન હતો.

બીજી એક બીના જે આ સમયને લગતી છે તેનું પણ આ સ્થળે મારે નિરૂપણ કરી લેવું જોઇએ. એલિઘનીમાં આશરે સોએક પુરુષોએ એકઠા થઇને સ્વિડનબોર્ગિયન સોસાયટી સ્થાપી હતી. અમારાં અમેરિકાવાળાં સગાં એમાં આગેવાનીભર્યો ભાગ લેતાં હતાં. પ્રેસ્બિટેરિયન પંથ છોડયા પછી મારા પિતા એ ધર્મસમાજમાં જોડાયા હતા અને મને પણ તેઓ પોતાની સાથે ત્યાં તેડી જતા; પણ મારી માને સ્વિડનબોર્ગના સિદ્ધાંતો પસંદ પડતા નહોતા. એ જો કે ધર્મના તમામ પંથોને માન આપવાનું અને ધર્મના ઝઘડાથી અલગ રહેવાનું અમને શિક્ષણ આપ્યાં કરતી, છતાં ધાર્મિક પ્રશ્નોના સંબંધમાં એ પોતે તો હમેશાં મૌનજ ગ્રહણ કરતી. તેણીનું વર્તન કોન્ફ્યુશિયસના નીચેના પ્રખ્યાત સૂત્રને અનુસરતું કહી શકાયઃ–"આ જીવનનાં પ્રાપ્તકર્તવ્યનું બરાબર પાલન કરવું અને હવે પછીના જીવનની ભાંજગડમાં પડવું નહિ, એજ ખરૂં શાણ-પણ છે." મારી મા પોતાના પુત્રોને એટલે અમને બે ભાઇઓને દેવળમાં અને રવિ-વારની શાળામાં હાજરી આપવાનું ઉત્તેજન આપ્યાં કરતી ખરી, પણ સ્વિડન-બોર્ગનાં લખાણ અને જૂના તથા નવા કરાર (ઓલ્ડ એન્ડ ન્યુ ટેસ્ટામેન્ટસ)-માંનો એટલે બાઇબલનો ઘણો ભાગ ઈશ્વરપ્રેરિત ન હોઇ, જીવનવ્યવહારમાટે પ્રમાણભૂત માર્ગદર્શક નથી, એવો તેણીનો અભિપ્રાય સ્પષ્ટ રીતે સમજાયા-સિવાય રહેતો નહિ. સ્વિડનબોર્ગના ગૂઢ સિદ્ધાંતોમાં મને ઘણો રસ પડવા લાગ્યો અને ધર્મનું રહસ્ય સમજવાની મારી શક્તિ બદલ મારાં માસી એઇ-ટ્કન મને ઘણી વખત મુબારકબાદી આપતાં. એ ભલી સ્ત્રીના મનમાં એવી ઉમેદ હતી કે હું નવા જેરૂસલમનો એક ઝળકતો હીરો નિવડીશ, અને આગળ ઉપર હું એક ધર્મોપદેશકતરીકે પ્રખ્યાત થઇશ, એમ એમાનતાં હતાં, એમ પણ મને સમજાયું હતું

પણ મનુષ્યોનાં રચેલાં ધર્મશાસ્ત્રો ઉપરથી જેમ જેમ મારી આસ્થા ઉઠી જવા લાગી, તેમ તેમ તેણીની ઉમેદો શિથિલ થતી ગઇ; પણ જે ભાણેજને પોતે ખોળામાં બેસાડી રમાડયો હતો, તેના ઉપરનો તેનો વિશ્વાસ અને ભાવ કદી કમી થયો નહોતો. મારો મસિયાઇ ભાઇ લિયેન્ડર મોરિસ,જેને સ્વિડનબૉર્ગ-ના સિદ્ધાંતોની મદદથી ધર્મના માર્ગમાંથી પતિત–ભ્રષ્ટ થતો અટકાવવાની તેણીએ આશા રાખી હતી, તેણે તો વળી બૅપ્ટિઝમ સ્વીકારીને તેણીને છેક નાઉમેદ*કરી નાખી. તેણીના પિતાના ઉપર પણ આવાજ સંસ્કાર વીત્યા હતા અને એડિનબરોમાં તે ઘણી વખત બૅપ્ટિસ્ટોની તરફેણમાં ભાષણો આપતો, તેમ છતાં પણ આથી તેને ઘણું લાગી આવ્યું.

આ પતન પછી એ પહેલવહેલો માસીને મળવા આવ્યો, ત્યારે તેને પ્રથમ-

ના જેવો ઉલટભર્યો આવકાર મળ્યો નહિ. માસીએ તેને ખેદપૂર્વક જણાવી દીધું કે, સ્વધર્મત્યાગથી તેં કુટુંબની પ્રતિષ્ઠાને મોટી હાનિ પહોંચાડી છે.

'પણ માસી! તમે મારા ઉપર આટલી બધી સખ્તાઇ શામાટે કરો છો? આ એન્ડી* એકે ધર્મસમાજમાં દાખલ થયો નથી, તેને તો તમે બિલકુલ ઠપકો આપતાં નથી. કોઇ પણ ધર્મમાં દાખલ ન થવું તેના કરતાં બૅપ્ટિસ્ટ થવું, એ શું સારૂં નથી?'

તરતજ જવાબ મળ્યો કે:-"હા, હા, એન્ડી નગ્ન છે; પણ તેં તો ધાગા વીંટયા છે.!"

માસીના મનથી એ ઉતરી ગયો તે ફરીથી પ્રથમનું સ્થાન સંપાદન કરી શકયોજ નહિ. હું હજી અલિપ્ત હતો, એટલે મારેમાટે સુધરવાનો અવકાશ હતો; પણ લિન્ડરે તો એક પંથ સ્વીકાર્યો હતો અને એ ન્યુ જેરૂસલમનો પંથ નહોતો; એટલું માસીને માટે બસ હતું.

મારામાં જે સંગીતનો શોખ જાગૃત થયો હતો,તે સ્વિડબૉર્ગિયન સોસાઇટી-ના સંબંધને લીધે હતો. સોસાઇટીની પ્રાથર્નાપોથીના પરિશિષ્ટતરીકે ગાયનસંગ્રહમાંથી કેટલાંક કીર્તન પસંદ કરવામાં આવ્યાં હતાં. સ્વાભાવિક રીતેજ મને તે પસંદ પડી ગયાં અને જો કે મારો કંઠ સારો નહોતો તો-પણ મારી ગાવાની ઢબ સારી ગણાતી, તેથી એ કીર્તન ગાનારા કીર્તનીઆ મને પોતાના ટોળામાં ઉભો રહેવા દેતા. હું ઘણી વખત સૂરનો ભંગ કરતો,પણ મારો ઉત્સાહ જોઇ એ ગાયકમંડળનો અગ્રેસર મિ. કોથન મારી કસુર દરગુજર કરતો. પાછળથી જ્યારે હું એ તમામ કીર્તન ગાવામાં પાવરધો થઈ ગયો, ત્યારે હેન્ડલનાં જે કીર્તનને સંગીતશાસ્ત્રીઓ સર્વોત્તમ ગણતા, તેજ મેં અજ્ઞાનપણામાં મારાં પ્રિય ગાયનતરીકે પસંદ કર્યાં હતાં, એ જાણી મને ઘણો આનંદ થતો. આ પ્રમાણે મારા સંગીતના શિક્ષણની શરૂઆત પિટ્સબર્ગની સ્વિડબોર્ગિયન સોસાઇટીના ગાયકગણસાથેના સંબંધથી થાય છે.

છતાં એક વાત મારે ભૂલવી જોઇતી નથી કે સુંદર સૂર ઉપરના મારા પ્રેમનો પાયો મારી જન્મભૂમિમાંજ નંખાયો હતો. મારા પિતા મારી જન્મ-ભૂમિનાં જે લોકગીત ગાઇ સંભળાવતા, તે ઉપરથીજ મને ગાયનનો શોખ ઉત્પન્ન થયો હતો. સ્કૉટલૅન્ડનું કોઇ પણ જૂનું ગીત રાગસાથે મારા સાંભ-ળવામાં ન આવ્યું હોય એમ નહોતું. સંગીતની ઉંચી ઇમારતનો પાયો લોકગીત છે. મારા પિતા બહુજ સુંદર અને હૃદય પીગળાવે એવા ગવૈયા હતા, મારો

* એન્ડ્રુ કાર્નેગીનું હુલામણાનું અને ટૂંકું નામ 'એન્ડી' હતું.

કંઇ જો કે તેમના જેવો નહોતો, પણ ગીત અને સંગીતનો શોખ તો મને તેમની પાસેથી વારસામાંજ મળ્યો હતો. કૉન્ફ્યુશિયસના ઉદ્દગારના ભણકારા મારા કાનમાં ઘણી વખત વાગતા. 'ઇશ્વરની પવિત્ર જીહ્વારૂપ ઓ સંગીત ! હું તારૂં આમંત્રણ સાંભળું છું અને આવું છું.'

આ સમયનો એક પ્રસંગ બીજી એક બાબતપરત્વે મારાં માબાપની મનની ઉદારતાનો પુરાવો આપે છે. ઉનાળાની બે અઠવાડીઆંની રજાસિવાય મને બીજા કોઇ તહેવાર ભોગવવાની છૂટ મળતી નહિ. આ રજાનો વખત હું ઇસ્ટ લિવરપુલમાં મારા માસાને ત્યાં મારા બંધુઓસાથે નદી ઉપર હોડીની રમત રમવામાં ગાળતો. મને બરફ ઉપર ચાલવાનો ઘણો શોખ હતો; અને જે સમયના સંબંધનો હું ઉલ્લેખ કરૂં છું, તે શિયાળામાં અમારા ઘરસામેની નદીનું છીછરૂં પાણી ઠરીને મજેનું ચોસલું બાઝી ગયું હતું. બરફ બહુ સુંદર રીતે જામી ગયો હતો તેથી શનિવારે રાત્રે ઘેર આવ્યા બાદ, મેં સવારમાં વહેલા ઉઠી દેવળમાં પ્રાર્થનામાટે જવાના વખત પહેલાં બરફ ઉપર ચાલવાની સહેલ ભોગવી આવવાની પરવાનગી માગી. આથી વધારે ગંભીર પ્રશ્ન સ્કૅાટિશ માબાપ આગળ ભાગ્યેજ રજુ થતો હશે. મારી માનો અભિપ્રાય તો સ્પષ્ટ હતો કે સંજોગો લક્ષમાં લેતાં મને નજરમાં આવે ત્યાંસુધી સહેલ ભોગવી લેવાની રજા આપવી.મારા બાપે કહ્યું કે, સહેલ ભોગવવા જવાની રજા છે, પણ દેવળમાં જવાનો વખત થતા અગાઉ પાછા ફરવું જોઇશે.

હું ધારૂં છું કે હાલ અમેરિકામાં હજારમાંથી નવસેંનવ્વાણું માબાપ અને ઈંગ્લૅાંડમાં મોટો ભાગ આવાજ નિર્ણય ઉપર આવશે; પણ આજે જેઓ એમ માને છે કે રવિવારનો પવિત્ર દિવસ (સેબાથ) માણસના સુખને માટેજ નિર્માણ થયેલો છે અને તેથી કરીને સામાન્ય જનસમૂહે એ દિવસ મોટે ભાગે કલ્પિત એવાં પાપનો પશ્ચાત્તાપ કરવામાં ગાળવો જોઇએ એવું સમજાવવાને બદલે, તેઓ એ દિવસ આનંદમાં વ્યતીત કરી શકે એ ઉદ્દેશથી તેમને માટે સંગ્રહસ્થાન અને ચિત્રાલયો ખુલ્લાં મૂકવાની વ્યવસ્થા કરી આપવા જેઓ તત્પરહોય છે તેઓ મારાં માબાપ ચાલીસ વર્ષ ઉપર હતાં તે કરતાં વધારે સુધરેલાં ગણી શકાય નહિ. જે સમયમાં રવિવારને દિવસે મોજશોખને માટે હવા ખાવા જવાની કે ધાર્મિક ગ્રંથોસિવાય બીજું કંઇ પણ વાંચવાની છૂટ નહોતી, તે વખતનાં ધર્મચુસ્ત સ્ત્રીપુરુષો કરતાં તો તેઓ ઘણાં વધારે સુધરેલાં હતાં.





# પ્રકરણ ૫ મું

## તાર ઑફીસ



'મેસેન્જર બૉય' (પત્રવાહક) તરીકે એક વરસ નોકરી કરી હશે ત્યાર બાદ નીચેના મજલાવાળી ઑફીસના મેનેજર કર્નલ જૉન પી. ગ્લાસ, જેને જનસમૂહસાથે ઘણા પ્રસંગમાં આવવું પડતું હતું, તે પોતાની ગેરહાજરીદરમિયાન દે મિનિટોમાટે ઑફીસની સંભાળ રાખવાનું મને ભાળવવા લાગ્યા. મ. ગ્લાસ લોકોમાં બહુ માનીતા થઇ પડ્યા હતા અને તેમને રાજકીય પ્રવૃત્તિમાં બહુ ભાગ લેવો પડતો હતો, તેથ તેમન ગેરહાજરીના પ્રસંગોની સંખ્યામાં અને મુદતની લંબાઇમાં વધારો થવા લાગ્યો. એથી કરીને થોડા સમયમાં હું એમના કામમાં પાવરધો થઈ ગયો. હું લોકો તરફના તાર લઈ તારમાસ્તરોને આપતો અને તાર ઑફીસમાંથી આવતા તાર જે તે વેપારીને તાબડતોબ પહોંચતો કરવા માટે છોકરાઓને વહેંચી આપતો.

મારા જેવા છોકરાને માટે આવું કામ જરા ભારે પડતું ગણાય; અને વળી તે વખતે બીજા છોકરાઓ મારી અદેખાઇ કરવા લાગ્યા હતા, કેમકે હું જેટલો વખત આ નવા કામમાં ભરાઈ રહેતો તેટલા વખતનું મારા હિસ્સાનું કામ તેમને કરી લેવું પડતું. વળી તેમને હિસાબે હું બહુ કંજુસ હતો, કેમકે મુકરર કરેલી હદની બહાર તાર પહોંચાડી આવવા બદલ જે વધારાનું મહેનતાણું મળતું તે હું તેમની માફક ઉડાવી દેતો નહિ; પણ તેમને તેના કારણની ખબર નહોતી. હું જાણતો હતો કે, હું જેટલું બચાવી શકીશ એ બધું ઘર આગળ જરૂરનું છે. મારા માબાપ શાણાં હતાં, તેથી તેઓ મારાથી કશું ગુપ્ત રાખતાં નહિ. મારાં માતાપિતા અને હું ત્રણ મળી દર અઠવાડીએ કેટલું કમાતાં તે હું જાણતો હતો; અને કેટલું ખર્ચ થતું તે પણ મને માલમ હતું. અમારા ઘરખટલાના સરસામાનમાં અને રાચરચીલામાં તથા લૂગડાંલત્તાંમાં શેનો શેનો વધારો કરવા જેવો છે તે અમે મસલત ચલાવી નક્કી કરતાં અને હરકોઇ નવી ચીજ સંપાદન થતાં અમારા આનંદમાં ઑર વધારો થતો. અમારાજેવું સંપીલું કુટુંબ બીજે ક્યાંય નહિ હોય!

દરરોજ જે કંઈ બચતું તે મારી મા એક મોજામાં નાખતી અને એમ કરતાં કરતાં જ્યારે બસેં ડૉલર એકઠા થયા, ત્યારે મેં તેનો વીસ પૌંડનો એક 'ચૅક' આણ્યો અને તે મિસિસ હેન્ડર્સન ઉપર મોકલી દીધો. આ દિવસ અમે સારી રીતે ઉજવ્યો. એ દિવસે કાર્નેગી કુટુંબ દેવામાંથી મુક્ત થયું. અહાહા! શો તે દિવસનો આનંદ! નાણાંપૂરતું ઋણ તો એ રીતે ફીટયું; પણ ઉપકારનું દેવું તો ઉભુંજ રહ્યું છે અને તે કદી અદા થઈ શકવાનું નથી. વૃદ્ધ થયેલાં મિસિસ હેન્ડર્સન હજી જીવે છે. હું જ્યારે ડન્ફર્મલાઇનની મુલાકાતે જાઉં છું, ત્યારે હું એક મંદિરમાં દર્શન કરવા જતો હોઉં તેવા ભાવથી તેમને મળવા માટે તેમને ઘેર જાઉં છું; અને ગમે તે બનશે, તોપણ તેમને હું કદી વિસરી જવાનો નથી.( થોડાં વર્ષ ઉપર લખાયલી નીચેની લીટીઓ હું જ્યારે વાંચું છું, ત્યારે મને ખેદ થાય છે. 'એ પણ બીજાઓને માર્ગે ગયાં છે.' મારી માની ઉમદા સખીના આત્માને ઇશ્વર શાંતિ આપો ).

'મૅસેન્જર બૉય' તરીકેના મારા જીવનદરમિયાનના જે બનાવે મને સાતમે સ્વર્ગે ચઢાવ્યો હતો તો એક દિવસે સાંજના કર્નલ ગ્લાસ જ્યારે નોકરોને પગાર વહેંચતા હતા ત્યારે બન્યો હતો. અમે હારબંધ સામે ઉભા હતા; અને મિ. ગ્લાસ અનુક્રમે પગાર આપતા હતા. હું મોખરે ઉભો હતો, એટલે જ્યારે તેમણે પહેલા સવાઅગીઆર ડૉલરની થોકડી ટેબલ ઉપર ગોઠવી, ત્યારે મેં તે લેવા હાથ લાંબો કર્યો. મારી મોટી અજાયબીની વચ્ચે તેમણે એ થોકડી આગળ ખસેડી બીજા નંબરના છોકરાને આપી. મેં ધાર્યું કે, તેમની ભૂલ થઇ હશે; કેમકે દરવખતે તે મનેજ પહેલો આપતા, પણ એમણે તો એ પ્રમાણે બધા છોકરાને પગાર આપી દીધો અને મને ટાળી મૂકયો. મારા તો મોતીઆજ મરવા લાગ્યા. શું મારી ફજેતી થવાની હશે? મેં નહિ કરવાનું કાર્ય કર્યું હોય, અગર કરવાનું ના કર્યું હોય એમ કંઇ બન્યું હશે? શું મને પાણીચું પરખાવી દેવાનું હશે? શું મારે લીધે મારા કુટુંબનું બદનામ થશે? મને સૌથી વધારે વેદના આ છેલ્લી કલ્પનાથી થતી હતી. તમામ છોકરાને પગાર આપી વિદાય કર્યાં પછી મિ. ગ્લાસે મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, તારી લાયકી બીજા છોકરાના કરતાં વધારે છે અને તેથી મેં તને દરમાસે સાડાતેર ડૉલરનો પગાર આપવાનું નક્કી કર્યું છે. મારૂં મસ્તક ભમવા લાગ્યું. તેમનું કહેવું હું બરાબર સમજ્યો હોઇશ કે કેમ એની મને શંકા પડવા લાગી. તેમણે ઉપર મુજબની રકમ મને ગણી આપી. હું એમનો ઉપકાર માનવા બોલ્યો હોઇશ કે નહિ, તેની મને ખબર નથી. મને લાગે છે કે, હું નહોતો બોલ્યો. પગાર હાથમાં આવતાં એક થેકડે હું બારણાથી બહાર નીકળ્યો અને

પછી જે દોટ મૂકી તે ઘર આવ્યું ત્યારે અટકયો. મને ચોક્કસ યાદ છે કે, એલિધની નદીની આરપાર જે પૂલ છે તેની પગથી બહુ સાંકડી હોવાથી વચલા ગાડાના રસ્તા ઉપર થઇને હું દોડતો ઘેર ગયો હતો. ઘેર આવી મેં મારી માના હાથમાં સવા અગીઆર ડૉલર મૂકયા અને બાકીના સવાબે ડૉલર મેં મારા ખિસ્સામાં રાખી મૂકયા-મેં પાછળથી જે કરોડો ડૉલર સંપાદન કર્યાં હતા તેના કરતાં આ રકમ તે વખતે મારે મન વધારે કિંમતી હતી.

મારો નવ વરસની ઉંમરનો નાનો ભાઇ ટૉમ અને હું બન્ને કાતરીઆમાં સાથે સૂઇ રહેતા, એટલે સ્વસ્થપણે પથારીમાં સૂતા બાદ મારી ગુપ્ત વાત મેં એને જણાવી. એટલી નાની ઉંમરે પણ એ વાતનું રહસ્ય એ સમજી શકયો હતો અને અમે બન્નેએ મોડાસુધી ભવિષ્યને લગતી વાતો કર્યા કરી. તેજ વખતે મેં એને પહેલવહેલા મારા મનોરથ કહી બતાવ્યાઃ-'આપણે બન્ને ભેગો રોજગાર કરીશું અને 'કાર્નેગી બ્રધર્સ' ની પેઢી ખૂબ કમાણી કરી સારી નામના કાઢશે તથા આપણાં માતાપિતા પાછાં ઘોડાગાડીમાં બેસી સહેલ કરશે!' તે વખતે અમારા મનોરથની મર્યાદા એટલીજ હતી. સંપત્તિનો સમાવેશ પણ એટલામાંજ થઇ રહેતો અને કમાવું એ પણ એટલે દરજ્જે પહોંચવા માટેજ,એમ અમે સમજતા હતા.સ્કૉટલૅન્ડની એક સ્ત્રીની છોકરી લંડન-ના વેપારીને પરણી હતી. જમાઇએ સાસુને કહ્યું કે, હવે તમે લંડન આવી અમારી પડોશમાં રહેજો અને 'તમારી પોતાની ઘોડાગાડી' માં બેસી બધે ફરજો. તેણે જવાબ આપ્યો કે, મારા ગામના લોકો મને ઘોડાગાડીમાં બેસીને ફરતી ન દેખે, તો પછી એવી ઘોડાગાડી શા કામની? આ સ્ત્રીની માફક અમે પણ અમારા મન સાથે નિશ્ચય કર્યો હતો કે અમારાં માબાપને અમારી માલકી-ની ઘોડાગાડીમાં બેસાડીને પિટ્સબર્ગમાં ફેરવવાં; એટલુંજ નહિ પણ પૂરા ઠાઠમાઠથી તેમને ડન્ફર્મલાઇન પણ તેડી જવાં.

રવિવારે-એટલે બીજે દિવસે સવારમાં અમે બધાં જ્યારે નાસ્તો લેવા બેઠાં તે વખતે પેલા સવાબે ડૉલર મારાં માબાપ આગળ મેં રજુ કર્યા. તેમના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ અને વસ્તુસ્થિતિનું યથાર્થ સ્વરૂપ સમજતાં તેમને જરા વાર લાગી; પણ તરતજ તમામ મામલો તેમના લક્ષમાં આવી ગયો. પિતાજી મગરૂબીભરેલી અને આર્દ્ર દૃષ્ટિએ મારી સામે જોઈ રહ્યા; માતાની આંખો હર્ષનાં આંસુથી ચળકાટ મારવા લાગી. તેમનાં હૃદય કેવી લાગણીથી હચમચી રહ્યાં હતાં તે સ્પષ્ટ રીતે વ્યક્ત થતું હતું. એ તેમના પુત્રની પહેલી જીત હતી-એ ઉંચે દરજ્જે ચઢવાની યોગ્યતા ધરાવે છે, એની એ અચૂક સાબીતી હતી. આ વખતે મેં જે હર્ષજન્ય રોમાંચ અનુભવ્યો હતો તેવો પાછળ-

ના કોઇપણ વિજયથી કે મારી કદર પિછાનાઈ હોય તેનાથી મને થયો નહોતો. એવો કોઇ પ્રસંગ મારી કલ્પનામાં પણ આવી શકતો નથી, મારી આખી દુનિયા(મારા કુટુંબ)ને હર્ષનાં આંસુ આવ્યાં હતાં.

સવારમાં તાર ઑફીસનો કચરો કાઢવો પડતો હોવાથી તારમાસ્તરો આવી પહોંચે ત્યાર પહેલાંના વખતમાં અમને ટેલીગ્રાફ ઇન્સ્ટ્રુમૅન્ટ (તારના યંત્ર) ઉપર શીખવાની તક મળતી. આ એક નવો 'ચાન્સ' હતો. એ તકનો લાભ લઇ બીજાં સ્ટેશનોએ મારા જેવા વિચારવાળા જે છોકરાઓ હતા તેમની સાથે હું વાતો કરવા લાગ્યો. જ્યારે માણુસ કંઈ નવું શીખે છે ત્યારે એને એ પોતાના નવા જ્ઞાનનો ઉપયોગ કરવાનો પ્રસંગ પ્રાપ્ત કરવા માટે બહુ ખોટી થવું પડતું નથી. એક વખત મેં તારમાસ્તરને બોલાવવાની ઘંટડી જોરથી વાગતી સાંભળી. હું અનુમાન કરી શકયો કે કોઇને તાકીદની વાત કરવી હશે; મેં સામો જવાબ આપ્યો અને યંત્ર ચાલુ કર્યું. કોઇને ફિલાડેલ્ફિયાથી પિટ્સબર્ગમાં કોઇને તાકીદે મરણુના સમાચાર પહોંચાડવા છે, તેને લગતો તાર તારાથી લઈ શકાશે, એમ મને પૂછવામાં આવ્યું. મેં કહ્યું કે, જો તાર ધીમેથી મૂકવામાં આવે, તો હું લઇ શકું ખરો. તાર મૂકાયો અને હું તે લઇ શકયો. મિ. બ્રુકસના આગમનની હું આતુરતાથી રાહ જોઈ રહ્યો અને આવ્યા એટલે મેં મારી ઉદ્ધતાઇની વાત કહી દીધી. સદ્‌ભાગ્યે, મારા સાહસબદલ મને ઠપકો આપવાને બદલે તેમણે મારા કામની કદર કરી મને ધન્યવાદ આપ્યો; પણ છેવટે મને એવી ચેતવણી આપી કે, બહુજ કાળજી રાખવી અને ભૂલ ન થવા દેવી. ત્યારપછી થોડા દિવસમાં તો તારમાસ્તર ગેરહાજર હોય ત્યારે ઇન્સ્ટ્રુમૅન્ટ (યંત્ર) ઉપરનું કામ સંભાળી લેવાનું મને સોંપવામાં આવતું અને એ રીતે હું તારનું કામ શીખી ગયો.

મારા સદ્‌ભાગ્યે આ વખતનો એક ઑપરેટર—તારમાસ્તર જરા આળસુ હતો તેથી તે મોટી ખુશીથી મને પોતાના કામની સુપ્રત કરતો. તે સમયમાં તાર લેવાની રીત આ પ્રમાણેની હતી ઇન્સ્ટ્રુમેન્ટને છેડે સોય રાખવામાં આવતી તેની નીચે કાગળની પટી મૂકયાથી તેના ઉપર અક્ષરની સંજ્ઞાઓ એટલે છિદ્ર પડતાં અને તે સંજ્ઞાઓ ઉપરથી વાકય ઉપજાવી કાઢીને તારમાસ્તર બીજા એક નકલો કરનારા કારકુનને લખાવતો; પણ એવી વાતો આવતી હતી કે પશ્ચિમમાં એક માણુસ ટકોરા સાંભળીને તાર લેવાનું શીખ્યો હતો. આ સાંભળી મને પણ એ નવી રીત શીખવાનું મન થયું. મિ. મેકિલન નામનો એક તારમાસ્તર એ પદ્ધતિ શીખી ગયો હતો,તે જોઇ મને પણ પ્રોત્સાહન મળ્યું. હું એ નવી ભાષા એટલી ઝડપથી શીખી ગયો કે તે જોઇ મને પોતાને પણ આશ્ચર્ય થયું.એક દિવસ

એક તારમાસ્તરની ગેરહાજરીદરમિયાન આવેલો તાર લઇ લેવાની મેં ઇચ્છા કરી;પણ નકલકારકુને મારા જેવા 'મૅસેન્જર બોય'નો તાર લખી લેવાની ના પાડી. મેં કાગળની પટ્ટી કાઢી નાખી અને હું હાથમાં કાગળ અને પેન્સીલ લઇ કાને સાંભળીને પરભાર્યો તાર લખી લેવા માંડયો. આ જોઇ એ કારકુનને જે તાજુબી લાગી તે હું કદી વિસરી જવાનો નથી. ત્યાર પછીથી એ વૃદ્ધ કર્ટ્નીહ્યુજીસ અને મારી વચ્ચે કદી વિખવાદ થયો નહોતો. એ હમેશને માટે મારો સાચો મિત્ર થઈ રહ્યા. આ બનાવ પછી તરતજ પિટ્સબર્ગથી ત્રીસ માઇલ દૂર આવેલા ગ્રીન્સબર્ગના ઑપરેટર–તારમાસ્તર જૉસફ ટેલરને બે અઠવાડીઆંની રજા ઉપર જવાનું થવાથી તેણે પોતાની જગ્યાનું કામ સંભાળી લેવા કોઇને મોકલી આપવા મિ. બ્રુકસને વિનંતિ કરી. મિ. બ્રુકસે મને બોલાવી પૂછ્યું કે તારાથી એ કામ થઈ શકશે એમ તને લાગે છે? મેં તરતજ હકારમાં જવાબ આપ્યો. તેમણે કહ્યું:–"ત્યારે ઠીક, અજમાયશદાખલ અમે તને ત્યાં મોકલી દઇશું."

હું ટપાલવાળા ટપ્પામાં બેસીને ત્યાં ગયો. સ્કૉટિશ ઓલાદના એક પ્રખ્યાત સોલીસીટર મિ. ડેવિડ બ્રુસ અને તેમની બહેનનો મને સંઘાત થયો હતો; તેથી એ સફર મને બહુ મજાની લાગી. આ મારી પહેલીજ સફર હતી. એ મુલક પણ મેં પહેલવહેલોજ જોયો હતો. હૉટલનો ખોરાક મેં પહેલવહેલો ગ્રીન્સબર્ગની હૉટલમાંજ લીધો હતો. મને તે ખોરાક ઘણો સુંદર લાગ્યો હતો.

આ વાત ઇ૦ સ૦ ૧૮૫૨ માં બની હતી. પેન્સિલ્વેનિયા રેલ્વેમાટે ગ્રીન્સબર્ગની પાસે રસ્તામાં ખોદાણ અને પુરણનું કામ ચાલતું હતું; અને હું ઘણી વખત સવારમાં એ કામ જોવા જતો. હું આગળ ઉપર એ રેલ્વે કંપનીની નોકરીમાં દાખલ થઇશ, એનું મને તે વખતે સ્વપ્ન પણ આવતું નહોતું. તારખાતામાં આ મારી પહેલવહેલી જવાબદારીવાળી નોકરી હતી અને તેથી જરૂર વખતે પાસે ને પાસે રહેવાની મને એટલી બધી કાળજી રહેતી કે એક વખત વરસાદના તોફાનમાં પણ ઇન્સ્ટ્રુમૅન્ટનું કનેકશન તોડયા સિવાય હું મોડી રાતસુધી પાસેજ બેસી રહ્યો હતો,એટલામાં વિજળીનો ઝબકારો થતાં તેનો આંચકો લાગવાથી હું ટેબલ ઉપરથી ગબડી પડયો અને માંડ માંડ બચી ગયો.આ બનાવ પછી વરસાદનાં તોફાનદરમિયાન હું બધાનાં કરતાં વધારે સાવધ રહેતો. ગ્રીન્સબર્ગ ખાતાનામારા કામથી મેં મારા ઉપરીઓને સંપૂર્ણ સંતોષ આપ્યો અને તેથી હું જ્યારે પિટ્સબર્ગ પાછો ફર્યો ત્યારે બીજા છોકરાઓની સરખામણીમાં મારો દરજ્જો ઉંચો ગણાવા લાગ્યો. મને તરતજ 'પ્રોમોશન' મળ્યું.એક તારમાસ્તરની જગ્યા ખાલી પડી એટલે મિ. બ્રુકસે કંપનીના જનરલ સપ્રીન્ટેન્ડન્ટ

સ્કૅાટિશ ઓલાદના ખાનદાન પુરુષ જેમ્સ ડીરિડને તાર કરી મને મદદનીશ તારમાસ્તરતરીકે નિમવાની ભલામણ કરી. મિ. રિડે તારથી જવાબ આપ્યો કે, તમે (મિ. બ્રુક્સ) જો 'એન્ડી' ને (મને) એ જગ્યાને માટે લાયક માનતા હો, તો હું તમારી ભલામણમુજબની નિમણૂક ખુશાથી કરીશ. ટુંકામાં આખરે હું માસીક પચીસ ડૉલરના પગારવાળો તારમાસ્તર થયો. તે વખતે એ પગાર મને બહુજ ભારે લાગતો હતો. એ વખતે મારૂં સત્તરમું વર્ષ ચાલતું હતું અને મેં ઉમેદવારીની મુદત પૂરી કરી હતી. હવે હું છોકરાતરીકેનું નહિ, પણ માણસતરીકેનું કામ કરવા લાગ્યો અને દરેક કામમાટે દિવસના એક ડૉલર મુજબનો પગાર કમાતો થયો. 'મૅસેન્જર બૉય' મટીને તાર માસ્તર બનવામાટે હું મિ. બ્રુક્સ અને મિ. રિડ બન્નેનો આભારી છું. x તારઑફીસ જુવાન પુરુષને માટે એક ઉત્તમ શાળાની ગરજ સારે છે. ત્યાં એને કાગળ અને પેન્સીલસાથેજ કામ હોય છે. આ નોકરીમાં ઈંગ્લાંડ અને યૂરોપના મામલાનું મારૂં યત્કિંચિંત્ જ્ઞાન મને બહુ ઉપયોગી થઇ પડયું. **જ્ઞાન એક અગર બીજી રીતે ઉપયોગી થઇ પડયા વગર રહેતું નથી.** જ્ઞાન હમેશાં ઝળકી નીકળે છે. એ સમયમાં પરદેશના સમાચાર કેપ રેસમાંથી તારમારફતે આવતા અને દરેક નવી આવેલી સ્ટીમર જે સમાચાર લાવી હોય, તે તારમારફતે મેળવી લેવા, એ અમારૂં એક મહત્ત્વનું કામ હતું. બીજા કોઇ પણ કામ કરતાં આ કામ મને વધારે પસંદ પડતું અને તેથી બીજા પણ એ કામ મને સોંપતા.

•

એ સમયમાં તારનાં દોરડાં સારૂં કામ આપતાં નહિ અને વરસાદનું તોફાન હોય ત્યારે ઘણું કામ અનુમાનથી નભાવી લેવું પડતું. મારી કલ્પનાશક્તિ અદ્દભુત પ્રકારની મનાતી હતી અને મને પણ એકાદ–બે શબ્દો પડયા હોય તો તેને માટે તાર મૂકનારને અટકાવવાને બદલે પડેલા શબ્દ અનુમાનથી ગણી લેવામાં ગમ્મત પડતી. પરદેશના સમાચારના સંબંધમાં આવી રીત બહુ

---

x એ છોકરાનો ચહેરો મને પસંદ પડી ગયો હતો અને હું સહેલાઇથી સમજી શકયો હતો કે જો કે એ નાનો છે, છતાં નૂરવાળો છે. મારી સાથે રહ્યાને એકાદ મહિનો નહિ થયો હોય, એટલામાં તો એણે મારી પાસેથી તારનું કામ શીખવાની માગણી કરી. મેં એ માગણી ખુશીની સાથે સ્વીકારી અને મને એ બહુ ચાલાક શિષ્ય માલમ પડયો. (જેમ્સ ડી. રિડકૃત 'ધી ટેલિગ્રાફ ઈન અમેરિકા' નામના પુસ્તક ઉપરથી)

મિ૦ રિડનો જન્મ ડન્ફર્મલાઇનની પડોશમાં થયો હતો અને ચાળીસ વર્ષ પછી મિ૦ કાર્નેગીએ એમને યુનાઇટેડ સ્ટેટ્સના ડન્ફર્મલાઇન ખાતાના વેપારવિષયક એલચીતરીકે નિમવામાં મદદ કરી હતી.

વાંધાભરેલી થઇ પડતી નહિ; કેમકે અનુમાનથી ચલાવી લેવાની અયોગ્ય છૂટ લેવામાં આવે તોપણ તેમાં કંઇ જોખમ આવી પડવાનો સંભવ હોય નહિ. પરદેશના મામલાના સંબંધમાં અને ખાસ કરીને ગ્રેટબ્રિટનના રાજવહીવટના સંબંધમાં મારૂં જ્ઞાન વિશાળ થતું ચાલ્યું અને તેથી જો પહેલા એક–બે શબ્દ ખરા હોય તો, મારાં અનુમાન મોટે ભાગે ખરાંજ પડતાં.

પિટ્સબર્ગનાં ન્યુસપેપરોના વ્યવસ્થાપકોએ તાજા સમાચાર ઉતારી લેવા માટે તાર ઑફીસમાં પોતપોતાના રિપોર્ટરો મોકલવાનો વહીવટ રાખ્યો હતો. પાછળથી બધાના તરફથી એકજ માણસ મોકલવાની ગોઠવણ કરવામાં આવી અને તેણે એવી સૂચના કરી કે પાછળથી ઘણી નકલો કરવામાં મહેનત અને વખતનો વ્યય કરવાને બદલે તાર લેતી વખતેજ જો કાર્બન પેપરની મદદથી વધારે પ્રતો કાઢવામાં આવે તો ઘણી સુગમતા થાય. આ ઉપરથી એવી ગોઠવણ કરવામાં આવી કે મારે તેને પરદેશના તાજા સમાચારની પાંચ પ્રતો કાઢી આપવી અને તે મને દર અઠવાડીએ એક ડૉલર મહેનતાણાબદલ આપે. આ મળતર જુજ હતું, પણ તેને લીધે મારો એકંદર પગાર ત્રીસ ડૉલરનો થયો અને તે વખતે અમારા કુટુંબની આર્થિક સ્થિતિ એવી હતી કે એક ડૉલર પણ કિંમતી થઇ પડતો. અમારૂં કુટુંબ ધીમે ધીમે પગભર થવા લાગ્યું હતું અને ભવિષ્યમાં કરોડાધિપતિ થઇ પડવાના ભણકારા મારા કાનમાં વાગવા લાગ્યા હતા.

બીજી જે એક બાબતે મારી માનસિક સંપત્તિમાં સારા જેવો સુધારો કર્યો હતો, તે મારા અગાઉ નિર્દિષ્ટ કરેલા મારા પાંચ મિત્રો સાથે 'વેબ્સ્ટર લિટરરી સોસાઇટી' નામની સાહિત્ય સભામાં જોડાવાને લગતી હતી. આથી અમને બધાને ઘણો લાભ થયો હતો. આના પહેલાં અમે એક નાનું વિવેચક મંડળ સ્થાપ્યું હતું. આ મંડળ મિ. ફિપ્સના પિતાના મકાનના એક ખંડમાં મળતું. ટૉમ મિલરે હાલમાં એમ જણાવ્યું છે કે 'ન્યાયાધિકારી વર્ગ પ્રજાએ ચૂંટેલો હોવો જોઇએ કે કેમ ?' એ વિષય ઉપર મેં તે વખતે લગભગ એક કલાક-સુધી ભાષણ કર્યું હતું;પણ આ બાબતમાં એમની યાદદાસ્તે એમને દગો દીધો હશે એમ આપણે માની લેવું જોઇએ. તે વખતે શહેરની સૌથી પ્રખ્યાત સભા 'વેબ્સ્ટર' હતી અને અમે એ સભાના સભાસદ થવાને પાત્ર મનાઇએ એ અમારે માટે ઓછા માનની વાત નહોતી. અમારા નાના મંડળમાં તો અમે માત્ર એવા માનને પાત્ર થવાની લાયકાત મેળવવાની તૈયારી કરી રહ્યા હતા, અર્થાત મેં ઉપર જણાવ્યા મુજબનું ભાષણ કર્યું જ નહોતું.

મારા અભિપ્રાય પ્રમાણે આવી સભાઓમાં ભળવાથી જુવાન પુરુષોને જેટલો લાભ થાય છે, તેટલો બીજા કશાથી નથી થતો. વાંચનમાટે હું જે

પુસ્તકો પસંદ કરતો, તે મોટે ભાગે ચર્ચાના વિષયની સાથે સંબંધ ધરાવતાં હોય તેવાંજ હતાં અને તેને લીધે મારા વિચારો સ્પષ્ટ અને દૃઢ થતા. પાછળથી હું મોટા મોટા મેળાવડાની સમક્ષ ભાષણ કરતી વખતે મારી જાત ઉપર જે કાબુ ધરાવી શકતો, તે વેબ્સ્ટર સોસાઇટીમાં મળેલા અનુભવને મોટે ભાગે આભારી છે. ભાષણ કરવાના સંબંધમાં મેં જે એ સૂત્ર નક્કી કર્યાં હતાં અને જેમનું અનુસરણ હજીપણ હું કરૂં છું, તે આ છેઃ– શ્રોતૃગણથી જરાપણ ક્ષોભ પામવો નહિ, કંઇપણ સંકોચ માન્યા સિવાય નિશ્ચિંતપણે બોલવું અને તેમની સાથે માત્ર વાતો કરતા હોઇએ તેવી રીતે બોલવું. કોઈ પણ જાતનો આડંબર કર્યા સિવાય, આપણા પોતાના વિચારો આપણી પોતાની હમેશની ભાષામાં રજુ કરવા અને આપણા પોતાના આપ્તવર્ગની સાથે સંભાષણ કે વાતો કરતા હોઈએ તેવી રીતેજ બોલવું. તમારૂં ચાલે ત્યાંસુધી તમારી વક્તૃત્વશક્તિ બતાવવાના લોભમાં પડશો નહિ.

આખરે હું સઘળા તાર કાનથી ટકોરા સાંભળીને પરભાર્યા લેવા લાગ્યો અને મેં જૂની પદ્ધતિનો સંપૂર્ણ ત્યાગ કર્યો. આવી પ્રવીણતા તે વખતે એવી વિરલ હતી કે એ અદ્‌ભુત કાર્યની નજરે જોઇ ખાત્રી કરી લેવામાટે લોકો ઑફીસમાં જોવા આવતા. આને લીધે મારી ખ્યાતિ એટલી બધી થઇ કે જ્યારે જળ-પ્રલયને લીધે સ્ટયુબૅનવિલ અને વ્હીલિંગ વચ્ચેના પચીસ માઇલના વિસ્તાર-વાળા પ્રદેશમાંનો તારનો સંબંધ તૂટી ગયો ત્યારે પૂર્વ અને પશ્ચિમ બન્ને તરફના તમામ તાર લેવામાટે મને સ્ટયુબૅનવિલ ખાતે મૂકવામાં આવ્યો હતો. હું જેટલા તાર લેતો એ બધા એકઠા કરી કલાકે કલાકે નાના મછવા મારફતે વ્હીલિંગ ખાતે મોકલવામાં આવતા; અને પાછી ફરતી હોડીઓમાં જે તાર આવતા તે હું પૂર્વ તરફ રવાના કરી આપતો. આ પ્રમાણે પિટ્સબર્ગને રસ્તે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ચાલતો સઘળો તારનો વ્યવહાર એક અઠવાડીઆ કરતાં વધુ મુદતસુધી ચાલુ રાખવામાં આવ્યો હતો.

હું જ્યારે સ્ટયુબૅનવિલ હતો, ત્યારે મને સમાચાર મળ્યા કે મારા પિતા પોતે વણેલાં ટેબલક્લૉથ વેચવામાટે વ્હીલીંગ અને સિન્સિનટી જવાના છે. હું બંદર ઉપર જઇ તેમને મળી આવ્યો. ઓછું ભાડું આપવું પડે એટલા ખાતર એમણે તુતક ઉપરની બેઠક લીધી હતી. આ જોઇ મને ઘણું લાગી આવ્યું. એમના જેવા સુંદર સ્વભાવવાળાને આવી રીતે મુસાફરી કરવી પડે છે, એ જોઇ મને ગુસ્સો ચઢયો; પણ ‘ પિતાજી ! તમારે અને મારી માને ઘોડાગાડીમાં બેસીને ફરવાનો વખત હવે થોડી મુદતમાંજ આવશે ’ એમ બોલીને મેં મારા મનનું સમાધાન કર્યું. મારા પિતા એકંદર રીતે શરમાળ, થોડા બોલા અને બહુ

લાગણીવાળા હતા. છોકરાઓ ગર્વથી ફૂલાઇ જાય, એ દહેશતથી તેમનાં વખાણ કરવામાં બહુ કંજુસાઇ કરતા; પણ જ્યારે તેમને ખરેખરી લાગણી થઇ આવતી,ત્યારે તે પોતાના મન ઉપરથી કાબુ ખોઇ બેસતા. આ વખતે પણ તેમના મનની સ્થિતિ તેવી હતી. મારાથી કદી ભૂલી શકાતી નથી, એવી સ્નેહાર્દ્ર દૃષ્ટિથી મારા તરફ નજર કરી મારો હાથ પકડી તે ધીમેથી ગગણ્યાઃ–'એન્ડ્રૂ! તને જોઇ હું મગરૂર થાઉં છું' આટલું બોલતાં તો તેમનો અવાજ લથડયો અને બહુ બોલાઇ જવાયું હોય, તેમ સંકોચ પામ્યા. એમણે જ્યારે મારી વિદાયગીરી લીધી અને મને ઑફીસે પાછા જવા ફરમાવ્યું, તે વખતે આંખમાં આવી રહેલું આંસું તેમણે આડું જોઇ લુંછી નાખ્યું–છતાં તે મારા દીઠામાં આવ્યા વગર રહ્યું નહિ. ઉપરના તેમના શબ્દો મારા કાનમાં હમેશાં સંભળાતા અને મને પ્રોત્સાહન આપ્યા કરતા. અમે એકબીજાને સારી રીતે ઓળખી લીધા, પણ સ્કૉટબચ્ચો કેટલો બધો મિતભાષી હોય છે! જેમ લાગણી વધારે થઇ આવે, તેમ બહાર ઓછી પ્રદર્શિત કરે! અને એ રીત સુંદર છે. કેટલાંક ઉંડાણ એવાં હોય છે, કે તેમને ડખલ કરવામાં પાપ રહેલું હોય છે. વાણી કરતાં મૌન વધારે અસરકારક નિવડે છે. મારા પિતાના ઉપર સૌને વહાલ ઉપજતું, તેમના સાથીઓ તેમને બહુ ચાહતા, એ કોઈ પંથમાં ભળ્યા નહોતા છતાં બહુ ધાર્મિક હતા; એ આ લોકમાં બહુ દીપી નીકળ્યા નહોતા, પણ સર્વાંગે અને સર્વાંશે સ્વર્ગને માટે લાયક હતા; એ જો કે થોડા બોલા હતા છતાં માયાળુપણાની જાગતી જીવતી મૂર્તિરૂપ હતા. અફસોસની વાત છે કે, આ સફર કરીને પાછા આવ્યા પછી તરતજ–અમે એમના જીવનને જરા સ્વાસ્થ્ય અને શાંતિ આપવા શક્તિમાન થતા હતા એટલામાં–એ આ દુનિયા છોડીને ચાલ્યા ગયા.

પિટ્સબર્ગ પાછા ફર્યા પછી થોડી મુદતમાં મારે એક અસાધારણ પુરુષનું ઓળખાણ થયું. આ પુરુષ ટૉમસ સ્કૉટ હતા. એ એક ખરેખરા કાબેલ પુરુષ હતા. એ પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પિટ્સબર્ગ વિભાગના સુપરિન્ટેન્ડન્ટ-તરીકે પિટ્સબર્ગમાં આવ્યા હતા. એમને એમના ઉપરી આલ્ટુનામાં રહેતા જનરલ સુપરિન્ટેન્ડન્ટ મિ. લૉમ્બાર્ટસાથે નિરંતર તારથી વાતો કરવાની જરૂર પડતી. આ કામમાટે તેમને ઘણી વખત રાતે તારઑફીસમાં આવવું પડતું; અને એવા ઘણા પ્રસંગોએ હું તાર માસ્તરતરીકે હોઉં એમ બનતું. એક વખતે એમનો એક મદદનીશ કે જે મારો મિત્ર હતો, તેણે આવી મારી મોટી અજાયબીવચ્ચે, મને કહ્યું કે, મિ. સ્કૉટે મને એમ પૂછ્યું હતું કે 'કાર્નેગી (હું) મારા કારકુનતરીકે રહેવા કબૂલ થાય કે કેમ'? ત્યારે મેં એવો જવાબ આપ્યો હતો કે 'એમ બનવું અશક્ય છે; કેમકે એ તો અત્યારે તારમાસ્તર છે.' આ વાત

સાંભળતાં મેં તરતજ કહ્યું:–" અરે, એટલી ઝડપથી ના પાડી દેવાની જરૂર નથી. હું ખુશીથી એમનો કારકુન થઇશ. મારે આ ઑફીસના વાતાવરણમાંથી બહાર નીકળવું છે. મહેરબાની કરીને જાઓ અને એમને એ પ્રમાણે કહી આવો.' આનું પરિણામ એ આવ્યું કે, હું ઈ૦ સ૦ ૧૮૫૩ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખથી માસિક પાંત્રીસ ડૉલરના પગારથી મિ. સ્કૉટના કારકુન અને તારમાસ્તરતરીકે નિમાયો. પચીસ ડૉલર ઉપરથી એકદમ પાંત્રીસ ડૉલર ઉપરનો સામટો વધારો કોઇને અગાઉ મળ્યાનું મારી જાણમાં નહોતું. સરકારી તાર ઑફીસ થોડી મુદત માટે મિ. સ્કૉટની ઑફીસમાં લઇ જવામાં આવી; અને પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની તરફથી કંપનીનાં પોતાનાં તારનાં દોરડાં નાખવાનું શરૂ કરી દેવામાં આવ્યું હતું, તે પૂરેપૂરાં નંખાઈ રહે, ત્યાંસુધી લોકોના કામ-કાજને અડચણ ન થાય, એવી શરતે એ કંપનીને એ તારનો ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવી હતી.





# પ્રકરણ ૬ ઠું
## રેલ્વેની નોકરી



આ પ્રમાણે હું તારઑફીસમાંથી નીકળી બહારની ખુલ્લી દુનિયામાં આવ્યો; પણ એ ફેરફાર શરૂઆતમાં તો મને અનુકૂળ પડયો નહોતો. તે વખતે તુરતમાંજ મને અઢારમું વર્ષ બેઠું હતું. હું નથી ધારતો કે ત્યાંસુધીમાં મેં એક પણ ખરાબ શબ્દનો પ્રયોગ કર્યો હોય કે તેવો પ્રયોગ સાંભળ્યો હોય. દુષ્ટ અને નીચાં કૃત્ય મારા જોવામાં તથા સાંભળવામાં આવ્યાં નહોતાં. સદ્‌ભાગ્યે હું સારા માણસોની સોબતમાંજ ઉછર્યો હતો. આટલી મોટી ઉંમરે પહોંચતાંસુધી માત્ર શુદ્ધ અને સારા વાતાવરણમાંજ શી રીતે રહી શકાયું હશે અને એથી જૂદી જાતના વાતાવરણમાંથી મુક્ત શી રીતે રહી શકાયું હશે, એ મારાથી સમજાતું નથી.

પણ હવેથી મારે એકદમ જડથા જેવા લોકોના સમાગમમાં આવવાનું થયું; કેમકે થોડા વખત સુધી તો ઑફીસ એન્જીનો તથા બ્રેક ઉપર કામ કરનારા માણસોના રહેવાના મકાનના એક ભાગમાં રાખવામાં આવી હતી. હું અને મિ. સ્કૉટ જે રૂમમાં બેસતા,તેમાં પણ એમનો પગ હતો અને તેઓ તેને ઉપયોગમાં લીધા વગર રહેતા નહિ. આજસુધી મને જે દુનિયાનો પરિચય હતો, તેનાથી આ દુનિયા જૂદા પ્રકારની હતી અને મને તે પસંદ નહોતી. સારા અને નઠારા જ્ઞાનના વૃક્ષનાં ફળ મારે ફરજીઆત ખાવાં પડયાં; પણ હજી ઘર આગળનું મધુર અને શુદ્ધ વાતાવરણ જેવું ને તેવું કાયમ હતું; અને તેમાં તો દુષ્ટ કે અનિષ્ટ પવનનો સંચાર થવાનો બિલકુલ સંભવ નહોતો. વળી મારા મિત્રોની સોબત પણ કાયમ હતી. એ સઘળા સંસ્કારી યુવકો હતા અને નિરંતર આત્મસુધારણામાં નિમગ્ન રહી આબરૂદાર નાગરિકો થવાનો પ્રયાસ કરી રહ્યા હતા. આ બધાં કારણોને લીધે જેટલું મારા સ્વભાવ તથા બચપણના સંસ્કારોથી વિરુદ્ધ હતું તેનો તિરસ્કાર કર્યાં કરીને હું મારા જીવનનો આ પ્રસંગ સહીસલામત રીતે વટાવી શકયો. એક રીતે જોતાં એ અણઘડ લોકોસાથેનો સંબંધ હિતાવહ હતો; કેમકે તેને લીધે હું તમાકુ ખાવાની કે પીવાની તથા ગાળો ભાંડવાની, સોગન ખાવાની તથા અયોગ્ય ભાષણ કરવાની આદતના તરફ તિરસ્કાર

બતાવવાનું શીખ્યો અને સદ્ભાગ્યે એ તિરસ્કાર જીવનભર કાયમ રહ્યો.

છતાં મારા કહેવાનો આશય એમ નથી સમજવાનો કે મેં ઉપર જે માણસોના સંબંધમા ઉલ્લેખ કર્યો છે, એ સઘળા ખરેખર નીતિભ્રષ્ટ કે દુષ્ટ પુરુષો હતા. અસભ્ય કે અશ્લિલ શબ્દોના પ્રયોગસાથે ગાળો ભાંડવી, કસમ ખાવા તથા તમાકુ ખાવી, પીવી કે સુંઘવી, એ સઘળો વહિવટ તે વખતે હાલના કરતાં વધુ પ્રચલિત હતો અને હાલના જેટલો વાંધાભરેલો ગણાતો નહોતો. રેલ્વેના રસ્તા બાંધવાની શરૂઆતજ થતી હતી અને તેથી નદીઓ ઉપરની નોકરીમાંથી છૂટીને ઘણા બદમાશો રેલ્વેની નોકરી તરફ આકર્ષાયા હતા; છતાં તેમાં કેટલાક સંસ્કારી યુવકો પણ હતા, કે જેઓએ આગળ જતાં ભારે આબરૂદાર નાગરિકો નિવડી, મોટી જવાબદારીવાળા હોદ્દા ભોગવ્યા હતા. વળી મારે જણાવવું જોઇએ કે, સર્વ કોઇ મારીસાથે બહુ સારી રીતે વર્તતા હતા. તેમાંના કેટલાક હજી હયાત છે અને તેમની સાથેનો મારો પત્રવ્યવહાર ચાલુ છે. આખરે જ્યારે મિ. સ્કૉટે સ્વતંત્ર ઑફીસ રાખી, ત્યારે વસ્તુસ્થિતિમાં ફેરફાર થયો. અમારા બે સિવાય બીજા કોઇનો એમાં સંબંધ નહોતો.

થોડી મુદતમાં મિ. સ્કૉટે મને આલ્ટુના જઈ માસિક પગારપત્રક તથા ચૅક લઇ આવવા ફરમાવ્યું. એલિઘની પર્વત ઉપરની રેલ્વે લાઇન તે વખતે પૂરી થઇ નહોતી અને તેથી મારે ઢોળાવવાળા પ્રદેશ ચઢી ઉતરીને સફર કરવી પડી હતી. આલ્ટુનામાં તે વખતે માત્ર કંપનીએ બંધાવેલાં થોડાં મકાન હતાં, દુકાનો હજી બંધાતી હતી અને એને શહેર ગણવા જેવું કશું તે વખતે ત્યાં નહોતું. રેલ્વે ખાતાના મોટા માણસ—જનરલ સુપરિન્ટેન્ડન્ટ મિ. લોમ્બાર્ટને મેં ત્યાંજ પહેલવહેલા જોયા. મારા મિત્ર રૉબર્ટ વિટકેર્નને પણ મેં રેલ્વેમાં નોકરી અપાવી હતી અને તે મિ. લોમ્બાર્ટનો સેક્રેટરી થયો હતો, એટલે કે 'ડેવી', 'બૉબ' અને 'એન્ડી' ત્રણે એકજ ખાતામાં નોકરી કરતા હતા. અમો સઘળાએ પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીની નોકરીમાં જોડાવામાટે તારખાતું છોડયું હતું.

મિ. લૉમ્બાર્ટ, મિ. સ્કૉટનાથી જૂદી જાતનો પુરુષ હતો. એ મળતાવડો નહોતો પણ અતડો, અક્કડ અને સખ્ત હતો. આથી જ્યારે મારીસાથે થોડી વાતચીત કર્યા પછી તેણે મને કહ્યું કેઃ—'સાંજે ચા પીવા મારે ત્યાં આવજે' તે વખતે મને તથા રૉબર્ટને ઘણી નવાઇ લાગી. હું તેમનું આમંત્રણ સ્વીકારવા જેવું કંઇક ગગણ્યો અને ધડકતી છાતીએ મુકરર કરેલા વખતની રાહ જોવા લાગ્યો. મને મળેલાં આમંત્રણોમાં એ આમંત્રણને હું આજસુધી સૌથી વધારે માનપ્રદ ગણતો આવ્યો છું. મિસિસ લૉમ્બાર્ટ પણ મારીસાથે અત્યંત માયાળુપણે વર્તી હતી. તેણીને મારું ઓળખાણ આપતી વખતે મિ.

લૉમ્બાર્ટે મને મિ. સ્કૉટના 'એન્ડી'તરીકે ઓળખાવ્યો હતો. મિ. સ્કૉટના માણસતરીકે મને ગણવા બદલ મને ખરેખર ઘણો પોરસ ચઢયો હતો.

આ સફરદરમિયાન એક એવો અકસ્માત બન્યો હતો કે જેને લીધે મારી કાર્કિર્દીને મોટો ધક્કો પહોંચત. પગારપત્રક ને ચૅક લઇ હું બીજે દિવસે સવારે પિટસબર્ગ જવા નીકળ્યો. કાગળોનું બંડલ મારા કોટના ખિસ્સામાં માય એવું નહોતું, તેથી તેને મેં મારા 'વાસ્કોટ'ની નીચે રાખ્યું હતું અને મને એવો ખ્યાલ હતો કે મેં એને બરાબર સહીસલામત રહે એવી રીતે ગોઠવ્યું છે. મને તે વખતે રેલ્વેમાં મુસાફરી કરવાનો ઘણો શોખ હતો અને તેથી મેં એન્જીનમાં બેસવાનું પસંદ કર્યું. એવી રીતે હું હોલીડેસ્બર્ગ પહોંચ્યો. ત્યાં આગળ પર્વત ઉપરની સરકારી રેલ્વેનું જોડાણ થાય છે.આ રસ્તો બહુ ખરાબ હતો અને એન્જીનને ઘણા આચકા લાગતા,તેથી એક ઠેકાણે મારૂં બન્ડલ સહીસલામત છે કે નહિ એની ખાત્રી કરી લેવાનો મને વિચાર થયો. તપાસ કરતાં બન્ડલ મળે નહિ. મને મોટો ધ્રાસ્કો પડયો કે એન્જીનના આચકાથી જરૂર બન્ડલ કંઇક નીકળી પડયું. બન્ડલ ગુમ થયેલું માલમ પડતાં મારા ગભરાટનો પાર રહ્યો નહિ.

સ્પષ્ટ વાત હતી કે, આવી બેદરકારીને પરિણામે મારૂં જીવન ધૂળધાણી થયા વગર રહેજ નહિ. પગારપત્રક અને ચૅકલઇ આવવામાટે મને ખાસ મોકલેલો અને જે બંડલને મારે મારા જીવની મા જાળવવું જોઇએ, તેને બેદરકારીથી રસ્તામાં ગુમાવવું, એ કસુર કંઇ જેવી તેવી ન ગણાય.એન્જીનીઅરને મેં કહ્યું કે, એન્જીનના આંચકાને લીધે એ બન્ડલ નજીકમાંજ નીકળી પડયું હશે માટે એન્જીન પાછું ફેરવી એને શોધી કાઢવાના કામમાં મને મદદ કરો તો મોટી મહેરબાની. એન્જીનીઅર દયાળુ હતો, તેથી તેણે તેમ કરવાની હા પાઠી. હું રસ્તે જોતો જોતો ચાલ્યો, તો એક મોટા વહેળાના કાંઠાની ધાર ઉપર પાણીથી માત્ર થોડા ફુટને છેટે એ બન્ડલ પડેલું મારા દીઠામાં આવ્યું. હું મારી આંખોનો વિશ્વાસ કરી શકયો નહિ, મેં દોડતા જઈને એ ઉઠાવી લીધું; અને તપાસી જોયું તો તે હતું, તેવી ને તેવી સ્થિતિમાં સહીસલામત હતું. કહેવાની જરૂર છે કે જ્યાંસુધી હું પિટ્સબર્ગ પહોંચ્યો ત્યાંસુધી મેં તેને મારા હાથમાંથી વેગળું મૂકયું નહોતું ? એન્જીનીઅર અને કોલસા પૂરનાર એ બે માણસોજ મારી આ બેદરકારીથી માહિતગાર હતા અને તેમના તરફથી મને ખાત્રી મળી હતી કે એ વાત બહાર નહિ જાય.

એ બનાવ બન્યા પછી ઘણી લાંબી મુદતે હું એ વાત બહાર પાડી શકયો હતો. ધારો કે એ બન્ડલ જરા વધારે દૂર પડયું હોત અને પાણીના વહેણમાં

તણાઇ ગયું હોત તો એ એક બેદરકારીભરેલા કાર્યની અસર નાબુદ કરવા માટે મારે કેટલાં બધાં વરસસુધી પ્રમાણિકપણે–એકનિષ્ઠાથી નોકરી કરવી પડત ? જો મારા ઉપર ભાગ્યદેવી પ્રસન્ન થઈ ન હોત, તો જેમના સારા અભિપ્રાયની મારા સાફલ્યમાટે આવશ્યકતા હતી, તેમનો મારેમાટે સારો અભિપ્રાય બંધાત નહિ. ત્યારપછીથી, જો કોઈ યુવક એકાદ બે ગંભીર પ્રકારની ભૂલો કરે, તોપણ તેના ઉપર સખ્તાઇ વાપરવાનું મારૂં મન કબૂલ કરતું નથી. એવા માણસોની કસુરનો ઇન્સાફ કરતી વખતે મને પેલું બંડલ યાદ આવે છે. મારૂં દૈવ પ્રતિકૂળ હોત અને એ ગુમ થયેલું બંડલ મારે હાથ પાછું ન આવ્યું હોત, તો મારી કારકીર્દીમાં કેવો મોટો તફાવત પડી ગયો હોત, એ વિચાર મારા મનમાં તે વખતે તરત સ્ફુરી આવે છે. આજપણ જ્યાં એ બંડલ પડયું હતું, તે સ્થળ મને તરત જડે ! અને એ રેલ્વે ઉપર થઇને હું જેટલા ફેરા પસાર થાઉં છું તેટલી વખત કાંઠા ઉપર પડેલું એ બદામી રંગનું બંડલ મારી નજરે પડયાવગર રહેતું નથી. એ જાણે મને એમ કહેતું હોયની "ઠીક છે, બચ્ચા ! તારૂં દૈવ સાનુકૂળ હતું, પણ જોજે ફરીથી એમ કરતો !" તેમ મને સમજાય છે.

મારી છેક નાની ઉંમરથી હું ગુલામગીરીની વિરુદ્ધના પક્ષમાં ભળ્યો હતો અને જો કે હું મત આપવાની લાયકાત ધરાવવા જેટલી ઉંમરે પહોંચ્યો નહોતો, છતાં ઇ૦ સ૦ ૧૮૫૬ ના ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે પિટ્સબર્ગમાં 'રિપબ્લિકન પાર્ટી' (રાજકીય બાબતોમાં ઉથલપાથલ કરી નાખવાના વિચાર ધરાવનારા પક્ષ)ની પહેલી સભા ભરાઇ. તેને મેં ઉત્સાહથી વધાવી લીધી હતી. પ્રતિષ્ઠિત પુરુષો મહેલ્લામાં થઇને પસાર થતા તેમને હું જોયા કરતો અને વિલ્સન, હેલ અને બીજા સિનેટરો ( યુનાઇટેડસ્ટેટસની આમની સભા જેવી લોકપ્રતિનિધિઓની સભાના સભાસદો ) ને દેખીને હું આશ્ચર્યમાં ગરકાવ થઈ જતો. થોડા વખત અગાઉ મેં 'ન્યુયૉર્ક વીકલી ટ્રિબ્યુન' માટે રેલ્વેના નોકરોમાંથી સો માણસોની એક કલબ સ્થાપી હતી. એના બાહોશ મંત્રી હૉરેસ ગ્રીલીએ આ મહત્ત્વના પ્રશ્નના સંબંધમાં લોકમત જાગૃત કરવામાટે ઘણો પ્રયાસ કર્યો હતો અને એ પેપરમાં હું પણ વખતોવખત ટુંકી નોંધો લખી મોકલતો. સ્વતંત્રતાની હિમાયત કરનારા એ પેપરમાં છપાયલો મારો લેખ પહેલવહેલો મારા જોવામાં આવ્યો, ત્યારથી મારા જીવનમાં ચોક્કસ ફેરફાર થયેલો મારા સમજવામાં આવ્યો. એ 'ટ્રિબ્યુન' ને હું ઘણાં વર્ષસુધી વળગી રહ્યો હતો. આજ જ્યારે પાછળ દૃષ્ટિ નાખીએ છીએ ત્યારે આપણા દેશને ગુલામગીરીના શાપમાંથી મુક્ત કરવામાટે આંતરવિગ્રહ ( સિવિલ વૉર ) વહોરી લેવા

જેટલી કિંમત આપવી પડી હતી, એ જોઇ ખેદ થયા વગર રહેતો નથી; પણ એકલી ગુલામગીરીજ નાબુદ કરવાની અગત્ય હતી એમ નહોતું. સંયુક્ત રાજ્યવહીવટની પદ્ધતિ તે વખતે અત્યંત શિથિલ હતી અને જૂદાં જૂદાં સંસ્થાનો એવા ખાસ હક્કો ભોગવતાં હતાં,કે જેને લીધે, એક સંગીન પ્રકારની મધ્યસ્થ રાજસત્તા (સેન્ટ્રલ ગવર્નમેન્ટ) ને વ્યવસ્થિત થતાં ઘણો કાળ નીકળી જાત. દક્ષિણનાં સંસ્થાનોના અભિપ્રાય રાજ્યતંત્રને કેન્દ્રત્યાગી (સેન્ટ્રીપેટલ) એટલે મધ્યસ્થ સરકારના હાથમાં જેમ બને તેમ ઓછી સત્તા રહે એવું બનાવવાનો હતો; પણ હાલના રાજદ્વારીઓનો વિચાર તેને કેન્દ્રાભિગામી (સેન્ટ્રીફ્યુગલ) સર્વોપરિસત્તા જેમ બને તેમ મધ્યસ્થ સરકારના હાથમાં રહે અને છેવટનો નિર્ણય વડી અદાલત (સુપ્રીમ કૉર્ટ) નો રહે, એવું બનાવવાનો થતો જાય છે. આ અદાલતના નિર્ણયમાં અર્ધો હાથ ધારાશાસ્ત્રીઓનો હોય છે અને અર્ધો રાજદ્વારીઓનો હોય છે. ઘણાંખરાં ક્ષેત્રમાં કાર્યપદ્ધતિનું ધોરણ એકજ પ્રકારનું રાખવાના ઉદ્દેશથી, લગ્ન, લગ્નોચ્છેદ (ડાઇવૉર્સ), નાદારી, રેલ્વેઓ ઉપરની દેખરેખ, કંપનીઓ ઉપરનો કાબુ અને બીજાં કેટલાંક ખાતાં એકજ અધિકારીના હાથમાં રહેવાં જોઇએ. (આજ ઇ૦ સ૦ ૧૯૦૭ ની જુલાઇમાં આ ફકરો હું ફરીથી વાંચી જાઉં છું ત્યારે, એ વિચાર ભવિષ્યસૂચક હતો એમ જણાય છે. આ પ્રશ્નો હાલ લોકોનું ખાસ ધ્યાન ખેંચી રહ્યા છે.')

આ પછી થોડી મુદતમાં રેલ્વે કંપનીએ પોતાના તાર નાખી દીધા. તેને અમારે તારમાસ્તરો પૂરા પાડવા પડતા હતા. એમાંના ઘણા અમારી પિટ્સબર્ગખાતેની આફીસમાં તાલીમ લેતા. તારના કામમાં આશ્ચર્યકારક ઝડપથી વધારો થવા લાગ્યો. લોકોને પૂરતી અનુકૂળતા કરી આપવામાં અમને ઘણી મુશ્કેલી પડતી. નવી તારઆફીસો ઉઘાડવાની જરૂર પડતી. મારા જોડીદાર 'પેસેન્જર બૉય' 'ડેવી' મૅકકાર્ગોને મેં ઇ૦ સ૦ ૧૮૫૯ ના માર્ચની ૧૧ મી તારીખે તાર ખાતાનો સુપરીન્ટેન્ડેન્ટ બનાવ્યો. લોકો એમ કહે છે કે યુનાઇટેડસ્ટેટ્સમાં રેલ્વેમાં કે બીજા કોઇપણ ખાતામાં સ્ત્રીઓને તારમાસ્તરોતરીકે નિમવાની પહેલ કરવાનું માન મને તથા 'ડેવી' ને ઘટે છે; એટલું તો ખરૂં છે કે, અમે છોકરીઓને જૂદી જૂદી ઑફીસોમાં ઉમેદવારતરીકે રાખતા, તેમને તારનું કામ શીખવાડતા અને અનુકૂળતા પ્રાપ્ત થતાં તેમને ઑફીસોનો સ્વતંત્ર ચાર્જ સોંપતા. આવી છોકરીઓ પૈકીની પહેલી મારી મસિયાઇ બ્હેન મિસ મૅરિયા હૅગન હતી. તેણીને પિટ્સબર્ગની તારઑફીસનો ચાર્જ સોંપવામાં આવ્યો હતો. તેની પાસે ઘણી છોકરીઓ ઉમેદવારતરીકે રહેતી અને એક રીતે જોતાં તેણીની આફીસને અમે તારખાતાની શાળા બનાવી હતી. અમારો અનુભવ એવો થયો

હતો કે તારખાતાના કામમાં પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ વધારે વિશ્વાસપાત્ર નિવડતો. સ્ત્રીઓએ પુરુષોના જે અનેક ધંધાઓ ઉપર તરાપ મારવા માંડી છે, તેમાં આ ધંધાને માટેની તેમની પાત્રતા બીજા હરકોઈ ધંધાના કરતાં ઉંચા પ્રકારની છે.

ઉપરીતરીકે મિ. સ્કૉટના જેવો અચ્છો અધિકારી મળવો દુર્લભ છે અને તેથી તરતજ તે મારી સંપૂર્ણ પ્રીતિનું પાત્ર બન્યા. એમને હું એક મોટા પુરુષ માનતો હતો અને યુવાન પુરુષોમાં વીરપૂજાની જે સ્વાભાવિક વૃત્તિ હોય છે, તે મેં તેમના ઉપરજ ઢોળી હતી. મારી કલ્પનામાં હું એમને પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પ્રમુખપદે મૂકતો—અને એ હોદ્દો એમને ટુંક મુદ્દતમાંજ મળ્યો હતો. તેમની દેખરેખ નીચે હું મારા ખાતાને ખાસ લગતાં નહિ, એવાં કામ પણ કરવા લાગ્યો અને નોકરીમાં હું જે ઉંચે દરજ્જે ચઢવા પામ્યો, તે મને બરાબર યાદ રહેલા એક બનાવને આભારી છે, એમ હું માનું છું.

રેલો એકવડી હોવાથી તે વખતે ગાડીઓ એકજ લાઇન ઉપર દોડતી. એ દિવસોમાં જોકે ટ્રેનો છોડવામાટે—ગાડીઓને છૂટવા દેવામાટે—તારથી પરવાનગી આપવાનો નિયમિત વહીવટ પડયો નહોતો, તેમ છતાં ઘણી વખત તેમ કરવાની જરૂર પડતી. સુપરિન્ટેન્ડન્ટસિવાય બીજા કોઇને ગાડી છોડવાનો હુકમ આપવાનો અધિકાર નહોતો. રેલ્વેના વ્યવહારની હજી તો શરૂઆત હતી અને તારથી હુકમ આપવા માટે જોઇતી તાલીમ તારમાસ્તરોને અપાતી નહોતી, તેથી તારથી ટ્રેન છોડવાનો હુકમ આપવાનું કામ બહુ જોખમભરેલું ગણાતું. વારંવાર ડબા ભાગી પડતા કે પાટા ઉપરથી ખસી જતા, તે ઉઠાવી લેવરાવી રસ્તો ખુલ્લો કરવાના કામ ઉપર દેખરેખ રાખવામાટે મિ. સ્કાટને વખતોવખત એવા અકસ્માતની જગ્યાઓ ઉપર જવું પડતું. આવાં કારણોને લીધે સવારના વખતમાં ઘણી વખત તેમનાથી ઑફીસમાં હાજર થઇ શકાતું નહિ.

એક દિવસ સવારમાં ઑફીસમાં આવી પહોંચતાં મને ખબર મળી કે પૂર્વ વિભાગ ઉપર એક ગંભીર પ્રકારનો અકસ્માત બનવાને લીધે પશ્ચિમ તરફ આવતી એક ઉતારૂઓની ગાડી રોકાઇ રહી હતી; અને પૂર્વ તરફ જતી ઉતારૂઓની ગાડી દરેક વાંક આગળ વાવટાવાળાને આગળ દોડાવીને આગળ વધતી હતી; અને બન્ને બાજુની ગુડ્ઝટ્રેનો—માલ ગાડીઓ—ને સાઇડીંગ ઉપર—બાજુના પાટા ઉપર—નાંખી મૂકવામાં આવી હતી. તપાસ કરાવતાં મિ. સ્કાટનો કંઇ પત્તો ખાધો નહિ. આખરે, આ ગુંચવાયલા મામલામાં માથું મારી, જવાબદારી વહોરી લઇ, ટ્રેનોને છૂટવાના ઑર્ડર આપીને, સઘળો વ્યવહાર ચાલતો કરવાની લાલચને હું કાબુમાં રાખી શક્યો નહિ. દોરી લોટો જાય છે કે ગાડી તકીઓ

થાય છે, મોત કે વેસ્ટમિન્સ્ટર ઍબી–એ વિચાર એકદમ મારા મગજમાં સ્ફુર્યો. હું જાણતો હતો કે, જો મારી ભૂલ થશે, તો મારે માટે બરતરફી, નામોશી અગર કદાચ ફોજદારી ફરિયાદ ચોક્કસ છે. બીજી બાજુએ, બિચારા આખી રાત બહાર પડી રહેલા ગુડ્ઝટ્રેનના માણસોને ઠેકાણે પાડી શકાય એમ હતું. હું બંધ પડેલો વ્યવહાર ચાલુ કરવાની સ્થિતિમાં હતો. મારાથી એ બની શકે એવું છે એમ હું જાણતો હતો. મિ. સ્કૉટના હુકમો તારથી મોકલી આપતાં મેં અનેક વખત તેમ કર્યું હતું. શું શું કરવું ઘટે છે, તે હું જાણતો હતો, તેથી મેં ઝંપલાવ્યું. તેમના નામથી હુકમો આપી મેં દરેક ટ્રેન ચાલુ કરાવી અને દરેક ટકોરો તપાસતો. હું ઇન્સ્ટ્રુમેન્ટ પાસે બેસી રહ્યો. તમામ ટ્રેનોને એક સ્ટેશનથી બીજે સ્ટેશને એમ આગળ ચલાવી અને સાવચેતીના તમામ ઉપાય લીધા. આખરે જ્યારે મિ. સ્કાટ આફીસમાં આવ્યા, ત્યારે બધો વ્યવહાર વ્યવસ્થિત રીતે ચાલુ થઈ ગયો હતો. ટ્રેનો અટકી પડ્યાના સમાચાર એમને મળી ચૂક્યા હતા; એટલે આફીસમાં પગ મૂકતાંની સાથે એમણે પહેલો પ્રશ્ન એ પૂછ્યો કેઃ–" કેમ! મામલો કેવો છે ?"

એ તરતજ મારી પાસે આવ્યા અને કાગળ તથા પેન્સીલ લઇ હુકમો લખવા મંડ્યા. હવે મારે બોલવું જોઇએ,તેથી હું બીતો બીતો બોલ્યોઃ–" મિ. સ્કાટ ! તમારો કંઇ પત્તો ખાધો નહિ; એટલે મેં સવારમાંજ તમારા નામથી હુકમો આપી દીધા છે, "

' બધી ટ્રેનો બરાબર ચાલી રહી છે ? ઇસ્ટર્ન એક્સપ્રેસ ક્યાં છે ? '

મેં એમને સઘળા તાર બતાવ્યા. માલની, બાલાસ્ટની અને બીજી દરેક ગાડી લાઇન ઉપર ક્યાં ક્યાં છે તે પણ બતાવ્યું. તમામ એન્જીનડ્રાઇવરો તથા ગાર્ડોના જવાબ વંચાવ્યા અને જે સ્ટેશનો આગળ થઇ તમામ ટ્રેનો પસાર થઇ હતી, ત્યાંથી આવેલા છેલ્લામાં છેલ્લા રિપોર્ટો પણ તેમને બતાવ્યા. બધું ઠીકઠાક હતું. એ એક સેકન્ડ સુધી મારા મોં સામું જોઈ રહ્યા, પણ હું તેમના મોં સામું જોવાની હિંમત કરી શક્યો નહિ. શું બનશે એની મને ખબર નહોતી. એ એક પણ અક્ષર બોલ્યા નહિ, પણ જે બન્યું હતું તે તમામ ફરીથી તપાસી ગયા. હજી પણ એ કંઇ બોલ્યા નહિ. થોડીવાર પછી એ મારા ટેબલ આગળથી ખસી પોતાના ટેબલ આગળ ગયા. એટલેથી એ વાતની સમાપ્તિ થઈ. મારા કાર્યતરફ પસંદગી બતાવવામાં તેમને દહેશત લાગતી હતી; છતાં તેમણે મને ઠપકો આપ્યો નહોતો. જો બધું પાંસરે પાંસરૂં ઉતરે તો તો ઠીકજ છે; જો કંઇ વાંકું પડે તો જવાબદારી મારી છે. વસ્તુ-

સ્થિતિ આવી હતી; પણ એટલું બન્યું કે ત્યાર પછી કેટલાક દહાડા સુધી તે સવારમાં વેળાસર અને નિયમિત રીતે આવતા.

ખરૂં કહું તો, આ વાત મેં બીજા કોઇને કરી નહોતી. ટ્રેનવાળા કોઇપણ માણસને એવી ખબર નહોતી કે મિ. સ્કૉટે જાતે હુકમ નહોતા આપ્યા. મેં મારા મનસાથે લગભગ એવો નિશ્ચય કરી દીધો હતો કે જો ફરીથી એવો પ્રસંગ આવે તો, અગાઉથી અધિકાર મેળવ્યા સિવાય તે દિવસના જેવું કામ ફરીથી કદી કરવું નહિ. મારા એ કાર્ય બદલ મને પસ્તાવો થવા લાગ્યો હતો, પણ એટલામાં મિ. ફ્રાન્સિસ્કસ, જે પિટ્સબર્ગના ગુડ્ઝખાતાના ઉપરી અધિકારી હતા, તેમણે મને કહ્યું કે એ યાદગાર દિવસની સાંજે મિ. સ્કૉટની સાથે મારે (મિ. ફ્રા. ને) આ પ્રમાણે વાતચીત થઇ હતીઃ—

"પેલી મારી ધોળા વાળવાળી સ્કૉચ બલાએ શું કર્યું હતું તે તમે જાણો છો?" "ના" "અરે શી વાત કરો છો! કોઇ પણ જાતના અધિકારસિવાય તેણે આખા વિભાગ ઉપર તમામ ટ્રેનોને ચલાવવાના હુકમો આપ્યા!" "અને એણે એ કામ સાંગોપાંગ ઉતાર્યું?"

"હા, પૂરેપૂરૂં!"

આ સાંભળી મને સંતોષ થયો. આને મેં બીજી વખતના ઇસારારૂપ માની લીધું અને હિંમતથી ઝંપલાવા માંડ્યું. ત્યારથી મિ. સ્કૉટ ટ્રેનના હુકમ જાતે કવચિતજ આપતા.

આ વખતે મારી દૃષ્ટિમર્યાદાનો સાથી મોટો માણસ પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીનો પ્રેસિડન્ટ જૉન એડ્ગર થૉમ્સન હતો કે, જેના નામ ઉપરથી અમે પાછળથી અમારા પોલાદની રેલો બનાવવાના કારખાનાનું નામ પાડ્યું હતું. મારી ઓળખાણના પુરુષોમાં એ સૌથી વિશેષ થોડાબોલો હતો. એ બાબતમાં એ જનરલ ગ્રાન્ટથી બીજે નંબરે આવતો, પણ જનરલ ગ્રાન્ટ મિત્રોસાથે મળી જતા ત્યારે એમના કરતાં વધારે બોલતા. એ જ્યારે દરસાલ પિટ્સ-બર્ગની મુલાકાતે આવતા ત્યારે એ જાણે કોઇને દેખતાજ ન હોય, એમ બધે ફરતા. પાછળથી મને માલમ પડ્યું હતું કે ઓછાબોલાપણું શરમાળપણાનું પરિણામ હતું. એમણે જ્યારે મિ. સ્કૉટની ઑફીસમાં દાખલ થઈ ઇન્સ્ટ્રુમેન્ટ પાસે આવી મને 'સ્કૉટના એન્ડી' તરીકે સંબોધ્યો, ત્યારે મને ઘણો અચંબો ઉપજ્યો; પણ પાછળથી મને માલમ પડ્યું કે એમણે મારા ટ્રેનો ચાલતી કરવાના પરાક્રમની વાત સાંભળી હતી. જે યુવક મોટા અધિકારીઓ સાથે અંગત સંબંધ-માં આવે છે, તેણે જીવનના યુદ્ધમાં અડધી જીત મેળવી છે, એમ સમજવું

અને દરેક છોકરાની મુખ્ય નેમ પોતાના કર્તવ્યના પ્રદેશની બહારનું એટલે કે જેને લીધે ઉપરીનું ધ્યાન પોતાના તરફ ખેંચાય એવું કંઇ પણ કામ કરવાની હોવી જોઇએ.

આ બનાવ પછી થોડી મુદતે મિ. સ્કૉટને એકાદ બે અઠવાડીઆં બહાર ફરી આવવાની ઇચ્છા થઇ તેથી તેમણે પોતાના વિભાગનો ચાર્જ મને સોંપવાની મિ. લોમ્બાર્ટ પાસે પરવાનગી માગી. આ એમનું કામ બહુજ હિંમતભરેલું કહેવાય, કેમકે તે વખતે મારી ઉંમર વીસ વર્ષથી વધારે નહોતી; પણ એમણે માગેલી પરવાનગી તરત મળી. આ રીતે જે તકને માટે હું તલસી રહ્યો હતો, તે મને મળી. બાલાસ્ટ ટ્રેનના માણસોની ગફલતીથી બનવા પામેલો એક અકસ્માત બાદ કરતાં તેમની ગેરહાજરી દરમીઆન સઘળું પાંસરૂં ઉતર્યું હતું, છતાં એટલો પણ અકસ્માત બનવા પામ્યો એ મને ખુંચ્યા કરતું હતું. હું જે હોદ્દો ભોગવતો, તેની સઘળી ફરજો પૂરેપૂરી અદા કરવાનો નિશ્ચય કરીને મેં તરતજ એ બાબતની તપાસ શરૂ કરી. લાગતાવળગતા સઘળાની જુબાનીઓ લીધી. મુખ્ય ગુન્હેગારને એકદમ બરતરફ કર્યો અને બીજા બે થોડી કસુરવાળા નોકરોને ‘ સસ્પેન્ડ ’ કર્યા. મિ. સ્કૉટ જ્યારે પાછા આવ્યા ત્યારે મેં તેમને એ અકસ્માત બન્યાની હકીકત નિવેદન કરી એટલે એમણે તપાસ કરી નિકાલ કરવાની ઇચ્છા દર્શાવી. મને લાગ્યું કે મેં કાચુ કાપ્યું હતું; પણ મેં અધિકાર વાપરી દીધેલો હોવાથી મેં તેમને જણાવ્યું કે એ બધું તો પતવી દેવામાં આવ્યું છે—મેં તપાસ કરી કસુરદારને શિક્ષા કરી દીધી છે. એમાંના કેટલાકે મિ. સ્કાટ આગળ અપીલ કરી અને એ બાબતની ફરી તપાસ કરવાની માગણી કરી, પણ જો એ બાબતનો આગ્રહ કરવામાં આવ્યો હોત તો હું તેમાં કદી સંમત થવાનો નહોતો. આ નાજુક બાબતના સંબંધમાં હું કેવી લાગણી ધરાવતો હતો, તે માત્ર મારા ચહેરા ઉપરથી મિ. સ્કૉટ સમજી ગયા અને તેથી તેમણે એ વાત પડતી મૂકી.

બનવા જોગ છે કે એમને મારૂં વર્તન જરા વધારે સખ્ત લાગ્યું હશે અને તેમની એ માન્યતા ખરી પણ હશે. આ પછી કેટલેક વર્ષે હું જાતે જ્યારે એ વિભાગનો સુપરિન્ટેન્ડન્ટ થયો હતો, ત્યારે જે માણસોને મેં થોડી મુદતને માટે સસ્પેન્ડ કર્યા હતા તેમના તરફ મહેરબાની બતાવવાનું હું ચૂકતો નહિ. ન્યાયાધીશ તરીકેના મારા આ પહેલા કાર્ય બદલ મારૂં અંતઃકરણ મને હમેશાં ડંખ્યા કરતું. નવો ન્યાયાધીશ હમેશાં એટલી બધી અકડાઈ રાખવા જાય છે કે તેને લીધે તે જરા વાંકો વળી જાય છે. નરમાશમાં કેટલી બધી મહત્તા રહેલી છે, તે અનુભવથીજ શીખાય છે. જ્યારે જરૂર જણાય ત્યારે

હલકી પણ અચૂક સજા કરવી, એ બહુ અસરકારક નિવડે છે. સખ્ત સજા આવશ્યક નથી અને વિવેક વાપરીને–અને તેમાં વળી ખાસ કરીને પહેલા ગુન્હા વખતે–માફી બક્ષવી એ સર્વોત્તમ છે.

અમારી ખાસ મંડળવાળા અડધા ડઝન યુવકોના જ્ઞાનમાં જેમ જેમ વધારો થતો ગયો, તેમ તેમ જન્મ અને મરણ, આ લોક અને પરલોક એવા એવા ગૂઢ પ્રશ્નો અનિવાર્ય રીતે અમારી દ્દષ્ટિ આગળ ખડા થવા લાગ્યા. અમે સઘળા ભલાં, પ્રમાણિક સ્વમાન ધરાવનારાં, જૂદા જૂદા પંથોમાંથી એકાદને અનુસરનારાં માબાપને હાથ ઉછર્યા હતા. મિ. મૅકમિલન નામના પિટ્સબર્ગના એક અગ્રગણ્ય પ્રૅસ્બિટેરીઅન ધર્મોપદેશકની પત્નીની લાગવગને લીધે, અમે એના પતિના ધર્મસમાજના સામાજીક મંડળમાં દાખલ થવા પામ્યા હતા. ( ઇ૦ સ૦ ૧૯૧૨ ના જુલાઈની ૧૯ મી તારીખે આ ફકરો વાંચી જતી વખતે મિસિસ મૅકમિલન જે એંશી વર્ષની ઉંમરે પહોંચ્યાં હતાં તેમનો કાગળ મારી સમક્ષ પડેલો છે. એમની બે પુત્રીઓના ગયા અઠવાડીઆમાં યુનિવર્સિટિના પ્રૉફેસરો સાથે લંડનમાં લગ્ન થયાં છે, એક ઇંગ્લાંડમાં રહે છે, અને બીજાએ બોસ્ટનમાં નોકરી સ્વીકારી છે. બન્ને પ્રતિષ્ઠિત પુરુષો છે ઇંગ્રેજી ભાષા બોલનારી આપણી કોમ આ રીતે જોડાતી જાય છે. ) મિ. મેકમિલન ચુસ્ત કેલ્વિનિસ્ટ હતા અને એમની સ્વરૂપવાન પત્ની જન્મથીજ યુવકવર્ગની નેતા હતી. અમારા સઘળાનો જીવ એની સાથે સારો ગોઠી ગયો હતો અને બીજાં સ્થળ કરતાં એના મકાન આગળના મેળાવડામાં અમને વિશેષ મઝા પડતી. આથી કરીને અમે પ્રસંગોપાત તેણીના દેવળમાં હાજરી આપવા લાગ્યા. પ્રિડેસ્ટિનેશન દૈવીનિર્માણ–ઇશ્વરી સંકેત–એ વિષય ઉપરનું વ્યાખ્યાન ત્યાં આગળ મિલરના સાંભળવામાં આવ્યું હશે, તે ઉપરથી ધર્મશાસ્ત્રનો વિષય અમારા મંડળમાં દાખલ થયો. ધર્મના સ્થાપિત સિદ્ધાંતો મિલરના સાંભળવામાં બહુ આવ્યા નહોતા; તેથી માણસો જન્મે છે ત્યારથીજ તેમનું ભાવી નક્કી થયેલું હોય છે:–અર્થાત્ કેટલાંક બાળકોના નસીબમાં સુખ લખેલું હોય છે અને કેટલાંકના નસીબમાં દુ:ખ લખાયલું હોય છે એવી મતલબના દૈવીનિર્માણના સિદ્ધાંતો સાંભળીને એ તો આભોજ બની ગયો. વ્યાખ્યાન પૂરૂં થયા બાદ એ મતના સંબંધમાં એણે મિ. મેકમિલનની સાથે ચર્ચા ચલાવી અને અંતમાં તેમને પરખાવી દીધું:–“મિ. મૅકમિલન! જો તમારો સિદ્ધાંત ખરો હોય તો તમારો ઇશ્વર ખરેખરો સેતાન છે ” અને તેને આશ્ચર્યચકિત કરીને એ ત્યાંથી ચાલતો થયો.

આ વાત અમારા મંડળમાં ઘણા દિવસસુધી ચર્ચાઇ. એ વાત ખરી હતી કે કેમ ? અને ટામ મિલરના ઉદ્‌ગારનું પરિણામ કેવું આવશે ? મિસિસ

મેકમિલન હવેથી આપણો સત્કાર કરશે કે કેમ ? પાદરીભાઈનો સત્સંગની તો અમને બહુ ઉત્કંઠા નહોતી, પણ એમની પત્નીની સાથેનો સંબંધ તૂટે એ અમને કોઇને રૂચતું નહોતું. એક મુદ્દો સ્પષ્ટ હતો.આ બાબતના સંબંધમાં કાર્લાઇલનું આત્મમંથન અમને પસંદ પડયું હતું અને તેથી અમે એના નિશ્ચયનું અનુસરણ કરવા તત્પર હતા. "જો એ વાત ના માની શકાય એવી હોય તો ઇશ્વરની ખાતર એનું ભોપાળું બહાર પાડવા દો" સત્યના માર્ગે ચાલવાથીજ આપણે સ્વતંત્ર થઇ શકવાના છીએ અને તેથી આપણે સત્યનુંજ અવલંબન કરવું જોઈએ.

ધર્મશાસ્ત્રના જે સ્થાપિત સિદ્ધાંતો હતા તે અમે એક પછી એક ઉંચા મૂકવા માંડયા. અમારા અભિપ્રાય મુજબ એ સિદ્ધાંતો સુધારાની નીચલી પાયરીએ પહોંચેલા માણસોના ભૂલ ભરેલા વિચારો હતા. અમે બીજું સ્વીકૃત પક્ષ એ સ્વીકારી લીધું હતું કે 'ક્ષમાશીલ ઇશ્વર એ મનુષ્યની સર્વોત્કૃષ્ટ કૃતિ છે. આ વાત અમે પૂરવાર થયેલી માની લીધી હતી કે માનવ **સુધારણાનો દરેક મજલો પોતપોતાના ઇશ્વર બનાવી લે છે અને મનુષ્ય જેમ જેમ ઉંચે ચઢતું જાય છે તેમ તેમ એની ઇશ્વરના સંબંધની ભાવના સુધરતી જાય છે.** આથી કરીને જો કે ધર્મના સિદ્ધાંતો ઉપરથી અમારી શ્રદ્ધા ઉઠી જતી હતી; પણ તેથી કરીને અમારૂં ધાર્મિકપણું કમી થતું નહોતું. સદ્‌ભાગ્યે મિસિસ મેકમિલને અમારો ત્યાગ કર્યો નહિ. તોપણ જે દિવસે અમે પરિણામની દરકાર નહિ કરતાં, મિલરના કથનને વળગી રહેવાનો નિશ્ચય કર્યો, તે દિવસ નોંધ લેવા લાયક ગણાવો જોઇએ. ધર્મશાસ્ત્રના સંબંધમાં જો કે અમારી મંડળી ઉચ્છ્રંખલપણું બતાવવા લાગી હતી, તેમ છતાં ધર્મની બાબતમાં અમે ખરેખરો ભક્તિભાવ ધરાવતા હતા.

અમારી મંડળીને પહેલો ફટકો ઘોડા ઉપરથી પડવાથી જાન ફિપ્સનું મોત નીપજ્યું ત્યારે પડયો. આથી અમને બધાને જબરો આઘાત થયો, છતાં મને યાદ છે કે તે વખતે હું મારી જાતને એવી રીતે આશ્વાસન આપતો કે 'જૉન તો જાણે જ્યાં તે જન્મ્યો હતો, ત્યાં (ઇંગ્લાંડ) ગયો હોય એમ લાગે છે. અમે સઘળા ટુંક મુદતમાં એની પાછળ જઈ, બધા નિરંતર એકઠા રહીશું,' મને એ બાબતમાં જરાપણ શંકા નહોતી. હું મનમાં એવી આશાનું સેવન કર્યા કરતો હતો એમ નહોતું; પણ એ નિશ્ચિત વાત હતી. આફતના સમયમાં જે માણસો એવા નિશ્ચયનો આશરો લઈ શકે છે, તેમને ધન્ય છે. આપણે પ્લેટોની શીખામણ માનવી ને કદી અમરઆશાનો ત્યાગ કરવો નહિ. કેમકે 'આશા ઉમદા છે અને લાભ મોટો છે.' ખરી વાત છે. જે ઘટનાએ આપણને

આપણાં પ્રિયજનોની સાથે જીવન ગાળવામાટે આ લોકમાં જન્મ આપ્યો છે, એ જ્યારે આશ્ચર્યકારક નથી તો પછી તેમનીસાથે નિરંતર જીવન ગાળવા માટે આપણો પરલોકમાં વાસ થાય, એમાં વધારે આશ્ચર્યકારક શું છે? અલ્પમતિવાળા જીવોને તો એ બન્ને વાતો અગમ્ય છે. તેથી કરીને પ્લૅટોની ભલામણ મુજબ આપણે અમરઆશાવડે આપણી જાતને આશ્વાસન આપવું જોઇએ. પણ એ વાત આપણે ભૂલીજવી જોઇએ નહિ કે આપણ સર્વને આ લોકમાં પોતપોતાનાં કર્તવ્યનું પાલન કરવાનું છે અને સ્વર્ગનું રાજ્ય આપણી અંદરજ છે. અમે આ વાતને પણ સ્વીકૃતપક્ષતરીકે સ્વીકારી હતી કે પુનર્જન્મ નથી એમ જે માણસ કહે છે, તે પુનર્જન્મ છે એમ જે માણસ કહે છે, તેના જેટલોજ મૂર્ખ છે; કેમકે જો કે એ વાતની પ્રતીતિ મેળવવાની આપણે સઘળાએ આશા રાખવી જોઇએ, પણ કોઇને તેની પ્રતીતિ થઇ શકવાની નથી. દરમીઆનમાં 'સ્વર્ગ આપણું ઘર છે.' એને બદલે 'આપણું ઘર આપણું સ્વર્ગ છે' એ આપણો મુદ્રાલેખ હોવો જોઇએ.

જે વર્ષોના સંબંધમાં હું ઉપરનો ઉલ્લેખ કરૂં છું. તે વરસો દરમીઆન અમારા કુટુંબની આર્થિક સ્થિતિ સુધરતી ચાલતી હતી. મારો પગાર ૩૫ ડૉલર ઉપરથી વધીને ૪૦ ડૉલરનો થયો હતો—આ વધારો મિ. સ્કૉટે મારી માગણી સિવાય પોતાનીજ મરજીથી કરી આપ્યો હતો. દર માસે નોકરોને પગાર વહેંચવો, એ મારૂં એક કામ હતું.× પગાર પેટે અમે બધાને બેંક ઉપર ચૅક લખી આપતા; અને હું એ ચૅક વટાવીને હમેશાં વીસ વીસ ડૉલરના બે સોનાના સાક્કા લઇ આવતો. એ સીક્કા મને સુંદર કારીગરીના ઉત્તમ નમુનારૂપ લાગતા. હવે અમે જમીનનો એક ટુકડો તેના ઉપરનાં બે લાકડાનાં ઘરસાથે ખરીદી લેવાનો ઠરાવ કર્યો. આમાંના એક ઘરમાં અમે રહ્યાં હતાં અને બીજું ઘર જે ચાર ખંડવાળું હતું તેમાં અત્યારસુધી મારા માસા અને માસી હાગન રહેતાં હતાં, પણ હાલ તે બીજા લતામાં રહેવા ગયાં હતાં. મારી વહાલી માસી એટ્કનની મદદવડેજ અમે વણકરની દુકાન ઉપરના નાના મકાનમાં રહેવા પામ્યાં હતાં અને હાલ એમને એમના પોતાના મકાનમાં પાછાં રહેવા મોકલવાની અમને અનુકૂળતા પ્રાપ્ત થઇ હતી. તેજ પ્રમાણે અમે પેલા ચાર ખંડવાળા મકાનમાં રહેવા ગયાં, ત્યાર પછી અમારા માસા હૉગનનું

× મને બરાબર યાદ છે કે પગારપત્રક બનાવતી વખતે હું જ્યારે મિ. સ્કૉટના ૧૨૫ ડાલરવાળા નામ ઉપર આવતો, ત્યારે મને એમ થતું કે એટલા બધા પૈસાને એ શું કરતા હશે? મને તે વખતે પાંત્રીસ ડાલર મળતા હતા." [ ૧૯૦૭ ના મેની ૨૮ મીના કાર્નેગીના એક ભાષણમાંથી. ]

મરણુ થતાં, અમે જ્યારે આલ્ટુના રહેવા ગયાં, ત્યારે હૅાગન માસીને તેમનું જૂદું મકાન પાછું સોંપવા શકિતમાન થયાં હતાં. મારી યાદદાસ્ત મુજબ પેલા બે મકાનવાળા જમીનના ટુકડાની કિંમત ૭૦૦ ડૅાલરની ઠરી હતી; અને તે પૈકી સો ડૅાલર રોકડા આપી દેવામાં આવ્યા હતા. હવેથી અમે છ માસિક વ્યાજના હપ્તા અને જેટલું બની શકે એટલું મુડીમાં આપવાની ગોઠવણુ કરવા માંડી. આ દેવામાંથી મુકત થતાં બહુ વખત લાગ્યો નહિ અને અમે મીલ્કતવાળાં થયાં; પણુ દરમીઆનમાં અમારા કુટુંબમાંથી એક જણુ ખંડિત થયું. ૧૮૫૫ ના અકટોબરની ૨જી તારીખે મારા પિતાનું શોકજનક મૃત્યુ થયું. પાછળ રહેલાં કુટુંબનાં ત્રણુ જણુને સદ્દભાગ્યે જીવનની જે ફરજો તેમને અદા કરવાની હતી, તે બહુ તાકીદની હતી, તેથી શોક અને કર્તવ્ય બેની વચ્ચે યુદ્ધ ચાલતાં અમારે કામને વળગી રહેવું પડયું. એમના મંદવાડને અંગે જે ખર્ચ થયો હતો તેને ચાલુ કમાણીમાંથી બચાવીને અમારે પહોંચી વળવું પડતું હતું અને હજીસુધી અમારી પાસે બહુ શીલક થઇ નહોતી.

આ સ્થળે મારે અમારા અમેરિકાના શરૂઆતના વસવાટ દરમીઆનના એક મધુર પ્રસંગની નોંધ લેવી જોઇએ. અમારી નાની સ્વિડન બોર્ગિયન સોસાયટીના મુખ્ય સભાસદ મિ. ડેવિડ મૅક કેન્ડલેસ હતા. એમણે મારાં માતપિતાના તરફ કાંઇક નજર ફેરવી હતી, પણુ રવિવારને દિવસે દેવળમાં સાધારણુ વાતચીત કરવા ઉપરાંત તેઓ વિશેષ ગાઢા સંબંધમાં આવ્યાં હોય એવું મને યાદ નથી. પણુ તે એઇટ્કન માસીને સારી રીતે ઓળખતા હતા, તેથી તેમને બોલાવીને તેમણે કહ્યું કે જો તમારી બેનને (મારી માને) આ દુઃખદ પ્રસંગને અંગે કોઇ જાતની આર્થિક મદદની જરૂર હોય તો, જે જોઇતું હશે, તે હું ખુશીથી ધીરીશ. મારી વીરત્વવાળી માના સંબંધમાં તેમણે ઘણી વાતો સાંભળી હતી અને એટલું એમને માટે બસ હતું.

જ્યારે મદદની કંઇ જરૂર હોતી નથી અગર તો જ્યારે આપણે ઉપકારનો બદલોવાળી શકવાની સ્થિતિમાં હોઇએ છીએ, ત્યારે મદદની એટલી બધી માગણીઓ આવે છે કે શુદ્ધ અને નિઃસ્વાર્થ પરોપકારના કૃત્યની નોંધ લેતાં અત્યંત આનંદ થાય છે. સ્કૅાટલૅન્ડની વતની એવી એક સ્ત્રી પતિવિહીન થઈ છે, એનો મોટો છોકરો હાલમાંજ ધંધે વળગ્યો છે અને નાનો છોકરો હજી બાળક છે; એવી સ્ત્રીના ઉપર સંકટનું વાદળ તૂટી પડેલું દેખી એ સખો ગૃહસ્થના દીલમાં દયા ઉપજે છે અને તેથી તે અત્યંત વિવેકભરેલી રીતે એ સંકટ હલકું કરવા પ્રયત્નશીલ થાય છે. જોકે મારી મા આ મદદ લેવાની ના પાડી શકી હતી, તોપણુ મિ. મૅકકૅન્ડલૅસે અમારા હૃદયમાં જાથુનું સ્થાન

મેળવ્યું હતું. જો લોકો અણીને પ્રસંગે જોઇતી મદદને પાત્ર હોય છે, તો તે તેમને અવશ્ય મળી રહે છે એ સિદ્ધાંત ઉપર મને દઢ શ્રદ્ધા છે. જેમને પોતે મદદને પાત્ર માને છે, તેમના પ્રત્યે પોતાનો મદદનો હાથ લંબાવવાને તત્પર, અરે આતુર, એવાં આ દુનિયામાં ઘણાં મનુષ્યો–સ્ત્રીઓ તથા પુરુષો બન્ને–પડેલાં છે. એક નિયમ તરીકે બોલીએ તો જેઓ પોતાની જાતને મદદ કરવાને તત્પર હોય છે, તેમણે બીજાઓની મદદ મેળવવાના સંબંધમાં પોતાના મનમાં કંઇ પણ વસવસો રાખવો નહિ.

પિતાના મરણને લીધે મારા ઉપર ઘરના કામકાજનો બોજો પ્રથમના કરતાં વધારે પડયો. માએ જોડા પેક કરવાનું ચાલુ રાખ્યું હતું. ટૉમ નિયમિતરીતે નિશાળે જતો; અને હું મિ. સ્કૉટની પાસે રેલ્વેની નોકરીમાં ચાલુ રહ્યો હતો. આ વખતે ભાગ્યદેવીએ આવી મારા ઘરનું બારણું ઠોકયું. મિ. સ્કૉટે મને પૂછ્યું કે જો તારી પાસે પાંચસેં ડૉલરની જોગવાઈ હોય તો હું તને એ રકમ સારૂં વ્યાજ મળે એવી રીતે રોકી આપું. પાંચસેં ડૉલરને બદલે જો પાંચસેં સેન્ટ માગ્યા હોત તો તેથી મારી મુડીનો કંઇક ખ્યાલ આવી શકત. વ્યાજ ખાવામાટે હું પચાસ ડૉલર પણ બચાવી શકયો નહોતો, તેમ છતાં મારા ઉપરી અને મોટા માણસ એમની સાથે આર્થિક સંબંધ બાંધવાની તક ગુમાવું એવો માણસ હું નહોતો તેથી મેં હિંમત ભેર કહ્યું કે એ રકમની જોગવાઇ હું કરી શકીશ ખરો. તેમણે કહ્યું કે વિલ્કિન્સબર્ગવાળા મિ. રૅનોડલ્સની માલકીના ઍડમ્સ ઍક્સપ્રેસ સ્ટાકના દશ શૅર મળી શકે એમ છે. મેં ઘેર જઇને આ વાત માને નિવેદન કરી અને તેણે તરતજ માર્ગ બતાવ્યો. એ કદી કયારે નાસીપાસ થઇ હતી ? અમે તે વખતે ઘરની કિંમતના બાકી રહેલા પાંચસેં ડૉલર ભરપાઇ કરીરહ્યાં હતાં, એટલે તેણે કહ્યું કે ઘર ઉપર જોઇતી રકમ મળી શકશે.

મારી મા બીજા દિવસની સવારની સ્ટીમરમાં ઇસ્ટ લિવરપુલ જવા નીકળી અને ત્યાં રાતે પહોંચી. પોતાના ભાઇની મારફતે તેણે જોઇતાં નાણાં મેળવ્યાં. એ સુલેહના અમલદાર હતા અને એ નાના શહેરના પ્રતિષ્ઠિત નાગરિક હતા. તેથી તેમની પાસે ખેડુત લોકોએ ધીરવામાટે આપી મૂકેલાં નાણાં રહેતાં. અમારૂં ઘર ગીરો મૂકી મારી મા પાંચસેં ડૉલર લઇ આવી અને મેં તે રકમ મિ. સ્કૉટને આપી એટલે એમણે મને દશશેર ખરીદી આપ્યા. વટાવ બદલના સો ડૉલર વધુ આપવાના નીકળ્યા, તેનો મને ખ્યાલ નહોતો, પણ મિ. સ્કાટે કહ્યું કે એ રકમ અનુકૂળતાએ આપી શકાશે, તો ચાલશે; એટલે એ અણધારેલી મુશ્કેલી પણ દૂર થઇ.

નાણાંનો આ મારો પહેલવહેલો વ્યવહાર હતો. એ દિવસોમાં દર મહિને

વ્યાજ વહેંચવાનો વહીવટ આજના કરતાં વધારે પ્રચારમાં હતો અને ઍડમ ઍક્ષપ્રેસવાળા મહિને મહિને વ્યાજ આપતા. એક દિવસ મારા ટેબલ ઉપર 'ઍન્ડ્રુ કાર્નેગી એસ્કવાયર જોગ,' એવા શરનામાવાળું એક ધોળું પાકીટ પડેલું હતું. 'એસ્કવાયર' શબ્દ વાંચીને મને તથા મારા સાથીઓને અતિશય આનંદ થયો. પાકીટના એક ખૂણા ઉપર ઍડમ્સ ઍક્સપ્રેસ કંપનીનો ગોળ સીક્કો હતો. મેં પાકીટ ફોડયું, તો તેમાંથી માત્ર ન્યુયૉર્કની ગોલ્ડ ઍક્ષચેન્જ બૅન્ક ઉપરનો દશ ડૉલરનો ચક નીકળ્યો. હું જીવીશ ત્યાંસુધી મને એ ચૅક યાદ રહેશે. તેણે મને મુડીના ઉત્પન્ન તરીકેનો—જેને માટે મને બિલકુલ પરસેવો છુટયો નહોતો એવો પહેલવહેલો પેન્સ આપ્યો. હું બોલી ઉઠયો, 'આ તો સોનાનાં ઇંડાં મૂકનારી મુરઘી.'

અમારી મંડળીએ રવિવારનો પાછલો પહોર વગડામાં ગાળવાનો વહીવટ રાખ્યો હતો. પેલો ચૅક મેં મારી પાસે રાખ્યો હતો અને અમે બધા અમારી એક પ્રિય ઘટાનાં ઝાડ નીચે બેઠા હતા ત્યાં મેં એ ચક કાઢી બધાને બતાવ્યો. તેમના ઉપર જે અસર થઇ તે અવર્ણનીય હતી. નાણાંનું આવી રીતે રોકાણ થતું હશે એનો એમાંના કોઇને ખ્યાલ નહોતો. પછી અમે દરેકની જે જે બચત થાય તે એકત્ર કરી નાણાં રોકવાની બીજી એવી તક મળવાની રાહ જોવા લાગ્યા. ત્યાર પછીથી કેટલાંક વર્ષસુધી અમે આવીરીતે રોકેલાં નાણાંનું જે વ્યાજ ઉપજતું તે વહેંચી લેતા અને લગભગ ભાગીદારો તરીકે વર્તતા.

અત્યારસુધી મારા ઓળખાણનું મંડળ બહુ મોટું નહોતું. અમારા ગુડ્ઝ ખાતાના એજંટની પત્ની મિસિસ ફ્રાન્સિસ્કસ મારા ઉપર બહુ ભાવ રાખતી અને મને ઘણી વખત પોતાના પિટ્સબર્ગ ખાતાના મકાને આવવાનું આમંત્રણ આપતી. મિ. સ્કૉટના તરફનો તાર પહોંચાડવામાટે ત્રીજા મહેલ્લાના ઘરની ઘંટડી મેં પહેલવહેલી વગાડેલી, તે વખતની વાત એ મને બહુ વખત કહી સંભળાવતી. તેણીએ મને ઘરની અંદર દાખલ થવા જણાવેલું, પણ મેં શરમને લીધે ના પાડેલી અને તેણીએ મને બહુ બહુ સમજાવ્યો, પટાવ્યો ત્યારે મારી શરમ તૂટેલી. ત્યાર બાદ તેણીએ મને ઘણી વખત ઘેર જમવા જવાનું આમંત્રણ આપેલું, પણ મેં ના પાડયાં કરેલી; અને બહુ વરસ પછી તેણી એ બાબતની મારી પાસે હા પડાવી શકેલી. મારી ઉંમર ઘણી મોટી થઇ, ત્યાંસુધી લોકોના ઘરમા પગ મૂકતાં મને ઘણી બીક લાગતી; પણ મિ. સ્કૉટ મને હૉટેલમાં જમવામાટે ઘણી વખત સાથે તેડી જતા; અને આવા પ્રસંગો મને બહુ મહત્ત્વના લાગતા. મારી યાદદાસ્ત મુજબ, આલ્ટુના ખાતેનું મિ. લૉમ્બાર્ટનું મકાન બાદ કરતાં, જે વિશાળ ઘરમાં મેં પહેલવહેલો પગ મૂકેલો તે મિસિસ

ફ્રાન્સિસ્કસનું હતું. જે મકાન શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર પડતાં હોય અને જેને મોખરે દીવાનખાનું હોય, તે સર્વ મકાન મારે મન ભવ્ય હતાં. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના ધારાના મુખ્ય હિમાયતી ગ્રીન્સબર્ગવાળા મિ. સ્ટોક્સ મને આમંત્રણ આપી રવિવારની રજા પોતાનીસાથે ગાળવા મને પોતાને ઘેર તેડી ગયા, ત્યાંસુધી પારકા ઘરમાં મેં કોઈ દિવસ રાત કાઢી નહોતી. આ એમનું પગલું જરા વિચિત્ર હતું કેમકે તેના જેવા બાહોશ અને કેળવાયલા વિદ્વાનને મારી સંગતથી શી મઝા પડવાની હતી ! પણ મને આવા માનને પાત્ર ગણવાનું કારણ 'પિટ્સબર્ગ જર્નલ'માં છપાવેલો મારો એક લેખ હતો. મારી પહેલી વીસીમાં પણ હું વર્તમાનપત્રો ઉપર લખાણ-લખી મોકલતો. એકાદ વર્તમાનપત્રના તંત્રી થવાનો મને બહુ લોભ હતો. 'ટ્રિબ્યુન' પત્ર મને મનુષ્યની કૃતિના–માણસ ધારે તો શું કરી શકે તેના–ઉત્તમ નમુનારૂપ લાગતું અને તેને લીધે તેના તંત્રી હૉરેસ ગ્રીલીને હું કૃતકૃત્ય માનતો. એ પણ દૈવની એક વિચિત્ર ઘટના કે પાછળથી હું 'ટ્રિબ્યુન' પેપરને ખરીદી લેવા શક્તિવાન થયો હતો; પણ ત્યારે તો રાઇના પાંડ રાતે વહી ગયા હતા–મોતીનું પાણી ઉતરી ગયું હતું. આપણા હવાઈ કીલ્લા ઘણી વખત મોટી ઉંમરે આપણા હાથમાં આવી જાય છે, પણ તે વખતે એમના ઉપરનો મોહ ઉતરી ગયો હોય છે. મારા ચર્ચાપત્રનો વિષય પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની પ્રત્યેના લોકોના વલણના સંબંધનો હતો. મેં એ ચર્ચાપત્ર મારી સહીસાથે છપાવ્યું નહોતું, છતાં 'જર્નલ'ની કટારોમાં તેને મોખરાની જગ્યા મળેલી એથી મને આશ્ચર્ય થયું હતું. 'જર્નલ'નો માલીક અને તંત્રી તે વખતે રૉબર્ટ એમ. રિડલ હતો. એ ચર્ચા-પત્રનો લેખક કોણ હતો એની મિ. રિડલ પાસેથી તપાસ કરવાનું સુચવનારો મિ. સ્ટોક્સનો મિ. સ્કૉટ ઉપરનો તાર તારમાસ્તર તરીકે મારા હાથમાંથી પસાર થયો હતો. હું જાણતો હતો કે મિ. રિડલ લેખકનું નામ જણાવી શકવાના નથી, કેમકે એમને પોતાનેજ તેની ખબર નહોતી; પણ મને એવી દહેશત હતી કે જો મિ. સ્કૉટ તેમની પાસે રૂબરૂમાં જશે,તો એ એમને અસલ લખાણ બતાવશે અને તેની ઉપર નજર ફેંકવાની સાથે એ અક્ષરના મરોડ ઉપરથી મને લેખકતરીકે ઓળખી કાઢશે. આથી કરીને મેં જાતેજ મિ. સ્કૉટની આગળ બધો ભેદ ખુલ્લો કરી નાખ્યો અને જણાવી દીધું કે એ લેખક હું છું. પ્રથમ તો એ વાત એમના માન્યામાં આવી નહિ. એમણે કહ્યું 'આજ સવારમાં મેં એ ચર્ચાપત્ર વાંચ્યું હતું અને લેખક કોણ હશે, એની ગડભાંજ મને પણ થતી હતી.' તેમની શંકાશીલ દૃષ્ટિ મારી નજર બહાર રહી શકી નહોતી. કલમ મારા હાથમાં એક હથીઆરરૂપ થઈ પડવા લાગી હતી. આ વાત પછી તરતજ

મને મિ. સ્ટોક્સ તરફથી તેમનીસાથે એક રવિવાર ગાળવાનું આમંત્રણ મળ્યું; અને એ મુલાકાત મારા જીવનનો એક અતિ ઉજ્જવળ પ્રસંગ છે. ત્યારથી અમે બે મિત્રો થયા.

મિ. સ્ટોક્સના મકાનનો ઠાઠમાઠ તથા ભભકો જોઇ હું અંજાઇ ગયો, પણ જે એક ચીજે બધાંને ઢાંકી દઇ મારૂં ખાસ ધ્યાન ખેંચ્યું હતું તે એમની પુસ્તકશાળાની અંદરની એક આરસની તખ્તી હતી. મહેરાબની વચ્ચોવચ્ચ આરસપહાણની ચોરસીમાં ઉઘાડી ચોપડીમાં નીચેનું લખાણ કોતરેલું હતું:–

"જે વિચારશક્તિનો ઉપયોગ કરી શકતો નથી એ મૂર્ખ છે.'

'જે તેમ કરવાની ઇચ્છા કરતો નથી, એ દુરાગ્રહી છે

'જે તેમ કરવાની હિંમત કરતો નથી, એ ગુલામ છે."

આ ઉમદા શબ્દોએ મારાં રોમાંચ ખડાં કર્યાં. હું મારા મનસાથે બોલ્યો:–"આગળ ઉપર હું પણ એક લાઇબ્રેરી સંપાદન કરીશ; અને તેની મહેરાબમાં આજ શબ્દો શોભશે." મારો આ મનોરથ પૂર્ણ થયો છે. ન્યુયૉર્ક અને સ્કિબોખાતાની મારી લાઈબ્રેરીઓમાં આ શબ્દો શોભી રહ્યા છે.

સાત વરસ પછી બીજી એક વખત મેં તેમને ઘેર રવિવાર ગાળ્યો હતો. એ પ્રસંગ પણ નોંધ લેવા લાયક છે. તે વખતે હું પેન્સિલ્વેનિયા રેલ્વેના પિટ્સબર્ગ વિભાગનો સુપરિન્ટેન્ડન્ટ થયો હતો. દક્ષિણનાં સંસ્થાનો છૂટાં પડી ગયાં હતાં. રાષ્ટ્રીય વાવટાને પહોંચેલા અપમાન બદલ હું સળગી ઉઠયો હતો. મિ. સ્ટોકસ એક અગ્રગણ્ય ડૅમોક્રેટ હોઈ, એવી દલીલ કરતા હતા કે સંયુકત-પણું જાળવવાની ખાતર બળ વાપરવાનો ઉત્તરનાં સંસ્થાનોને હક નહોતો. ચર્ચા દરમીઆન એમણે કેટલાક એવા ઉદ્‌ગાર કાઢયા કે જેને લીધે મારો મિજાજ ખસ્યો અને હું બોલી ઉઠયો:–'મિ. સ્ટોક્સ! તમારા જેવા માણસોને અમે છ અઠવાડીઆંથી ઓછી મુદતમાં ફાંસીને લાકડે લટકાવીશું'.

આ સાંભળીને તેમને જે હસવું આવેલું તે અને પોતાની પત્નીને પાસેની ઓરડીમાંથી બોલાવવાને તેમણે જે ઘાંટો કાઢેલો તે, આજ પણ મને સંભળાય છે. એમણે પોતાની પત્નીને કહ્યું "નેન્સી, નેન્સી, આ સ્કૉચ બલા કહે છે તે તો સાંભળ. એ કહે છે કે અમે તમારા જેવા માણસોને છઅઠવાડીઆંની અંદર ફાંસીને લાકડે લટકાવીશું."

એ સમયમાં વિચિત્ર ઘટનાઓ બનતી. ત્યારપછી થોડીજ મુદતમાં એજ મિ. સ્ટોક્સે મારી પાસે વૉશિંગ્ટન આવીને 'વૉલન્ટીઅર' લશ્કરમાં મેજરનો હોદ્દો મેળવવામાટે મદદની માગણી કરી હતી. હું તે વખતે લડાઇ ખાતાના પ્રધાનની ઑફીસમાં હતો અને સરકારને માટે લશ્કરી રેલ્વેનો તથા તાર ખાતા-

નો બંદોબસ્ત કરતો હતો. એ હોદ્દો એમને મળ્યો હતો અને તેથી ત્યારથી એ મેજર સ્ટોક્સતરીકે ઓળખાતા. એ રીતે જે માણસ 'યુનિયન' (સંયુક્તપણું) જાળવી રાખવામાટે લડાઇ ઉપસ્થિત કરવાના ઉત્તરનાં સંસ્થાનોના હકની સામે વાંધો ઉઠાવતો હતો, તેજ માણસે પાછળથી એ પક્ષની તરફેણ કરી લડાઇમાં ભાગ લીધો હતો. શરૂઆતમાં તો લોકો રાજ્ય બંધારણને લગતા હકોના સંબંધમાં દલીલો કરવા અને સિદ્ધાંતો ઉપજાવવા મંડી પડતા પણ જ્યારે રાષ્ટ્રીયધ્વજ ઉપર ગોળીઓ છૂટી, ત્યારે બધો મામલો બદલાઇ ગયો. એક ક્ષણમાં તો બધું સળગી ઉઠયું. "યુનિયન અને પ્રતિષ્ઠા" એટલાનીજ લોકોને દરકાર હતી; પણ એટલું પુરતું હતું. રાજ્યબંધારણમાં એકજ વાવટાના રક્ષણની યોજના હતી અને કર્નલ ઇન્ગરસોલે ઢંઢેરામાં પ્રસિદ્ધ કર્યું હતું, તેમ "અમેરિકા ખંડ ઉપર બે વાવટાસાથે ઉડી શકે એટલી જગ્યા નહોતી."





# પ્રકરણ ૭ મું

## પેન્સિલ્વેનિયા રેલ્વેના સુપરિન્ટેન્ડન્ટ તરીકે



ઇ૦ સ૦ ૧૮૫૬ માં મિ૦ સ્કૉટ મિ૦ લોમ્બાર્ટની જગ્યાએ, પેન્સિલ્વેનિયા રેલ્વેના જનરલ સુપરિન્ટેન્ડન્ટ થયા અને મને પણ તે પોતાની સાથે આલ્ટુના લેતા ગયા. આ વખતે મારૂં ત્રેવીસમું વર્ષ જતું હતું. પિટ્સબર્ગમા અમારો જીવ ગોઠી ગયો હતો અને ઘણા લોકોસાથે સહવાસ બંધાયો હતો. એ સહવાસ તોડવો એ બહુ મુશ્કેલ કાર્ય હતું, પણ હું કોઇ પણ સંજોગોને મારી પ્રગતિના કાર્યની આડે આવવા દઉં એવો માણસ નહોતો. મેં મારી માને ખાત્રી કરી આપી કે એ પગલું ભરવાથીજ ઉંચે દરજ્જે ચઢી શકાય એમ છે, એટલે એમણે પણ પોતાની લાગણીઓને દબાવી દીધી. મિ. સ્કાટ જેવા સાચા મિત્રની પાછળ પાછળ જવું એ મારી ફરજ પણ હતી.

મિ. સ્કૉટને સુપરિન્ટેન્ડન્ટની જગ્યા મળવાથી કેટલાકના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ અને વળી નીમણુકની શરૂઆતમાંજ હડતાળનો મામલો તેમની સામે ખડો થઇ રહ્યો હતો. થોડા વખત અગાઉ તેમની પત્ની પિટ્સબર્ગમાં ગુજરી ગઈ હતી અને તેથી તેમને પોતાનો કાળ એકલા નિર્ગમન કરવો પડતો હતો. આલ્ટુનામાં તેમને કોઇની સાથે ઓળખાણ પિછાન નહોતું અને તેથી મારા સિવાય બીજા કોઇને તે સોબતી તરીકે પસંદ કરી શકે એવી સ્થિતિમાં નહોતા. કેટલાંક અઠવાડીઆં બાદ તેમણે જુદું ઘર જમાવી પોતાનાં છોકરાંને પિટ્સબર્ગથી બોલાવી લીધાં. ત્યાંસુધી, અમે બન્ને રેલ્વેની હાટેલમાં સાથે રહેતા અને તેમની ઇચ્છાથી હું તેમની સાથે એકજ ઓરડીમાં સુઇ રહેતો. હું નિરંતર એમની સાથે ને સાથેજ રહું એવી એ ઉત્કટ ઇચ્છા ધરાવતા.

હડતાળે ધીમે ધીમે બહુ ગંભીર સ્વરૂપ પકડયું. મને યાદ છે કે એક દિવસ મને ઉંઘમાંથી ઉઠાડીને સમાચાર આપવામાં આવ્યા કે ગુડ્ઝટ્રેનોના માણસો પોતાની ટ્રેનોને મિફ્લિન સ્ટેશને છોડી ચાલ્યા ગયા છે અને તેને લીધે રેલ્વેનો તમામ વ્યવહાર અટકી પડયો છે. મિ. સ્કૉટ તે વખતે ઘસઘસાટ ઉંઘતા હતા. એમને માથે કામનો બોજો કેટલો બધો છે અને એમને કેટલી

બધી ફિકર ચિંતા છે, તે હું જાણુતો હતો, તેથી તેમની ઉંધમાં દખલ કરવી એ મને નિર્દયપણાનું કામ લાગ્યું, પણ એટલામાં તો એ પોતાની મેળેજ જાગી ગયા; એટલે એ બાબતનો બંદોબસ્ત હું કરી લઇશ એમ મે જણાવ્યું. અડધી ઉંધમાં એ સંમતિ આપવા જેવું કંઇક બબડયા. મેં આફીસમાં જઇને તેમના નામથી એ નોકરોની સાથે વાટાઘાટ કરી અને બીજે દિવસે તેમની સઘળી હકીકત લક્ષમાં લેવાનું વચન આપ્યું. આ રીતે હું તેમને પોતપોતાના કામ ઉપર ચઢાવવામાં અને રેલ્વેનો વ્યવહાર પાછો ચાલુ કરવામાં ફતેહમંદ નીવડયો.

માત્ર ટ્રેનો ઉપરના માણુસો ખળભળી ઉઠયા હતા એટલુંજ નહિ, પણ કારખાનાંના માણુસો પણ એવા અસંતોષી માણસોમાં સામેલ થવા હીલચાલ કરી રહ્યા હતા. આ બાતમી મને વિચિત્ર રીતે મળી હતી. એક દિવસે હું અંધારામાં ઘેર જતો હતો તે વખતે એક માણુસ મારી પાછળ પાછળ આવવા લાગ્યો.આખરે મારી ભેગો થઇ જઇને તેણે મને કહ્યું:-"મને તમારી સાથે વાતચીત કરતો લોકો દેખે તો તેમાં મને જોખમ છે, પણ તમે એક વખત મારા ઉપર ઉપકાર કર્યો છે, તે વખતે મેં મારા મનસાથે નિશ્ચય કરી રાખ્યો છે કે જ્યારે પણ મને તમારી સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે મારે એ ગુમાવવો નહિ. મેં તમારીપાસે પિટ્સબર્ગની ઑફીસમાં આવી લુહારતરીકે કામગરી મળવાની માગણી કરી હતી. ત્યારે તમે કહ્યું હતું કે હાલમાં પિટસ-બર્ગમાં તો કંઇ કામ કરાવવાનું નથી, પણ આલ્ટુના ખાતે કંઇક કામગીરી મળી શકે ખરી, માટે જો તું થોડીવાર થોભે તો હું તારથી પૂછી મંગાવું. તે મુજબ તમે તારથી ખાત્રી કરી લીધી, મારા ભલામણપત્રો તપાસી જોયા અને મને પરવાનો આપી અત્રે મોકલી આપ્યો. મારૂં સારૂં ઠેકાણું પડી ગયું છે, ને મેં મારા કુટુંબને અહીં બોલાવી લીધું છે. આ પ્રમાણે મારૂં જીવન સારૂં સુધરી ગયું છે અને હવે મારે તમારા ભલાની એક વાત કહેવાની છે." આટલી પ્રસ્તાવના કરી તેણે મને જણાવ્યું કે કારખાનાના માણુસોએ આવતા સોમવારે હડતાળ પાડવાની પ્રતિજ્ઞા લીધી છે; અને કાગળ ઉપર એ બાબતની સહીઓ લેવાય છે. મેં સવારના પહોરમાંજ મિ. સ્કૉટને આ વાત જણાવી દીધી; એટલે તેમણે તરતજ કારખાનાંના દરવાજા ઉપર છાપેલી નોટીસો ચોઢાવી દીધી કે જેમણે હડતાળ પાડવાના સોગન લઇ એ બાબતના કાગળ ઉપર સહીઓ કરી છે, તેમને તમામને બરતરફ કરવામાં આવ્યા છે, માટે તેમણે ઑફીસમાં આવી પગાર લઇ છૂટા થઇ જવું. દરમીઆનમાં સહીઓ કરનારા-ઓનાં નામની યાદી અમારા હાથમાં આવી ગઇ હતી અને તેથી નોટીસમાં

અમે એ વાત પણ જણાવી હતી. આ ઉપરથી સઘળા માણસો ગભરાયા અને હડતાળનો વિચાર ભાગી પડયો.

આ લુહારના જેવા ઘણા પ્રસંગો મારા જીવનમાં બન્યા છે. નાના માણસોના ઉપર નજર રાખવામાં આવી હોય, કે તેમને આશ્વાસનના બે બોલ સંભળાવ્યા હોય, તો તેનો જે બદલો મળે છે, તે જેટલો અણધાર્યો હોય છે તેટલોજ મોટો હોય છે. કોઇપણ માયાળુ કૃત્ય નિરર્થક જતું નથી. જેમને હું વિસરી ગયો હોઉં છું, એવા ઘણા માણસો આજે પણ મારી પાસે આવી, મેં તેમના ઉપર જે સહેજ મહેરબાની બતાવી હોય તેની મને યાદ દેવડાવી જાય છે; અને તેમાં પણ ખાસ કરીને આંતરવિગ્રહ (સિવિલ વૉર) ના વખત દરમીઆન જ્યારે સરકારી રેલ્વે અને તારખાતાં મારા અખત્યારમાં હતાં અને હું લોકોને લડાઇના પ્રદેશમાં દાખલ થવાનો પરવાનો આપવાનો અધિકાર ભોગવતો હતો, તે વખતે મેં કોઈ પિતાને એના ઘાયલ થયેલા કે માંદા પડેલા પુત્રને મળવામાટે કે માર્યા ગયેલા પુત્રની લાશને ઉઠાવી જવામાટે પરવાનો આપ્યો હોય કે એવો કોઇ ઉપકાર કર્યો હોય, એવી વાતો લોકો મને યાદ દેવડાવી જાય છે. મારા જીવનના કેટલાક અત્યંત આનંદજનક પ્રસંગોને માટે કે લોકો તરફથી મારા ઉપર બતાવવામાં આવેલી માયાળુ લાગણીને માટે, હું આવી ક્ષુલ્લક સેવાઓને આભારી છું અને વળી આવા કાર્યની ખાસ ખૂબી એ છે કે તેમાં સ્વાર્થની જરાપણ ગંધ હોતી નથી અને જે માણસના ઉપર તમે ઉપકાર કર્યો હોય, તે જેટલો દીન હોય છે, તેટલા પ્રમાણમાં તેણે વાળેલો બદલો વિશેષ મધુર લાગે છે. કોઇ દિવસ ઉપકારનો બદલો વાળી શકે એવા લક્ષાધિપતિના ઉપર ઉપકાર કરવા કરતાં કોઈ દીન મજુરના ઉપર ઉપકાર કર્યો હોય, તેનું ફળ અનેકગણું વધારે મળે છે. વર્ડઝવર્થના નીચેના કથનમાં કેટલું બધું સત્ય રહેલું છે; "પ્રેમ અને માયાળુપણાનાં નાનાં નાનાં, યાદ નહિ રહેલાં કાર્યો—એ સારા માણસના જીવનનો સર્વોત્તમ વિભાગ છે."

આલ્ટુનામાં મિ.સ્કૉટસાથે ગાળેલાં બે વર્ષમાં બનેલા બનાવોમાં, પરિણામની દૃષ્ટિથી જોતાં, મુખ્ય બનાવ કંપનીસામે માંડવામાં આવેલા એક દાવામાં હું મુખ્ય સાક્ષી હતો તે છે. હું પહેલવહેલો જેમનો મેમાન થયો હતો, એ મેજર સ્ટોક્સ કંપનીના ધારાના હિમાયતી હતા અને વાદી તરફથી મને સાક્ષી સમન્સ આપવાનો ઇરાદો ચાલતો હતો, તે ઉપરથી દાવાની બીજી મુદ્દત પડાવવાના હેતુથી તેમણે મિ. સ્કૉટને મને જેમ બને તેમ જલદીથી સ્ટેટની હદ બહાર મોકલી દેવાની સૂચના કરી. આથી મને પોતાને એ લાભ થયો કે મારા બે દીલોજાન દોસ્ત મિલર અને વિલ્સન ઓહિયો સંસ્થાનમાં કે રિટ-

લનમાં રેલ્વેની નોકરીમાં હતા, તેમને મળવાની મને તક મળી. ત્યાં જતી વખતે રેલ્વેની સડકનું નિરીક્ષણ કરવાના ઉદ્દેશથી હું છેક પાછલા ડબાની છેવાડી બેઠકે બેઠો હતો, એવામાં એક ખેડુત જેવા દેખાવવાળો માણસ મારી પાસે આવ્યો. એના હાથમાં એક લીલા રંગની નાની કોથળી હતી. તેણે કહ્યું કે ગાર્ડ પાસેથી મને બાતમી મળી છે કે તમે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની સાથે સંબંધ ધરાવો છો, તે ઉપરથી રાતની મુસાફરી માટેની અનુકૂળતાવાળા મારી બનાવટના એક ડબાનો (સ્લીપિંગકારનો) નમુનો હું તમને બતાવવામાટે લાવ્યો છું. એમ કહી તેણે પેલી કોથળીમાંથી કાઢીને મને એ નમુનો બતાવ્યો.

આ ગૃહસ્થ બીજા કોઇ નહિ, પણ સ્લીપિંગકારની શોધ કરનાર પ્રખ્યાત ટી. ટી. વુડરફ હતા. આવા ડબાના ઉપયોગીપણાનો ખ્યાલ મને તરતજ આવ્યો, તેથી મેં તેમને કહ્યું કે પાછો ફરતાં તરતજ આ બીના હું મિ. સ્કૉટને નિવેદન કરીશ; માટે હુ તમને બોલાવુ કે તરત તમે આલ્ટુના આવજો. આ વિચાર મારા મગજમાંથી ખસી શકયોજ નહિ અને તેથી એવા ડબાનું ઉપયોગીપણું મિ. સ્કૉટને સમજાવવામાટે હું જેમ બને તેમ વહેલો પાછો ફરવા ઇંતેજાર થયો. આલ્ટુનાખાતે આવી મેં મિ. સ્કૉટને એ વાત કહી ત્યારે તેમણે કહ્યું કે તું બહુ અગમચેતીવાળો છું; છતાં તેમણે મને તાર કરી મિ. વુડરફને બોલાવવા જણાવ્યું. તેમણે આવી બે ડબા બનાવી આપવાનો કંટ્રાકટ રાખી તે જેમ બને તેમ વેળાસર મોકલાવી આપવાનું કબૂલ કર્યું. આ પછી મારી મોટી અજાયબી વચ્ચે મિ. વુડરફે આ સાહસમાં મને સામેલ કરવાની ઇચ્છા બતાવી તેમાં મારો બે આનીનો હિસ્સો રાખવાનુ જણાવ્યું. ખર્ચમાં જે હિસ્સો આપવો પડશે, તે ગમે તે રીતે મેળવી લાવવાની હિંમતથી મેં તેમની માગણી તરતજ કબૂલ રાખી. એ બે ડબાની કિંમત ડબા કંપનીને સોંપ્યા પછી માસિક હપ્તાથી મળવાની હતી. ખર્ચના પહેલા હપ્તા પેટે મારા ફાળાના ૨૧૭ા ડૉલર આપવાના થયા. મેં હિંમત લાવીને એ રકમ સ્થાનિક બેંકર ( સાહુકાર ) મિ. લૉઇડ પાસેથી વ્યાજે લઈ આવવાનો નિશ્ચય કર્યો. તેમની પાસે જઈ વાત કરતાં તેમણે મારે ગળે હાથ નાખી કહ્યું:—" બેલાશક, એન્ડી તમને નાણું ધીરવામાં મને કોઇ જાતનો વાંધો નથી. તમારી શાખ સારી છે."

આ પ્રમાણે મારી પહેલવહેલી હુંડી શીકરાઈ. ડબા તૈયાર થતાં જેમ જેમ માસિક હપ્તાથી નાણું મળતાં ગયાં તેમ તેમ હું સાહૂકારને ત્યાં ભરતો ગયો. આ કંટ્રાકટમાંથી મને ઘણો સારો નફો મળ્યો.(આજ ઇ૦ સ૦ ૧૯૦૯ ના જુલાઇની ૧૯ મી તારીખે હું જ્યારે આ ફકરો ફરીથી વાંચી જાઉં છું તે વખતે મિ. લૉઇડની પુત્રી પાસેથી એના પિતા મારેમાટે સારી લાગણી

ધરાવતા હોવાના સમાચાર સાંભળીને મને કેટલો બધો હર્ષ થાય છે !).

મારો ભાઈ અને મા આલ્ટુના આવી મારીસાથે રહેવા લાગ્યાં, ત્યારપછી મને એવા વિચાર આવવા લાગ્યા કે હવે મારે ઘરના કામકાજમાટે નોકર રાખવો જોઇએ. કુટુંબના મંડળમાં અજાણ્યા માણસને દાખલ કરવાનું માન્ય કરતાં મારી માએ ઘણી આનાકાની કરી. પોતાના બે વ્હાલા પુત્રોનું સર્વસ્વ તે હતી અને તેમનેમાટે તે કામનો સઘળો બોજો ઉઠાવી લેતી હતી. એજ એનું જીવન હતું. છોકરાઓ માટેની રસોઈ જાતેજ તૈયાર કરી તેમને તે જાતેજ પીરસતી; એ પોતેજ તેમનાં લૂગડાં ધોતી અને સમારતી, પોતેજ તેમની પથારી એ કરી આપતી, અને તેમનું ઘર સાફસુફ અને સ્વચ્છ રાખતી. માતા તરીકેના આ ખાસ હકો ઉપર બીજું કોઇ તરાપ મારે એ એનાથી કેમ સહન થાય ! ઘરનું કંઈપણ કામકાજ કોઇ બહારનું માણસ ઉપાડી લે, એમ થવા દેવાની તેણે ચોખ્ખી ના પાડી. છતાં, એક ચાકરડી રાખ્યા સિવાય ચાલે એમ હતું ? તેજ પ્રમાણે બીજા કામકાજમાટે બીજા નોકરવગર પણ કેમ ચાલે ? એ પ્રમાણે ઘરનો કારભાર નોકરોને હાથ પડયો અને તેમ થતાં ઘરનાં માણસોના હાથમાં ઘરનું નાવ હોવાથી જે સાચા કૌટુમ્બિક સુખનો લ્હાવો અનુભવાતો હતો, તે ઘણે અંશે નષ્ટપ્રાય થયો. માના હાથની રસોઇની લ્હેજત પરાયાં માણસના હાથે પીરસાયલા ખોરાકમાં ક્યાંથી આવે ? જેનું મોઢું આપણે કવચિતજ જોવા પામીએ છીએ, એવા પરાયા રસોઇયાએ (બટલરે ?) તૈયાર કરેલી અને ભાડુતી માણસને હાથે પીરસાયલી દમામી રસોઈમાં, અંતરના ઉમળકાની સાથે માના હાથથી તૈયાર થઇ પીરસાયલી રસોઇનો સ્વાદ ક્યાંથી આવે ?

ઇશ્વરના જે અનેક અનુગ્રહમાટે હું તેનો સદાનો ઋણી છું, તેમાંનો એક એ છે કે બચપણમાં હું નર્સ (ધાત્રી) કે ગવર્નેસ (શિક્ષીકા) એ બેમાંથી કોઇને હાથે ઉછરીને મોટો થયો નહોતો. જેઓ ભૂલભરેલી રીતે વધારે ભાગ્યશાળી ગણાય છે એવાં (તવંગરનાં) છોકરાં કરતાં, ગરીબ લોકોનાં છોકરાંમાં કૌટુમ્બિક સ્નેહ, પિતૃભક્તિ અને ભાઇભાંડુ પ્રત્યેનો અનુરાગ વિશેષ હોય છે, એમાં બિલકુલ નવાઇ નથી, કેમકે તેમણે પોતાના બચપણનો–જેના ઉપર જલદીથી સંસ્કાર પડી શકે છે એવો–કાળ નિરંતર માતા અને પિતાના સ્નેહમય સંસર્ગમાંજ ગાળેલો હોય છે, પ્રત્યેકનું સર્વસ્વજ તેઓ હોય છે અને તેમાં વચ્ચે આવી અંતરાય કરનાર કોઈ હોતું નથી. જે બાળકનો પિતાજ તેનો શિક્ષક, સોબતી અને સલાહકાર હોય છે અને જેની મા એજ એની ધાત્રી, દરજણ, શિક્ષીકા, સાથી વીરરમણી અને સાધ્વી હોય છે, તેને એવો વારસો મળે છે કે જેનાથી તવંગરનાં છોકરાં બેનસીબ રહે છે.

વહાલસોઈ માતા જો કે જોઈ શકતી નથી, તોપણ મોટી ઉંમરે પહોંચેલા પુત્રના જીવનમાં એવો સમય અવશ્ય આવે છે કે જે વખતે તે પ્રેમથી પોતાની માતાને કંઠે વળગી તેને નમ્રભાવે સમજાવે છે કે 'વહાલી માતા! આરા અંગનાં કેટલાંક કામ હવે મને જાતે કરી લેવા દઉં તો ઘણું સારૂં; દુનિયામાં ફરવાથી અને દુનિયાદારીમાં પડવાથી મને સમજાયું છે કે આપણા વર્તનમાં કેટલીક બાબતોમાં ફેરફાર કરવો એ ઇચ્છવા લાયક છે; જે જીવનચર્યા બાળકોને માટે આનંદપ્રદ હતી, તેમાં કેટલાક ફેરફાર કરવા જોઈએ, અને મારા મિત્રોને ઘરમાં દાખલ થવાની અનુકૂળતા કરી આપવી જોઇએ; તું કે જે આજસુધી મારેમાટે વૈતરૂં કરીને મરી જાઉં છું, તેણે હવે સ્વાસ્થ્યભરેલું જીવન ગાળવું જોઇએ; વાંચન પાછળ અને મિત્રોને મળવા હળવા પાછળ તથા તેમનો સત્કાર કરવા પાછળ વધારે વખત ગાળવો જોઇએ; ટુંકામાં તારે હવે ઉંચા પ્રકારના ગૃહસ્થાશ્રમને છાજે એવો એક કુલમાતાતરીકેનો હોદ્દો ભોગવવોજોઇએ."

અલબત્ત, આ ફેરફાર મારી માને બહુ વસમો લાગ્યો, પણ આખરે તેણે એની આવશ્યકતા સ્વીકારી, કદાચ એમપણ હોય કે પોતાનો પુત્ર પોતાનું નાવ સારી રીતે ચલાવવાને હવે શક્તિમાન થયો છે, એ વાત તેને હવેજ સમજાઇ હશે. મારા હાથ તેના ગળા પાછળ વિંટાળીને મેં આજીજીસાથે કહેવા માંડયું:- "વહાલી માતા! આજસુધી અમારૂં સર્વસ્વ તુંજ હતી, આજસુધી અમારૂં સઘળું કામ તેંજ કરી લીધું છે; હવે તારેમાટે મને કંઇકતો કરવા દે. આજથી હવે આપણે ભાગીદાર બનીએ અને એક બીજાનું હિત શેમાં રહેલું છે, તેનો વિચાર કરીએ. હવે તારે કુલમાતાનો હોદ્દો ભોગવવાનો અવસર આવ્યો છે; અને વખત જતાં તારે ઘોડાગાડીમાં બેસીને ફરવાનું થશે. દરમીઆન તારી મદદમાં એક ચાકરડીને લે. મારી અને ટૉમની એવી ઇચ્છા છે."

આખરે મારો પ્રયાસ સફળ થયો અને મારી મા અમારીસાથે બહાર ફરવા તથા પાડોશીઓની મુલાકાતો લેવા લાગી. તેને સારી રીતભાત કે મનના સાવધપણાની તાલીમ લેવાની બિલકુલ જરૂર નહોતી, એ બધું એને સ્વભાવસિદ્ધ હતું; અને કેળવણી, જ્ઞાન સારી સમજ અને માયાળુપણું, એ બાબતોમાં તો એ એકકો હતી-એ બાબતોમાં એની બરોબરી કરનારૂં કવચિતજ મળી આવશે. (મેં 'કવચિત'ને બદલે 'કદી નહિ' લખ્યું હતું પણ પછીથી એ છેકી નાખીને 'ક્વચિત્' લખ્યું છે. તેમ છતાં મારો અંગત અભિપ્રાય તો કાયમ છે.)

મિ. સ્કૉટની પત્નીના મૃત્યુ બાદ તેના ઘરની દેખરેખ તેમની ભત્રીજી મિસ. રેબેકા સ્ટુઅર્ટ રાખતી હતી. તેણીના સહવાસથી આલ્ટુના ખાતેના વસ-

વાટ દરમીઆનનું મારૂં જીવન હું વધારે આનંદમાં પસાર કરી શક્યો હતો. તે મારી સગી મોટી બેનની માફક મારી સારી સંભાળ રાખતી અને ખાસ કરીને મિ. સ્કૉટ ફિલાડેલ્ફિયા કે બીજે કોઇ સ્થળે ગયા હોય, ત્યારે તો એ મને બહુજ મદદ કરતી. અમો ઘણો વખત સાથે રહેતાં અને સાંજનાં સાથે ફરવા જતાં. એ ઘરોબો ઘણાં વર્ષસુધી કાયમ રહ્યો અને ઇ૦ સ૦ ૧૯૦૬ માં જ્યારે હું તેણીના કેટલાક કાગળો ફરીથી વાંચી ગયો, ત્યારેજ એનો મારા ઉપર કેટલો બધો ઉપકાર થયો છે, એ મને સમજાયું. એની ઉંમર મારા કરતાં બહુ મોટી નહોતી, છતાં દેખાવમાં તે મારાથી ઘણી મોટી દેખાતી; અને દુનિયાદારીના જ્ઞાનમાં તો તે મારા કરતાં વધારે પાકટ હતી અને તેથી મોટી બેનનો ભાગ ભજવવાને તે સર્વ રીતે લાયક હતી એતો ચોક્કસ હતું. હું તેને આદર્શ ગૃહિણીતરીકે લેખતો હતો. પાછળથી અમારા માર્ગ જૂદા પડી ગયા તેથા અમારો જૂનો સંબંધ કાયમ રહી શકયો નહિ. તેણીની પુત્રીએ સસક્ષના અર્લની સાથે લગ્ન કર્યું હતું; અને પાછલાં વર્ષોમાં તે પરદેશ ખાતે રહેતી હતી. (ઇ૦ સ૦ ૧૯૦૯ ના જુલાઇની ૧૯ મી તારીખની નોંધ—ગયા એપ્રિલ માસમાં મને મારી મોટી બેનનો ભેટો થયો હતો તે હાલ વિધવા થઇ છે અને પારિસમાં રહે છે. એ, એની બેન અને પુત્રી સઘળાં સુખી છે. ઘણો આનંદ થયો. નાની વયના સાચા સ્નેહીઓની જગ્યા કોઇ લઇ શકતું નથી.)

મિ. સ્કૉટ આલ્ટુના ખાતે ત્રણ વરસ રહ્યા ત્યારપછી તેમને ચઢીઆતો હોદ્દો મળ્યો. આ ચઢતીને માટે તેઓ સર્વ રીતે લાયક હતા. ઇ૦ સ૦ ૧૮૫૯ માં એ કંપનીના વાઇસ પ્રેસિડન્ટ (ઉપપ્રમુખ) થયા. એમને હવે ફિલાડેલ્ફિયા ખાતે રહેવાનું થયું, એટલે હવે મારૂં શું થશે એ ગંભીર પ્રશ્ન મારી સમક્ષ ખડો થયો. એ મને પોતાની સાથે તેડી જશે કે મારે નવા અમલદારસાથે આલ્ટુના ખાતેજ રહેવું પડશે? મિ. સ્કૉટથી છૂટા પડવું એજ એક વસમી વાત હતી. તેમાં વળી નવા અમલદારના હાથ નીચે નોકરી કરવી, એતો મને અશક્યજ લાગતું હતું. એ વિચારજ મારે માટે અસહ્ય થઇ પડ્યો. મારો સૂર્યતો એમના જવાની સાથેજ અસ્ત થશે એમ મને લાગતું હતું. એમના સિવાય બીજા કોઇને હાથે મારી બઢતી થાય—અને પ્રોમોશન મળે—એ વિચાર મારા મગજમાં પેસી શકતો નહોતો.

પ્રેસિડન્ટને ફિલાડેલ્ફિયા ખાતે મળી આવીને તેમણે મને પોતાની ખાનગી રૂમમાં બોલાવીને કહ્યું કે મારે ફિલાડેલ્ફિયા ખાતે જવાનું નક્કી થયું છે અને મારી જગ્યાએ વિભાગી સુપરિન્ટેન્ડન્ટ મિ. ઇનક લુઇ આવવાના છે. આ નિરૂપણ મેં બહુજ લક્ષપૂર્વક સાંભળ્યું, પણ મારે માટે તેમણે શું ધાર્યું

હશે, એ વાત ખુલ્લી પડવાનો સમય આવતો ગયો, તેમ તેમ મારી ઇંતેજારી વધતી ચાલી. તેમણે છેવટે કહ્યું " હવે તમારી વાત. તમારાથી પિટ્સબર્ગ વભાગનું કામ સંભાળી શકાશે?"

હું તે વખતે ગદ્ધાપચીસીમાં હતો, એટલે મારે મન તો હું એમ માનતો હતો કે હું દરેકે દરેક કામ કરી શકું એવો છું.મારે મન કોઇ કામ અશક્ય નહોતું; છતાં જે વાતનો મિ. સ્કૉટે ઇસારો કર્યો હતો, તે કામ કરવાને માટે હું લાયક છું, એમ બીજું કોઈ માનતું હશે અને ખાસ કરીને મિ. સ્કૉટ માનતા હશે, એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હું તે વખતે ચોવીસ વરસનો હતો, પણ મેં લૉર્ડ જૉન રસલને આદર્શતરીકે સ્વીકાર્યા હતા. એમને વિષે એમ કહેવાય છે કે તેમણે એક વખત એવો જવાબ આપેલો કે 'ઇંગ્લાંડની ખાડીના નૌકાસૈન્યનું ઉપરીપણું હું આવતી કાલથીજ સ્વીકારીશ.' વૉલેસ અને બ્રુસ પણ એરોજ જવાબ આપે. મેં મિ. સ્કૉટને બેધડકરીતે હકારમાં જવાબ આપ્યો.

તેમણે કહ્યું "ઠીક ત્યારે, પિટ્સબર્ગ વિભાગના સુપરિન્ટેન્ડન્ટ મિ. વૉટ્સની બદલી ફિલાડેલ્ફિયામાં થવાની છે અને તેમની જગ્યાએ તમને નીમવાની મેં પ્રેસિડન્ટને ભલામણ કરી છે; અને તેમણે તે સ્વીકારી છે. હવે, પગારના સંબંધમાં તમારી શી ઇચ્છા છે?

માઠું લાગ્યું હોય એવી ઢબથી મેં કહ્યું:–" પગાર? પગારની મને શી દરકાર છે? મારે પગાર જોઇતો નથી. મારેતો માત્ર હોદ્દો જોઇએ છીએ. તમારી પ્રથમની જગ્યાએ પિટ્સબર્ગ વિભાગમાં પાછા જવામાંજ મને મોટું માન છે. મારો પગાર તમારી નજરમાં આવે એટલો ઠરાવજો; અને મને હાલ જેટલો પગાર મળે છે, એટલો મળશે તોપણ બસ છે."

તે વખતે મને મહિને ૬૫ ડૉલર મળતા હતા.

તેમણે કહ્યું:–" તમને માલમ છે કે હું જ્યારે ત્યાં હતો, ત્યાર મને વરસ દહાડે ૧૫૦૦ ડૉલર મળતા હતા અને મિ. વૉટ્સને ૧૮૦૦ ડૉલર મળે છે. મારા અભિપ્રાય મુજબ તમારી નિમણુક ૧૫૦૦ ડૉલરથી થવી જોઇએ અને થોડા વખત પછી જો તમારૂં કામ સંતોષકારક માલમ પડે, તો તમને પૂરેપૂરા ૧૮૦૦ ડૉલર મળે. કેમ આ યોજના બરાબર છે કની!"

મેં કહ્યું, "મહેરબાની કરીને મારી આગળ પૈસાની વાતો કરશો નહિ."

આ કંઇ ભાંજગડ કરવાની વાત નહોતી. એક આખું ખાતું મારા અખત્યારમાં આવવાનું હતું. પિટ્સબર્ગ અને આલ્ટુના વચ્ચેના હુકમોઉપર

હવેથી એ. કા. (એ. સી. એન્ડ્રુ કાર્નેગી) ની સહીઓ થશે, એ મારે માટે ઓછું કીર્તિપ્રદ નહોતું.

મને પિટ્સબર્ગ વિભાગનો સુપરિન્ટેન્ડન્ટ નિમવાનો હુકમ ઇ.સ. ૧૮૫૯ ના ડીસેમ્બરની ૧ લી તારીખે નીકળ્યો, એટલે કુટુંબને ત્યાં ખસેડવાની અમે તૈયારીઓ કરવા માંડી. પિટ્સબર્ગ પાછા જવાનું સાંભળી સર્વને અત્યંત હર્ષ થયો; કેમકે એક રીતે જોતાં જો કે આલ્ટુનામાં રહેવાની અનુકૂળતા વધારે હતી–અમારૂં મકાન પરાવિભાગમાં આવેલું હતું, વિસ્તારમાં સાધારણ રીતે વિશાળ હતું અને આસપાસ વિશાળ ચોગાન હતું–છતાં ગંદા, ધુમાડાથી ભરેલા પિટ્સબર્ગમાં જૂના ઘરોબાવાળા લોકોની વચમાં જઇ રહેવાથી થતા લાભ આગળ એ અનુકૂળતાઓ કશા હિસાબમાં નહોતી. આલ્ટુનાના વસવાટ-દરમિયાન મારો ભાઇ ટૉમ તારનું કામ શીખી ગયો હતો, તેને મેં મારા સેક્રેટરીતરીકે સાથે લઇ લીધો.

મારી નિમણુંક પછીનો શિયાળો આગળના તમામ શિયાળા કરતાં વિશેષ સખ્ત હતો. રેલ્વેની સડકો નાખવામાં આવેલી તે ખામીભરેલી હતી; અને સરસામાન પણ કામનો જે બોજો વધતો જતો હતો, તેને પહોંચી વળે એટલો પૂરતા જથામાં નહોતો; અને હતો તે પણ સારૂં કામ આપે એવો નહોતો. રેલો પથ્થરના મોટા સલેપાટ ઉપર ગોઠવતા અને તેને સજ્જડ રાખવા માટે જે લોઢાની ઘોડીઓ વપરાતી તે બીડની બનાવતા. એક રાતમાં આવી ૪૭ ઘોડીઓ તૂટી ગઈ હતી. આવા સંજોગોમાં ઠેકઠેકાણે પાટા ખસી જતા અને વ્યવહારમાં ડખલ થતી. જાતે જઇ આવી અડચણો દૂર કરવી અને રાતે તારથી ગાડીઓ ચલાવવી એ વિભાગી સુપરિન્ટેન્ડન્ટનું કામ ગણાતું. એક વખત મારે આવાં કામમાટે લાગલાગટ આઠ દિવસ સુધી બહાર રહેવું પડયું હતું. એક રીતે જોતાં હું અત્યંત નિવેકહીન અધિકારી હતો; કેમકે જવાબદારીની લાગણીથી પ્રેરાઇને જેવી રીતે હું જાતે થાકને ગણતો નહિ અને પુષ્કળ કામ કર્યા કરતો, તેવી રીતે માણસો પાસેથી પણ હું ગજાઉપરાંતનું કામ લેતો અને મનુષ્યની શ્રમ સહન કરવાની શક્તિનો ખ્યાલ રાખતો નહિ. હું ગમે તે વખતે ઉંઘ લઇ શકતો, કામમાંથી અડધા અડધા કલાકના ગાળા કાઢી લઇને ગમે તેવા ગંદા ભારખાનાના ડબામાં હું ઉંઘી લેતો.

આંતર્વિગ્રહને લીધે પેન્સિલ્વેનિયા રેલ્વે લાઇન ઉપર કામનો એટલો બધો અસાધારણ બોજો પડયો કે મારે રાતે કામ કરનારા વધારે માણસો રાખી લેવા પડયા હતા; છતાં રાત્રે કામ કરનાર અધિકારીને રાત્રે ગાડીઓ છોડવાના હુકમ આપવાની સત્તા આપવાની બાબતમાં મારા ઉપરી અમલદારોની

સંમતિ મેળવવામાં મને ઘણી મુશ્કેલી પડી હતી; અને ખરૂં જોતાં તો મને સ્પષ્ટ શબ્દોમાં તેવી સંમતિ મળીજ નહોતી. માત્ર મારી અંગત જવાબદારી ઉપર મેં રાતના અધિકારીને તેવી સત્તા આપી હતી.

ઇ૦ સ૦ ૧૮૬૭ માં પિટ્સબર્ગ ખાતે આવ્યા બાદ અમે હેન્કોક સ્ટ્રિટ જે હાલ આઠમી ગલ્લીના નામથી ઓળખાય છે, ત્યાં એક ઘર ભાડે રાખ્યું અને તેમાં અમે એકાદ વર્ષ રહ્યાં. તે વખતના પિટ્સબર્ગનું બરાબર વર્ણન કરવામાં આવે તો તે અતિશય અતિશયોક્તિ ભરેલુંજ ગણી કાઢવામાં આવે. ધૂણી દરેક ચીજની અંદર દાખલ થઇ જતી. તમે નીસરણીની લાકડીઓ ઉપર હાથ મુકો, તો તે કાળા થયા વગર રહેજ નહિ; તમે હાથ મોઢું બરાબર ધોઇ સાફ કર્યાં હોય,પણ કલાકમાં તો તે પાછાં હતાં એવાં મલિન થઇને રહે. વાળમાં પણ મેશનો જમાવ થતો અને ચામડીનાં છિદ્રો પૂરાઇ જવાથી ખુજલી ઉત્પન્ન થતી; આ બધાં કારણોને લીધે આલ્ટુનાની પર્વતની સ્વચ્છ હવા છોડીને અહીં આવ્યા બાદ થોડા દિવસસુધી તો નવું જીવન અમને અત્યંત કંટાળા ભરેલું લાગ્યું, તેથી અમે તરતજ ગામડે જઇ રહેવાનો વિચાર કરવા માંડયો. સદ્ભાગ્યે કંપનીના ગુડ્ઝખાતાના એજંટ મિ. ડી. એ. સ્ટુઅર્ટે હોમવુડમાં એમના મકાનની પડોશમાં અમને એક મકાન મેળવી આપ્યું. અમે તરતજ ત્યાં રહેવા ગયાં; અને એક તાર ત્યાં ઉતારવામાં આવ્યો,એટલે રાતે તાર મૂકવાની જરૂર પડે તો તુરત મૂકી શકાય.

અહીંઆં અમે જૂદી જાતનું જીવન ગાળવા લાગ્યાં. ત્યાં બાગબગીચા પુષ્કળ હતા. દરેક મકાનની આસપાસ પાંચથી પચીસ એકર જમીન ખુલ્લી રહેતી. હોમવુડની જાગીરનો વિસ્તાર સેંકડો એકરનો હતો અને તેમાં સુંદર ઘટાઓ અને ગુફાઓ હતી તથા એક વહેળો વચ્ચે થઇને પસાર થતો. અમારા મકાનને અંગે પણ એક બાગ અને આજુબાજુ મોટું ચોગાન હતું.મારી માના જીવનમાં સૌથી સુખી વર્ષ આ મકાનમાં ફૂલ, મરઘાં અને ગ્રામ્ય જીવનના વાતાવરણની વચમાં ગાળવામાં આવ્યાં હતાં. પુષ્પોની પાછળ તો તે ગાંડી ગાંડી થઇ જતી. એક પણ ફૂલ તોડતાં તેનો જીવ ચાલતો નહિ. અરે, એક વખત એક જંગલી વેલો ઉખાડી ફેંકી દેવામાટે પણ તેણે મને ઠપકો આપ્યો હતો, કેમકે એ પણ એક જાતની લીલોતરી છે કની ! આ ગુણ મારામાં પણ ઉતર્યો છે. હું પણ ઘણી વખત મકાનમાંથી નીકળી બાગના દરવાજાસુધી પહોંચતો, છતાં બટનના નાકામાં ખોસવામાટે એકપણ ફૂલ તોડી શકતો નહિ, અને ફૂલ વગરજ શહેરમાં જતો.

આ પ્રદેશમાં જઇને રહેવાથી નવાં ઓળખાણ પણ ઘણાં થયાં. એ

જીલ્લાનાં ઘણાં તવંગર કુટુંબો આ સુંદર પરામાં મકાનો ધરાવતાં હતાં. એક રીતે બોલીએ તો એ શિષ્ટ પુરુષોનું મથક હતું. આ મોટાં મકાનોમાં થતી મિજલસોમાં જુવાન સુપરિન્ટેન્ડન્ટને (મને)આમંત્રણ મળતાં જુવાનવર્ગ સંગીતનો શોખીન હતો અને તેથી ત્યાં સંગીતના અનેક જલસા થતા. પહેલાં જે વિષયોમાં મારો બિલકુલ ચંચુપ્રવેશ નહોતો, એવા વિષયો ઉપર ત્યાં ચર્ચા ચાલતી અને તેવા વિષયોના સંબંધમાં થોડીથોડી માહિતી મેળવતા રહેવું એવો મેં નિયમ કરી રાખ્યો હતો. દરરોજ મને નવું નવું શીખવાનું મળતું તેથી મને હર્ષ થતો.

બેન્જામિન અને જૉન એ બે વેન્ડેવર્ટભાઈઓની સાથેની મારી પહેલવહેલી મુલાકાત અહીં થઇ હતી. પાછલી વયમાં હું વારંવાર દેશાટનમાટે નીકળતો, ત્યારે જૉન મારો સોબતી થતો. મારા 'રાઉન્ડ ધિ વર્લ્ડ' નામના પુસ્તકમાં 'વ્હાલો વૅન્ડી' મારા ગોઠીઆતરીકે દેખા દે છે. અમારા પાડોશી મિ. અને મિસિસ સ્ટુઅર્ટની સાથેનો અમારો ઘરોબો પણ ગાઢ થતો ગયો અને અમે દીલોજાન દોસ્ત થઇ રહ્યાં. મારા ખાસ સંતોષની એક વાત એ છે કે મિ. સ્ટુઅર્ટ અને 'વૅન્ડી' બન્ને પાછળથી મારીસાથે રોજગારમાં જોડાઇને મારા ભાગીદાર બન્યા હતા; પણ અમારા નવા મકાનથી અમને જે મહત્વનો લાભ થયો એ એ હતો કે પશ્ચિમ પેન્સિલ્વેનિયામાં અગ્રગણ્ય ગણવા યોગ્ય નામદાર ન્યાયમૂર્તિ વિલ્કિન્સના કુટુંબની સાથે અમે પરિચયમાં આવી શક્યાં. એ ન્યાયમૂર્તિ એ વખતે ૮૦ વરસની વયે પહોંચવા આવ્યા હતા. દેખાવમાં તે ઉંચા, પાતળા અને દેખાવડા હતા; તેમનું વર્તન કેવળ સભ્યતામય હતું, તેમનો જ્ઞાન ભંડાર અખૂટ હોઇ તેમની સ્મરણશક્તિ અદ્દભુત હતી; અને એટલી ઉંમરે પણ તેમની સર્વશક્તિઓ સાબુત હતી. તેમની પત્ની યુનાઇટેડ સ્ટેટ્સના વાઇસપ્રેસિડન્ટ જ્યાર્જ ડબ્લ્યુ. ડૅલાસની પુત્રી હતી. એ એક સુંદર મનમોહક પવિત્ર સ્ત્રી હોઇ આધેડ વયની ગૃહલક્ષ્મીના મારા આદર્શરૂપ હતી. એની પુત્રી મિસ-વિલ્કિન્સ, બેન મિસિસ સૅાન્ડર્સ અને તેનાં છોકરાં સઘળાં હોમવુડ ખાતેના ભવ્ય મહેલમાં રહેતાં હતાં. ઇગ્લાંડના બેરનોનાં મકાનની માફક આ મકાન ઉંચા સંસ્કાર, શુદ્ધશિષ્ટાચાર અને ખાનદાનીના કેન્દ્રસ્થાન જેવું હતું.

મારો ત્યાં આવકાર આપવા યોગ્ય મેમાનતરીકે સત્કાર થતો જોઇ મને ઘણો હર્ષ થતો. ત્યાં થતા સંગીતના જલસા, નાટ્યપ્રયોગો અને બુદ્ધિચાતુર્યના ખેલો, જેમાં મિસ. વિલ્કિન્સ આગેવાની ભર્યો ભાગ લેતી એ બધું મારે માટે આત્મસુધારણાનાં નવાં નવાં સાધન પૂરાં પાડતું. ન્યાયમૂર્તિ પોતે પણ તવારીખમાં સારી રીતે પંકાયલા હતા. વાતચીત દરમીઆન પોતાના કથનને

સમર્થન આપવામાટે તેઓ જ્યારે કહેતા કે 'પ્રેસિડન્ટ જેફ્સને મને એક વખત એવું કહ્યું હતું કે' અથવા તો 'ડયુક ઑફ વૅલિંગ્ટનને મેં એમ કહ્યું હતું કે,' ત્યારે મારા ઉપર જે છાપ પડેલી, તે હું કદી વિસરી શકું એમ નથી. એ ન્યાયમૂર્તિ નાની વયમાં (ઇ૦ સ૦ ૧૮૩૪ માં) જેફ્સનના હાથનીચે રૂશિયા ખાતાના એલચી હતા અને તેથી પોતાની નામદાર ઝાર સાથેની મુલાકાતોના પ્રસંગોનાં બ્યાન પણ તેવીજ સરળતાથી કરતા. એમની વાતો સાંભળી હું ઇતિહાસના પ્રત્યક્ષ સંબંધમાં આવતો હોઉં એમ મને થતું. આ મકાનનું વાતાવરણ તદ્દન નવાજ પ્રકારનું હતું; અને એ કુટુંબસાથેના પરિચયને લીધે, મારા મનની અને રીતભાતની સુધારણાની મારી ઉમેદને બળવાન પ્રોત્સાહન મળ્યું. જે એક વિષયના સંબંધમાં એ કુટુંબની અને મારી વચ્ચે શાંતપણ નિશ્ચિત મતભેદ પડતો, તે રાજનીતિ હતી. એ કુટુંબને દક્ષિણનાં સંસ્થાનોમાં વસનારાં આગેવાન કુટુંબોસાથે સંબંધ હતો, તેથી તેમના મનમાં દક્ષિણને માટે પક્ષપાત હોઇ, તેઓ ડેમોક્રેટ પક્ષના વિચારો ધરાવતાં હતાં. હું ગુલામીની રૂઢીનો ઉચ્છેદ કરવાના વિચાર ધરાવનારો રિપબ્લિકન હતો. હું એક વખત જ્યારે તેમના દિવાનખાનામાં દાખલ થયો, ત્યારે એ કુટુંબ તરતમાંજ બનેલા એક ભયંકર બનાવના સંબંધમાં આવેશભરી ચર્ચા ચલાવી રહ્યાં હતાં. મિસિસ વિલ્કિન્સે મને કહ્યું:-"શો ગજબ થયો છે? મારો પૌત્ર ડૅલાસ મને લખે છે વેસ્ટ પૅાઇન્ટના સેનાપતિએ મને હબસીની પાસે બેસવાની ફરજ પાડી! આવી વાત તમે કદી સાંભળી છે? શું એ શરમ ભરેલું નથી? હબસીઓને વૅસ્ટ પૅાઇન્ટમાં દાખલ કરવાના જેવું નામોશી ભરેલું કામ બીજું કયું હોઇ શકે?"

મેં કહ્યું:-"અરે મિસિસ વિલ્કિન્સ, સાંભળો તો ખરાં! મામલો એથી પણ વધારે બગડયો છે. મારા સાંભળવામાં આવ્યું છે કે કેટલાક હબસી લોકોને સ્વર્ગમાં દાખલ કીધા છે!"

સોય પડે તોપણ સંભળાય એવી શાંતિ પ્રસરી. ત્યારપછી મિસિસ વિલ્કિન્સ ગંભીરાઇથી બોલ્યાં:-

"મિ. કાર્નેગી, એ એક જૂદી વાત છે."

મને આજસુધીમાં મળેલી ભેટો પૈકીની સૌથી કિંમતી ભેટ નીચેના સંજોગોમાં મળી હતી. મિસિસ વિલ્કિન્સે એક રૂમાલ ગુંથવાનું શરૂ કર્યું હતું;અને તે કામ ચાલતું હતું તે દરમિયાન એ કોને માટે ગુંથાય છે, એવી બધાંને જીજ્ઞાસા થયેલી, પણ એમણે એ સંબંધમાં વરાળ પણ કાઢી નહોતી. આખરે જ્યારે નાતાલ આવી, ત્યારે તેમણે તેને બરાબર પૅક કરી તેમાં પોતાને હાથે લખેલો એક કાગળ મુકયો અને પછી તેના ઉપર મારા નામનું શરનામું કરવાની પોતાની પુત્રીને સુચના આપી. એ પાર્સલ મને ન્યુયૅાર્કમાં મળ્યું. આવી

સન્નારી પાસેથી આવી સુંદર ભેટ ! એ ભેટ ઘણા મિત્રોને બતાવવામાં આવી છે, પણ તેનો વાપર બહુ થયો નથી. એ એક પવિત્ર દેણગી છે અને તે મારી અમૂલ્ય ચીજો ભેગી રહેશે.

થોડા સમય ઉપર મૃત્યુ પામેલા ડૉકટર ઍડિસનની બુદ્ધિશાળી પુત્રી લીલા ઍડિસનની સાથે મારો મેળાપ હું જ્યારે પિટ્સબર્ગમાં હતો ત્યારે થયો હતો. મને તરતજ આખા કુટુંબની સાથે પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું અને એમના સમાગમથી મને જે અપાર લાભ થયો હતો, તેની મારે અત્રે ઉપકારની સાથે નોંધ લેવી જોઇએ. ઉંચી કેળવણી લઇ સંસ્કારી થયેલા આ બીજા કુટુંબના સમાગમનો લાભ મને મળ્યો હતો. કાર્લાઇલ થોડો વખત મિસિસ ઍડિસનના શિક્ષક થયા હતા; કારણ તેણીનું પિયેર એડિનબરોમાં હતું. તેણીની પુત્રીઓએ પરદેશમાં કેળવણી લીધી હતી; અને બધી સ્પેનિશ, ફ્રેંચ અને ઇટાલીઅન ભાષાઓ ઇંગ્રેજીના જેટલી ઝડપથી બોલી શકતી. કેળવાયલા અને નહિ કેળવાયલા માણસોની વચ્ચે કેવડો મોટો અંતરાય પડી ગયો હોય છે, તે મને આ કુટુંબના સહવાસમાં આવ્યાથી સમજાયું; પણ બન્નેની નસોમાં જે સ્કૉટલન્ડનું લોહી વહેતું હતું તે હમેશની માફક અકસીર નીવડ્યું હતું.

મિસ ઍડિસને મારી પ્રત્યે એક સાચા સ્નેહીની ગરજ સારી છે. લોકો જો મને હીરો માનતા હોય, તો હું અણઘડ, પાસાં પાડ્યા વગરનો હીરો હતો. તેને એ સન્નારીએજ સુધારી કિંમતીપાસાદાર હીરો બનાવ્યો. તે હમેશાં ખામીઓ સુધારવાની કાળજી રાખતી. સાચા મિત્રની માફક તે મારી ત્રુટીઓ મને બેધડક કહી બતાવતી. હવેથી મેં ભાષા ઉપર ખાસ લક્ષ આપવા માંડ્યું. અંગ્રેજી ભાષાના શિષ્ટ ગ્રંથો અને પ્રાચીન સાહિત્ય હું હવેથી અત્યંત રૂચિથી વાંચવા લાગ્યો. બોલવા ચાલવામાં અને રીતભાતમાં વિનય અને નરમાશથી વર્તવાથી અર્થાત્ વિનયશીલ વર્તન રાખવાથી કેટલો બધો લાભ થાય છે તે હવે મને સમજાયું. આજસુધી પોશાકની બાબતમાં હું બેદરકાર રહેતો; અને કેટલેક અંશે ખાલી ડોળ રાખતો. મોટા ભારે બુટ પહેરવા, કૉલર (ગળાનો પટ્ટો) ઢીલો રાખવો અને પોશાક એકંદર રીતે બેડોળ અને જાડો રાખવો, એ અમારા મંડળમાં મર્દાનગીનાં ચિન્હ ગણાતાં. જેમાં ટાપટીપનો જરાપણ અંશ હોય, તેના તરફ અમે તિરસ્કારની દૃષ્ટિથી જોતા. મને યાદ છે કે રેલ્વેની નોકરીમાં દાખલ થયેલો એક ગૃહસ્થ જરા સુઘડ પોષાક પહેરતો, તેથી તે અમારા તિરસ્કારને પાત્ર થયો હતો. અમે મર્દાનગીનો ફાંકો રાખતા. અમે હોમવુડ ખાતે રહેવા ગયા, ત્યારથી ઍડિસન કુટુંબના સહવાસને લીધે આ બધી બાબતોમાં હું ઘણો સુધરી ગયો હતો.



# પ્રકરણ ૮ મું

## આંતર્વિગ્રહવાળો સમય



સં૦ ૧૮૬૧ માં આંતર્વિગ્રહ (સીવીલ વૉર) જાગ્યો. મિ. સ્કૉટને લડાઇખાતાના મદદનીશ પ્રધાનના હોદ્દા ઉપર નીમવામાં આવ્યા અને લડાઈના મથક ઉપર લશ્કર પહોંચાડવાનું ખાતું (ટ્રાન્સ-પોર્ટેશન ડિપાર્ટમેન્ટ) તેમને હસ્તક સોંપવામાં આવ્યું. તેમના બોલાવવાથી હું એકદમ વૉશિંગ્ટન ગયો. મારે તેમના મદદનીશ તરીકે લશ્કરી રેલ્વેઓ અને સરકારી તારખાતાને લગતું કામ સંભાળી લેવાનું હતું અને રેલ્વેના માણસોની એક ટુકડી ઉભી કરવાની હતી. વિગ્રહની શરૂઆતમાં આ એક અગત્યનું ખાતું હતું.

તે વખતે બાલ્ટિમોર આગળથી પસાર થતી યુનિયન (સંયુક્ત પ્રાંતો)-ના લશ્કરની ટુકડીઓ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો. બાલ્ટિમોર અને એનેપોલિસ જંકશન વચ્ચેની રેલ્વેની સડક ઉખાડી નાખવામાં આવી હતી અને વૉશિંગ્ટન સાથેનો સળંગ વ્યવહાર બંધ પડયો હતો. આથી મારે ફિલાડેલ્ફિયા આગળથી ટ્રેનમાં બેસી એનેપૉલિસ જવાનું હતું. આ સ્થળેથી એક બ્રેંચ લાઇન જંકશન સુધી જતી હતી; અને ત્યાં આગળ વૉશિંગ્ટન જનારી મેઇન લાઇન (મુખ્ય સડક) સાથે જોડાતી હતી. અમારૂં પહેલું કામ આ બ્રેંચ લાઇનને રીપેર કરી તેના ઉપર થઇ ભારે ગાડીઓ પસાર થઇ શકે એવી તેને બનાવવાનું હતું. અમારા ત્યાં ગયા પછી થોડે દિવસે લશ્કરની કેટલીક ટુકડીઓસાથે જનરલ બટલર ત્યાં આવી પહોંચ્યો; પણ તેના આખા લશ્કરને વૉશિંગ્ટન પહોંચાડવામાં અમે ફતેહમંદ નીવડયા.

રાજધાની તરફ જતા પહેલા એન્જીન ઉપર હું ચઢી બેઠો અને બહુજ સાવચેતીથી આગળ વધ્યો. વૉશિંગ્ટન થોડે છેટે રહ્યું, ત્યારે તારનાં દોરડાં લાકડાંની ઘોડીઓની મદદથી ભોંયસાથે સજ્જડ જડી દીધેલાં મારા જોવામાં આવ્યાં. એન્જીન ઉભું રખાવી એ દોરડાં વછોડવામાટે મેં દોટ મૂકી, પણ

તારને ભોંયમાં દાટતા પહેલાં તેમને ખેંચીને એક તરફ એકઠા કર્યા હતા મારા દીઠામાં આવ્યું નહોતું. ઘોડીઓ ઉઠાવી લેતાં તાર છટકયા, તેની ચોટ મારા મોઢામાં વાગી. હું નીચે ગબડી પડયો અને મારા ગાલ ઉપર થયેલા ઘામાંથી પુષ્કળ લોહી વ્હેવા લાગ્યું. આવી દશામાં હું લશ્કરની પહેલી ટુકડી સાથે વૉશિંગ્ટનમાં દાખલ થયો, આથી કરીને થોડા દિવસ અગાઉ બાલ્ટિમોરમાં થઇ પસાર થયેલા લશ્કર પૈકીના એક બે ઘવાયલા સૈનિકોને બાદ કરતાં, રાજધાનીના રક્ષણમાટે સૌથી પહેલું લોહી મેં રેડયું હતું, એમ હું મગરૂરીની સાથે કહી શકું કે જે મુલકે મારેમાટે આટલું બધું કર્યું હતું તેને ઉપયોગી થઇ પડવામાં હું માન સમજવા લાગ્યો અને હું સાચે સાચું કહું છું કે દક્ષિણની સાથેનો વ્યવહાર શરૂ કરવાને માટે મેં રાતદહાડો મહેનત કરી હતી. +

ત્યારપછી તરતજ વર્જીનિયા પ્રાંતમાં ઍલેકઝાન્ડ્રિયાને મેં મારૂં મુખ્ય મથક બનાવ્યું; અને જે વખતે બુલરનની કમનસીબ લડાઇ થઇ હતી, તે વખતે હું ત્યાં હતો. અમને જે સમાચાર મળતા હતા, તે અમારા માન્યામાં આવતા નહોતા, પણ અમારી તરતજ ખાત્રી થઇ કે હારેલા લશ્કરના સૈનિકોને પાછા લાવવામાટે અમારે દરેકે દરેક એન્જીન અને ડબા લડાઇને મોખરે મોકલવા પડશે. ત્યાંથી સૌથી નજીકનું સ્થળ બર્ક સ્ટેશન હતું. મેં ત્યાં જઇ ગરીબ બિચારા ઘાયલ થયેલા વૉલન્ટીઅરોની ગાડીઓ ભરીભરીને રવાના કરવા માંડી; પણ એટલામાં બળવાખોરો નજીક આવી પહોંચ્યાના સમાચાર અમને મળ્યા એટલે અમારે બર્ક સ્ટેશન બંધ કરવું પડ્યું. હું અને તારમાસ્તર છેલ્લી ટ્રેનમાં ઍલેકઝાન્ડ્રિયા ગયા; તો ત્યાં ગભરાટનો પાર નહોતો. અમારા કેટલાક રેલ્વેના માણસોનો પત્તો નહોતો, પણ બીજે દિવસે સવારમાં જમતી વખતે હાજર થયેલી સંખ્યા ઉપરથી જણાયું કે બીજાં ખાતાંની સરખામણીમાં અમે મુબારકબાદીને પાત્ર હતા. કેટલાક ઇજનેરો અને ગાર્ડ હોડીઓમાં બેસી પોટોમેક નદી ઓળંગી રસ્તે પડયા હતા, પણ જો કે પાછળ પડેલા દુશ્મનોની તોપોના અવાજ ઉંઘમાં પણ સંભળાતા હતા, છતાં અમારા નોકરોનો મોટો ભાગ નોકરી ઉપર કાયમ રહ્યો હતો. અમારા તારમાસ્તરોમાંથી એકપણ ગુમ થયો નહોતો.

---

+ "કાર્નેગી અને આર. એફ. મોર્ગનની દેખરેખ નીચે વૉશિંગ્ટન અને ઍલેક્ઝાન્ડ્રિયા વચ્ચેનો રેલ્વેનો રસ્તો સાત દિવસ જેટલી આશ્ચર્યકારક ટૂંકી મુદતમાં તૈયાર થઇ ગયો હતો. એ કામ પૂરૂં કરવામાટે કાર્નેગીથી માંડીને તમામ માણસો રાતદહાડો કામ કરી રહ્યાં હતાં." ('લિન્કન ઈન ધી ટેલીગ્રાફ ઑફીસ' એ નામના પુસ્તકમાંથી.)

આ પછી તરતજ હું વૉશિંગ્ટન ખાતે પાછો ફર્યો અને મેં મારૂં મુખ્ય મથક કર્નલ સ્કૉટની સાથે ( વૉર–બીલ્ડીંગ ) લડાઇખાતાના મકાનમાં રાખ્યું. રેલ્વે ઉપરાંત તારખાતું પણ મારા હવાલામાં હતું, તેથી મારે વખતોવખત પ્રેસિડન્ટ લિન્કન, મિ. સ્ટુઅર્ટ, સેક્રેટરી કૅમેરન અને બીજાઓની સાથે અંગત સમાગમમાં આવવાનું થતું હોવાથી મને ઘણો હર્ષ થતો. મિ. લિન્કન પ્રસંગોપાત ઑફીસમાં આવતા અને તારના વળતા જવાબ સાંભળવામાટે, અગર તો લડાઇના સમાચાર જાણવાની ઇંતેજારીને લીધે, ટેબલ આગળ બેસી રહેતા.

આ અસાધારણ પુરુષનાં જેટલાં ચિત્ર આલેખવામાં આવ્યાં છે, તે સઘળાં આબેહુબ છે. એમની મુખમુદ્રા એવી સ્પષ્ટ દેખાય છે કે એમનું ચિત્ર આબેહુબ આવ્યા સિવાય રહેજ નહિ. જ્યારે એમની મુખમુદ્રા શાંત હોય, ત્યારે એમના ચહેરા ઉપરથી કોઇ એમ ન કહી શકે કે એ આટલા બધા બુદ્ધિશાળી હશે; પણ એ જ્યારે આવેશમાં હોય, કે વાત કરતા હોય, ત્યારે એમની આંખો બુદ્ધિને લીધે ચળકી ઉઠતી અને એમનો ચહેરો પ્રજ્વલિત થઇ રહેતો. એમની રીતભાત સ્વાભાવિક હોવાથી ખામી વગરની હતી; એ પ્રત્યેકની સાથે માયાળુપણે બોલતા; આફીસના નાનામાં નાના છોકરાની સાથે પણ એ તોછડાઈથી બોલતા કે વર્તતા નહિ. એ બધાના ઉપર સમદૃષ્ટિ રાખતા; એમાં એ ઉંચ નીચનો કે સારા નરસાનો ભેદ રાખતા નહિ. વાતચીતમાં એ સેક્રેટરી સ્ટુઅર્ટનું જેટલું માન જાળવતા, તેટલુંજ તાર આપવા આવેલ મૅસેન્જર બૉયનું જાળવતા. એમની ખાસ ખુબી એ હતી કે એમની રીતભાતમાં કૃત્રિમપણાનો સંપૂર્ણ અભાવ હતો. એ બધાંનાં મન જીતી લેતા એનું કારણ એમના સંભાષણનું અર્થગૌરવ કે ગાંભીર્ય નહિ, પણ તેની ઢબ હતું. એમનાં કેટલાંક વિલક્ષણ કથન મેં તાબડતોબ નોંધી લીધાં નહોતાં તેથી હાલ મને પસ્તાવો થાય છે, કેમકે સામાન્ય વાતો પણ તે સુંદર રીતે કહી શકતા. મિ. લિન્કનના જેવો બધાંની સાથે સંપૂર્ણ રીતે ભળી જનાર માણસ મેં પૂર્વે કદી જોયો નથી. સેક્રેટરી હે એ યથાર્થ કહ્યું છે કે "કોઈ માણસને મિ. લિન્કનનો ખીજમતગાર કે તહેનાતી કલ્પવાનું અશક્ય છે, કારણ કે એની સાથે પણ એ સોબતીતરીકે વર્તતા હોય." એ સર્વાંશે ડૅમોક્રેટ હતા અર્થાત્ એમના પ્રત્યેક શબ્દ અને કૃત્યમાં મનુષ્યનું સરખાપણું વ્યક્ત થતું.

ઇ૦ સ૦ ૧૮૬૧ માં ઈંગ્લાંડના 'ટ્રેન્ટ' નામના બારકસ ઉપરથી મૅસન અને સ્લિડલને જ્યારે પકડી લેવામાં આવ્યા હતા, ત્યારે પોતાના વહાણનો આશ્રય લેનારનું રક્ષણ કરવાના હકને ઇંગ્લાંડ કેટલી બધી અગત્ય આપતું હતું, એ જેઓ જાણતા હતા, તેમનાં એટલે મારા જેવાનાં મન અત્યંત

વિહ્‌વળ થયાં હતાં. ગમે તે કેદીઓને એકદમ પાછા સોંપી દેવા, અગર તો લડાઇમાટે તૈયાર થવું, એ બેમાંથી એક માર્ગ ગ્રહણ કર્યા સિવાય છૂટકો ન હોતો. એ પ્રશ્નના સંબંધમાં મસલત ચલાવવામાટે જે વખતે પ્રધાનમંડળ એકઠું થયું, તે વખતે સેક્રેટરી કૅમેરન ગેરહાજર હોવાથી, મિ. સ્કૅાટને લડાઇખાતાના મદદનીશ પ્રધાનતરીકે એ મસલતમાં ભાગ લેવામાટે બોલાવ્યા હતા. આ મુદ્દા ઉપર ઈંગ્લાંડ અચુક લડાઇ જાહેર કરશે, એમ મિ. સ્કૅાટના મન ઉપર ઠસાવવામાટે મેં મારાથી બનતું કર્યું અને છેવટે મેં તેમને એ બાબતમાં મક્કમ રહેવા આગ્રહ કર્યો; અને તેનું ખાસ કારણ એ જણાવ્યું કે વહાણોની જડતી લેવાવી જોઇએ નહિ એ સિદ્ધાંતનું પ્રતિપાદન અમેરિકાના લોકોએજ કર્યું હતું. મિ. સ્કૅાટને બીજા દેશોના વહીવટની બિલકુલ માહિની નહોતી, તેથી તે કેદીઓને પકડી રાખવાની વૃત્તિ ધરાવતા હતા પણ પ્રધાનમંડળમાંથી પાછા ફર્યા બાદ તેમણે મને કહ્યું કે મારી માફક સ્ટુઅર્ટે પણ પ્રધાનમંડળને ચેતવણી આપી દીધી હતી કે એનું પરિણામ વિગ્રહમાંજ આવશે. લિન્કન પણ પ્રથમ તો કેદીઓને પકડી રાખવાનો વિચાર ધરાવતા હતા, પણ આખરે તેમણે સ્ટુઅર્ટનો અભિપ્રાય સ્વીકાર્યો હતો; પણ પ્રધાનમંડળે કૅમેરન અને બીજા ગેરહાજર રહેલા સભાસદોને હાજર રહેવાની તક આપવામાટે છેવટનું પગલું ભરવાનું બીજા દિવસ ઉપર મુલ્તવી રાખ્યું હતું. કૅમેરન આવે ત્યારે પ્રધાનમંડળની સભામાં જતા પહેલાં આ પ્રશ્નના સંબંધમાં તેમને બરાબર તૈયાર કરવાની સ્ટુઅર્ટે મિ. સ્કૅાટને સમજુત કરી હતી; કેમકે એ કોઇપણ રીતે નમ્યું નાહ આપવાના વિચારના હતા. મિ. સ્કૅાટે સુચનાનો બરાબર અમલ કર્યો અને તેથી બીજે દિવસે બધું પાંસરેપાંસરૂં ઉતર્યું.

આ વખતે વૅાશિંગ્ટનમાં જે ગોટાળો ચાલતો હતો, તેનો બરાબર ખ્યાલ નજરે જોયા સિવાય આવે એવો નહોતો. પ્રથમ દર્શનથીજ મારા ઉપર જે છાપ પડી હતી, તેનો ખ્યાલ વર્ણન માત્રથી આપી શકાય એમ નથી. તે વખતના સેનાધિપતિ જનરલ સ્કૅાટને મેં પહેલવહેલા જોયા ત્યારે, બે માણસો તેમને આફીસમાંથી ઉંચકીને ગાડીમાં બેસાડવા લઈ જતા હતા. તે અતિશય વૃદ્ધ અને અશક્ત હોઇ, તેમનું શરીર અને મન બન્ને બહેર મારી ગયાં હતાં. રિપબ્લિકના લશ્કરને તૈયાર કરવાનું કામ ભૂતકાળના આ ઉમદા ડાકીઆને સોંપવામાં આવ્યું હતું. મોદીખાનાનો મુખ્ય અધિકારી જનરલ ટેલર પણ તેમના નમુને નમુનો હતો. એ અને એમનાથી ભાગ્યેજ ઓછી લાયકાત(?) ધરાવનારા માણસોની સાથે અમારે સૈનિકો અને લડાઇનો સરંજામ મોકલી આ

પવાની અને રેલ્વેના વ્યવહાર ઉભા કરવાની વ્યવસ્થા કરવાની હતી.દેખીતી રીતે એ બધા ઉપયોગીપણાની ઉંમર વટાવી ગયા હતા. જે બાબતોમાં તાત્કાલિક પગલાં ભરવાની અગત્ય હોય, તેના સંબંધમાં આખરના નિર્ણય આવતાં તેમને દિવસના દિવસ લાગતા. કોઇપણ મહત્વના ખાતાના ઉપરીતરીકે જુવાન –ચાલાક–અમલદાર હોય એવું મને યાદ આવતું નથી. ઘણાં વરસોની સલાહ શાંતિને લીધે આખું ખાતું રેંઢીઆળ અને જૂના જમાનાના વિચાર ધરાવનારૂં થઇ ગયું હતું.

મારી સમજ મુજબ, એવાંજ કારણોને લીધે નૌકાખાતામાં પણ એવોજ ગોટાળો વળી રહ્યો હતો, પણ હું એ ખાતાની સાથે અંગત સંબંધમાં આવ્યો નહોતો. શરૂઆતમાં નૌકાસૈન્ય બહુ અગત્યનું નહોતું, ખુશ્કીનું લશ્કરજ કામનું હતું. જ્યાંસુધી જૂદાં જૂદાં ખાતાંના ઉપરી અધિકારીઓને બદલવામાં ન આવે, ત્યાંસુધી હાર સિવાય બીજા કશાની આશા રાખવાની નહોતી, પણ એ કામ તાત્કાળિક બને એવું નહોતું. ગવર્મેન્ટને માથે જે મોટું કામ આવી પડયું હતું, તે પાર ઉતારવામાટે જોઇતું અસરકારક હથિયાર તૈયાર કરવામાં થતી ઢીલ જોઇ પ્રજા અધીરી થઇ જાય એમાં નવાઇ નહોતી, પણ લશ્કરખાતાની દરેક શાખામાં જે અંધેર ફેલાયલું હતું, તે જોતાં તેમાંથી થોડી મુદતમાં જે સુવ્યવસ્થા રચવામાં આવી, એ જોઇનેજ મને તો નવાઇ લાગતી હતી.

અમારા પોતાના કામકાજને લાગતું વળગતું હતું, ત્યાંસુધી તો અમને એક મોટો લાભ એ હતો કે સેક્રેટરી કૅમેરને મિ. સ્કૉટને (હવે તે કર્નલ થયા હતા.) લડાઇ ખાતાના પ્રધાનના હાથ નીચેના અમલદારોની ધીમી પ્રવૃત્તિની રાહ જોયા સિવાય જે જે કરવું યોગ્ય લાગે તે કરી લેવાની સંપૂર્ણ સત્તા આપી દીધી હતી. આ સત્તાનો સંપૂર્ણ અમલ કરવામાં આવતો અને લડાઇની શરૂઆતથીજ સરકારી તાર અને રેલ્વે ખાતાંએ જે અગત્યનો ભાગ ભજવ્યો હતો, તે સેક્રેટરી કૅમેરનની અમને જે અંતઃકરણની મદદ હતી, તેને આભારી હતું. તે વખતે તેમના તમામ અવયવો અને શક્તિઓ સાબુત હતાં અને તે લડાઇના અંગના મુખ્ય મુદ્દા એના સરદારો તથા ખાતાના ઉપરી અમલદારો કરતાં વધારે સારીરીતે સમજી જતા. લોકોના બુમાટાને લીધે પ્રેસિડન્ટ લિન્કનને આખરે એમને બદલવાની ફરજ પડી, છતાં જેઓ પડદા પાછળ હતા, તેઓ બધા સારીપેઠે જાણતા હતા કે કમેરનના હાથ નીચેનું લડાઇખાતું જેટલી સારી વ્યવસ્થાથી ચાલતું હતું, તેટલી સારી વ્યવસ્થા બીજાં ખાતાંમાં હોત,તો સંકટનો મોટો ભાગ અટકાવી શકાત. કૅમેરનને પોતાનું લોશિયલ નામ બહુ પ્રિય લાગતું, તેથી આપણે પણ તેમને એજ નામથી સંબોધીશું.

લોશિયલ એક લાગણીવાળો માણુસ હતો. ૯૦ વરસની ઉંમરે એ સ્કૉટલૅન્ડમાં અમને મળવા આવ્યા હતા, ત્યારે અમારી ચારઘોડાની ગાડીની મોખરાની બેઠક ઉપર બેસી અમારી ગુફામાં ફરતી વખતે, તેના સૌંદર્યથી અંજાઇ જઇને તેમણે માનપૂર્વક માથેથી ટોપી ઉતારી લઇ ઉઘાડે માથે સફર કરી હતી. એક વખતે 'અમુક હોદ્દો મેળવવામાટે ઉમેદવારોને કેટલી બધી મહેનત કરવી પડે છે,' અને 'જે તે હોદ્દા પોતાને માટે જોઇતા માણુસોને ગમે ત્યાંથ શોધી લે છે, એ કથન કેટલું બધું ભૂલ ભરેલું છે' એ વિષય ઉપર અમારી વચ્ચે વાતચીત ચાલતી હતી તે વખતે તેમણે લિન્કનની બીજા વખતની ઉમેદવારીના સંબંધમાં નીચેની વાત કહી હતી.

"એક વખતે હું પેન્સિલ્વેનિયા પ્રાંતના હેરિસ્બર્ગ શહેરનજીકના મારા નિવૃત્તિનિવાસમાં રહેતો હતો, તે વખતે મને પ્રેસિડન્ટ લિન્કનનો તાર મળ્યો કે મારે તમને મળવું છે. આ ઉપરથી હું વૉશિંગ્ટન ગયો એટલે લિન્કને મને કહ્યું:–' કૅમેરન, મારી આસપાસના માણુસો મને કહે છે કે ' તમારે બીજી વખત પ્રેસિડન્ટતરીકેની ઉમેદવારી બહાર પાડવી એ તમારી દેશપ્રત્યેની ફરજ છે અને તમે એકલાજ દેશને બચાવી શકો એમ છો વી. વી. ' અને તમે માનશો કે હું પણુ એ લોકોનું કથન માનવા જેટલો મૂર્ખ થતો જાઉં છું ? હવે એ સંબંધમાં તમારો અભિપ્રાય શો છે અને તેને માટે કેવી ગોઠવણુ કરવી જોઇએ ?'

મેં કહ્યું:–' જુઓ મિ. પ્રેસિડન્ટ, સાંભળો. ૨૮ વરસ ઉપર પ્રેસિડન્ટ જેકસને પણુ તમારી માફક મને બોલાવ્યો હતો અને મને તમારા જેવીજ વાત કહી હતી. એમનો સંદેશો • મને ન્યુ ઑર્લિયન્સમ મળ્યો અને હું દશ દહાડે વૉશિંગ્ટન પહોંચ્યો. મેં પ્રેસિડન્ટ જેકસનને કહ્યું કે મારા અભિપ્રાય મુજબ સૌથી સારી યુક્તિતો એ છે કે એકાદ સંસ્થાનની ધારાસભાપાસે એવો ઠરાવ પસાર કરાવવો કે આવા તોફાનના સમયમાં સુકાનીએ વહાણુનું સુકાન છોડી દેવું એ સલાહભરેલું નથી. વી. વી. એક ધારાસભામાં એવો ઠરાવ પસાર થશે, એટલે મારા ધારવા મુજબ બીજી ધારાસભાઓ પણુ તેને પગલે પગલે ચાલશે. આ સલાહ મિ. જેકસનને પસંદ પડી. હું તરતજ હેરિસ્બર્ગ ગયો અને ત્યાંની ધારાસભાપાસે એવી મતલબનો ઠરાવ પસાર કરાવ્યો. વકી મુજબ બીજી ધારાસભાઓએ પણુ તેમ કર્યું અને તમે જાણો છો તેમ મિ. જેકસન બીજી વખત પ્રેસિડન્ટ થયા."

"લિન્કને કહ્યું:–' ઠીક, અત્યારે તમે એમ કરી શકશો ?' " મેં કહ્યું:– ' ના, હું તમારી સાથે બહુ નિકટના સંબંધમાં આવી ગયેલો છું; પણુ જો તમારી મરજી હોય તો મારા એક મિત્રને હું એ કામ સોંપું.'

તેમણે કહ્યું:-'એ વાત હું તમારી મુન્સફી ઉપર છોડું છું.'

"મેં આ મિ. ફોસ્ટરને બોલાવી મંગાવ્યા (એ ગાડીમાં તેમના સોબતી હતા અને અમારા મેમાન હતા.) અને જેક્સનના વખતમાં જે ઠરાવો પસાર થયા હતા, તે ઠરાવો ખોળી કાઢવા સમજુત કરી; અને પછી સંજોગો પરત્વે શબ્દ રચનામાં થોડો ઘણો ફેરફાર કરી એ ઠરાવો પસાર કરાવ્યા. પ્રેસિડન્ટ જેક્સનના સંબંધમાં જેમ બન્યું હતું તેવું પરિણામ તે વખતે પણ આવ્યું. બીજી વખતે હું જ્યારે વૉશિંગ્ટન ગયો, ત્યારે સાંજના પ્રેસિડન્ટને જાહેર આવકાર આપવાનો મેળાવડો હતો, તેમાં મેં હાજરી આપી. હું જ્યારે ખીચોખીચ ભરાઈ ગયેલા વિશાળ હૉલમાં દાખલ થયો, ત્યારે હું પણ લિંકનના જેવો ઉંચો હોવાથી તેમણે મને ટોળામાંથી તરત ઓળખી કાઢયો અને પોતાના બે લાંબા પાતળા હાથ ઉંચા કરી બુમ પાડી મને કહ્યું:-'આજના બે બીજા, કૅમેરન, બીજા બે' એટલેકે બીજાં બે સંસ્થાનોએ ઉપર મુજબના ઠરાવો પસાર કર્યાં હતા."

આ બનાવ રાજકીય જીવન ઉપર જે પ્રકાશ નાખે છે, તે બાજુએ મૂકતાં, એમાં ખાસ નોંધ લેવા જેવી બીના એ છે કે ૨૮ વરસને આંતરે યુનાઈટેડ સ્ટેટસના બે પ્રેસિડન્ટોએ એકજ માણસને એકજ જાતના સંજોગોમાં સલાહને માટે બોલાવ્યો હતો અને એકજ યુક્તિ અજમાવવાથી બંને માણસો ઉમેદવારોતરીકે બહાર પડી બીજી વખત પ્રેસિડન્ટ થવામા ફતેહમંદ થયા હતા એક યાદગાર પ્રસંગ ઉપર ખુલાસો કરવામાં આવ્યો હતો તેમ 'બધે ગોઠવણીઓ તો કરવી પડે છે.'

હું જ્યારે વૉશિંગ્ટનમાં હતો, ત્યારે હું જનરલ ગ્રાન્ટની ભેગો થઇ શકયો નહોતો, કારણકે મેં વૉશિંગ્ટન છોડયું ત્યાંસુધી એ પશ્ચિમતરફ હતા, પણ વૉશિંગ્ટન જતાં અને આવતાં, પૂર્વ તરફની સફરની ગોઠવણી કરવામાટે એ પિટસબર્ગખાતે રોકાયા હતા, ત્યારે બંને વખત હું તેમને ગાડી ઉપર મળ્યો હતો અને ખાણામાટે મારે ત્યાં તેડી ગયો હતો. તે વખતે ગાડીઓમાં જમવાની ગોઠવણ નહોતી. એ મોટા હોદ્દાદાર હોવા છતાં બહુ સાદા દેખાવના હતા અને પહેલી નજરે તો કોઇપણ માણસ એમને પ્રતિષ્ઠિત પુરુષ ધારેજ નહિ. લડાઇખાતાના પ્રધાન સ્ટેન્ટને કહેલી વાત મને યાદ છે કે જ્યારે એ પશ્ચિમતરફ લશ્કરની મુલાકાત લેવા ગયા હતા, તે વખતે જનરલ ગ્રાન્ટ પોતાના રસાલા સાથે તેમના ડબામાં દાખલ થયા હતા.એ બધા જેમજેમ ડબામાં દાખલ થતા ગયા,તેમ તેમ તેમણે તેમની સામે જોવા માંડયું, અને જનરલ ગ્રાન્ટને દેખતાં તેમણે મનસાથે નક્કી કર્યું કે 'આમા જનરલ ગ્રાન્ટ કોણ છે, તે હું જાણતો નથી, પણ

આ તો એ નજ હોય.' પણ એજ જનરલ ગ્રાન્ટ હતા. (આ લખાયા પછી ઘણે વરસે હું આ વાંચું છું, ત્યારે મને હસવું આવે છે. બિચારા જનરલની કમબખ્તીજ બેઠી હતી, કેમકે ઘણી વખત લોકોએ મને જનરલ ગ્રાન્ટ ઠરાવ્યો હતો.)

એ લડાઇના દિવસોમાં લશ્કરની વ્યૂહરચનાના સંબંધમાં અને જૂદા જૂદા સેનાપતિઓની તદબીરોના સંબંધમાં ઘણી વાતો ચાલતી હતી. જનરલ ગ્રાન્ટ આવી બાબતોના સંબંધમાં મારીસાથે છૂટથી વાતો કરતા, તે જોઇ મને અચંબો લાગતો. બેશક, હું લડાઇખાતાની ઑફીસમાં હતો, સેક્રેટરી સ્ટેન્ટન મને સારીરીતે પિછાનતા હતા અને તેથી રણક્ષેત્રનો મામલો કેવો છે તેની હું કંઇક કંઇક માહિતી ધરાવતો હતો. એ વાતની એમને ખબર હતી, પણ તેમણે મને નીચેની હકીકત જણાવી ત્યારે મને જે તાજુબી લાગેલી, તેની કલ્પના સૌ કોઇ કરી શકશે.

પ્રેસિડન્ટ અને સ્ટેન્ટનની મરજી એવી છે કે મારે પૂર્વતરફ જઇ સેનાપતિપણું લેવું અને મેં તેમ કરવા હા પાડી છે. એ સંબંધમાં આવશ્યક તૈયારીઓ કરવા માટે હું પશ્ચિમ તરફ જાઉં છું."

મેં કહ્યું, 'મને એ બાતમી મળી હતી'

તેમણે કહ્યું, 'હું શર્મનને ચાર્જ સોંપવા ધારૂં છું.'

મેં કહ્યું, 'એ જાણી લોકો તાજુબ થશે, કેમકે સામાન્ય માન્યતા એવી છે કે તમારી જગ્યાએ જનરલ થોમસ આવવા જોઇએ.

તેમણે કહ્યું, 'હા એની મને ખબર છે; પણ હું જાણું છું કે લોકો અને થૉમસ પોતે પણ કબૂલ કરશે કે એ કામને માટે શર્મનજ યોગ્ય છે. એ બાબત કંઇ ગુંચવણ ઉભી થવાનો સંભવ નથી.હકીકત એવી છે કે લશ્કરનો પશ્ચિમનો છેડો ઘણો નીચે નીકળી ગયો છે એટલે હવે પૂર્વના છેડાને જરા નીચે ધકેલવો, એ બીજું કામ અમારે કરવાનું છે.'

એમણે એમજ કર્યું હતું. વ્યૂહરચનાની સમજુત આપવાની એમની રીત એવી હતી. પાછલાં વરસોમાં હું તેમની સાથે વધારે ગાઢ પરિચયમાં આવી શકયો હતો. કોઇપણ જાતના દંભથી સંપૂર્ણ રીતે મુક્ત કોઇપણ માણસ હોય તો તે જનરલ ગ્રાન્ટ હતો. એ બાબતમાં લિન્કન પણ તેમની ઉપર સરસાઇ ભોગવતા નહિ; પણ ગ્રાન્ટ એક શાન્ત ધીમી પ્રકૃતિનો માણસ હતો અને લિન્કન હમેશાં ચંચળ અને પ્રવૃત્તિપરાયણ રહેતો. મેં કોઇ દિવસ ગ્રાન્ટને લાંબો કે આડંબરવાળો શબ્દ વાપરતાં સાંભળ્યા નથી,, તેમ 'સભ્ય' દેખાવાનો પ્રયાસ કરતાં પણ તેમને કદી જોયા નથી; પણ તે થોડા-

બોલા કે શરમાળ હતા એવી જે સામાન્ય માન્યતા હતી તે ભૂલભરેલી હતી. કેટલીક વખતે એ આશ્ચર્યકારક રીતે વાતોએ ચઢતા; અને પ્રસંગ આવ્યે વાતો કરવાનું તેમને પસંદ પડતું. એમનાં વાકયો હમેશા ટુંકાં અને મુદ્દાસર હતાં; અને એમનું વિવરણ આશ્ચર્યકારક રીતે વિચક્ષણ હતું. જ્યારે એમને કંઇપણ કહેવાનું નહોય, ત્યારે એ મૌન ગ્રહણ કરતા. મેં જોયું છે કે લડાઈ દરમીઆન જે એમના હાથ નીચે હતા, તેમનાં વખાણ કરતાં એ કદી કંટાળતા નહિ. સ્નેહાળ પિતા પોતાનાં છોકરાંના સંબંધમાં જેવા ઉદ્ગાર કાઢે, એવા એ તેમના સંબંધમાં કાઢતા.

એવી વાત ચાલે છે કે પશ્ચિમતરફ લડાઇ જે વખતે પુરજોસમાં ચાલતી હતી, તે વખતે જનરલ ગ્રાન્ટે અતિશય મદ્યપાન કરવા માંડયું હતું. તેમના રસાલાના ઉપરી રોલિન્સે હિંમત લાવી એ વાત એમને કહી દીધી. આ તેમનું કૃત્ય એક સ્નેહીતરીકેનું હતું, એ તરત તેમના સમજવામાં આવી ગયું.

તેમણે કહ્યું:–' શું એ વાત ખરી છે? મને તેનું બિલકુલ ભાન નહોતું; એ સાંભળી મને તાજુબી લાગે છે.'

"હા, હું ખરૂંજ કહું છું. એ વાતની તમારા ઑફિસરોમાં પણ ચર્ચા થવા લાગી છે."

"ત્યારે તમે મને એ વાત પહેલી કેમ ન કહી? હવેથી હું મદ્યનું એક ટીપું પણ નહિ લઉં."

તેમણે બોલેલું બરાબર પાળ્યું હતું. પાછળથી હું જ્યારે ન્યુયૉર્કમા વખતોવખત એમને ત્યાં ખાણું લેવા જતો, ત્યારે એ પોતાની પાસેના દારૂના પ્યાલા ઉંધા પાડતા. અડગ મનોબળને લીધે તે ઠેઠસુધી પોતાના સંકલ્પને વળગી રહી શકયા હતા. મારા અનુભવનો આ પહેલોજ દાખલો હતો. કેટલાક માણસો થોડા વખતસુધી વ્યસનમાંથી મુક્ત રહી શકે છે ખરા. મારો એક ભાગીદાર ત્રણ વરસસુધી એવી રીતે મુક્ત રહ્યો હતો; પણ આખરે એ જૂના દુશ્મનનો ભોગ થઇ પડયો હતો.

કેટલાક માણસો ગ્રાન્ટના ઉપર એવા આક્ષેપ મૂકે છે કે, એ જ્યારે પ્રેસિડન્ટ હતા ત્યારે કેટલીક નીમણુંકો કરવાથી તેમને નાણાંની પ્રાપ્તિ થઇ હતી, પણ એમના મિત્રોની માહિતીપ્રમાણે એમની આર્થિક સ્થિતિ એવી તંગ હતી કે તેમને રિવાજ મુજબનાં સરકારી ખાણાં આપવાનું બંધ કરવાનો ઈરાદો બહાર પાડવાની ફરજ પડી હતી. આ ખાણાં પાછળ દરવખત ૮૦૦ ડૉલરનો ખર્ચ થતો, પણ પગારમાંથી એ આટલી રકમ ફાજલ પાડી શકતા નહિ. પ્રેસિડન્ટનો

પગાર પચીસ હજાર ડૉલરને બદલે પચાસ હજારનો થયો; તેને લીધે બીજી વખતે એ થોડીઘણી બચત કરી શકતા ખરા, પણ એમને પૈસાની દરકાર નહોતી. હું જાણું છું કે એમના પહેલા વખતના પ્રેસિડન્ટપણાની મુદત પૂરી થઈ ત્યારે એમની પાસે કંઇપણ મિલ્કત નહોતી. તેમ છતાં હું જ્યારે યૂરોપ ગયો ત્યારે ત્યાં મને માલમ પડ્યું કે, નિમણુકો કરવાથી એમને સારી રકમની પ્રાપ્તિ થઇ હતી, એ વાતમાં કંઈક સત્ય છે, એમ ત્યાંના મોટા અધિકારીઓ માનતા હતા. આવા આરોપોમાં કેટલું વજુદ છે તે આપણે અમેરિકાના લોકો સારીપેઠે જાણતા હતા; પણ જેમણે અવિચારીપણે એવી વાતો ફેલાવી હતી તેમણે બીજા દેશોના પ્રજામત પર કેવી ખરાબ છાપ પડશે, તેનો વિચાર કરવો જોઇતો હતો.

અમેરિકાની રાજનીતિ નીતિભ્રષ્ટ છે અને તેથી કરીને પ્રજાસત્તાક રાજતંત્રમાં અવશ્ય કરીને લોકોને ભ્રષ્ટ કરવાનો ગુણ રહેલો હોવો જોઈએ, એમ ઇંગ્લાંડના લોકો સામાન્ય રીતે માની બેઠા છે, તેને લીધે ત્યાં પ્રજાસત્તાક રાજતંત્રના પક્ષને જેટલી હાનિ પહોંચે છે, એટલી બીજા કશાથી પહોંચતી નથી; પણ બન્ને દેશોનાં રાજતંત્રના સંબંધનો કંઈક કંઇક અનુભવ ધરાવતો હોવાથી હું કંઇપણ આનાકાનીસિવાય કહી શકું છું કે પ્રજાસત્તાક રાજતંત્રવાળી નવી દુનિયાના રાજદ્વારી પુરુષોમાં જેટલો સડો છે, તેટલોજ સડો રાજાસત્તાક રાજતંત્રવાળી ભૂમિના રાજદ્વારી પુરુષોમાં પણ છે; માત્ર સડાના સ્વરૂપમાં ભેદ છે. રાજાસત્તાક રાજતંત્રની લાંચો ડૉલર નહિ પણ ખિતાબો છે. સરકારી હોદ્દા એ બન્ને દેશોમાં પક્ષના માણુસોને આપવાના બદલાનું સામાન્ય સ્વરૂપ છે. છતાં રાજાસત્તાક રાજતંત્રની તરફેણમાં એટલું કહી શકાય એમ છે કે ખિતાબોની નવાજેશ ઉઘાડી રીતે થાય છે અને તેની ગણના પ્રજા તરફથી અગર તેમનો સ્વીકાર કરનારાઓ તરફથી લાંચમાં થતી નથી.

ઇ૦ સ૦ ૧૮૬૧માં મને જ્યારે વૉશિંગ્ટનખાતે બોલાવવામાં આવ્યો હતો, ત્યારે લોકો એમ માનતા હતા કે લડાઇનો અંત સત્વર આવી જશે; પણ તરતજ સ્પષ્ટ સમજાયું હતું કે એનો આવરદાતો વર્ષોસુધી લંબાશે; અને તેથી કાયમના અમલદારો રાખી લીધા સિવાય ચાલવાનું નથી. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના મિ. સ્કૉટને લાંબી મુદતમાટે ફારગ પાડી શકે એમ હતું નહિ અને મિ. સ્કૉટ પણ મને પિટ્સબર્ગખાતે પાછો મોકલી દેવાના ઠરાવ ઉપર આવ્યા હતા, કેમકે સરકારે કંપની ઉપર કામનો જે મોટો બોજો નાખ્યો હતો, તેને માટે મારી ત્યાં ખાસ જરૂર હતી. આથી કરીને અમારાં ખાતાં બીજાઓને હસ્તક સોંપી અમે અમારા જૂના હોદ્દાઉપર પાછા ફર્યા.

વૉશિંગ્ટનથી પાછા ફર્યા પછી મારી તબિયતે ઉથલો ખાધો અને હું મારા પહેલવહેલા ભારે મંદવાડથી પટકાઇ પડયો. હું છેકજ લેવાઇ ગયો અને કામ કરવા થોડાંક તરફડીઆં માર્યાં પછી મારે વિશ્રાંતિ લેવી પડી. વર્જીનિયામાં એક વખત હું રેલ્વે લાઇનિ ઉપર ફરતો હતો, ત્યારે લૂ લાગવાથી મારે ભારે પીડા ભોગવવી પડી હતી. મને થોડી મુદતમાં આરામ થઇ ગયો હતો, તોપણ ત્યારથી મારાથી તાપ સહન થઇ શકતો નહિ અને તેથી મારે સૂર્યના તડકાથી વેગળે રહેવાની ખાસ કાળજી રાખવી પડતી–સખ્ત ગરમીમાં હું છેક લેવાઈ જતો. (ઉનાળામાં સ્કૉટલૅન્ડના ઉચ્ચપ્રદેશ (હાઇલૅન્ડ)ની હવા મારેમાટે રામબાણ દવાની ગરજ સારે છે એનું કારણ આજ છે. મારા વૈદે અમેરિકાના ગરમ ઉનાળાનો ત્યાગ કરવાની મને સખ્ત તાકીદ આપી છે.)

પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીએ મને આરામ લેવાની રજા આપી અને તેથી સ્કૉટલૅન્ડની મુલાકાત લઇ આવવાની મારા મનમાં જે લાંબી મુદતથી ઉમેદ હતી તે બર આવી શકી.મારી મા,મારો વ્હાલો મિત્ર ટૉમ મિલર અને હું એટલાં ઇ૦ સ૦ ૧૮૬૨ ના જુલાઇની ૨૮ મી તારીખે 'એટ્ના' સ્ટીમરમાં બેસીને સ્કૉટલૅન્ડ જવા નીકળ્યાં. મારૂં તે વખતે ૨૭ મું વર્ષ જતું હતું. લિવરપુલ બંદરે ઉતરીને અમે સીધાં ડન્ફર્મલાઇન ગયાં. મારી જન્મભૂમિ ખાતે પાછા ફરવાથી મારા ઉપર જેટલી અસર થઇ હતી, તેટલી બીજી કોઇ જગ્યાની ફેરબદલીથી થઇ નહોતી. હું જાણે સ્વપ્નની ભૂમિમાં હોઉં એમ મને લાગતું હતું. માઇલ ઉપર માઇલ કાપી અમે જેમજેમ સ્કૉટલૅન્ડની નજીક આવતાં ગયાં, તેમતેમ મારી લાગણીઓની તીવ્રતામાં વધારો થતો ગયો. મારી માના ઉપર પણ તેટલીજ અસર થઈ હતી અને મને ચોક્કસ યાદ છે કે ચીરપરિચિત પીળું ઝાડવું જ્યારે પહેલવહેલું તેની આંખોને દૃષ્ટિગોચર થયું, ત્યારે એ બોલી ઉઠી કે " જો, પેલું બ્રુમ દેખાયું, બ્રુમ "! એનું હૈયું ભરાઇ આવ્યું અને આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં; હું જેમ જેમ તેને શાંત પાડવાની કોશીશ કરવા લાગ્યો, તેમ તેમ તે વધારે વિવશ થતી ગઈ. મને પોતાને તો એમ થઇ આવતું હતું કે જાણે એ પવિત્ર ભૂમિ ઉપર પડતું નાખી એને ચુંબન કરી લઉં !*

આવી મનોવૃત્તિઓસાથે અમે ડન્ફર્મલાઈન પહોંચ્યાં. જે જે પદાર્થ આગળ થઇને અમે પસાર થતાં તે દરેક સત્વર મારા ઓળખવામાં આવતો,

* " ઈશ્વરનો મારા ઉપર અનુગ્રહ છે કે, હું સ્કૉટલૅન્ડમાં જન્મ્યો હતો;કેમકે બીજાકોઈ દેશનો વતની થવાથી મને સંતોષ શી રીતે વળત, તે મારાથી સમજી શકાતું નથી...એ-સ્કોશિયા (સ્કૉટલૅન્ડ) તું મને ગોઠી ગઈ છું, અને હું તારો પુત્ર છું, તે બદલ હું મગરૂર છું." ('અવર કોચીંગ ટ્રિપ' નામના કાર્નેગીના પુસ્તકમાંથી.)

પણ મેં જે કલ્પના કરેલી તેના પ્રમાણમાં પ્રત્યેકનું કદ એટલું બધું નાનું લાગતું કે હું તદ્દન વ્યાકુલ થઇ ગયો. આખરે લૅાડરકાકાના મકાને આવી પહોંચતાં, જે ખંડમાં તેમણે મને તથા ડૅાડને ઘણીઘણી વાતોનું શિક્ષણ આપ્યું હતું તે ખંડમાં દાખલ થઈ હું બોલી ઉઠયો:–" તમે સઘળાં અહીં છો; તમામ ચીજો હું અહીંથી ગયો તે વખતે જેવી સ્થિતિમાં હતી, તેવીને તેવીજ સ્થિતિમાં છે; પણ હાલ તમે બધાં રમકડાંસાથે રમતાં જણાઓ છો.

હાઇસ્ટ્રીટનો મહેલ્લો જેને હું બ્રૅાડવે જેવડો ધારતો હતો; કાકાની દુકાન, જેની સરખામણી હું ન્યુયૅાર્કના એકાદ કારખાનાસાથે કરતો હતો; શહેરની આજુબાજુના નાના ડુંગરા, જ્યાં રવિવારને દિવસે અમે રમવા જતા; જૂદાં જૂદાં સ્થાનનાં અંતર; મકાનોની ઉંચાઇ; એ સઘળું જાણે સંકોચાઈ ગયું હોય એમ જણાતું હતું. આ જાણે વ્હેંતીઆં માણસોનું શહેર હોય એમ મને લાગતું હતું. જે ઘરમાં મારો જન્મ થયો હતો, તેના છાપરાને હાથ ઉંચો કરવાથી પહોંચી શકાશે એમ લાગતું હતું; અને દરિયો–જ્યાંસુધી રવિવારને દિવસે ચાલીને જવું એ એક પરાક્રમનું કાર્ય ગણાતું–તે માત્ર ત્રણ માઇલ દૂર હતો અને દરિયાના કાંઠા ઉપરનાં ખડક જ્યાંથી હું શંખલા વીણી લાવતો, તે વિનાશને પામી તેનાં સ્થાન સપાટ ભાઠાંએ લીધું હોય એમ જણાતું હતું. શાળાનું મકાન, જેને લીધે મારા વિદ્યાર્થીજીવનનાં કેટલાંક સ્મરણો અસ્તિત્વમાં આવ્યાં હતાં; અને રમતનું ક્ષેત્ર, જેના ઉપર અમે દોડવાની હરિફાઈ કરતા અને નકલી લડાઇઓ લડતા,એ બધાં સંકોચાઈ જઇને હસવા જેવા નાના કદનાં થઇ ગયાં હતાં. મોટાં મોટાં સુંદર મકાનો પણ સામાન્ય પ્રતિનાં અને નમાલાં થઇ ગયાં. પાછળથી મેં જાપાનની મુલાકાત લીધી હતી, ત્યારે ત્યાંનાં નાનાં મકાનો જોઇ મારા ઉપર જે છાપ પડી હતી, તે મારી જન્મભૂમિને જોતાં મારા ઉપર પડેલી છાપની પુનરાવૃત્તિ હતી. દરેકે દરેક ચીજનું કદ નાનું થઇ ગયું હતું. અરે, મુડીસ્ટ્રીટને મોખરે આવેલો જૂનો કુવો, જ્યાં મેં બચપણમાં તોફાનની શરૂઆત કરી હતી, તે પણ બદલાઇ ગયો હતો; પણ એક પદાર્થ મારી કલ્પનાની સૃષ્ટિના જેવોજ રહ્યો હતો. કીર્તિવંત પ્રાચીન મઠ (એબી) અને તેની ગુફા (ગ્લેન) એમના સંબંધમાં હું નિરાશ થયો નહોતો. એતો મારી કલ્પનાની સૃષ્ટિના જેટલાંજ મોટાં અને ભવ્ય હતાં; અને ટાવર ઉપર કોતરેલા યાદગાર શબ્દો–'કિંગ રૉબર્ટ ધી બ્રુસ'–એમણે તો મારી આંખોને તથા મારા અંતઃકરણને પ્રથમની માફકજ ભરી કાઢયાં હતાં. એબી ઉપરનો ઘંટ પણ નિરાશાજનક નહોતો–ત્યાં પાછા આવ્યા પછી, પહેલવહેલો એ મારા સાંભળવામાં આવ્યો, ત્યારે પણ એ મને પહેલાંના જેટલોજ મધુર અને બોધક લાગ્યો હતો.

બધેથી નિરાશ થઇને પાછો ભાગેલો હું ત્યાં આવીને ઠર્યો.

અમારાં સઘળાં સગાંએ અમારા પ્રત્યે ઘણોજ સ્નેહ બતાવ્યો; અને મારાં વૃદ્ધ કાકી ચાર્લોટ તો હર્ષના આવેશમાં આવી જઈ બોલ્યાં કે 'તું આગળ ઉપર અહીં પાછો આવજે અને હાઇસ્ટ્રીટમાં દુકાન કરજે.'

હાઇસ્ટ્રીટમાં દુકાન કરવી એ એમને મન સાફલ્યની પરિસીમા હતી. એની પુત્રી અને જમાઇ બન્ને એ ઉન્નતિની ટોચે પહોંચવા ભાગ્યશાળી થયાં હતાં અને ભવિષ્યને માટે સારી આશા આપી રહેલા ભત્રિજાને માટે એવું ભવિષ્ય ભાખવું એ બહુ મોટી વાત નહોતી. દુકાનદારીમાં પણ ચઢતા ઉતરતા વર્ગ હોય છે. હાઇ સ્ટ્રીટના ઉંચો દરજ્જો ભોગવનારા દુકાનદારો મુડીસ્ટ્રીટના દુકાનદારોની સાથે સરખાપણાના નાતાથી ભળતા નહિ.

આ કાકીએ ઘણી વખત મારી ધાત્રીની ગરજ સારી હતી. તે એમ કહેતાં કે બાળકતરીકે હું બખાળિયો હતો અને મને ખવરાવતી વખતે બે ચમચાસાથે રાખવા પડતા; કેમકે જ્યારે મારા મોંમાં ચમચો ન હોય, ત્યારે હું બખાળા પાડી ઉઠતો. અમારા પોલાદના કારખાનાનો સુપરિન્ટેન્ડન્ટ કૅપ્ટન જોન્સ કહેતો કેઃ–'હું જ્યારે જન્મ્યો હોઇશ, ત્યારે મારા મુખમાં દાંતની બે હારો ઉપરાંત બીજા વધારાના દાંતને માટે બાકાં પાડી મૂકેલાં હોવાં જોઇએ.' કેમકે કારખાનામાં નવાં નવાં કામ કાઢી જેમ બને તેમ વધારે ને વધારે માલ કાઢતાં હું ધરાતોજ નહિ. અમારા કુટુંબમંડળમાં હું સૌથી પહેલો જન્મેલો બાળક હોવાથી મારી કાકીઓ અને બીજાં સગાં મારી ધાત્રીતરીકે કામ કરવા બહુ ઉત્સુક રહેતાં. બચપણની મારી કેટલીક ચેષ્ટાઓ અને મારા કેટલાક બોલ, તેમણે મને તેમની વૃદ્ધાવસ્થામાં કહી બતાવ્યા હતા. એવો એક બોલ મોટી ઉંમરના છોકરાના મોંમાં છાજે એવો હતો. બચપણમાં મને સારી સારી કહેવતો શીખવાડવામાં આવતી; અને મારા પિતાએ મને શીખવાડેલી એક કહેવતનો તો મેં તરતજ ઉપયોગ કરી દીધો હતો. હું જ્યારે નાનો હતો, ત્યારે દરિયાકિનારેથી પાછા ફરતી વખતે, થોડે રસ્તે મારા પિતાને મને ઉચકી લેવો પડતો. એક વખત સંધ્યાકાળના અરસામાં એવી રીતે મને ઉચકીને એક સીધા ઢોળાવવાળી ટેકરી ઉપર ચઢતાં ચઢતાં, તેમણે બોજો લઇને ઉંચે ચઢવાની મુશ્કેલીના સંબંધમાં ઇસારો કર્યો; એવી આશાથી કે હું ખભેથી ઉતરીને થોડું ચાલવાની માગણી કરીશ પણ તેમને એવો જવાબ મળ્યો કેઃ–'પિતાજી ! કંઇ હરકત નહિ, તમે જાણો છો કે ખંત અને ધૈર્યવડેજ મનુષ્ય થવાય છે.'

તેમણે બોજાસાથે મુશ્કેલીથી માર્ગ કાપ્યો, પણ હસી હસીને તેમના

પેટમાં દુઃખ્યું હશે. તેમનીજ તોપ તેમની સામે ગોઠવવામાં આવી હતી, પણ મારી ખાત્રી છે કે ગમે તેમ પણ એમનો બોજો હલકો થઇ ગયો હશે.

બેશક, જે કાકાએ મને આઠ વરસની ઉંમરે સ્વદેશાભિમાની અને કાવ્યરસિક બનાવ્યો હતો, તે મારા શિક્ષાગુરુ, માર્ગદર્શક અને સન્માર્ગે પ્રેરનાર લૅાડર કાકાની સાથેજ હું રહ્યો હતો. અત્યારે મારી ઉંમર ૨૭ વર્ષની થઈ હતી, છતાં લૅાડર કાકા તે લૅાડર કાકાજ રહ્યા હતા. એ સંકોચાઇ ગયા નહોતા, તેમ બીજા કોઈથી તેમનું સ્થાન લઇ શકાય તેમ નહોતું. અમે વારંવારફરવા જતા અને વાતો કરતા તથા એમને મન પણ હું 'નેગ'-જ હતો. એ સિવાય બીજા કોઇ નામથી એમણે મને સંબોધ્યો નહોતો. એ મારા વહાલા કાકા મારે મન કાકાથી ઘણા વધારે હતા.

હજી હું સ્વપ્નાવસ્થામાંથી જાગૃત થયો નહોતો અને મને એટલો બધો સંક્ષોભ થયો હતો, કે મને ઉંઘ આવતી નહોતી અને વળી વધારામાં મને શરદી થઈ ગઇ હતી; એને પરિણામે મને તાવ લાગુ થયો. હું ૭ અઠવાડિયાં પથારીવશ રહ્યો અને તેમાંનો થોડો વખત તો મારી સ્થિતિ બહુ ગંભીર પ્રકારની હતી. તે વખતની સ્કૅાટલેન્ડની દવાઓ પણ આકરી હતી અને મારી નસ ખોલવામાં આવી હતી. મૂળથીજ હું સુકલકડી હતો અને વિશેષમાં થોડું લોહી વહેવડાવી દેવામાં આવ્યું, તેને લીધે મને આરામ થવા લાગ્યો. ત્યારબાદ થોડા દિવસસુધી હું ટટ્ટાર ઉભો પણ રહી શકતો નહિ. આ મંદવાડને લીધે મારી સફર પૂરી થઇ, પણ હું અમેરિકા પહોંચ્યો, ત્યાંસુધીમાં તો દરિયાની હવાથી મને એટલો બધો લાભ થયો હતો કે ત્યાં પહોંચ્યા પછી હું કામ શરૂ કરવા શક્તિમાન થયો હતો.

હું જ્યારે મારા વિભાગમાં પાછો ફર્યો ત્યારે મને જે માન મળ્યું હતું, તેને લીધે મારા ઉપર થયેલી અસર હજી પણ મને યાદ છે. પશ્ચિમના માણસો સડકની બાજુએ તોપ લઇને ઉભા રહ્યા હતા અને જ્યારે મારી ગાડી ત્યાં આગળ થઇને પસાર થઇ ત્યારે તેમણે, મને તોપોની સલામતી આપી. મારા હાથનીચેના નોકરો તરફથી મને માન મળવાનો આ પહેલવહેલોજ પ્રસંગ હતો અને તેની અસર મારા ઉપર હમેશને માટે કાયમ રહી હતી. તેમને માટે હું કેટલી બધી કાળજી ધરાવતો હતો, તે હું જાણતો હતો અને એ લોકોએ તેની કદર પિછાની એ જાણી મને ઘણો સંતોષ થયો. કામદારવર્ગ માયાળુ લાગણીનો સામો પ્રતિધ્વનિ કર્યા વગર રહેતો નથી. આપણે જો બીજાઓને માટે ખરેખરી કાળજી ધરાવતા હોઇએ, તો તેમની આપણાપ્રત્યેની લાગણીના સંબંધમાં આપણે નિશ્ચિંત રહેવું જોઇએ. 'આપ ભલા તો જગ ભલા.'



# પ્રકરણ ૯ મું

## પૂલો બાંધવાની પ્રવૃત્તિ



આંતર્વિગ્રહ વખતે લોખંડનો ભાવ વધીને એક ટનના ૧૩૦ ડૉલર જેટલો થઇ ગયો અને એટલા ભાવે પણ પૈસા આપતાં માલ મળતો નહિ. નવી રેલોને અભાવે અમેરિકાની રેલ્વેલાઇનો જોખમભરેલી થઇ પડવા લાગી હતી અને તેથી કાર્નેગીએ ઇ૦ સ૦ ૧૮૬૪માં પિટ્સબર્ગમાં રેલો બનાવવાનું કારખાનું સ્થાપવાનો નિશ્ચય કર્યો. મુડી અને ભાગીદારો મેળવવામાં મુશ્કેલ નડી નહિ; એટલે 'સુપિરિયર રેલ મિલ,' અને 'બ્લાસ્ટ ફર્નેસીઝ' એટલે રેલો બનાવવાની મિલ તથા લોઢું ગાળવાની ભઠ્ઠીઓ બાંધવામાં આવી.

તેજ પ્રમાણે આગગાડી ચલાવનારાં વરાળયંત્રોની પણ ભારે માગણી થતી હતી; એટલે મિ. થૉમસ એન. મિલર સાથેની ભાગીદારીમાં ઇ૦ સ૦ ૧૮૬૬માં મેં 'પિટ્સબર્ગ લોકોમોટિવ વર્કર્સ' નામના કારખાનાની સ્થાપના કરી. આ કારખાનાની આબરૂ અને આબાદીમાં ઝપાટાબંધ વૃદ્ધિ થતી ચાલી છે. એ કારખાનામાં બનેલાં એન્જીનોએ યુનાઇટેડ સ્ટેટ્સમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. આ કંપનીના સો ડૉલરના શૅરની કિંમત ૧૯૦૬ માં ત્રણ હજાર ડૉલર થઇ ગઈ હતી; એટલે કે એની કિંમત ત્રીસગણી થઇ ગઇ હતી. દર વર્ષે સારો ફાળો વહેંચવામાં આવે છે અને કંપનીએ ઘણી સારી ફતેહ મેળવી છે. 'સર્વોત્તમ ન કહી શકાય, એવો માલ કદી બનાવવો નહિ' એ સૂત્રથી સૂચિત પદ્ધતિનો એ પૂરતો પૂરાવો છે. અમે 'સર્વોત્તમ નહિ' એવો માલ કદી અમારા કારખાનામાંથી કાઢતા નહિ.

હું જ્યારે આલ્ટુનામાં હતો, ત્યારે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના કારખાનામાં મેં એક લોખંડનો નાનો પૂલ જોયો હતો. મારી ખાત્રી થઇ હતી કે, કાયમનાં રેલ્વેનાં બાંધકામમાટે લાકડાનાં પૂલ ઉપર આધાર રાખવાનું

પાલવવાનું નથી. પેન્સિલ્વેનિયા રેલ્વેના એક અગત્યના પૂલનો આગથી નાશ થતાં, સઘળો વ્યવહાર આઠ દિવસસુધી અટકી પડયો હતો. એને માટે તો લોખંડનોજ ઉપયોગ કરવો જોઇએ. એચ. જે. લિનવિલ, જેણે લોખંડના પૂલનો નમુનો બનાવ્યો હતો; અને જૉન એલ. પાઇપર અને એમના ભાગીદાર મિ. સ્કિફ્ર જેને હસ્તક પેન્સિલ્વેનિયા રેલ્વેના પૂલ હતા, તેમને બોલાવી મેં કહ્યું કે જો તમે સઘળા પિટ્સબર્ગ આવો, તો આપણે પૂલો બાંધવામાટે એક કંપની ઉભી કરીએ. આ જાતની આ પહેલવહેલી કંપની હતી. મેં મારા મિત્ર સ્કૉટને પણ આ સાહસમાં જોડાવાનું પૂછ્યું તો તેમણે પણ હા પાડી. અમે દરેકે પાંચમા હિસ્સાના ૧૨૫૦ ડૉલર કાઢયા. મારા હિસ્સાની રકમ મેં બેંક પાસેથી વ્યાજે લીધી. અત્યારે એ રકમ બહુ નાની લાગે છે પણ નાના બીજમાંથી મોટું વૃક્ષ થાય છે.

આ પ્રમાણે ઇ૦ સ૦ ૧૮૬૨ માં ઉભી કરવામાં આવેલી 'પાઇપર અને સ્કિફ્ર'ની કંપની ઇ૦ સ૦ ૧૮૬૩ માં 'કિસ્ટોન બ્રિજ કંપની' માં ભેળવી દેવામાં આવી હતી. આ નામની શોધ કરવામાટે, હું ગર્વ ધારણ કરૂં છું, કેમકે પેન્સિલ્વેનિયા સંસ્થાનના કિસ્ટોન સંસ્થાનમાં સ્થાપવામાં આવેલા પૂલો બાંધવાના કારખાનાને માટે એ નામજ સર્વ રીતે યોગ્ય છે. આ વખતથી અમેરિકામાં અને મારી માહિતીમુજબ આખી દુનિયામાં લોઢાના પૂલોનો વાપર શરૂ થયો. પિટ્સબર્ગના લોખંડના કારખાનાવાળાઓ ઉપર મેં જે ભલામણપત્રો લખી આપ્યા હતા, તે નવી કંપનીની આંટ બાંધવા માટે પૂરતા હતા. નાની લાકડાની દુકાનો ઉભી કરીને પૂલોના જૂદા જૂદા ભાગો બનાવવાનું શરૂ કરવામાં આવ્યું. અમે મોટે ભાગે બીડ એટલે ગાળેલા લોઢાનોજ ઉપયોગ કરતા હતા; પણ એ પૂલ એવા તો મજબૂત બનાવવામાં આવતા કે તે દિવસે બનાવેલા (અને વધારાના ટ્રાફિકની સામે ટકી શકે તેટલા માટે પાછળથી મજબૂત બનાવવામાં આવેલા) પૂલ હજી પણ વાપરમાં છે.

ઓહિયો નદી ઉપર સ્ટયુબનવિલ આગળ પૂલ નાખવાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં ત્રણસેં ફુટના ઓસારનો પૂલ બનાવી આપવાનું તમારાથી બની શકશે કે કેમ, એમ અમને પૂછવામાં આવ્યું. એ કામ માટેની અમારી લાયકાતના સંબંધમાં તે વખતે જે શક લઈ જવામાં આવતો હતો, તેનો અત્યારે વિચાર કરીએ છીએ ત્યારે હસવું આવ્યા વગર રહેતું નથી; પણ આટલી વાત લક્ષમાં રાખવાની છે કે આ સવાલ અમેરિકામાં પોલાદ અને ખરા લોઢાનો વાપર થવા લાગ્યો, ત્યાર પહેલાંના સમયમાં ઉપસ્થિત થયો હતો.

મથાળાનાં દોરડાં અને થાંભલા બીડના બનાવવામાં આવતા.મેં મારા ભાગીદારોને ગમે તે રીતે આ કામ હાથમાં લેવાનો આગ્રહ કર્યો અને આખરે અમે એ કંટ્રાકટ પાકો કર્યો; પણ મને ચોક્કસ યાદ છે કે એ રેલ્વે કંપનીના પ્રેસિડન્ટ જ્યુએટે જ્યારે અમારા કારખાનામાં આવી પૂલના જૂદા જૂદા ભાગોતરીકે કામમાં લેવાનાં બીડનાં મોટાં મોટાં ચોસલાં આસપાસ પડેલાં જોયાં, ત્યારે તેમણે મારા તરફ ફરીને મને કહ્યું:–" હું નથી ધારતો કે આ ભારે ચોસલાં ઉભાં કરી શકાશે કે તે પોતાનુંજ વજન ઝીલી શકશે; તો પછી તેના ઉપર થઇ ઓહિયો નદીની આરપાર રેલ્વે ટ્રેન પસાર કરવાની તો વાતજ શી કરવી?" પણ એ પોતાનો અભિપ્રાય ફેરવવાનો વખત આવતા સુધી જીવ્યા હતા. એ પૂલ આજસુધી ટકી રહ્યો હતો, જો કે વધતા જતા વ્યવહારની સામે ટકી રહે તેને માટે એની મજબૂતીમાં વખતોવખત વધારો કરવો પડયો હતો. આ સાહસમાંથી અમે મોટો નફો કરવાની આશા રાખી હતી, પણ એ કામ પૂરૂં થવા આવ્યું, તે અરસામાં હુંડીઆમણના ભાવમાં મોટો ઉછાળો થવાથી અમારા નફાનો ગાળો તેમાં હોમાઇ ગયો. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પ્રેસિડન્ટ એડ્ગર થૅામ્સને જ્યારે આ હકીકત જાણી, ત્યારે અમારી ખોટનો ખાડો પૂરવામાટે તેમણે અમને વધારાની રકમ મંજુર કરાવી આપી, એ એમના ન્યાયીપણાનો અચૂક પૂરાવો પૂરો પાડે છે. તેમણે જણાવ્યું કે, જ્યારે કંટ્રાકટની શરતો નક્કી કરવામાં આવી, ત્યારે આવા પ્રકારની વસ્તુસ્થિતિ ઉપસ્થિત થશે, એ કોઇ પક્ષકારના ખ્યાલમાં નહોતું. એડ્ગર થૅામ્સન એક ભલા અને મોટા માણસ હતા; રેલ્વેનાં નાણાંની વ્યવસ્થાના સંબંધમાં એ બહુ કસીને કામ લેતા; પણ લખાણના શબ્દાર્થ કરતાં ભાવાર્થને એ વધારે મહત્ત્વ આપતા.

લિનવિલ, પાઇપર અને સ્કિફ્ર, એ ત્રણની ત્રિપુટીએ અમારી કંપનીને ઉંચા પ્રકારનું બુદ્ધિબળ પૂરૂં પાડયું હતું. લિનવિલ ઇજનેરી જ્ઞાન ધરાવતો હતો, પાઇપર યાંત્રિક કૌશલ્ય ધરાવનારો બાહોશ અને ચાલાક કારીગર હતો અને સ્કિફ્ર સો ગળણે ગળીને પાણી પીનાર, સ્થિર અને દૃઢ હતો. પાઇપર તો એક અસાધારણ પુરુષ હતો. પ્રેસિડન્ટ થૅામ્સન એક વખત એમ બોલ્યા હતા કે, રેલ્વેનો પૂલ બળી ગયો હોય, ત્યાં આગળ એ હાજર હોય, તો હું ઇજનેરી કામની માહિતી ધરાવનારી આખી ટુકડીની પણ દરકાર નહિ કરતાં એને એકલાનેજ પસંદ કરૂં, પણ એક વિષયપરત્વે એનામાં ભારે નિર્બળતા–ખોડ હતી; અને એ વિષય 'ઘોડા' હતો. વાદવિવાદમાં એ બહુ તપી જતા. જ્યારે જ્યારે ધંધાને લગતા કોઇ કામના સંબંધમાં ઉહાપોહ કરતાં ચર્ચા ગરમાગરમ

થઈ જતી અને કર્નલ પાઇપર મિજાજ ખોઇ બેસવાની અણી ઉપર આવતા, ત્યારે એમને શાંત પાડવામાટે એ વિષય અચૂક ઉપયોગી થઇ પડતો. બીજી બધી વાતો એમના મગજમાંથી ખસી જતી અને ઘોડાને લગતા મનમોહક વિષયમાં એ તલ્લીન થઇ જતા. જો કોઇ વખતે તેમણે ઘણું કામ કર્યું હોય અને અમારે તેમને વિશ્રાંતિ લેવરાવવી હોય, તો અમે તેમને અમારા પૈકીના એકાદને માટે ઘોડો ખરીદવા કેન્ટકી મોકલતા અને જણાવતા કે, એ બાબતમાં અમને તમારાસિવાય બીજા કોઇના ઉપર વિશ્વાસ નથી; પણ ઘોડાના સંબંધનો આવો ઉન્માદ એમને કોઇ કોઇવાર મોટી મુશ્કેલીમાં ઉતારતો. એક દિવસ એ ઑફીસમાં આવ્યા ત્યારે એમનું મોઢું કાદવથી ખરડાયલું હતું, પહેરેલાં લૂગડાં ફાટી ગયાં હતાં, ટોપી કયાંક પડી ગઇ હતી; છતાં ચાબુક એક હાથમાં ઝાલી રાખેલી હતી. તેમણે ખુલાસો કર્યો કે, કેન્ટકીના એક તોફાની વછેરાને પહેલવહેલો ગાડીમાં ઘાલી ચલાવતાં એક લગામ તૂટી ગઇ હતી; અને તેથી હું 'સુકાન' ગુમાવી બેઠો હતો.

આ 'પાઇપ' (અમે એમને 'પાઇપ' કહેતા) એક ઉમદા પુરુષ હતો; અને જેવી રીતે મારા ઉપર એનું મન ચોંટયું હતું, તેવી રીતે જો કોઇ માણસને તે પોતાનો કરી માનતો, તો તે હમેશાં તેનો થઇ રહેતો. પાછળથી હું જ્યારે ન્યુયૉર્ક રહેવા ગયો, ત્યારે મારા ઉપરનો ભાવ એણે મારા ભાઇના ઉપર ઢોળ્યો અને તે હમેશાં ટૉમને ટૉમસ કહેતો. મારા ઉપર જો કે એની ઘણી મહેરબાની હતી, પણ મારા ભાઇના ઉપર વળી એથી પણ વધારે હતી. એ એની પૂજા કરતો, એમ કહીએ તોપણ ચાલે. એ બોલ્યો તે પૂર્વ દિશા અને **बाबावाक्यम् प्रमाणम्** હતું. અમારાં બીજાં કારખાનાં, કે જેમાં એને કોઇ જાતનો સીધો સંબંધ નહોતો, (જેવાં કે અમારી મીલો કે જે કિસ્ટોન વર્કસને લોઢું પૂરૂં પાડતી) તેમના તરફ એ શંકા અને ઈર્ષ્યાની નજરથી જોતો. મીલમાંથી આપવામાં આવતા માલની જાત,કિંમત વગેરેના સંબંધમાં તેની અને મીલના મેનેજરોની સાથે વારંવાર વાંધા પડતા. એક વખત એણે મારા ભાઇની પાસે આવી ફર્યાદ કરી કે, એક વરસસુધી લોખંડ પૂરૂં પાડવાના સંબંધમાં જે સોદો નક્કી કરવામાં આવ્યો હતો તેનો ખરડો બરાબર તૈયાર કરવામાં આવ્યો નથી. 'ચોખ્ખી' (નેટ) કિંમત અમુક પડશે એમ લખ્યું છે; પણ જે વખતે સોદો નક્કી કર્યો, તે વખતે એ શબ્દ વાપરવામાં આવ્યો નહોતો. એ શબ્દનો શો અર્થ થાય છે એ મારે જાણવું છે. મારા ભાઇએ કહ્યું:–"જુઓ કર્નલ! એનો અર્થ એવો થાય છે કે હવે એમાં કોઈ જાતનો વધારો કરવાનો નહિ."

આ સાંભળી તેને સંપૂર્ણ સંતોષ થયો અને તેથી તેણે કહ્યું:–

"ત્યારે તો ઠીક."

કોઈ વાતને કેવી રીતે રજુ કરવી, એમાંજ બધી ખુબી રહેલી હોય છે. 'કશું કમી કરવાનું નથી' એમ કહ્યું હોત તો મોટો કજીઓ ઉભો થાત.

બ્રૉડસ્ટ્રીટની ડીરેકટરીમાં તમામ પેઢીઓ અને કંપનીઓની સ્થિતિ, પ્રતિષ્ઠા વગેરેનું બ્યાન આપવામાં આવે છે. આવું પુસ્તક અગાઉ કદી દીઠામાં નહિ આવેલું હોવાથી, સ્વાભાવિક રીતેજ એને અમારી કંપનીનો દરજ્જો કેવો ગણાય છે તે જાણવાનું મન થયું. કિસ્ટોન વકર્સની સામે (બી. સી.) એટલે (બૅડ ક્રેડીટ-ખરાબ શાખ) એવા શબ્દો વાંચીને એ રાતો-પીળો થઈ ગયો અને એ પુસ્તક પ્રસિદ્ધ કરનારાઓની સામે આબરૂની નુકસાનીનો દાવો મૂકવા માટે ધારાના હિમાયતીઓ પાસે દોડી જતાં એને મહામુશીબતે અટકાવી શકાયો; પણ ટૉમે એને જ્યારે સમજણ પાડી કે કિસ્ટોન વકર્સની શાખ ખરાબ હોવાનું લખવામાં આવે છે, એનું કારણ એ છે કે આપણે કદી નાણાં વ્યાજે ઉપાડવા જતા નથી. ત્યારે એ શાંત પડયો. 'કદી દેવું કરવું નહિ' એ કર્નલની એક ધુન હતી. એક વખત હું યૂરોપ જવાની તૈયારી કરતો હતો, તે વખતે ઘણી પેઢીઓ હાલી ઉઠી હતી અને કેટલીક બેસી પણ જતી હતી, તેથી તેણે આવી મને પૂછયું:-"જો હું કોઇ ખાતા ઉપર સહી કરી આપું નહિ, તો તમારા ગયા બાદ કોઈ બેલિફ મને પકડી શકે નહિ, એ વાત ખરી છે કે નહિ?"

મેં કહ્યું:-"હા, ખરી વાત છે. કોઇ ન પકડે."

"ત્યારે તો કશી ફિકર નથી; તમે જ્યારે પાછા આવશો, ત્યારે અમને અહીં સહીસલામત જોશો."

આ કર્નલના સંબંધનો ઉલ્લેખ કરતી વખતે, એ પૂલ બાંધવાની પ્રવૃત્તિને અંગે અમે એક બીજી વિચિત્ર મૂર્તિના સંબંધમાં આવ્યા હતા, તેની વાત મને યાદ આવે છે. આ વ્યક્તિ સેંટ લૂઇવાળો કૅપ્ટન ઇડ્સ હતો. એ પણ એક પ્રતિભાશાળી પુરુષ હતો; પણ એના યાંત્રિક શક્તિઓને લગતા મનસ્વી વિચારોને ખરે માર્ગે દોરનારા શાસ્ત્રીય જ્ઞાનની એનામાં ખામી હતી. પોતે પોતાની બુદ્ધિથી જે યોજના નક્કી કરી હોય, એ પ્રમાણેજ બધું કામ થવું જોઇએ, એવા વિચારનો એ આગ્રહી પુરુષ હતો. અમુક કામ અગાઉ અમુક રીતે કરવામાં આવ્યું હોય, તો એ રીત એને માટે નિષિદ્ધ થઇ પડતી. એણે તો એ કામ પોતે શોધી કાઢેલી રીતેજ કરવું જોઇએ. સેન્ટ લૂઇ બ્રિજમાટે એણે તૈયાર કરેલી પ્લૅન અમારી પાસે રજુ થતાં એ વિષયના એક્કા અમારા મિ. લિનવિલ તરફ મેં એને અભિપ્રાયમાટે મોકલી આપી.એણે એનું બરાબર નિરીક્ષણ કરીને મને આવીને કહ્યું:-"આ પ્લૅન પ્રમાણેનો પૂલ બાંધવામાં આવશે, તો

તે ઉભો રહી શકશેજ નહિ; તે પોતાનાજ વજનથી બેસી જશે."

મેં કહ્યું:–"એમ છે, તો જુઓ, કૅપ્ટન ઇડ્સ તમારી પાસે આવે ત્યારે વાતમાં ને વાતમાં એ બાબતની એને ધીમેથી સમજણ પાડજો, કેવી જાતની પ્લૅન જોઇએ, એ નક્કી કરી આપજો અને આ વાત બીજા કોઇને જણાવશો નહિ."

એ ઘાટ તો ધારવા પ્રમાણેનો ઉતર્યો, પણ આ પૂલ બાંધવામાટે જોઇતો સરસામાન એવો તો અસાધારણ હતો કે બિચારા પાઇપરથી એ કામને પહોંચી વળાયું નહિ. શરૂઆતમા તો એ આવો જંગી કંટ્રાક્ટ મળવાથી એટલો બધો ખુશ ખુશ થઇ ગયો હતો કે કૅપ્ટન ઇડ્સના ઉપર તે ફીદા ફીદા થઇ જતો. પ્રથમ તો તે તેને સંબોધવામાં 'કૅપ્ટન' શબ્દને બદલે 'કર્નલ' નો પ્રયોગ કરતો. "કેમ છો, કર્નલ ઇડસ? તમને જોઇને હું બહુજ ખુશ થયો છું." પણ વખત જતાં મામલો ગુંચવાતો ગયો, તેમ તેમ સત્કારના ઉમળકામાં ઘટાડો થતો ચાલ્યો, છતાં હજી "સાહેબજી કર્નલ ઇડ્સ" નો વહેવાર તો રહ્યો હતો; પણ પછી તો 'કર્નલ' તો 'મિસ્તર' થઈ ગયા અને 'મિસ્તર' ના 'જિમ' થઈ ગયા. કૅપ્ટન ઇડ્સની માફક કોઈ માણસ બહુ બુદ્ધિશાળી હોય, પણ જો તે બીજાઓના શાસ્ત્રીયજ્ઞાન કે પ્રત્યક્ષ અનુભવનો લાભ ન લે, તો મિસિસિપિ નદી ઉપર ૫૧૫ ફીટના ઓસારનો પૂલ બાંધી શકેજ નહિ.

પૂલ બંધાઈ રહ્યો, પણ અમને તેનાં પૂરેપૂરાં નાણાં મળ્યાં નહોતાં. એવામાં કેટલાંક માણસો તેનો કબજો લઇ લેવાની ધમકી આપતા હતા, તેથી હું કર્નલ પાઇપિરની સાથે થોડા દિવસ સેન્ટ લૂઈ ગામમાં રહ્યો હતો એટલામાં કર્નલને ઘર સાંભરી આવ્યું અને રાતની ગાડીએજ ચાલ્યા જવાનો તેણે નિશ્ચય કર્યો. એને રોકી રાખવાનો કોઇ ઉપાય મને જડતો નહોતો એટલામાં મને એની ખોડ સાંભરી આવી. મેં દિવસના વખતમાં એને કહ્યું કે, મારી બહેનને મેં ઘોડાની એક સારી જોડ બક્ષીસ આપવાનું કહેલું છે અને મેં સાંભળ્યું છે કે સેન્ટલૂઇ સારા ઘોડાને માટે પ્રખ્યાત છે, એટલે અહીંથી મારે સારી જોડ ખરીદવી છે. તમારી ભાળમાં એક કોઇ સારી જોડ છે? યુક્તિ સફળ નિવડી. તે એકદમ પોતે ફરી આવેલા તબેલાનું તથા પોતે દીઠેલી જોડોનું વર્ણન કરવા મંડી પડયો; એટલે મેં એને વિનતિ કરી કે 'થોડું રોકાઇને એક જોડ પસંદ કરી આપશો?' હું સારી પેઠે જાણતો હતો કે એ ઘણી જોડો જોઈ આવશે, ગાડીએ જોડી જોશે અને ત્યારપછી એક જોડ પસંદ કરશે; અને એ રીતે એને લાંબી મુદત રોકાવું પડશે. મેં વકી રાખી હતી તે મુજબજ બન્યું. એણે એક

સારી જોડ ખરીદી આપી, પણ તેને પિટ્સબર્ગ મોકલી આપવાની મુશ્કેલી ઉભી થઇ. ગાડીએ મોકલી આપવાની તો તેણે ચોખ્ખી ના પાડી અને આગબોટને નીકળવાની કેટલાક દિવસની વાર હતી. ઇશ્વર મને સાનુકૂળ હોય એમ દેખાતું હતું. જોડને: આગબોટ ઉપર સહીસલામત રીતે ચઢાવીને હોડીને રસ્તે પાડતા સુધી, એ કોઇ રીતે શહેર છોડવા કબૂલ થાય એ બનવાજોગ નહોતું; અને પોતે આગબોટ ઉપર ઘોડાની સાથેજ રહેવાનું પસંદ કરે એ પણ સંભવિત હતું. એ રીતે એ રહ્યો અને પૂલનો અમારો કબજો કાયમ રહ્યો. પાઇપે હૉરેસીઅસનો ભાગ સુંદર રીતે ભજવ્યો. એ એક ઉમદા પુરુષ હતો અને મને એના જેવો કિંમતી ભાગીદાર મળ્યો એને હું મારૂં સદ્‌ભાગ્ય સમજું છું. એને જે પુષ્કળ લાભ મળ્યો હતો તેને એ સર્વ રીતે પાત્ર હતો.

કિસ્ટોન બ્રિજ વર્કર્સની પાંતીનો મને સંપૂર્ણ સંતોષ હતો. અમેરિકામાં જે જે સંસ્થાઓએ લોખંડના પૂલ બનાવવાનું માથે લીધું હતું તે પ્રત્યેક નિષ્ફળ નિવડી હતી. કેટલાક પૂલ એમની મેળેજ તૂટી પડયા હતા અને અમેરિકાની કેટલીક ભયંકર હોનારતો એ રીતેજ થવા પામી હતી. કેટલાક પૂલ પવનના ઝપાટાથી પડી ગયા હતા, પણ કિસ્ટોન કંપનીના બનાવટના કોઇપણ પૂલને કદી નુકસાન થયું નથી; અને કેટલાક તો પવનનું જોર નરમ પાડવાને કંઈ તદબીર રચેલી નહિ છતાં ટકી રહ્યા છે. એમાં નસીબનો જરા પણ હાથ નહોતો. અમે સૌથી સારો માલ વાપરતા અને તે પૂરતો વાપરતા. અમારે જોઇતું લોખંડ અને પોલાદ અમારી જાતે બનાવી લેતા. કામ ઉપર અમે જાતેજ સખ્ત દેખરેખ રાખતા અને અમે ટકી શકે એવોજ માલ બનાવતા; અને હલકો માલ બનાવી આપવાનું નાજ પાડતા.જેનાં સઘળાં અંગ પૂરતાં મજબૂત અગર શાસ્ત્રીય નમુના મુજબનાં ન હોય, તેવા પૂલ બનાવી આપવાની અમે ચોખ્ખી ના પાડતા. કિસ્ટોન કંપનીની છાપવાળી ગમે તે ચીજનો વીમો ઉતારી આપવા અમે કબૂલ થતા. કાર્લાઇલના પિતાએ એનન નદી ઉપર બાંધેલા 'પ્રમાણિક પૂલ' માટે કાર્લાઇલ જેટલો મગરૂર હતો, તેટલાજ અમે અમારા બનાવેલા પૂલમાટે મગરૂર હતા.

આવી નીતિ, કાર્યસિદ્ધિનું ખરૂં રહસ્ય છે. જ્યાંસુધી તમારા કામની શાખ બંધાશે ત્યાંસુધી તમારે મુશ્કેલીઓની સામે કામ કરવું પડશે, પણ પછીથી તમારૂં કામ સુગમ થઇ જશે. માલ બનાવવાનાં કારખાનાં ચલાવનારા માણસોએ તપાસણી કામદારો (ઇન્સપેક્ટર) ના કાર્યની સામે વાંધો લેવાને બદલે, તેમને ઉમંગથી વધાવી લેવા જોઇએ. તેને લીધે સર્વોત્કૃષ્ટપણાનું ઉંચું ધોરણ નિરંતર ટકી રહે છે અને કામ કરનારા માણસોને પણ ઉત્કૃષ્ટતાને પહોં-

ચવાની તાલીમ મળે છે. જે કારખાનું સારો, દગાવગરનો માલ તૈયાર કરતું નથી તે કદી તર્યું હોય, એમ મારી જાણમાં નથી; અને તીવ્ર હરીફાઇના આ દિવસોમાં જો કે સઘળો આધાર માલના સસ્તાપણા ઉપર અવલંબેલો હોય છે, તોપણ સાફલ્યનું મૂળ જોવા જઇએ, તો માલની જાતમાં રહેલું હોય છે. માલની જાત ટકાવી રાખવાની કાળજી રાખવાથી–માલની જાત ઉપર ધ્યાન આપવાથી, પ્રમુખથી માંડીને તે હલકામાં હલકા મજુર સુધીના કારખાનાના તમામ માણસો ઉપર જે અસર થાય છે, તેની જેટલી કિંમત આંકીએ એટલી ઓછી છે. તે મુજબ એજ મુદ્દાની સાથે સંબંધ ધરાવનારી બીજી બાબતો, જેવી કે, ઉદ્યોગશાળા, ઓજારો, ચોગાન અને આજુબાજુના પ્રદેશ, એ સઘળું સ્વચ્છ, સુઘડ અને સફાઇબંધ રાખવું, એ પણ આપણે ધારીએ છીએ તેના કરતાં વધારે મહત્ત્વની છે. એક પ્રતિષ્ઠિત શરાફે અમારા એડગર થૉમ્સન વર્ક્સ નામના કારખાનાની મુલાકાત લઇ જે ટીકા કરી હતી, તે મને બહુ પસંદ પડી હતી. શરાફોનું મહાજન પિટ્સબર્ગ ખાતે ભેગું થયું હતું અને તેમાં ભાગ લેવા સેંકડો પ્રતિનિધિઓ આવ્યા હતા. અમારા સદર કારખાનામાં ચોતરફ બધે ફરી આવ્યા બાદ, એક શરાફે અમારા મેનેજરને કહ્યું કેઃ–" આ કારખાનાંએ કોઇને પોતાનો કરી લીધો હોય એમ દેખાય છે " અર્થાત્ એને માટે કોઇ એક માણસ જવાબદાર હોય એમ દેખાય છે.

કાર્યસિદ્ધિનાં જે અનેક રહસ્યો છે, તેમાંના એકને તેણે આ રીતે બરાબર નિર્દિષ્ટ કર્યું હતું. એક અગત્યના કારખાનાના પ્રેસિડન્ટે મને એક વખત મગરૂબીસાથે કહ્યું કે અમારા કમ્પાઉન્ડમાં પગ મૂકવાની હિંમત કરનારા તપાસણી કામદારને અમારા માણસોએ હાંકી કાઢયો હતો અને ત્યારથી બીજા કોઇ કામદારે અમને હેરાન કરવાની હિંમત કરી નથી. આ પરાક્રમ બદલ પોતાની જાતને અભિનંદન આપતો હોય એવી ઢબથી મને આ સમાચાર આપવામાં આવ્યા હતા; પણ મેં મારા મનસાથે ગાંઠ વાળી કેઃ–" આ સંસ્થા સ્પર્ધામાં ટકી શકનાર નથી. સખ્ત હરિફાઇનો સમય આવશે ત્યારે એનાં દાદીઆં બેસી જવાંજ જોઇએ." પરિણામે મારી માન્યતાને સાચી પૂરવાર કરી આપી. માલ તૈયાર કરનારા કારખાનાનો સુદૃઢ પાયો ' માલની જાત ' છે.તેનાથી બીજે નંબરે અને તે પણ ઘણે અંતરે ' કિંમત ' આવે છે. કિસ્ટોન બ્રિજવર્ક્સના કામકાજ ઉપર ઘણાં વર્ષસુધી મેં સખ્ત અંગત દેખરેખ રાખી હતી અને જ્યારે ભારે કિંમતના કંટ્રાક્ટ રાખવાના હોય, ત્યારે પક્ષકારોને મળવા હું જાતે જતો. આવા એક પ્રસંગ ઉપર હું અમારા ઈજનેર વૉલ્ટર કેટને સાથે લઇને આયોવા સંસ્થાનમાં ડુબુક

ખાતે ગયો હતો. વિશાળ મિસિસિપિ નદી ઉપર ડુબુક આગળ પૂલ નાખવા-ના કંટ્રાકટની હરિફાઇ ચાલતી હતી. આ મોટો પૂલ આજસુધી કદી નંખાયો નહોતો; અને એ પૂલ નાખવો એ અપૂર્વ કામ મનાતું હતું. અમે ગયા ત્યારે નદી ઠરી ગઈ હતી અને તેથી અમે ચાર ઘોડાએ ખેંચેલી બરફ ઉપર ચાલવાની ગાડીમાં બેસીને નદી ઓળંગી હતી.

ફતેહનો આધાર ઘણી વખત નજીવી બાબતો ઉપર કેવી રીતે અવલંબી રહેલો હોય છે, તે આ સફરથી પૂરવાર થાય છે. તપાસ ઉપરથી અમને જણાયું કે, અમારી માગણી સૌથી હલકી નહોતી. અમારી સામેનો મુખ્ય હરિફ ચિકા-ગોની એક પૂલ બાંધનારી કંપની હતી અને બૉર્ડે એને કંટ્રાકટ આપવાનું નક્કી કર્યું હતું. બીડ અને ખરા લોઢા વચ્ચેના તફાવતનો એમને બિલકુલ ખ્યાલ નહોતો. પૂલનું ઉપરનું દોરડું અમે હમેશાં ખરા લોઢાનું બનાવતા અને અમારા હરિફો બીડનું બનાવતા. આ મુદ્દે લઈ મેં દલીલ કરવા માંડી. સ્ટી-મર એકની સાથે અફળાય તો શું પરિણામ આવે અને બીજાની સાથે અફ-ળાય તો શું પરિણામ આવે, તેનો ચિતાર મેં રજુ કરવા માંડયો. ખરા લોઢાનું દોરડું બહુમાં બહુ તો વળી જાય અને બીડનું દોરડું તો ભાગીને કકડે કક-ડાજ થઈ જાય અને તેની સાથે આખો પૂલ નીચે બેસે. સદ્‌ભાગ્યે બૉર્ડના એક ડાયરેકટર સુપ્રસિદ્ધ પૅરી સ્મિથે મારા કથનનું સમર્થન કરી જણાવ્યું કે, બીડના સંબંધમાં જે કહેવામાં આવ્યું છે તે અક્ષરશઃ ખરૂં છે. ' એક દિવસ રાત્રે મારી બગી ફાનસના બીડના થાંભલાસાથે અથડાતાં એ થાંભલા-ના ભાગીને કકડે કકડા થઇ ગયા હતા.' પૅરી સ્મિથને નિમિત્ત–કારણ બનાવી જગન્નિયંતા મને મદદ કરવા નીચે ઉતરી આવ્યા હતા એમ કહેવામાં હું જરાપણ દોષપાત્ર છું ?

મેં આગળ ચલાવ્યું:–" જુઓ સદ્‌ગૃહસ્થો ! ખરો મુદ્દો ત્યાંજ છે. થોડા પૈસા વધારે ખર્ચશો, એટલે તમને કદીપણ ભાગી જાય નહિ, એવું ખરૂં લોઢું મળશે; અને તમારો પૂલ ગમે એવી આગબોટની સામે ટકી શકશે. અમે કદી સસ્તા પૂલ બાંધ્યા નથી અને બાંધવાના પણ નથી. અમારા પૂલ કદી પડી જતા નથી." થોડો વખત બધા ચૂપ રહ્યા. ત્યારબાદ કંપનીના પ્રેસિડન્ટ અને સિનેટના સભાસદ મિ. ઍલિસને સભ્યતાપૂર્વક મને જરા બહાર જવાનું ફરમાવ્યું. તે મુજબ હું બહાર જઇ બેઠો; પણ પછી તરતજ તેમણે મને પાછો બોલાવી અમારાથી હલકા ભાવના ટેન્ડરની કિંમતે અમને કંટ્રા-કટ આપવાની મરજી જણાવી. બેની વચ્ચે થોડા હજાર ડૉલરનો તફાવત હોવાથી મેં પણ એમની મરજી રાખી; અને હલકો ભાવ કબૂલ રાખ્યો.

કાગડાનું બેસવું અને ડાળનું ભાગવું! ક્યાં બીડના થાંભલાનું ભાગવું અને ક્યાં અમને ભારે નફાવાળો કંટ્રાક્ટ મળવો! નફો તો મળતાં મળ્યો પણ સમર્થ હરિફો છતાં કુક્કનો પૂલ બાંધવાનો કંટ્રાક્ટ અમને મળ્યો, એને લીધે અમારી પ્રતિષ્ઠામાં પણ મોટો વધારો થયો. વધારામાં તે દિવસથી અમેરિકાના સર્વોત્તમ રાજદ્વારી પુરુષ સિનેટર ઍલિસન સાથેની મારી જીવનભરની અભંગ દોસ્તીનો પાયો નંખાયો.

આ વાતનો સાર ઉઘાડો છે. જો તમારે કંટ્રાક્ટ રાખવોજ હોય, તો જ્યારે તે મંજુર થવાનો હોય, તે દિવસે મથક ઉપર જાતે હાજર રહેવું. જો તમે જાતે હાજર હો, તો ભાગી ગયેલો થાંભલો, કે એવી કોઇ અણધારી ઘટના તમારી મદદે આવી, તમારો મનોરથ પરિપૂર્ણ કરશે અને જો બની શકે એમ હોય તો લેખી કંટ્રાક્ટ તૈયાર થઇ તમારા ખિસ્સામાં પડે, ત્યાંસુધી ત્યાંજ થોભજો. કુક્ક આગળ અમને એમ જણાવવામાં આવ્યું હતું કે 'તમારે જવું હોય તો જાઓ, તમારી સહી લેવામાટે કરાર પાછળથી મોકલી આપીશું,' છતાં અમે ત્યાંજ રોકાઈ ગયા હતા. એમ કરવાનું એક કારણ કુક્કની સુંદરતા નિહાળવાનું પણ હતું. ગમે તેમ, પણ બધું ચોક્કસ થયા પછીજ અમે ત્યાંથી ખસ્યા હતા.

સ્ટયુબૅનવિલનો પૂલ બાંધ્યા પછી, પોતાના મોટા હરિફ પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીને પોતાના ઉપર સરસાઇ ભોગવતી અટકાવવામાટે બાલ્ટિમોર અને ઓહિયો રેલ્વે કંપનીને ઓહિયો નદી ઉપર પાર્કનબર્ગ અને વ્હીલિંગ આગળ વધારાના પૂલ નાખવાની અગત્ય સમજાઇ. મછવામાં બેસી નદીઓ ઓળંગવાના દિવસ હવે વહી ગયા હતા. આ પૂલોના કંટ્રાકટના સંબંધમાંજ મને તે વખતે મોટો દરજ્જો ભોગવતા બાલ્ટિમોર અને ઓહિયોના પ્રેસિડન્ટ મિ. ગૅરેટનું ઓળખાણ થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું.

બન્ને પૂલ અને તેમને સાંધનારા વિભાગ એ તમામનો કંટ્રાક્ટ મેળવવા અમે બહુ ઇંતેજાર હતા; પણ મુકરર કરેલા વખતમાં એટલું બધું કામ અમારાથી થઈ શકશે નહિ, એવો મિ. ગેરેટનો ચોક્કસ અભિપ્રાય બંધાઇ ચૂકયો હોય, એમ મને સમજાયું. પૂલને સાંધનારા વિભાગ અને નાના ઓસાર પોતાના કારખાનામાં તૈયાર કરાવી લેવાની તેમની મરજી હતી; અને તેમાં અમારાજ પેટંટનો વાપર કરવાની તેમણે મારી પાસે પરવાનગી માગી. મેં કહ્યું:—"બાલ્ટિમોર અને ઓહિયો કંપની એમ કરે એથી અમને મોટું માન મળ્યું એમ અમે સમજીએ છીએ. બાલ્ટિમોર અને ઓહિયો કંપની તરફ

અમારા પેટન્ટને પસંદગીની છાપ મળે, એ પેટંટની ફી-કિંમત કરતાં દશગણું કિંમતી છે. અમારી પાસે જે છે તે સઘળું ઉપયોગમાં લેવાની તમને સંપૂર્ણ સત્તા છે."

મારા જવાબની એમના ઉપર સારી છાપ પડી હતી, એ સ્પષ્ટ દીસતું હતું. એ ખુશખુશ થઇ ગયા અને મારી મોટી અજાયબીવચ્ચે, મને એમની ખાનગી ઑફીસમાં તેડી જઇ સર્વ સાધારણ વિષયોના સંબંધમાં મારી સાથે નિખાલસપણે ખુલ્લા દિલથી વાતો કરવા લાગ્યા. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પ્રેસિડન્ટ અને વાઇસ પ્રેસિડન્ટ મિ. થૉમ્સન અને મિ. સ્કૉટ મારા ખાસ દોસ્તો હતા, એમ એ જાણતા છતાં, તેમની સાથે એમને વારંવાર જે ઝગડા ઉપસ્થિત હતા, તેનું એમણે ખાસ નિરૂપણ કર્યું. આ ઉપરથી મેં કહ્યું કે, અહીં આવતા પહેલાં હું ફિલાડેલ્ફિયા જઇ આવ્યો હતો અને ત્યાં મિ. સ્કૉટે મને પૂછયું હતું કે 'ક્યાં જાઓ છો?'

મેં કહ્યું:–"ઓહિયો નદી ઉપરના મોટા પૂલ બાંધવાના કંટ્રાક્ટ મેળવવામાટે હું મિ. ગૅરેટ પાસે (તમારી પાસે) જાઉં છું." "તેમણે કહ્યું:– "હરિભટ વડોદરે કરવા તમે કદી જતા નથી, પણ આ વખતે તમારે જરૂર હરિભટ વડોદરે થવાનું છે; મિ. ગૅરેટ પોતાનો કંટ્રાકટ કદી તમને આપશેજ નહિ, કેમકે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના એક વખતના નોકરતરીકે એ કંપની ઉપર તમારો હમેશાં પક્ષપાત રહે છે."

મેં કહ્યું:–" મિ. ગૅરેટના પૂલ હુંજ બાંધવાનો!"

મિ. ગૅરેટે સત્વર કહ્યું કે:–"જે બાબતોમાં મારી કંપનીનું હિત સમાયલું હોય છે, તેમાં જે સર્વોત્તમ હોય છે, તેજ હમેશાં જીતી જાય છે. મારા ઇજનેરોએ મને જણાવ્યું છે કે, તમારાં પ્લૅન સૌથી સારાં છે; અને સ્કૉટ તથા થૉમ્સનને પણ મારે બતાવી આપવું છે કે અમે હમેશાં એકજ વાત લક્ષમાં રાખીને વર્તીએ છીએ-અમારી કંપનીનું હિત. હું જાણું છું કે તમે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના માણસ છો, છતાં તમને આ કામ સોંપવું એ મારી ફરજ છે."

છતાં આ સોદો મને અસંતોષકારક લાગતો હતો;કેમકે જે મુશ્કેલીભરેલો ભાગ હતો તે અમારે માગે પડતો હતો, એટલે કે મોટા ઓસાર કે જેમાં મોટું જોખમ સમાયલું હતું તે તૈયાર કરી આપવાનું અમારે માથે પડતું હતું; અને જેમાં સોટો નહો પરવડે એવું હતું એવા નાના ઓસાર અમારાંજ પ્લૅન અને પેટંટ મુજબ મિ. ગૅરેટ પોતાના કારખાનામાં કરી લેવા માગતા હતા. મેં

હિંમત લાવીને પૂછ્યું:–" શું તમે પ્રમાણિકપણે એમ માનો છો કે તમારૂં ચણતર તૈયાર થઇ રહે કે તરતજ પૂલ વ્યવહારને માટે ખુલ્લો મૂકી શકાય, એટલી ઝડપથી અમે તમારા પૂલ તૈયાર કરી આપી શકીશું નહિ અને તેને લીધે તમે કામની વહેંચણી કરવા માગો છો ?"

તેમણે હકારમાં જવાબ આપ્યો, એટલે મેં કહ્યું:–" એ બાબતની તમે જરાપણ ફિકર રાખશો નહિ; અને છતાંપણ તમને અંદેશો રહેતો હોય, તો મારો જાતમુચરકો, તમને પૂરતી જામીનગીરીવાળો લાગે છે ?"

તેમણે કહ્યું:–" અલબત "

મેં કહ્યું:–" ભલે ત્યારે, લો લખી લો. હું શું કરવા તૈયાર થયો છું તેનું મને બરાબર ભાન છે. એ જોખમ વહોરવા હું તૈયાર છું. જો તમે અમને આખો કંટ્રાકટ આપો અને તમારૂં ચણતર કામ તૈયાર કરી આપો, તો મુકરર કરેલી મુદતસુધીમાં પૂલ વ્યવહારને માટે ખુલ્લા મૂકી શકાય એવી રીતે તૈયાર કરી આપવાની જામીનગીરી બદલ તમારે કેટલી રકમનો મારો હાથમુચરકો જોઇએ છીએ ?"

" એક લાખ ડૉલરનો "

મેં કહ્યું:–"કબૂલ, લખત તૈયાર કરાવો. મારે એક લાખ ડૉલર જોડવાના થાય, એવું અમારી કંપની કદી થવા દેનાર નથી. તમે પણ એ વાત જાણો છો; ચાલો અમને કંટ્રાકટ આપો. " તેમણે કહ્યું:–" હા, મારી ખાત્રી છે કે જો તમારી એક લાખ ડૉલરની જામીનગીરી લખાવી લેવામાં આવે, તો તમારી કંપની રાતદિવસ કામ કરશે અને મારા પૂલ વેળાસર તૈયાર કરી આપશે. "

આ પ્રમાણેની ગોઠવણથી બાલ્ટિમોર અને ઓહિયો રેલ્વે કંપનીના જંગી કંટ્રાકટ અમને મળ્યા. કહેવાની જરૂર નથી કે મારે એક સેન્ટ પણ જોડવો પડયો નહોતો. ગૅરેટ પાસેથી મળેલું કામ કેવા પ્રકારનું હતું, એ તેના કરતાં મારા ભાગીદારો વધારે સારી રીતે સમજતા હતા. ઓહિયો નદીની સાથે રમત કરવાનું પાલવે એમ નહોતું. ગૅરેટનું ચણતર કામ તૈયાર થઇ રહ્યું, ત્યાર પહેલાં કેટલીક મુદત અગાઉથી પૂલનો તમામ સામાન કાંઠા ઉપર ગોઠવી દઇ અમે સર્વ પ્રકારની જવાબદારીમાંથી મુક્ત થઈ ગયા હતા.

મિ. ગૅરેટને પોતાની સ્કૉટિશ ઓલાદનું ભારે અભિમાન હતું; અને એક વખત અમારી બેની વચ્ચે બર્ન્સના સંબંધની વાત નીકળતાં અમે બન્ને મિત્રો થઇ ગયા. પછી એ મને પોતાના ભવ્ય અને સુંદર નિવૃત્તિનિવાસમાં તેડી ગયા.

એ ઈંગ્લાંડના એક ઉમરાવના ઠાઠમાઠથી રહેતા હતા. મોટા જાગીરદારની માફક તેમનું ભવ્ય મકાન સેંકડો એકરના વિસ્તારવાળા સુંદર ચોગાનની વચમાં આવી રહેલું હતું. તેમાં બગીચાના જેવા સુંદર રસ્તા કાઢેલા હતા; ઘોડાસરમાં સુંદર કેળવાયલા ઘોડા હારબંધ ઉભા રહેલા હતા અને દૂધાળાં જાનવર, ઘેટાં, કૂતરાં વગેરે અસંખ્ય પાળેલાં જાનવર ચોતરફ નજરે પડતાં હતાં.

પાછળથી એમણે પોતાના કારખાનામાં પોલાદની રેલો બનાવવાનો ચોક્કસ નિશ્ચય કર્યો હતો અને બૅસમરના પેટંટનો વાપર કરવાનો પરવાનો મેળવવાની તજવીજ કરવા માંડી હતી. અમારે માટે આ એક મોટી વિચારવા જેવી વાત હતી. બાલ્ટિમોર અને ઓહિયો રેલ્વે કંપની અમારૂં એક ભારે ઘરાક હતું અને તેથી સ્વાભાવિક રીતેજ કમ્બરલૅન્ડ ખાતે પોલાદની રેલો બનાવવાનું કારખાનું ઉભું થતું અટકાવવા અમે બહુ ઇંતેજાર હતા. આ સાહસમાં પડવાથી એ કંપનીને તો નુકસાનીમાં ઉતરવાનુંજ થવાનું હતું; કેમકે મારી ખાત્રી હતી કે, એમને રેલોનો જે થોડો જથો જોઇએ, તે પોતે તયાર કરી લેવાથી જે ભાવ પડે, તે કરતાં અમારી પાસેથી ખરીદી લેવાથી તેમને સસ્તો પડે એમ હતું. આ બાબતના સંબંધમાં વાતચીત કરવામાટે હું મિ. ગૅરેટની પાસે ગયો. પરદેશના વધતા જતા વેપારને તથા બાલ્ટિમોરમાં બંદર કરી પડેલી સ્ટીમરોની હારોની હારો જોઇને એ બહુ ખુશખુશ થઇ ગયા હતા. પોતાની ઑફીસના કેટલાક માણસોને સાથે લઇને એ મને બંદર ઉપર તેડી ગયા અને જે પુરજાના વિસ્તારમાં વધારો કરવાનો વિચાર ચાલતો હતો તે મને બતાવ્યો; અને પછી પરદેશો ખાતેથી આવેલો માલ સ્ટીમરોમાંથી બંદરો ઉપર ઉતારી નાખી રેલ્વેના ડબામાં ચઢાવવામાં આવતો હતો, તે જોઇ મારા તરફ ફરીને તેમણે કહ્યું:–"મિ. કાર્નેગી! અમારી જંગી રેલ્વે મારફતે કેટલો બધો ધમધોકાર વેપાર ચાલી રહ્યો છે, તેનો ખ્યાલ હવે તમને આવવા લાગ્યો હશે. તેમજ તેને લીધે, પોલાદની રેલો સુદ્ધાંત અમારે જોઈતી દરેકે દરેક ચીજ અમારે જાતે બનાવી લેવાની કેટલી અગત્ય છે, તે પણ તમને સમજાયું હશે. અમારા વાપરની મુખ્ય મુખ્ય ચીજોને માટે પારકાના ઉપર આધાર રાખી બેસી રહેવાનું અમને પાલવે એમ નથી. અમે અમારી આગવી દુનિયા જમાવીશું."

મેં કહ્યું:–"મિ. ગૅરેટ! આ બધું દબદબાભરેલું છે, એ વાત ખરી છે; પણ તમારી 'જંગી રેલ્વે' જોઇને હું અંજાઇ જતો નથી. તમારા છેલ્લા વાર્ષિક રીપોર્ટ ઉપરથી મારા વાંચવામાં આવ્યું છે કે લોકોના માલ રવાના કરી આપવા બદલ તમને ગઈ સાલ ચૌદ કરોડ ડૉલર મળ્યા છે. જે કંપનીઓ મારી કાબુ નીચે છે, તેમણે ટેકરીઓમાંથી કાચી ધાતુઓ ખોદી કઢાવી

તેના જોઈતા પદાર્થો બનાવરાવી તેના કરતાં વધારે કિંમત ઉપજાવી છે. કાર્નેગી બ્રધર્સ અને કંપનીની સરખામણીમાં તમારી સંસ્થા ઘણીજ નાની છે.''

રેલ્વે ખાતામાં નોકરી કરી મેં જે અનુભવ મેળવેલો, તે મને અત્યારે બહુ કામ લાગ્યો. બાલ્ટિમોર અને ઓહિયો રેલ્વે કંપનીએ અમારી સાથે હરિફાઇમાં ઉતરવાનો વિચાર માંડી વાળ્યો. હું અને મિ. ગૅરેટ ઠેઠસુધી સાચા મિત્રો રહ્યા. તેમણે વધારામાં પોતાના હાથની ઉછેરનો એક સુંદર કૂતરો પણ મને ભેટ આપ્યો. હું પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીનો માણસ હતો એ બીના સ્કૉટ-લૅન્ડના એક લોહીની નીચે દબાઇ ગઈ.





# પ્રકરણ ૧૦ મું
## લોખંડનું કારખાનું



ક્રિસ્ટોન વર્કસ મને હમેશાં અત્યંત પ્રિય હતાં, કેમકે બીજાં બધાં કારખાનાંનો જન્મ તેમાંથી થયો હતો; પણ એ કારખાનાને અસ્તિત્વમાં આવ્યાને બહુ કાળ વીત્યો નહિ હોય એટલામાં ભઠ્ઠીમાં ગાળેલા બીડ (કાસ્ટ આયર્ન)ના કરતાં ટીપેલું ખરૂં લોઢું (રૉટ આયર્ન) કેટલું બધું સારૂં છે તે સ્પષ્ટ થવા લાગ્યું હતું. આથી કરીને એકસરખો ખાત્રીબંધ માલ કાઢવા માટે તથા જે ઘાટ અને નમુના આજસુધી બની શકતા નહોતા તે બનાવી શકાય તેટલા માટે, અમે લોખંડ બનાવવાની પ્રવૃત્તિમાં પડવાનો નિશ્ચય કર્યો. હું, મારો ભાઇ, થૅામસ ઍનમિલર, હેન્રી ફિપ્સ અને એન્ડ્રુ ક્લૉમેન, એટલાએ મળી લોખંડનું એક નાનું કારખાનું ઉભું કર્યું. પહેલો મિલર ઉભો થયો અને તેણે ક્લૉમેનને આણ્યો. ક્લૉમેને ફિપ્સને છઠ્ઠા હિસ્સાના ફાળાના આઠસેં ડૉલર ધીરીને તેને ઉભો કર્યો અને એ રીતે ઇ૦ સ૦ ૧૮૬૧ ના નવેમ્બર માસમાં અમે લોખંડ બનાવવાનું કારખાનું જમાવ્યું.

આ સ્થળે મારે નોંધ લેવી જોઇએ કે લોખંડ બનાવવાની અમારી સઘળી યોજનાઓનો આત્મા મિ. મિલર હતો. એ બદલ અમે સઘળા 'ટૉમ' ના ઋણી છીએ. એ હજી (ઇ૦ સ૦ ૧૯૧૧ ના જુલાઇની ૨૦ મી એ) હયાત છે અને અત્યંત સ્નેહાળ અને સ્નેહાર્દ્ર સ્વભાવનો પ્રકાશ તથા માધુર્ય અમારા ઉપર ઢોળી રહ્યો છે. જેમ જેમ વરસો પસાર થતાં જાય છે, તેમ તેમ એની કિંમત વધતી જાય છે. વૃદ્ધાવસ્થાને લીધે એનો જુસ્સો નરમ પડયો છે અને જૂદા જૂદા મતમતાંતરોએ સાચા ધર્મને દબાવી દઈ જે વિતંડાવાદ અને ઢોંગનો પ્રચાર કર્યો છે, તે એટલે 'થીયોલૉજી' સામેના એના ઉભરા પણ શાંત થયા છે. ઘડપણમાં આપણે સઘળા ડાહ્યા અને વિવેકી થઇએ છીએ અને એક રીતે જોતાં એ સારૂં છે. (આજ ૧૯૧૨ના જુલાઇની ૧૯ મી તારીખે આ ફકરો ફરીથી વાંચી જતી વખતે મારા એ વહાલા મિત્રના મરણ બદલ

હું શોકાતુર થઇ રહ્યો છું. એ મારો દીલોજાન દોસ્ત ટૉમ મિલર ગયા શિયાળામાં પિટસબર્ગખાતે મૃત્યુને વશ થયો છે. હું અને મારી પત્ની બન્ને એની પાયદસ્તમાં સામેલ થયાં હતાં. મારી પહેલી વયનો પહેલો ભાગીદાર, મારી વૃદ્ધાવસ્થાનો પ્રાણપ્રિય સાથી–જવાથી મને મારૂં જીવન શૂન્ય લાગવા માંડયું છે. મને એની ભારે ખોટ સમજાય છે. એ જ્યાં હોય ત્યાં હું જાઉં -પછી એ સ્થાન ગમે તે હોય–એટલીજ મારી–પ્રાર્થના છે.)

એન્ડ્રુ ક્લૉમેન એલિઘની શહેરમાં લુહારી કામ કરતો હતો. હું જ્યારે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીનો સુપરિન્ટેન્ડેન્ટ હતો, ત્યારે મને એના કામનો અનુભવ થયો હતો. એની બનાવેલી ધરીઓ સર્વોત્તમ નિવડતી. એ એક કુશળ કારીગર હતો. જે ચીજ બનાવવી તે સર્વોત્તમ બનાવવી, એ એનો મુખ્ય સિદ્ધાંત હતો. જર્મન ખાસીઅતે એને પારંગત બનાવ્યો હતો. એની બનાવટના પદાર્થ મોંઘા પડતા, પણ એ પદાર્થોને ઉપયોગમાં લેવાનું શરૂ કર્યું, એટલે એ આખા વરસ દરમીઆન એકસરખું કામ આપ્યાં કરતા. ધરીઓના સંબંધમાં તે સમયમાં માત્ર એટલીજ ચોકસી કરવામાં આવતી કે તે અમુક મુકરર કરેલી મુદતસુધી ટકશે કે અધવચ ભાગી જશે. ધરીઓની બનાવટમાં કેવી ધાતુ વપરાય છે તેનું પૃથક્કરણ કે શાસ્ત્રીય નિરીક્ષણ થતું નહિ.આ જર્મન કારીગરે કેટ કેટલી નવી શોધો કરી હતી ! ઠંડા લોઢાને વહેરી એકસરખી લંબાઇના કકડા કરનારૂં કરવત એણે બનાવ્યું હતું. પૂલો બનાવવામાં જોઇતી કડીઓ, હુક વગેરે બનાવવામાટે તેણે લોખંડને ટીપીને પાતળું કરનારૂં તથા વાળનારૂં યંત્ર બનાવ્યું હતું. અમેરિકામાં સર્વ જાતનો લોખંડી સામાન બનાવનારી પહેલવહેલી ' યુનિવર્સલ મીલ ' પણ તેણેજ સ્થાપી હતી. આ બધાં યંત્ર અમારા કારખાનામાં ઉભાં કરવામાં આવ્યા હતાં. જે વખતે સૅન્ટ લૂઇના પૂલની કમાનો માટે જોઇતી કપ્લીનો અમારા કોઇ કંટ્રાકટરો બનાવી શકયા નહિ અને સઘળું કામ અટકી પડયું, તે વખતે ક્લૉમેને બધા કયાં ગોથું ખાઇ જતા હતા તે બતાવી આપી એણે ' ઘાંચમાંથી ગાડું કાઢી આપ્યું હતું.' જ્યારે એ કહે કે અમુક ચીજ મારાથી બની શકશે કે તરતજ અમે કંઇપણ આનાકાની કર્યા વગર, તે ચીજ પૂરી પાડવાનો કંટ્રાકટર રાખી લેતા, એ ઉપરથી અમારો એના ઉપર કેટલો બધો વિશ્વાસ હતો એ પૂરવાર થાય છે.

અમારા અને ફિપ્સના કુટુંબ વચ્ચે જે ઘરોબો બંધાયો હતો,એ બાબતનો ઉલ્લેખ હું આગળ કરી ગયો છું. પ્રથમ તો મારો સોબતી મોટો ભાઈ જૉન હતો; હેન્રી મારાથી ઘણો નાનો હતો, પણ એક હોંશિયાર અને ચાલાક છોકરા તરીકે તેણે પણ મારૂં ધ્યાન ખેંચ્યું હતું. એક દિવસ એણે પોતાના મોટા

ભાઈ જૉન પાસે એક પા ડૉલર માગ્યો. જૉનને વિશ્વાસ હતો કે એ પૈસા બગાડે એવો નથી તેથી કંઇ પણ તપાસ કર્યા વગર તેણે તેને માગેલી રકમ આપી. બીજે દિવસે'પિટસબર્ગ ડિસ્પેચ' નામના વર્તમાનપત્રમાં નીચે મુજબની જાહેર ખબર પ્રસિદ્ધ થઈઃ—" કામ કરવાના ઉત્સાહવાળા એક છોકરાને કામ જોઈએ છીએ." ચાલાક અને ઉત્સાહી હેરીએ પા ડૉલરનો ઉપયોગ આ પ્રમાણેનો કર્યો હતો. કદાચ એવડી મોટી રકમ એની ઉંમરમાં એણે તે દિવસે પહેલવહેલીજ સામટી ખર્ચી હશે. ડિલ્વર્થ અને બિડવેલની પ્રખ્યાત પેઢી તરફથી એને જવાબ મળ્યો કે 'ઉત્સાહી છોકરાએ' આવીને અમને રૂબરૂમાં મળી જવું. નીમેલે વખતે જતાં તેને ફેરાફાંટા ખાનારા નોકરતરીકેની જગ્યા મળી અને તે વખતના વહીવટ મુજબ દરરોજ સવારમાં તેને પહેલું કામ ઑફીસનો પુંજો કાઢવાનું કરવાનું હતું. માબાપની પરવાનગી મેળવી એ નોકરી ઉપર હાજર થયો અને આ પ્રમાણે એણે દુનિયામાં ઝુકાવ્યું. એના જેવો છોકરો દીપી નીકળ્યા વગર રહેજ નહિ; અને હમેશાં બને છે એમજ બન્યું. થોડી મુદતમાં તો એ શેઠનો માનીતો થઇ પડયો, એટલે તેમણે એક ધંધામાં એની પાંતી કરી આપી. છતાં એ ઉંચે ચઢવાના માર્ગની શોધમાંજ રહેતો, એટલે આગળ જતાં મિ. મિલરની નજર એના ઉપર પડી અને તેણે એન્ડ્રુ કલૉમેનના ધંધામાં એનાં નાણાં રોકી આપ્યાં. એને પરિણામે આખરે ઓગણત્રીસમા મહેલ્લામાં લોખંડની મીલ સ્થાપવામાં આવી. એ મારા ભાઈ ટૉમનો નિશાળનો ગોઠીઓ હતો. બચપણમાં જેવી રીતે એ બન્ને સાથે ને સાથે રહેતા, તેવીજ રીતે મોટપણે પણ તેમણે ભાગીદારીની અંદર ભાગીદારી જેવી ગોઠવણ કરી હતી. જે જૂદી જૂદી સંસ્થાઓમાં તેઓ જોડાયા હતા, તેમાં બન્ને સરખા હિસ્સેદાર રહેતા. જે એક કરે તે બીજો કરતો. મારો ભાઇ ૧૮૮૬ માં ગુજરી ગયો, ત્યાંસુધી તેમની વચ્ચેનો એવો સંબંધ કાયમ રહ્યો હતો.

આ 'ફેરાફાંટા ખાનારો છોકરો' હાલ અમેરિકાનો એક ધનાઢ્ય પુરુષ થઇ પડયો છે અને પોતાની પાસેનાં વધારાનાં નાણાંનો શો વ્યય કરવો, તે એ સારી પેઠે સમજતો હોય, એમ પણ દેખાઇ આવે છે. થોડાં વર્ષ ઉપર એણે એલિધની અને પિટસબર્ગનાં સાર્વજનિક ઉદ્યાનો માટે કુમળા છોડને લીલા ને લીલા રાખવાનાં મકાન (કૉન્ઝર્વેશન્સ) બંધાવી આપ્યાં છે. એ મકાન રવિવારને દિવસે પણ ખુલ્લાં રાખવાની શરત દાખલ કરીને એણે પૂરવાર કરી આપ્યું છે કે, એ જમાનાની પાછળ પડી ગયો નહોતો. બક્ષીસપત્રની અંદરની આ શરતે તે વખતે મોટો ખળભળાટ કરી મૂકયો હતો. ધર્મોપદેશકો વ્યાસપીઠ ઉપરથી એના એ કૃત્યને તુચ્છકારી કાઢતા, અને ધર્મસમાજોએ ઠરાવો પસાર કરી એ

કૃત્યને દેવના પવિત્ર દિવસને અપવિત્ર કરનારૂં જાહેર કર્યું હતું; પણ લોકોએ એકે અવાજે આવી સાંકડા વિચારવાળી દલીલોને વખોડી કાઢી અને સ્થાનિક સમિતિઓએ એ બક્ષીસ હર્ષની ઘોષણાસાથે સ્વીકારી. ધર્મોપદેશકોના બખાળાને મારા ભાગીદારે જે જવાબ આપ્યો હતો તે ઉપરથી આપણને એની સંગીન પ્રકારની સાદી સમજનો સારો ખ્યાલ આવે છેઃ—

"ગૃહસ્થો! તમે કે જેમને અઠવાડીઆમાં માત્ર એકજ દિવસ કામ કરવાનું છે અને બાકીના ૭ દિવસમાં નવરાશ ભોગવવાની અનુકૂળતાને લીધે, કુદરતનું સૌંદર્યનું નિરીક્ષણ કરવાની સ્વતંત્રતા છે, તેમને માટે તો એવી વાતો કરવાનું સહેલું છે; પણ જે વૈતરાખોર લોકોને માત્ર એકજ દિવસની નવરાશ મળે છે,એમ તમે જાણો છો, તેમનાં તે દિવસે જ્ઞાન અને ગમ્મત મેળવવાનાં સાધનનાં દ્વાર બંધ કરવા તૈયાર થઇ જાઓ છો એ શું શરમભરેલું નથી?"

આજ ધર્મોપદેશકો હાલમાં પિટસબર્ગમાં મળેલી તેમની પરિષદ્‌માં દેવળોમાં વાજીંત્રો–વાદ્યયંત્રો દાખલ કરવાના વિષય ઉપર વાદવિવાદ ચલાવી રહ્યા છે; પણ એક બાજુએ એ લોકો જ્યારે દેવળોમાં વાજીંત્રો દાખલ કરવા એ ધર્મની દૃષ્ટિથી વાસ્તવિક છે કે કેમ એની વાટાઘાટ કરી રહ્યા છે, ત્યાં બીજી બાજુએથી બુદ્ધિશાળી પુરુષો રવિવારના પવિત્ર દિવસે (સૅબાથ ડે) સંગ્રહસ્થાન, પુસ્તકાલયો અને બાગબગીચા ખુલ્લા મૂકતા જાય છે; એથી કરીને લોકોના ઐહિક જીવનની જરૂરીઆતો કેવી રીતે પૂરી પાડવી, એના સંબંધમાં ધર્મોપદેશક વર્ગ હાલના કરતાં વધારે લક્ષ આપતો નહિ થાય, તે લોકોની પ્રીતિ સંપાદન કરવા નીકળી પડેલા તેમના હરિફો થોડી મુદતમાં દેવળોને ખાલીખટ અને નિર્જન કરી મૂકશે.

ક્રમભાગ્યે, ધંધાને અંગે કલૉમૅન અને ફિપ્સને મિલરની સાથે મતભેદ પડયો તેથી તેમણે તેને ખસેડયો. મિલરની સાથે અન્યાયથી વર્તવામાં આવ્યું છે એવી મારી ખાત્રી થવાથી મેં બીજાં કારખાનાં ઉભાં કરવામાં તેની સાથે સામેલગીરી કરી. ઈ૦ સ૦ ૧૮૬૪માં 'સાઇકલૉપ્સ મિલ્સ' ની સ્થાપના આ રીતે થઇ હતી. એ મીલો ચાલતી થઇ ત્યારબાદ તેમને જૂની મીલો સાથે જોડી દેવાનું શકય અને સલાહભરેલું લાગવાથી ૧૮૬૭માં અમે 'યુનિયન મિલ્સ'ના નામથી એકત્ર વહીવટ શરૂ કર્યો. મિ. મિલર પોતાના જૂના ભાગીદાર ફિપ્સ અને કલૉમૅનની સાથે ફરીથી જોડાવા નાખુશ જણાતો હતો, પણ હું ધારતો કે એને સમજાવી હા પડાવી શકાશે; કેમકે નવા વહીવટમાં તેમને બદલે મારો, મારા ભાઇનો અને મિલરનો પોતાનો હાથ રહેવાનો હતો. પણ મિ. મિલરે પોતાનો દુરાગ્રહ છોડયો નહિ અને તેનો હિસ્સો ખરીદી લેવા મને આગ્રહ કર્યો. ગઇ ગુજરી ભૂલી જવા મેં એને બહુ સમજાવ્યો, પણ આખરે

જ્યારે એ કોઈ રીતે એકનો બે ના થયો, ત્યારે મેં તેનો હિસ્સો ખરીદી લીધો અને એને છૂટો કર્યો. એ આયર્લૅન્ડનો વતની હતો અને આઇરિશમૅનનો પિત્તો ખસે છે, ત્યારે સહેલાઇથી ઠેકાણે આવતો નથી. એણે મારું કહ્યું મા-ચું હોત તો એ પણ અત્યારે કરોડપતિ થયો હોત. અમારા સઘળા ધંધામાં પહેલ કરનાર એ હતો; અને તવંગર થવા એ સર્વ રીતે હકદાર અને પાત્ર હતો. મારી માગણી નહિ સ્વીકારવામાં થયેલી ભૂલ એણે પાછળથી મારે મોઢે કબૂલ કરી હતી.

અમે તે વખતે ધંધામાં બીનઅનુભવી હતા અને તેથી સાઇક્લૉપ્સ મિલ્સના કારખાનામાટે અમે જે સાત એકર જમીન ખરીદી હતી, તે અમને તે વખતે પુષ્કળ અને વધારા પડતી લાગતી હતી; અને થોડી મુદ્દતસુધી તો અમે એમાંથી કેટલીક જમીન બીજાઓને પટે આપતા, પણ પાછળથી સાત એકરમાં પણ અમને સંકડાશ જણાવા લાગી. મિ. કલૉમૅન લોખંડના મોભ અને પાટડા (બીમ) બનાવવામાં ફતેહમંદ થયો અને ઘણાં વરસોસુધી એ બાબતમાં અમારી મીલ બીજી મીલો કરતાં આગળ પડતી હતી. નવી મીલમાં અમે તમામ પ્રકારના ઘાટ બનાવવાનું શરૂ કર્યું; અને સુધારાવધારા-માં આગળ વધતો દેશ, જે ચીજોનો અગાઉ ભાગ્યેજ ખપ પડતો, તેવી ચીજો પણ વાપરવા લાગશે, એવી ગણત્રી કરીને અમે બીજા કોઈપણ કાર-ખાનામાં ન બનતા હોય એવા નવા નવા ઘાટ કાઢવા લાગ્યા. જે બર કાઢવા બીજી મીલો કબૂલ કે તત્પર થતી નહિ તેવા બર અમે અવશ્ય કાઢતા; અને એક સિદ્ધાંતનું પાલન અમે હમેશાં કરતા. અમે જે કંઈ બનાવતા તે સર્વોત્તમ બનાવતા. વળી અમે થોડી ઘણી અગવડ કે નુકસાની ખમીને પણ અમારા ઘરાકોની મરજી સાચવતા; અને જ્યારે કંઇ વાંધો પડતો, ત્યારે સામા પક્ષને શકનો લાભ આપીને વાંધાની પતાવટ કરતા. આ નિયમોપ્રમાણે અમે વર્તતા. અમે કદી કૉર્ટે ચઢતા નહિ.

હું જેમ જેમ લોઢું બનાવવાની રીતથી માહિતગાર થતો ગયો, તેમ તેમ દરેક તબક્કે કેટકેટલું ખર્ચ આવતું હતું, તેનો હિસાબ નીકળી શકતો નહિ, એ જોઇ મને ઘણી તાજુબી લાગતી. બીજાં મોટાં કારખાનાંમાં તપાસ કરાવી તો ત્યાંની સ્થિતિ પણ એવીજ માલમ પડી. વર્ષ આખરે શિલક મેળવાય અને હિસાબ તારવી કઢાય ત્યાંસુધી નફો કે નુકસાન કશું સમ-જાતું નહિ. વર્ષ આખરે નફો પરવડવાનું ધારતા હોઇએ ત્યાં ખોટ નીકળે અને ખોટ ધારતા હોઇએ ત્યાં નફો નીકળે. આવી અંધારામાં ફાંફાં મારવા જેવી સ્થિતિ મને અસહ્ય લાગી. દર ક્રિયા પાછળ કેટલું ખર્ચ થાય છે, દરેક માણસ કેટલું કામ કરે છે, કયો માણસ કેટલો ગુણ કરે છે અને કયો કેટલું

નુકસાન કરે છે તથા કયો માણસ સૌથી સારૂં કામ કરે છે, એ બધું સમજાય, એવી તોલ કાઢવાની અને હિસાબ તારવી કાઢવાની પદ્ધતિ દાખલ કરવાનો હું આગ્રહ કરવા લાગ્યો.

આ કામ ધારવા કરતાં વધારે વિકટ હતું. દરેક મીલનો મેનેજર સ્વાભાવિક રીતેજ આ પદ્ધતિની વિરુદ્ધ હતો. સંતોષકારક પદ્ધતિ ગોઠવતાં ઘણાં વર્ષો નીકળી ગયાં, પણ આખરે, ઘણા કારકુનો કામે લગાડવાથી તથા જૂદી જૂદી ક્રિયાવખતે માલનો તોલ કરી લેવાનો રિવાજ પાડવાથી, દરેક ખાતામાં કેટલું કામ થતું હતું, એટલુંજ નહિ પણ ભઠ્ઠીઓ ઉપર કામ કરનાર પ્રત્યેક માણસ કેટલું કામ કરતો હતો તે મને સમજાવા લાગ્યુ અને તેને લીધે જૂદા જૂદા માણસો એકબીજાની સરખામણીમાં કેટકેટલું કામ કરે છે, એ બધું અમને સમજાવા લાગ્યું.કામનો હિસાબ બરાબર સમજાય, એવી સંપૂર્ણ પદ્ધતિ દાખલ કરવી અને તેનો બરાબર અમલ કરવો, એ કારખાનાને ફતેહમંદીસાથે ચલાવવાનો એક મુખ્ય ઉપાય છે. આવી પદ્ધતિ અમલમાં હોય તો અમુક માલ અને નાણાંને માટે કોણ કેટલે અંશે જવાબદાર છે, તે તરત પકડી શકાય છે. ઑફીસમાં કોઈ કારકુનને પાંચ ડૉલર જેવી નાની રકમ સોંપવામાં આવે ત્યારે તેનો હિસાબ માગવાનું કે તેના ઉપર તપાસણી કારકુન નિમવાનું કે તેવો કોઇ બીજો અંકુશ મૂકવાનું આવશ્યક મનાતું; પણ કારખાનાંમાં મજુરોને હજારો ટન કાચો માલ સોપ્યા પછી તેનો તૈયાર માલ કેટલો પાકો ફરે છે, તેનો તોલ કરી લઇને કે બીજી રીતે હિસાબ માગવાની આવશ્યકતા મનાતી નહિ.

ઇંગ્લાંડમાં લોખંડ અને પોલાદને તપાવી ગરમ કરવામાટે કેટલેક અંશે 'સિમેન્સ ગૅસ ફર્નેસ' નામની ભઠ્ઠીઓનો ઉપયોગ કરવામાં આવતો; પણ એવી ભઠ્ઠીઓના વાપરથી ખર્ચ બહુ આવે છે એમ લોકો માનતા. અમે એવી ભઠ્ઠીઓ દાખલ કરી હતી, એ બદલ બીજાં કારખાનાંવાળા અમારી સામે એવા કટાક્ષ કરતા કે એ અજબ તરેહની ભઠ્ઠીઓ પાછળ અમે ઉડાઉપણે ખર્ચ કરીએ છીએ; પણ જથાબંધ માલ તપાવવામાં એ ભઠ્ઠીઓનો ઉપયોગ કરવાથી, અડધોઅડધ ઘટ ઓછી આવતી; તેથી કરીને એ વાપરવાથી બમણો ખર્ચ આવે તોપણ નુકસાન કહેવાય નહિ. તેમ છતાં બીજાં કારખાનાંમાં એ નવો પ્રયોગ ઘણાં વરસસુધી દાખલ થયો નહોતો અને એ વરસો દરમીઆન કેટલાંક વરસોમાં તો નફાનો ગાળો એવો નજીવો રહેતો કે એમાંનો મોટો ભાગ તો એ સુધરેલી ઢબની ભઠ્ઠીઓ વાપરવાથી જે બચત થતી તેમાંથી મળી રહેતો.

અમે હિસાબ ઉપજાવી કાઢવાની જે ચોક્કસ પદ્ધતિ દાખલ કરી હતી,

તેને લીધે મોટા જથામાં લોઢું તપાવવાથી કેટલી ઘટ પડે છે, તે અમે નક્કી કરી શકતા. આ સુધારો દાખલ કરવાથી, જર્મનીથી આવેલા, કલૉમૅનના એક દૂરના સગા વિલિયમ બૉર્નટ્રિગર નામના કારકુનની હોંશિયારી અમારા લક્ષ ઉપર આવી શકી. અમુક મુદતસુધીમાં કારખાનામાં કેવીરીતે કામ ચાલ્યું હતું અને તેને લીધે કેટલો નફો પરવડયો હતો, તે બતાવનારૂં તેણે તૈયાર કરેલું એક વિગતવાર પત્રક અમને બતાવી એણે અમને આશ્ચર્યચકિત કર્યાં. આ પત્રક એણે અમારાથી છાનું રાતો વેઠીને તૈયાર કર્યું હતું. એણે જે નમુનો પસંદ કર્યો હતો એ ઉત્તમ પ્રકારનો અને નવી ઢબનો હતો. કહેવાની જરૂર નથી કે એ વિલિયમને અમે તરતજ કારખાનાનો સુપરિન્ટેન્ડન્ટ બનાવ્યો અને પાછળ-થી એ અમારો ભાગીદાર બન્યો. શરૂઆતનો ગરીબ જર્મન મરતી વખતે કરોડપતિ થયો હતો. એ એના બુદ્ધકૌશલ્ય અને જાત મહેનતનુંજ ફળ હતું.

ઈ૦ સ૦ ૧૮૬૨માં પેન્સિલ્વેનિયાના તેલના કૂવાએ લોકોનું ધ્યાન ખેંચ્યું. મારા મિત્ર મિ. વિલિયમ કોલ્મૅન જેની પુત્રીએ પાછળથી મારા ભાઇની સાથે લગ્ન કર્યું હતું, તેણે આ શોધમાં ઘણું હિત લેવા માંડયું અને આખરે એ મને એ પ્રદેશનું નિરીક્ષણ કરવા તેડી ગયો. આ સફર અત્યંત આનંદજનક હતી. એ પ્રદેશ જોવા લોકો તીડની માફક ઉભરાયા હતા અને ધસારો એટલો ભારે હતો કે બધાને રહેઠાણ મળી શકતાં નહિ; પણ જે વર્ગના લોકો ત્યાં ઉતરી પડયા હતા, તેમને એ પાંતીની કંઇ અડચણ નહોતી. થોડી મુદતમાં તો તેઓ એકાદ ઝુંપડી ઉભી કરાવી લેતા અને તેમાં જીંદગીનાં તમામ સુખનાં સાધન વસાવતા. એમણે અઢળક ધન સંપાદન કૈરેલુ હોવાથી દ્રવ્યપ્રાપ્તિની શોધમાં સાહસ ખેડવાની તેમને નવાઇ નહોતી.

પણ વધારે નવાઇની બીના તો ત્યાં જે સદ્દભાવ અને ખુશમિજાજનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું એ હતી. 'વન ઉજાણી'ના જેવો ઘાટ જામી રહ્યો હતો. દરેક માણસ ઉલ્લાસમાં ફરતો હતો. બધા ધનાઢયપણાનાં સ્વપ્ન નિહાળી રહ્યા હતા. ઝુંપડાંને મથાળે વાવટા ફરકી રહ્યા હતા અને તેમાં અજબ તરેહના મુદ્રાલેખ નજરે પડતા હતા. એક ઠેકાણે બે માણસો તેલની શોધ કરવા માટે 'બોરીંગ' કરી રહ્યા હતા, તેમના વાવટા ઉપર 'ચીન અગર નરક' એવો મુદ્રાલેખ હતો. તે ઉંડે ઉતરતાજ જતા હતા. કેટલું ઉંડું ઉતરવું પડશે, એની એમને પંચાત નહોતી.

ગમે તેવા સ્થળમાં સમાવેશ કરી લેવાની—ગમે તેવી સ્થિતિને અનુકૂળ થઈ જવાની, અમેરિકાના લોકોની ખાસિયત આ ઠેકાણે સ્પષ્ટ દીસી આવતી હતી. ગેરવ્યવસ્થાનું સ્થાન વ્યવસ્થાએ તરતજ લઈ લીધું. થોડા વખત પછી એ મુલકની

અમે ફરીથી મુલાકાત લીધી હતી, ત્યારે ત્યાં એક બેન્ડ વાજું પણ મારા જોવામાં આવ્યું હતું; અને તે પણ ત્યાં જઇ નવા વસેલા માણસોએજ ઉભું કર્યું હતું. શરત સાથે કહી શકાય કે, અમેરિકાના એક હજાર માણસો નવા મુલકમાં જઇને વસે તો થોડી મુદતમાં સર્વ પ્રકારની રચના રચે—શાળાઓ, દેવળો, લાઇબ્રેરીઓ, વાંચનાલયો અને બૅન્ડ વાજાં સઘળું ખડું કરે—અર્થાત્ સુધારાનાં સર્વ સાધન ઉભાં કરે અને દેશને સમૃદ્ધ કરવાના કાર્યમાં આગળ વધ્યાં કરે; પણ જો તેમની જગ્યાએ અંગ્રેજો હોય તો વંશપરંપરાના હકને લીધે કોણ સર્વોપરી છે અને કુલીનપણાને કારણે કોણ અગ્રણી થવાને લાયક છે, એનો નિર્ણય કરવામાંજ વખત ગુમાવ્યાં કરે. અમેરિકાના લોકો એકજ વાત ભણ્યા છે કે-'વાપરે તેની તરવાર.'

ઑઇલફીક શહેરમાં આજ કેટલાય હજાર માણસની વસ્તી છે. તેટલીજ વસ્તી વહેળાને બીજે છેડે આવેલા ટિટુસ્વીલ શહેરમાં છે. જે પ્રદેશમાથી શરૂઆતમાં દર મોસમમાં લોકો વહેળાની સપાટી ઉપર લૂગડાં પાથરીને થોડાંઘણાં પીપ ભરાય એટલું તેલ નીચોવી લેતા, તે પ્રદેશમાં હાલ કેટલાંક શહેર વસ્યાં છે, તેલ સ્વચ્છ કરવાની ફેક્ટરીઓ સ્થાપવામાં આવી છે અને કરોડો ડૉલરની મુડીઓ રોકવામાં આવી છે. એ જમાનાની બધી યોજનાઓ બહુજ સાદી હતી; કૂવામાંથી જે તેલ નીકળતું તે પહોળાં તળિયાંવાળી હોડીઓમાં ભરવામાં આવતું; તેમાંથી કેટલુંય ચૂઈ જતું. હોડીઓમાં પાણી ભરાઈ જતું અને તેલ છલાઇને નદીઓમાં જતું. વહેળામાં કેટલેક ઠેકાણે પાળીઓ નાખી પાણી રોકવામાં આવતું, બાદ મુકરર કરેલે દિવસે અને વખતે એ પાળીઓ તોડી નાખવામાં આવતી; એટલે વહેણ ઉપર થઇ હોડીઓ એલિઘની નદીમાં દાખલ થતી અને ત્યાંથી પિટ્સબર્ગ જતી.

આ પ્રમાણે માત્ર વહેળા ઉપરજ નહિ, પણ એલિઘની નદી ઉપર પણ તેલ તેલ થઈ રહેતું. હોડીઓ છૂટવા પામતી, ત્યાંસુધીમાં તેમાંથી ત્રીજા ભાગનું તેલ ઝમીને બરબાદ જતું અને પછી એ હોડીઓ પિટ્સબર્ગ પહોંચતી, ત્યાંસુધીમાં હોડીમાં રહેલા તેલનો ત્રીજો ભાગ છલાઇને તથા ઝમીને નદીમાં જતો. જૂના વખતમાં ઇન્ડીઅન લોકો જે તેલ ભેગું કરતા, તેના પિટ્સબર્ગમાં શીશા ભરાતા અને પછી દવાતરીકે તેનું વેચાણ થતું. આ તેલ સંધીવા ઉપર રામબાણ દવાતરીકે ગણાતું અને તેથી તે બહુ મોંઘું વેચાતું. એક નાની શીશીનો એક ડૉલર ઉપજતો; પણ તે જેમ જેમ વધારે જથામાં નીકળવા લાગ્યું અને તેથી સસ્તું થતું ગયું, તેમ તેમ એના ગુણ નાશ પામતા ગયા. આપણે માનવીઓ કેવા મૂર્ખ છીએ!

સૌથી પ્રખ્યાત કૂવા 'સ્ટોરી ફાર્મ' નામના ક્ષેત્રના હતા. આ કૂવા અમે ચાળીસ હજાર ડૉલરની કિંમતે ખરીદી લીધા. મિ. કોલ્મૅને એવી સલાહ આપી કે જ્યારે ત્યારે અને તે પણ થોડી મુદતમાં, તેલનો આવરો બંધ થયા વગર રહેવાનો નથી; માટે આપણે ભાવ ખાવા માટે એક લાખ પીપ માય એવડો ખાડો ખોદી તેમાં તેલ ભરી રાખવું અને ખાડામાં તેલ ચુસાતું જાય તેમ તેમ તેમાં નવું તેલ ઉમેરતા રહી તેને ભરેલો અને ભરેલો રાખવો. આ સૂચનાનો અમલ તરતજ કરવામાં આવ્યો; પણ પેલા વકી રાખેલા દિવસની આશામાં અને આશામાં હજારો પીપ ભરાય એટલા તેલની બરબાદી ભોગવ્યા બાદ અમે એ તેલનું તળાવ ખલાસ કરી નાખ્યું. કોલ્મૅને એવી આગાહી કરી હતી કે, જ્યારે તેલના ઝરા વહેતા બંધ થઈ જશે, ત્યારે એક પીપનો ભાવ દશ ડૉલર થઇ જશે, એટલે પેલા તેલના તળાવના દશ લાખ ડૉલર ઉપજશે. અમને તે વખતે ખ્યાલ નહોતો કે કુદરતનો ખજાનો અખૂટ છે; અને તેમાંથી દરરોજ હજારો પીપ ભરાય એટલું તેલ નીકળ્યા કરે તોપણ તે જરાપણ ઉણો થતો નથી.

આ ચાળીસ હજાર ડૉલરના રોજગારમાંથી અમને એકંદર રીતે સારો નફો પરવડ્યો.+ વળી જે વખતે અમારે નાણાંની ખરી જરૂર હતી, તે વખતેજ એનું ઉત્પન્ન આવવા લાગ્યું હતું. પિટ્સબર્ગમાં નવી મીલ બાંધવા માટે, જેટલી રોકડ અમારી પાસે હતી, તે તમામ રોકડ હોમ્યા ઉપરાંત મોટી રકમ અમારે વ્યાજે ઉપાડવી પડી હતી; પણ અમારી ઉંમરના પ્રમાણમાં અમારી આંટ ઘણી સારી હતી, તેથી એ બાબતની જરાપણ મુશ્કેલી નડી નહોતી.

આ તેલના વેપારને અંગે મારે એ પ્રદેશમાં ઘણી વખત આવ-જા કરવી પડતી. વળી ઓહિયો પ્રાંતના એક તેલના ક્ષેત્રમાં ઇ૦ સ૦ ૧૮૬૪ માં એક એવો કૂવો હાથ આવ્યો હતો કે જેમાંથી નીકળતાં તેલમાં લુબ્રિકેટ કરવાનો (ઉંજવાથી લીસું કરવાનો) ગુણ હતો,ત્યાં પણ હું જઈ આવ્યો હતો. આ સફર-માં અમને અનેક વિચિત્ર અનુભવ થયા હતા. હું, મિ. કોલ્મૅન અને મિ. ડેવિડ રિચી ત્રણ આ જંગી કૂવો જોવા ગયા હતા. પાછા ફરતા અગાઉ એ કૂવો અમે ખરીદી લીધો હતો.

ત્યાં જતી વખતે હવા ખુશનુમા હતી અને રસ્તા સારા હતા; પણ અમે ત્યાં રહ્યા તે દરમયાનમાં વરસાદ શરૂ થઇ ચૂક્યો હતો; એટલે પાછા ફરતી વખતે અમારા ઉપર વિચિત્ર સંસ્કાર વીતવા લાગ્યા. અમે ગાડાંમાં બેસીને નીકળ્યા; પણ થોડી મુસાફરી કર્યાં બાદ મુશીબતોની શરૂઆત થઇ. આખો

+ 'સ્ટોરી ફાર્મ'ના કૂવામાંથી એક વરસમાં દશ લાખ ડૉલર મળ્યા હતા; અને જ્યારે એ કૂવા વેચી ન ખવામાં આવ્યા, ત્યારે તેના પચાસ લાખ ડૉલર ઉપજ્યા હતા.

રસ્તો કીચડમય થઇ રહ્યો હતો અને એ ચીકણા કાદવમાં થઈ અમારૂં 'રગ-સિયું ગાડું' મહામુશીબતે માર્ગ કાપતું હતું. વળી ઉપરથી વરસાદની ઝડીઓ પડયાં કરતી હતી અને એજ સ્થિતિમાં આખી રાત ગાળવી પડે એવો મામલો દેખાતો હતો. ગાડાની એક બાજુએ મિ. કોલ્મૅન લાંબો થઇને પડયો હતો અને બીજી બાજુએ મિ. રિચી પડયો હતો તથા હું પાતળો હોવાથી ( મારૂં વજન સો રતલથી વધારે નહોતું. ) એ બે કદાવર પુરુષોની વચમાં ભરાઇ ગયો હતો. ગાડું થોડા કદમ ચાલે અને પાછું કીચડમાં સજ્જડ ચોંટી જાય. ચાલે ત્યારે આચકા વગેરેનો ઠગરાટ તો એવો દાખવે કે કહેવાની વાત નહિ ! ગાડામાં એક આડું પાટિયું નાખી ઉંચી બેઠક કરી હતી, તેની નીચે અમે અમારાં માથાં રાખ્યાં હતાં. આવી કમબખ્તી છતાં અમે આખી રાત ગમ્મત-માં પસાર કરી હતી.

બીજા દિવસની રાત પડવા આવી, તે અરસામાં અમે એક ગામડે જઇ પહોંચ્યા. ગામડાના લાકડાના દેવળમાં રોશની કરવામાં આવી હતી અને ઘંટ વાગી રહ્યો હતો. અમે મુસાફરખાનામાં પહોંચ્યા કે તરત એક કમીટીએ અમારી પાસે આવી કહ્યું કે, અમે તમારી રાહ જોઇને બેસી રહ્યા છીએ અને ધર્મમંડળ ભેગું થયેલું છે. હકીકત એવી હતી કે, એ લોકોને એક નામાંકિત ધર્મોપદેશકના આગમનના સમાચાર મળ્યા હતા; અને તેથી તેનું સન્માન કરવાની તેમણે તૈયારીઓ કરી રાખી હતી; પણ તે પણ અમારી માફક વાટમાં રોકાઇ ગયો હશે ! એમણે મને એ ધર્મોપદેશક માની લીધો અને તેથી મને તેઓ પૂછવા લાગ્યા કે:-'તમે કયારે સભામાં પધારી શકશો ?' મને અને મારા સાથીઓને એમની ભૂલનો લાભ લઈ જરા ટીખળ કરવાનું મન તો થયું હતું, પણ મુસાફરીના શ્રમને લીધે થાકીને લોથ થઇ જવાના કારણે તેમ કરવા મારૂં શરીર તથા મન કબૂલ થયું નહિ. ધર્મોપદેશક થઇ બેસવાનો આવો સારો યોગ બીજી કોઇ વખત મને મળ્યો નહોતો.

જે જૂદા જૂદા ધંધામાં મેં મારી પુંજી રોકી હતી, તેની ઉપર મારે જાતે એટલી બધી દેખરેખ રાખવી પડતી હતી કે તેથી મેં રેલ્વેની નોકરી છોડી દઇ મારા પોતાના કામકાજ ઉપરજ સંપૂર્ણ ધ્યાન આપવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય ઉપર આવતા પહેલાં થોડા વખત અગાઉજ પ્રેસિડન્ટ ટૉમ્સને મને ફિલાડેલ્ફિયા બોલાવી મિ. લેવિસના હાથનીચે આસિસ્ટન્ટ જનરલ સુપ-રિન્ટેન્ડન્ટ નિમવાની ઇચ્છા બતાવી; પણ મેં તેમને એવો જવાબ આપ્યો કે, મેં ધનાઢય થવાનો નિશ્ચય કર્યો છે અને રેલ્વે કંપની મને ગમે એટલો પગાર આપે તોપણ પ્રમાણિકપણે નોકરી કરવાથી પૈસાદાર થઇ શકાવાનું નથી;

અને મારે અપ્રમાણિકપણે પૈસાદાર થવું નથી, એટલે મેં રેલ્વેની નોકરીમાંથી છૂટા થવાનો નિશ્ચય કર્યો છે.' હું જ્યારે રાતે સુઇ જતો, ત્યારે મારો અંતરાત્મા આ નિશ્ચયને સંમતિ આપતો.

હું જ્યારે પ્રેસિડંટ થૉમ્સનની રજા માગી પાછો ઘેર જવા નીકળ્યો, ત્યારે કાગળમારફતે મેં મારી આ ઇચ્છા તેમને નિવેદન કરી; અને તેના જવાબમાં તેમણે મારા ઉપર જે પત્ર લખ્યો તેમાં એ બદલ તેમણે મને અભિનંદન આપ્યું. ઇ. સ. ૧૮૬૫ ના માર્ચની ૨૮ મી તારીખે મેં મારા હોદ્દાનું રાજીનામું આપ્યું. તે વખતે રેલ્વેના નોકરોએ મને એક સોનાનું ઘડિયાળ ભેટ આપ્યું. આ ઘડિયાળને અને મિ. થૉમ્સનના પત્રને હું બહુજ કિંમતી સંભારણાતરીકે સાચવી રાખું છું.

વિભાગના નોકરવર્ગને ઉદ્દેશીને મેં નીચેનો કાગળ લખ્યો હતોઃ—

પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની,
પિટ્સબર્ગ વિભાગના સુપરિન્ટેન્ડન્ટની ઑફીસ.
પિટ્સબર્ગ, ૨૮ મી માર્ચ ૧૮૬૫

પિટ્સબર્ગ વિભાગના અધિકારીઓ અને નોકરોજોગ—સદ્‌ગૃહસ્થો !

તમારી સાથેનો સંબંધ તોડતાં મને જે ભારે ખેદ થાય છે, તે તમારાથી છૂટા પડતા અગાઉ કંઇક અંશે પ્રદર્શિત કર્યાસિવાય મારાથી રહેવાતું નથી. જે લોકોએ એકનિષ્ઠાથી મારી સાથે કંપનીની નોકરી કરી છે, તેમની સાથેના બાર વરસના સુખદાયી સહવાસથી તેમનાપ્રત્યે મારાં હૃદયમાં ઉંડું મમત્વ બંધાયું છે. ભાવી ફેરફાર શોકજનક એટલા કારણસર લાગે છે કે એને લીધે, તમે અને બીજાં જૂદાં જૂદાં ખાતાંના અનેક માણસો, કે જેમની સાથે ધંધાને અંગે સંબંધમાં આવવાને લીધે,મારી મિત્રતાની ગાંઠ બંધાઇ છે,એ બધાની સાથે ભૂતકાળમાં હું જેવા ગાઢ પરિચયમાં આવી શકતો હતો,તેવા પરિચયમાં ભવિષ્યમાં આવી શકીશ નહિ. હું તમને ખાત્રી આપું છું કે, જો કે હવેથી આપણી વચ્ચેનો ઑફીસના નાતાનો સંબંધ તૂટશે, તોપણ ભૂતકાળમાં જે લોકોએ પિટ્સબર્ગ વિભાગને પોતાનો માની લીધો છે અને જેઓ ભવિષ્યમાં પણ પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના વહીવટને ફતેહમંદ બનાવવામાં પોતપોતાની શક્તિ પ્રમાણેનો હિસ્સો આપશે તથા તેની આબાદીમાં હિસ્સેદાર બનશે (એવો મને વિશ્વાસ છે) એ સઘળાના કલ્યાણમાં હું અતિશય હિત ધરાવતો રહીશ. તમે મારાપ્રત્યે નિરંતર જે માયાળુપણું બતાવ્યું છે તથા તમામ પ્રસંગોએ મારી મરજીમુજબ વર્તવાની તમે જે કાળજી [illegible] છે, [illegible] [illegible]

તમારો ઉપકાર માનીને તથા મારી પાછળ આવનાર અમલદારને પણ તમે એવીજ રીતે મદદ કરતા રહેશો, એવી આશા રાખીને, હું તમારી રજા લઉં છું.

હું છું, તમારો સ્નેહી,

એન્ડ્રુ કાર્નેગી

ત્યારપછીથી મેં કોઇ વખત પગાર લઇ કામ કર્યું નથી. જે માણસને બીજાના કબ્જામાં રહેવું પડે છે, તેનું કાર્યક્ષેત્ર અતિશય નાનું હોય છે. તે એક મોટી સંસ્થાનો પ્રેસિડંટ થાય,તેમ છતાં પણ જો તેની મુડીના મોટા ભાગ ઉપર તેનો કાબુ ન હોય, તો તેનાથી કોઇ કામ સ્વતંત્રપણે થઈ શકતું નથી. અસાધારણ બાહોશી ધરાવનારા પ્રેસિડંટોને પણ, જેમને ધંધાનુ ઘણુંજ થોડું જ્ઞાન હોય છે, એવા ડાયરેક્ટરો તથા શૅરહોલ્ડરો વખતો-વખત સતાવ્યાં કરે છે; છતાં મને કહેતાં આનંદ થાય છે કે, આજે મારા જે સર્વોત્તમ મિત્રો છે, તે જેમની સાથે મેં પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીની નોકરી ઉઠાવી છે, તે ગૃહસ્થો પૈકીના છે.

૧૮૬૭ ની સાલમાં, ફ્પ્સે, જે. ડબ્લ્યુ. વેન્ડેવર્ટ અને મેં ફરીથી યૂરોપની મુલાકાત લીધી, ઇંગ્લાંડ અને સ્કૉટલેન્ડમાં અમે ઘણું પર્યટન કર્યું અને ખંડ ઉપર પણ સફર કરી. 'વેન્ડી' મારો અત્યંત નિકટનો સાથી થઇ પડયો હતો. બેયાર્ડ ટેલરનું 'વ્યુઝ ઍફુટ' નામનું પુસ્તક વાંચીને અમે અતિશય ઉત્સાહમાં આવી ગયા હતા. એ સમય તેલના કૂવા ખોદાવવાની ધમાલનો હતો અને શૅરના ભાવ સારી પેઠે ઉછળ્યા હતા. એક દિવસ રાવવારને દિવસે ઘાસ ઉપર આળોટતાં મેં એને પૂછ્યું:—" વેન્ડી ! જો તું ત્રણ હજાર ડૉલર કમાય, તો એ રકમ મારી સાથે યૂરોપની સફર કરવામાં ખર્ચવા તું તૈયાર થાય ખરો ?"

તેણે જવાબમાં કહ્યું:—" મીનીબાઈ, મીનીબાઇ ! દૂધ પીશો,તો કહે તૈયાર છીએ" બતકને તરવાનું મળે અને આયરિશમેનને બટાકા ખાવા મળે, તો કોઇને પૂછવાની રાહ જુએ ખરાં " ?

વૅન્ડીએ થોડા ડૉલર બચાવ્યા હતા, તેના ઑઇલ કંપનીઓના શૅર ખરીદવાથી જોઇતી રકમ તરત મળી. હેરી ફિપ્સ કે જે અત્યાર અગાઉ સારી પુંજીવાળો થઈ ચૂકયો હતો તેને પૂછતાં એ પણ અમારી મંડળીમાં ભળ્યો. અમે યૂરોપની ઘણીખરી રાજધાનીઓની મુલાકાત લઇ આવ્યા; જુવાનીના ઉન્માદમાં અમે દરેકે દરેક મિનારા ઉપર ચઢતા, પર્વતોની ટોચે સૂઈ જતા અને અમારો સરસામાન બગલથેલીઓમાં ભરી ચાલતા. વિસુવિયસ પર્વતની ટોચે અમે અમારી સફરની સમાપ્તિ કરી અને મરતાં—જીવતાં એક વખત દુનિયાની મુસાફરી કરવી એવો ત્યાં બેસી નિશ્ચય કર્યો.

યૂરોપની મુસાફરીમાંથી અમને ઘણું શીખવાનું મળ્યું. અત્યારસુધી ચિત્રકામ અને કોતરકામના સંબંધમાં મને બીલકુલ માહિતી નહોતી; પણ મુસાફરીદરમિયાન હું જૂદા જૂદા ચિત્રકારોની કૃતિઓનાં વર્ગીકરણ કરી શકતો. ઉત્તમ કૃતિઓના નિરીક્ષણથી તાત્કાલિક તો આપણને કશો લાભ થયો હોય એમ કદાચ નહિ સમજાય; પણ જ્યારે આપણે આપણા વતનમાં પાછા ફરીશું, ત્યારે જે ચિત્રો પ્રથમ આપણને સુંદર લાગતાં હતાં તેને આપણે બેમાલૂમપણેજ નમાલાં ગણી ફેંકી દઇશું અને આપણી આગળ રજુ થતી કૃતિઓની પરીક્ષા જૂદાજ ધોરણથી કરવા લાગીશું. જે કૃતિઓ સર્વોત્કૃષ્ટ હોય છે, તેમની આપણા હૃદય ઉપર એવી સજ્જડ છાપ પડી ગઈ હોય છે, કે જે કૃતિઓ બાદલી કે નકલી હોય છે તે આપણને આકર્ષક લાગતીજ નથી.

યૂરોપની સફરથી મને સંગીતના ઉત્તમ જલસાનો અનુભવ લેવાની પણ તક મળી. લંડનમાં 'ક્રીસ્ટલ પૅલેસ' (કાચ મહેલ)માં તે વખતે હૅન્ડલની જયંતી ઉજવાતી હતી અને ત્યાં મને સંગીતના અપૂર્વ પ્રભાવની જે પ્રતીતિ થઇ તે પહેલાં કદી થઇ નહોતી અને ફરીથી કદી થઇ નથી. ક્રીસ્ટલ પેલેસમાં, યૂરોપનાં દેવળોમાં અને સંગીત નાટયગૃહોમાં સાંભળેલાં ઉત્તમોત્તમ ગાયનોને લીધે સંગીતના સંબંધની મારી દૃષ્ટિ અતિશય વિશાળ થઈ. રોમમાં પોપની સંગીત મંડળીનાં ગાયનોએ તથા નાતાલ અને ઇસ્ટરના તહેવારો ઉપર ગવાયલાં ગાયનો-એ તો કમાલજ કરી હતી.

વેપારની દૃષ્ટિથી જોતાં પણ આ સફરો ઘણી લાભકારક નિવડી. આગ-ગાડી કેટલી ઝડપથી ચાલે છે કે ચક્ર કેટલી ઝડપથી ફરે છે, તેનો બરાબર ખ્યાલ બહારના માણસનેજ આવી શકે છે. હું એમ માનતો હતો કે અમેરિકા-ના લોકોની જરૂરીઆતોમાં જે વધારો ઝડપથી થયાં કરતો હતો, તેને પહોંચી વળવા માટે અમારી સંસ્થાઓના વિસ્તારમાં જેટલો વધારો કરીએ તેટલો ઓછો છે; પણ પરદેશમાં તો જાણે કશી પ્રગતિજ થતી નથી, એમ મને લાગ્યું. યૂરોપનાં કેટલાંક પાટનગર બાદ કરીએ, તો યૂરોપમાં સઘળું સ્થંભેલું હોય એમ સમજાતું હતું; પણ અમેરિકામાં તો સર્વત્ર મોટી ધમાલ ચાલી રહેલી માલમ પડતી–હજારો માણસો આમતેમ દોડાદોડ કરી રહ્યા હોય, એક બીજાના કરતાં વધારે ધાંધલીઓ હોય અને બધા મળી મોટો ઈમલો ઊભો કરી રહ્યા હોય એમ દેખાતું.

અમારાં કારખાનાંમાં એક નવો ઉદ્યોગ દાખલ કરવાના સંબંધમાં અમે મારા પિત્રાઇ ભાઇ જ્યૉર્જ લૅાડર (ડૅાડ)ને આભારી હતા. એ જાતનો ઉદ્યોગ અમેરિકામાં પહેલવહેલોજ હતો. અમારા મિ. કોલ્મૅનને ઇંગ્લાંડમાં

વિગાન ખાતે તેડી જનાર અને તેને કોલસાની ખાણોના કચરાને ધોવાની અને બાળીને સાફ કરવાની રીત શીખવનાર તેજ હતો. મિ. કોલ્મૅન અમને હમેશાં કહેતો કે, ખાણોમાંથી નીકળતા જે કચરાને આપણે ફેંકી દઇએ છીએ અને જેને ફેંકી દેવા માટે આપણને ખર્ચ કરવું પડે છે, તે કચરાને જો કોઇ રીતે ઉપયોગમાં લઇ શકાય તો કેટલો બધો લાભ થાય! અમારો પિત્રાઇભાઇ ડૉડ મિકેનીકલ એન્જીનીઅર હતો અને તેણે લૉર્ડ કોલ્વનના હાથનીચે ગ્લાસ્ગો યુનિવર્સિટીમાં શિક્ષણ લીધું હતું. તેણે પણ જ્યારે મિ. કોલ્મૅનના કહેવાને ટેકો આપ્યો, ત્યારે મેં ઇ. સ. ૧૮૭૧ના ડિસેમ્બર માસમાં પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીની સડકની બાજુમાં એ કામ માટેનાં કારખાનાં ખોલવા માટે નાણાં ધીરવાનું કબૂલ કર્યું. કોલસાની કંપનીઓનો કચરો ખરીદી લેવાના દશ વરસના કબાલા કરી લેવામાં આવ્યા અને તે કચરાને કારખાનાં આગળ પહોંચાડી આપવાના રેલ્વે કંપનીઓ સાથે પણ તેટલી મુદતના કબાલા કરવામાં આવ્યા. પછી મિ. લૉડરે કોલસા ધોવાનું અમેરિકાનું પહેલવહેલું કારખાનું બંધાવ્યું અને તેના કામકાજ ઉપર ઘણાં વર્ષ સુધી દેખરેખ રાખી તેને ફતેહમંદ બનાવ્યું (એ જે જે પ્રવૃત્તિઓમાં પડતો, તે સઘળી ફતેહમંદજ ઉતરતી) અને તેની પાછળ થયેલું ખર્ચ થોડી મુદતમાં વસુલ કરી આપ્યું. એ જોઇ મારા ભાગીદારોએ આ કારખાનાને પાછળથી પોતાની પેઢીમાં ભેળવી દીધું.

કોલસાના કચરાને સાફ કરવાના ચુલાની સંખ્યામાં વખતોવખત વધારા કરતાં, આજે એમની સંખ્યા પાંચસેની થઈ છે અને તેમાં દરરોજ ૧૫૦૦ ટન કોલસો ધોવાય છે. હું જ્યારે જ્યારે લારિમરના સ્ટેશને થઇ આ ચુલાઓ પાસે થઇ પસાર થાઉં છું,ત્યારે ત્યારે મારા મનમાં એવા વિચાર આવે છે, કે જ્યાં પ્રથમ ઘાસનો એક છોડ ઉગતો, ત્યાં બે ઉગી શકે એવી યુક્તિની શોધ જે માણસોએ કરી તે માણસોને જનસમાજના ઉપકારક ગણવામાં આવે છે; તો પછી જે પદાર્થને અગાઉ નકામો ગણી ફેંકી દેવામાં આવતો, તેમાંથી જે માણસો ઉંચી જાતનો કોયલો બનાવે છે તેમને પણ જનસમાજના ઉપકારક કેમ નહિ ગણવા જોઇએ? નકામી ચીજમાંથી કંઇક અંશે પણ ઉપયોગી ચીજ બનાવવી, એ કાર્ય પ્રશંસાપાત્ર છે. અમેરિકામાં એ કાર્ય પહેલવહેલું કરનાર પેઢીને પણ ધન્યવાદ ઘટે છે!

ડન્ફર્મલાઇનવાળા મારા મોળાઇભાઇ મોરિસનનો છોકરો પણ અમારો એક બાહોશ ભાગીદાર હતો. એક દિવસ હું કારખાનામાં ફરતો હતો, ત્યારે સુપરિન્ટેન્ડન્ટે મને પૂછ્યું કેઃ—"આપણા કારખાનામાં તમારો એક સગો છે

તે એક બાહોશ કારીગરતરીકે દીપી નીકળવા લાગ્યો છે, તે તમે જાણો છો?" મેં નકારમાં જવાબ આપ્યો અને તેને મળવાની ઇચ્છા બતાવી. અમે જ્યારે ભેગા થયા, ત્યારે મેં એનું નામ પૂછ્યું એટલે તેણે કહ્યું:–' મોરિસન. મારા પિતાનું નામ રૉબર્ટ–' અરે આ તો મારો મોળાઇભાઇ ' બૉલ '

" ઠીક, તું અહીં શી રીતે આવ્યો?"

" મેં એમ ધાર્યું કે અહીં આવવાથી અમારી સ્થિતિ સુધરશે."

" તારી સાથે બીજું કોણ છે?" " મારી પત્ની "

" ત્યારે તું આવીને પહેલો તારા સગાને કેમ મળ્યો નહિ? એ તને કંઇક મદદ કરત."

" મેં એમ ધાર્યું કે જો એમને એમ નોકરી મળી જાય તો પછી મદદની શી જરૂર છે?"

મોરિસનકુટુંબના નબીરાને છાજે એવુંજ વચન એ બોલ્યો. એને સ્વાશ્રયી થવાનું–શુક્રના તારાની માફક સ્વતંત રહેવાનુંજ–શિક્ષણ મળેલું. થોડી મુદત પછી એ અમારા ડુકેસ્ની ખાતાના નવા કારખાનાનો સુપરિન્ટેન્ડન્ટ થયો અને એ હોદ્દા ઉપરથી તે ઉંચે ને ઉંચે ચઢવા લાગ્યો. આજ એ કરોડપતિ થયો છે. અમે સઘળાં ટૅામ મોરિસનને માટે મગરૂર છીએ. (કાલેજ મને એનો પત્ર મળ્યો છે તેમાં તે મને તથા મારી પત્નીને કાર્નેગી ઇન્સ્ટિટ્યુટના વાર્ષિક મહોત્સવ નિમિત્તની અમારી મુલાકાત દરમિયાન પોતાની મહેમાનગીરી સ્વીકારવાનું આમંત્રણ આપે છે.)

હું મારા ભાગીદારોને હમેશાં એવી સલાહ આપતો કે આપણે આપણી પ્રવૃત્તિ વધાર્યાજ જવી અને આપણા કાર્યક્ષેત્રના વિસ્તારમાં વધારો કરી લોખંડ અને પોલાદની બનાવટની રીતોમાં સુધારાવધારા કર્યાં કરવા. બહારથી આયાત થતા માલ ઉપર અમેરિકાએ જે ભારે જકાત નાખી, તેને લીધે તેની ભાવી પ્રગતિના સંબંધની તમામ દહેશત નાબુદ થઈ. મારી તો ખાત્રી થઇ હતી કે, આંતર્વિગ્રહને પરિણામે અમેરિકાના લોકોએ પોતાની સલામતીને માટે આવશ્યક એવી હરેક ચીજને માટે યૂરોપના પરાધીનપણામાંથી મુક્ત થઈ પોતાનું સર્વ વાતે સ્વતંત્ર રાષ્ટ્ર સ્થાપવાનો નિશ્ચય કર્યો હતો. અમેરિકાને પોતાને જોઇતું તમામ પ્રકારનું પોલાદ અને લોખંડનો મોટો ભાગ પરદેશમાંથી આયાત કરવો પડતો હતો. સૌથી વધારે માલ ઇગ્લાંડથી આવતો. લોકોએ એવો આગ્રહ કરવા માંડયો કે, આપણને જોઇતો માલ આપણા દેશમાં જ તૈયાર થવો જોઇએ. આ ઉપરથી કૉંગ્રેસે પરદેશથી આવતી પોલાદની રેલો ઉપર અઠ્ઠાવીસ ટકાની જકાત નાખી. આ જકાત તે વખતે

એક ટન ઉપર અઠ્ઠાવીશ ડૉલર પડતી. રેલોનો ભાવ ટનના સો ડૉલરનો ચાલતો હતો અને બીજી ચીજોના ભાવ એના પ્રમાણમાં હતા.

રક્ષકનીતિ( પ્રોટેક્શન )નો યુનાઇટેડ સ્ટેટ્સના હુન્નરઉદ્યોગની ખીલવણીમાં મોટો હાથ હતો. આંતર્વિગ્રહ પહેલાં એ પ્રશ્ન અમુક પક્ષની રાજનીતિનો ભાગ ગણાતો હતો. દક્ષિણનાં સંસ્થાનોના પ્રતિનિધિઓ અબાધિત વ્યાપાર ( ફ્રી ટ્રેડ )ના હિમાયતી હોઇ જકાતની પદ્ધતિ માત્ર ઉત્તરનાં સંસ્થાનોને લાભકારક છે, એમ માનતા હતા. ઇંગ્લાંડની પ્રજાનો મોટો ભાગ અમેરિકાનો પક્ષ લેતો હતો, પણ ત્યાંની સરકારની સહાનુભૂતિ સામા પક્ષ તરફ હતી, તેને લીધે, એલાબેમા અને બીજાં બારકસોને છટકી જવાની તથા અમેરિકાના વેપારને નુકસાન પહોંચાડવાની અને વેપારી વહાણોને લૂંટી લેવાની અનુકૂળતા પ્રાપ્ત થઇ. તેને લીધે અમેરિકાની પ્રજા એ સરકાર ઉપર ગુસ્સે થઇ ગઇ. આવા સંજોગો ઉભા થતાં જકાતનો પ્રશ્ન એક પક્ષની રાજનીતિનો ભાગ મટી જઇ સામાન્ય રાજનીતિનો પ્રશ્ન થયો. દેશના પ્રાણાત્માસમાન સાધનોની ખીલવણી કરવી, એ પ્રત્યેક સ્વદેશાભિમાની પુરુષનું કર્તવ્ય મનાવા લાગ્યું. કૉંગ્રેસના સભાપતિ ( સ્પીકર ) સુદ્ધાંત ડેમોક્રેટ પક્ષના એકંદર નેવું સભાસદો આ મુદ્દાના સંબંધમાં એકમત થયા હતા.

લોકોને વિશ્વાસ પડયો કે, નવા ઉદ્યોગને પગભર બનાવવા માટે જેટલી મુદતસુધી રક્ષણની જરૂર હશે, ત્યાંસુધી પ્રજા તેનું રક્ષણ કરશેજ. આથી કરીને મુડીદારો એ ઉદ્યોગમાં છૂટથી અને આનાકાનીવગર નાણાં રોકવા લાગ્યા. વિગ્રહ બંધ પડયા પછી કેટલેક વર્ષે જકાતના દરમાં ઘટાડો કરવાની માગણીઓ થવા લાગી; અને દૈવયોગે મારે પણ એ તકરારમાં ભળવું પડયું. કારખાનાંના માલીકો કૉંગ્રેસના સભાસદોને લાંચો આપે છે, એવા આક્ષેપો પણ થવા લાગ્યા હતા; પણ મારી માહિતી મુજબ આ આક્ષેપો બીનપાયાદાર હતા. એટલું તો ચોક્કસજ છે કે, આયર્ન અને સ્ટીલ ઍસોસિએશન નામની સંસ્થાના નિભાવખર્ચને માટે જેટલાં નાણાં જોઇએ, એથી વધારે ફંડ તેમણે કદી ઉભું કર્યું નહોતું; અને નિભાવખર્ચમાટે દરસાલ માત્ર થોડા હજાર ડૉલરનીજ જરૂર પડતી; પણ જે વખતે રક્ષકનીતિવિરુદ્ધ અબાધિત વ્યાપારના મુદ્દાના સંબંધની ઝુંબેશ ઉભી થઇ હતી, તે વખતે એ હીલચાલને માટે એમણે છૂટથી નાણાં ભર્યાં હતાં.

પાછળથી મારા ખરા દીલના ટેકાથી જકાતના દરમાં વખતોવખત ઘટાડો થતો ચાલ્યો, તે એટલે સુધી કે ૨૮ ડૉલરની જકાત ઘટીને આખરે સાત ડૉલરની એટલે ચોથા ભાગની રહી. ( આજ ૧૯૧૧ માં એ જકાત

એનાથી અર્ધી છે અને તે બીજી વખતની તપાસણી વખતે નાબુદ થશે.) પ્રેસિડન્ટ ક્લીવલૅન્ડે જકાતનો એક વધારે સખ્ત કાયદો પસાર કરવાની કોશીશ કરી હતી. એ બીલ પસાર થાય તો ઘણા ઉદ્યોગોને નુકસાન થાય એમ હતું. મને બોલાવવાથી હું વૉશિંગ્ટન ગયો અને એ બીલને કંઇક અંશે સુધારી આપવાની મેં કોશીશ કરી. સિનેટની ડેમોક્રેટીક પાર્ટીનો અગ્રણી સિનેટર ગૉર્મન ન્યુયૉર્કવાળો ગવર્નર ફ્લાવર અને બીજા કેટલાક બાહોશ ડેમોક્રેટ પક્ષવાળા સભાસદો મારી માફક નરમ પ્રકારની રક્ષકનીતિના હીમાયતી હતા. પ્રેસિડંટ ક્લીવલેન્ડે તૈયાર કરાવેલો કાયદાનો ખરડો જે 'વિલ્સન બીલ'ના નામથી ઓળખાતો હતો, તે હદ ઉપરાંતનો, સખ્ત અને દેશના કેટલાક ઉદ્યોગોને હાનિકારક લાગતો હોવાથી ઉપર જણાવેલા સભાસદો તેની વિરુદ્ધ પડવાના હતા.સિનેટર ગોર્મને મને કહ્યું કેઃ–'દેશના ઉદ્યોગોને જેમ બને તેમ ઓછું નુકસાન થાય, એમ કરવાનો અમારો ઇરાદો છે; અને લોખંડ તથા પોલાદના રક્ષણમાટે કેટલી જકાતની જરૂર છે, તે સંબંધમાં મને અને મારા સાથીઓને તમારા ઉપર વિશ્વાસ છે; પણ જકાતના હાલના દરમાં મોટો ઘટાડો થવો જોઇએ અને જો એવા પ્રકારનું બીલ તૈયાર કરવામાં આવે તો અમે સઘળ તેને ટેકો આપીશું. તેના ચોક્કસ શબ્દો મને બરાબર યાદ છે." પ્રેસિડન્ટની સામે પ. તેને હરાવવાનું મને પાલવે એમ છે; પણ તેની સામે પડી હારવાનું ગને પાલવે એમ નથી."

ગવર્નર ફ્લાવર પણ આવા વિચારો ધરાવતો હતો. જકાતના દરમાં જે મોટા ઘટાડા કરવાની મેં સૂચના કરી તે મારા પક્ષના માણસોએ તરતજ સ્વીકારી. આખરે વિલ્સન અને ગોર્મન બંનેએ મળી જે નવું બીલ તૈયાર કર્યું તે પસાર થયું. સીનેટર ગોર્મને મને પાછળથી જણાવ્યું હતું કે દક્ષિણ તરફના કેટલાક સભાસદોના મત મેળવવા માટે તેને રૂની ગાંસડીઓના સંબંધમાં નમ્યું આપવું પડ્યું હતું. રૂની ગાંસડીઓ ઉપરની જકાત નાબુદ કરવામાં આવી હતી.

વિગ્રહ પછી તરતજ જકાતનું નવું ધોરણ નક્કી કરવામાં આવ્યું, તે વખતે હું મારા ધંધામાં બહુ આગળ પડતું સ્થાન ભોગવતો નહોતો તેથી એ ધોરણ નક્કી કરવામાં મેં ભાગ લીધો નહોતો; પણ પાછળથી જ્યારે જ્યારે જકાતના દર ઘટાડવામાં આવ્યા, ત્યારે ત્યારે દરેક વખતે મેં આગળ પડતો ભાગ લીધો હતો, એટલે મારો પ્રયાસ હમેશાં જકાત ઘટાડવાની તરફેણમાંજ થતો. જેમ વધારે જકાત તેમ વધારે સારૂં, એવું માનનારા અને તેથી જ્યારે પણ જકાત ઘટાડવાની વાત નીકળે ત્યારે વિરુદ્ધતા ઉભી કરનારા વિવેકશૂન્ય સંરક્ષક પક્ષવાળા એક બાજુએ થતા; અને કોઇપણ પ્રકારની જકાત જોઇએ નહિ,

એવું માની અબાધિત વ્યાપારની ઝુંબેશ ઉપાડનારા બીજી બાજુએ હતા. આ બંને અંતિમ વિચારો મને નાપસંદ પડતા અને હું હમેશાં વચલો માર્ગ સ્વીકારતો.

શરૂઆતમાં જો કે લોખંડ અને પોલાદના ઉદ્યોગના રક્ષણમાટે જકાતની જરૂર હતી, પણ ૧૯૦૭ ની સાલમાં એ રક્ષણની જરૂર નહિ લાગવાથી તમામ જકાત કાઢી નાખવાની અમે સંમતિ આપી હતી. યુરોપ દેશમાં ત્યાંની જરૂરીઆત પૂરી પાડવા ઉપરાંત પરદેશ ખાતે મોકલી શકાય એટલો વધારે માલ ઉત્પન્ન થતો નથી; એટલે જો અમેરિકાના ભાવ હદ ઉપરાંતના ચઢી જાય, તો યુરોપમાંથી થોડો માલ આયાત થાય ખરો; પણ તેમ થતાં ત્યાંના ભાવ પણ ચઢી જાય,એટલે જકાત કાઢી નાખવાથી સ્થાનિક કારખાનાંવાળા ઉપર ગંભીર પ્રકારની અસર થઈ શકે એમ નથી. અબાધિત વ્યાપારનું પરિણામ એટલુંજ આવશે કે તેને લીધે, જે વખતે માગણીમાં અસાધારણ વધારો થશે, તે વખતે ભાવ અતિશય ઉંચા ચઢી જતા અટકશે. આથી કરીને લોખંડ અને પોલાદનાં કારખાનાંવાળાઓને અબાધિત વ્યાપારના તરફની જરાપણ ધાસ્તી રાખવા જેવું નથી. (વૉશિંગ્ટન ખાતે ઈ૦ સ૦ ૧૯૧૦ માં જે ટારિફ કમિશન બેઠું હતું તેની સમક્ષ મેં આ પ્રમાણેની જુબાની આપી હતી.)





# પ્રકરણ ૧૧ મું

## મુખ્ય મથકતરીકે ન્યુયૉર્ક



મારો રોજગાર ખીલતો ચાલ્યો અને તેને લીધે મારે પૂર્વ તરફ અને ખાસ કરીને ન્યુયૉર્ક ખાતે વખતોવખત જવું પડતું. ઇંગ્લાંડમાં લંડન જેવું સ્થાન ભોગવે છે, તેવું અમેરિકામાં ન્યુયૉર્ક ભોગવે છે; એટલે કે અમેરિકાના અગત્યના ધંધાદારીઓનું એ મુખ્ય મથક છે. કોઇ પણ મોટી સંસ્થાને ત્યાં પોતાનો પ્રતિનિધિ મૂકયા સિવાય ચાલેજ નહિ. મારા ભાઈ અને ફિપ્સને પિટ્સબર્ગ ખાતાના કામકાજની પૂરી સમજ પડી ગઇ હતી. પેઢીની સામાન્ય કાર્યપદ્ધતિનું સ્વરૂપ મુકરર કરી આપવું અને મહત્ત્વના કંટ્રાકટ મેળવી આપવા, એ હવેથી મારૂં કાર્યક્ષેત્ર હતું.

મારા ભાઇએ અમારા એક ભાગીદાર અને મિત્ર કોલ્મૅનની પુત્રી લ્યુસીની સાથે લગ્ન કર્યું હતું, એટલે અમારૂં હોમવુડ ખાતેનું મકાન મેં એમને સ્વાધીન કર્યું; અને હું ઈ૦ સ૦ ૧૮૬૭ માં પિટ્સબર્ગના જૂના ઘરોબા અને સહવાસ તોડીને ન્યુયૉર્કમાં રહેવા ગયો. આ ફેરબદલી મને અઘરી લાગતી હતી, એ વાત ખરી છે; પણ મારી માને તો એ અસહ્યજ થઈ પડી હતી; પરંતુ હજી તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ નહોતી અને અમારે એને સાથે રહેવાનું હોય, તો જ્યાં જઇએ ત્યાં અમે સુખી જીવન ગાળી શકીએ એમ હતું;છતાં તેને જૂનું ઘર છોડતાં ઘણું લાગી આવ્યું.ન્યુયૉર્કમાં અમે તદ્દન અજાણ્યાં હતાં, તેથી તરત તો અમે સેન્ટ નિકોલાસ હૉટેલમાં મુકામ રાખ્યો. મેં બ્રૉડસ્ટ્રીટમાં ઑફીસ રાખી.

શરૂઆતમાં તો અમારા પિટ્સબર્ગવાળા મિત્રો ન્યુયૉર્ક આવે તેમને મળવાહળવાથીજ અમને સુખ થતું; અને પિટ્સબર્ગનાં સ્થાનિક પેપરો અમને અમારા જીવનનિર્વાહમાટે આવશ્યક લાગતાં. હું પણ અનેકવાર ત્યાં જઇ આવતો અને મારી મા ઘણી વખત મારી સાથે આવતી. એ રીતે અમારા જૂના ઘર સાથેનો સંબંધ અમે જાળવી રાખ્યો હતો; પણ થોડી મુદત

પછી નવા ધરોબા બંધાયા, નવી નવી વાતોમાં ચિત્ત ચોંટવા લાગ્યું અને ન્યુ-યાર્કને અમે અમારૂં ઘર માનવા લાગ્યાં. સેન્ટ નિકોલાસ હૉટેલના માલીકોએ શહેરના મધ્ય ભાગમાં વિન્ડસર હૉટેલ સ્થાપી, ત્યારે અમે ત્યાં રહેવા ગયાં; અને ૧૮૮૭ ની સાલસુધી ન્યુયૉર્ક ખાતાનું અમારૂં ઘર એજ રહ્યું. હૉટેલ-નો માલીક મિ. હૉક અમારો મિત્ર થયો અને તેનો ભત્રિજો હજી પણ અમારો મિત્ર છે.

ન્યુયૉર્ક ખાતાના વસવાટદરમિયાન જે અનેક સંસ્થાઓની સાથે સંસર્ગ-માં આવવાથી મને જ્ઞાનવૃદ્ધિની બાબતમાં સૌથી વિશેષ લાભ થયો હતો, તે પૈકીની મુખ્ય મિ.કોર્ટલેન્ડ્ટ પામર અને તેમની પત્ની બંનેએ મળી સ્થાપેલી 'નાઇન્ટીન્થ સેન્ચ્યુરી ક્લબ' હતી.આ સભા જૂદા જૂદા વિષયોના સંબંધમાં ચર્ચા ચલાવવાના ઉદ્દેશથી મહિનામાં એક વખત તેમના પોતાના મકાનમાં મળતી; અને તેમાં ઘણા સમર્થ વિદ્વાનો અને વિદુષી બાઇઓ ભાગ લેતાં. પ્રૉફેસર બોટાની પત્ની મૅડમ બોટાની લાગવગને લીધે હું પણ એ સભાના સભાસદ તરીકે ચૂંટાયો હતો. એક વખત એમણે મને પોતાને ત્યાં ખાણું લેવા માટે આવવાનું આમંત્રણ આપ્યું હતું, તે વખતે મને ઘણા પ્રતિષ્ઠિત પુરુષોનો પરિચય થયો હતો, તેમાંનો એક કૉર્નવૉલ યુનિવર્સિટીનો પ્રૉફેસર એન્ડ્રુ ડી. વ્હાઇટ, પાછળથી મારો જન્મભરનો દોસ્ત થયો હતો. એણે પાછળથી રૂશિયા અને જર્મનીના એલચીતરીકેના હોદ્દા ભોગવ્યા હતા તથા હેગ કૉન્ફરન્સમાં અમેરિકાના મુખ્ય પ્રતિનિધિતરીકે ભાગ લીધો હતો.

આ ' નાઇન્ટીન્થ સેન્ચ્યુરી ક્લબ ' સમર્થ વિદ્વાનોના અખાડા જેવી હતી. બાહોશ પુરુષો અને સ્ત્રીઓ તે વખતના મુખ્ય મુખ્ય પ્રશ્નોના સંબંધ-માં રીતસરના વાદવિવાદ ચલાવતાં અને વક્તાઓ એક પછી એક પોતાના વિચારો જાહેર કરતા. પાછળથી એ મેળાવડામાં એટલાં બધાં સ્ત્રીપુરુષો ભાગ લેવા આવવા લાગ્યાં કે તેમને માટે એ ખાનગ કાન નાનું પડવા લાગ્યું. પછીથી એ સભાની માસિક બેઠકો અમેરિકન આર્ટ ગેલેરીના મકાનમાં થવા લાગી.મને યાદ છે કે, મેં જે દિવસે ચર્ચામાં પહેલવહેલો ભાગ લીધો,તે દિવસે ચર્ચાનો વિષય 'ઍરીસ્ટોક્રસી ઑફ ધી ડૉલર'(ડૉલરની કુલીનશાહી)એ હતો. પહેલો વક્તા કર્નલ થૉમસ વેન્ટવર્થ હિગિન્સન હતો. ન્યુયૉર્કના શ્રોતૃ-ગણને આ મારો પહેલવહેલો પરિચય હતો. ત્યારપછી પણ હું પ્રસંગોપાત ભાષણો કરવા ઉભો થતો. આથી મારા જ્ઞાનમાં ઘણો વધારો થતો; કેમકે દરેક વખતે ભાષણ કરવા માટે મારે ઘણું વાંચવું તથા વિચારવું પડતું.

મેં પિટ્સબર્ગમાં ઘણાં વર્ષ ઉદ્યોગ ખીલવવામાં ગાળેલાં હોવાથી મારામાં

ખરા પરસેવાની કમાણી કરવાનો ગુણ દૃઢ અને સ્થિર થયો હતો અને સટોરીઆ-પણાનો પવન મને વાયો નહોતો. તારમાસ્તરતરીકે મને લોકોના કામકાજની જે માહિતી મળતી, તેને લીધે ન્યુયૉર્કના શૅર બજારની સાથે જે લોકોને કે પેઢીઓને લેવડદેવડનો વ્યવહાર હતો તેમનાં નામ હું જાણી શકયો હતો અને હું તેમની કારકીર્દિ ઉપર બારિક ધ્યાન આપ્યાં કરતો. તેમના વ્યવહાર મને એક જાતના જુગાર જેવાજ લાગતા. એ લોકો સટ્ટે ચડયા હતા, એ વાત ઉઘાડી પડી જવાથી ( આવી વાતો છુપી રહી શકતીજ નથી ) તેમની શાખને બટ્ટો લાગ્યો હતો, એની મને તે વખતે માહિતી નહોતી; પણ તે વખતે એવી પેઢીઓની સંખ્યા એટલી નાની હતી કે તેમની ગણત્રી આંગળીના ટેરવાપર કરી શકાય. પિટ્સબર્ગમાં હજીસુધી શૅર બજારની સ્થાપના થઇ નહોતી અને ન્યુયૉર્ક શહેરના શૅરબજારની સાથે . . ો સંબંધ ધરાવતી શૅરદલાલોની ઑફીસોની પણ જરૂર પડ નહિ પિટ્સબર્ગ તો ઉદ્યોગ અને રોજગારનુંજ મથક હતું.

ન્યુયૉર્કનો મામલો તેથી જૂદીજ જાતનો દેખી મને તાજુબી લાગી. ધંધા-દારી માણસો પૈકી પણ જેમને વૉલ સ્ટ્રીટના શૅર બજાર સાથે થોડો ઘણો સંબંધ ન હોય એવાઓની સંખ્યા ઘણી નાની હતી, જે જૂદી જૂદી રેલ્વે કંપનીઓ સાથે મારો અ . ક સંબંધ હતો, તેમના સંબંધની માહિતી મેળ-વવા માટે લોકોએ મારી ઑફીસનાં બારણાં તોડી પાડવા માંડયાં. રેલ્વેની આંતર્વ્યવસ્થાથી હું માહિતગાર હોવાથી તેમના શૅર ખરીદી આપવાની બાબત-માં મારી સલાહ અને મદદ લાભકારકજ નિવડશે જોઇએ, એવી માન્યતાથી શૅરમાં નાણાં રોકવાની ઇચ્છાવાળા માણસો પોતાનાં નાણાં મારે સ્વાધીન કર-વાની માગણીઓ કરવા લાગ્યા. બજાર હાથ કરવા માટે કેટલીક કંપનીઓના શૅરો ખરીદી લેવા માટે ઉભી થયેલી મંડળીઓમાં સામેલ થવાનાં મને આમં-ત્રણ મળવા લાગ્યાં. ટુંકામાં સટ્ટાનું આખું ક્ષેત્ર તેના મોહક સ્વરૂપમાં મારી દૃષ્ટિ આગળ ખુલ્લું થવા લાગ્યું.

પણ આ બધી લાલચોમાં ફસાવાની મેં મક્કમપણે ના પાડી. હું ન્યુયૉર્ક રહેવા ગયો કે તરતજ આવી એક લાલચ મને વિન્ડસર હૉટેલમાં આપવામાં આવી હતી. જે. ગુલ્ડ, જે તે વખતે બધે પોબાર પાડતો હતો, તેણે મારી પાસે આવીને કહ્યુ કે, મેં તમારી હોશિયારીની વાતો સાંભળી છે, માટે જો તમે પેન્સિ-લ્વેનિયા રેલ્વે કંપનીનો વહીવટ સંભાળી લેવાનું કબૂલ કરો, તો હું એ રેલ્વે ખરીદી લઉં અને તમને અર્ધો નફો આપું. મેં તેનો ઉપકાર માનીને જણાવ્યું કે, જોકે ધંધાપરત્વે હું અને મિ. સ્કૉટ છૂટા પડયા છીએ, છતાં તેની સામેએક

પણ આંગળી ઉંચી કરવાનું કૃત્ય મારાથી બની શકશે નહિ. પાછળથી મિ. સ્કૉટે મને જણાવ્યું કે, કંપનીમાં હિત ધરાવનારા ન્યુયૉર્કના માણસોએ તમને મારી જગ્યા અપાવવાનો ઇરાદો કર્યો હતો એ વાત મારા સાંભળવામાં આવી હતી. એ વાત એમના જાણ્યામાં કેવી રીતે આવી, તે મને સમજાતું નથી; કેમકે એ બાબતની વરાળ કોઇના મોઢે પણ મેં કાઢી નહોતી. મેં ફરીથી તેમને ખાત્રી આપી કે, હું જો કોઇ પણ રેલ્વે કંપનીનો પ્રેસિડન્ટ થઇશ, તો જે કંપની મારી માલકીની હશે તેનોજ થઇશ.

મેં મારી જીંદગીમાં કોઇ પણ શૅર સટ્ટાતરીકે ખરીદ્યો કે વેચ્યો નથી. માત્ર મારી કારકીર્દિની શરૂઆતમાં પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના કેટલાક શૅર મેં ખરીદેલા તેના પૈસા તેજ વખતે આપ્યા નહોતા; કેમકે મારા શરાફોએ મને તે સસ્તે ભાવે ખરીદી આપવાની આશા આપી હતી. રોકડ નાણાં ગણી આપ્યાસિવાય કોઇ પણ શૅર ખરીદવો નહિ અને મારી માલકીનો ન હોય એવો કોઇ પણ શેર વેચવો નહિ, એ નિયમને હું ઠેઠ સુધી વળગી રહ્યો હતો.

કારખાનાં ચલાવનારા માણસોને તેમજ ઉંચા ધંધામાં પડેલા માણસોને માટે આવું વર્તન ખાસ આવશ્યક છે;અને ખાસ કરીને કારખાનાંવાળા માણસને માટે તો એ નિયમનું પાલન અનિવાર્ય છે. તેના ધંધાના અંગના જે નવા નવા પ્રશ્નો તેની આગળ ખડા થાય છે, તેનો નિર્ણય યથાર્થ રીતે થઇ શકે,એટલા માટે એનું મગજ શાન્ત અને સ્વતંત્ર રહેવું જોઇએ; પણ જે માણસનું મગજ શૅરબજારના ફેરફારોને લીધે ચગડોળે ચઢે છે, તેનામાં સારાસારનો વિચાર કરવાની શક્તિ રહેતીજ નથી. તેની અસર એના ઉપર કેફી પીણાના જેવી થાય છે. તેને પ્રમાણનો ખ્યાલ રહેતો નથી તથા વસ્તુસ્થિતિનું ખરૂં સ્વરૂપ તેના સમજવામાં આવતું નથી. કીડિયારૂં તેને ડુંગરરૂપે દેખાય છે અને ડુંગર કીડિયારા જેવો દેખાય છે. જે નિર્ણય તેણે શાંતિથી પુખ્ત વિચાર કરીને કરવા જોઇએ, તેવા નિર્ણય તે એકદમ ઉતાવળ કરીને કરી નાખે છે; અર્થાત્ તે જ્યાં ને ત્યાં આંધળીઆં કરીને ઝંપલાવે છે. તેનું મન નિરાંતે વિચાર કરવાના મુદ્દા ઉપર હોતું નથી, પણ શૅર બજારના ભાવની વધઘટ ઉપર હોય છે.પારકાનું રુધિર ચૂસી જીવનારા ડાંસની માફક સટ્ટો ભાવની વધઘટ ઉપર તાગડધિન્ના કરે છે—એનામાં જરાપણ ઉત્પાદક શક્તિ નથી.

ન્યુયૉર્કમાં થાળે પડયા પછીનું મારૂં પહેલું મહત્ત્વનું કાર્ય મિસિસિપિ નદી ઉપર કીયોકક આગળ પૂલ બાંધવાને લગતું હતું. આ પૂલની લંબાઈ ૨૩૦૦ ફીટની હતી અને દરેક ઓસાર ૩૮૦ ફીટનો હતો. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પ્રેસિડન્ટ મિ. થૉમ્સન અને મેં બન્નેએ મળીને એ કંટ્રાક્ટ રાખ્યો

હતો. પાયા, ચણતરકામ અને ઉપરનું બાંધકામ તમામ કરી આપવાનું અમે માથે લીધું હતું; અને કિંમતને પેટે કંપનીની લોન અથવા બૉન્ડ તથા શૅર લેવાનું અમે કબૂલ કર્યું હતું. આ પ્રવૃત્તિ આર્થિક બાજુ બાદ કરતાં બીજી બધી રીતે ફતેહમંદ ઉતરી હતી. કોઇ ભડકાટને લીધે પૂલની સાથે સંબંધ ધરાવનારી રેલ્વે કંપનીઓએ દેવાળાં કાઢયાં, તેથી તેઓ મુકરર કરેલી રકમો ભરી શકી નહિ. હરીફ રેલ્વે કંપનીઓએ મિસિસિપિ ઉપર બર્લિંગ્ટન આગળ બીજો પૂલ નાખ્યો. જે સુંદર નફાની અમે આશા રાખી હતી તે સઘળો ચૂઇ ગયો; પણ અમારે ખોટ ભોગવવી પડી નહોતી.

આ કામને અંગે મારે વખતોવખત કીયોકક જવું પડતું; અને ત્યાં મારે જનરલ રીડ, મિ. લેટન અને તેમની પત્નીઓ તથા બીજા સારા માણસોનું ઓળખાણ થયું. જનરલ રીડે અમારા માનમાં એક વખત મેળાવડો કર્યો હતો, તેમાં ઈંગ્લાંડના કોઈપણ શહેરને દીપાવે એવી શિષ્ટ મંડળી ભેગી થઇ હતી. પરોણાઓ પૈકીના કેટલાક માણસોએ લડાઇમાં નામના મેળવી હતી અને રાષ્ટ્રીય સમિતિઓમાં સારા હોદ્દા ભોગવ્યા હતા.

કીયોકક આગળનો પૂલ બાંધવામાં મારી જે આબરૂ બંધાઈ હતી, તેને લીધે જે લોકોએ મિસિસિપિ નદી ઉપર સેન્ટ લૂઇ આગળ પૂલ બાંધવાની યોજના તૈયાર કરી હતી, તેમણે પણ એ કામ મનેજ સોંપ્યું. આ બાબતનો ઉલ્લેખ આગળ કરવામાં આવ્યો છે. એ યોજનાના વ્યવસ્થાપક મિ. મેકફર્સને ઈ. સ. ૧૮૬૯ માં એક દિવસ મારી પાસે આવી મને કહ્યું કે, આ પૂલ બાંધવા માટે જોઇતાં નાણાં ઉભાં કરવા અમે પ્રયાસ કરી રહ્યા છીએ; અને પૂર્વની કેટલીક રેલ્વે કંપનીઓને એ યોજનામાં સામેલ થવાનું તમે સમજાવી શકો તો ઘણું સારૂં. તેમણે તૈયાર કરેલી યોજના બરાબર તપાસી જોયા બાદ મેં કિસ્ટોન આયર્ન વર્કર્સ તરફથી એ પૂલ બાંધી આપવાનો કંટ્રાકટ રાખ્યો. વધારામાં એ પૂલ બાંધનારી કંપનીએ કાઢેલી લોનનાં ચાળીસ લાખ ડૅાલરની કિંમતનાં બૉન્ડ અમુક ભાવે ખરીદવાનો મને હક મળ્યો; તેથી એ સાલના માર્ચ માસમાં એ બૉન્ડ વેચવા માટે હું લંડન જવા ઉપડી ગયો.

મુસાફરીદરમિયાન મેં એક વિજ્ઞાનપત્ર (પ્રૅાસ્પેકટસ) તૈયાર કર્યું અને લંડન પહોંચતાં તે છપાવી કાઢયું. લંડનની પહેલી મુલાકાત વખતે જુનિયસ એસ. મૉર્ગન નામના એક મોટા શરાફનું મને ઓળખાણ થયું હતું, તેની પાસે જઇ મેં તેને બધી હકીકતની સમજણ પાડી. વિજ્ઞાનપત્રની એક નકલ તેને આપી હું મારા મુકામ ઉપર ગયો અને સવારમાં જ્યારે ફરીથી હું તેની પાસે ગયો, ત્યારે એણે એ સોદો પોતાને પસંદ પડયાનું જણાવ્યું. આ ઉપરથી

મેં તેમને કેટલાંક બૉન્ડ વેચ્યાં અને વધારે ખરીદવાની ઇચ્છા હોય તો તેની છૂટ આપી; પણ તેણે જ્યારે પોતાના ધારાના હિમાયતીઓની સલાહ લીધી, ત્યારે તેમણે બૉન્ડની શબ્દરચનામાં કેટલોક ફેરફાર કરવાની સૂચના કરી. તે ઉપરથી તેણે મને કહ્યું:–"તમે કંપનીના વ્યવસ્થાપકોને કાગળ લખી પૂછી મંગાવો કે એ પ્રકારના ફેરફાર કરવા તેઓ ખુશી છે કે કેમ ? દરમિયાન તમારી સ્કૉટલૅન્ડ જવાની ઇચ્છા છે, તો હાલ ત્યાં જાઓ અને ત્રણ અઠવાડીઆં પછી તમે પાછા આવશો, એટલે આ સોદો પાકો કરીશું."

પણ એ રીતે વાત ઓળંબે નાખવાની મારી મરજી નહોતી, તેથી મેં તેને કહ્યું કે એ ફેરફાર પસંદ કરનારો જવાબ તારથી મંગાવી હું સવારમાં તમારી પાસે હાજર થઇશ. આટલાંટિક મહાસાગર ઉપરના તાર કેટલીક મુદ્દતથી ચાલુ થયા હતા, પણ મેં તે દિવસે જે તાર મોકલાવ્યો હતો એટલો લાંબો ખાનગી તાર અગાઉ કદી મોકલાયો હશે કે કેમ એ શકભરેલું છે. બૉન્ડની દરેક લીટીને નંબર આપવા અને પછી દરેક લીટીમાં કેટકેટલા સુધારા, વધારા કે ઘટાડા કરવાના છે, એ બતાવવાનું કામ ઘણું સહેલું હતું. એ પ્રમાણેનો તાર રવાના કરતા અગાઉ મેં તે મિ. મૉર્ગનને બતાવ્યો. તે ઉપરથી તેણે કહ્યું:–"વાહ, યુવક ! જો તું એમાં વિજયી નિવડે તો તને શાબાશી ઘટે."

બીજે દિવસે હું જ્યારે ઑફીસમાં ગયો, ત્યારે જે ટેબલ મારે બેસવા માટે મુકરર કરવામાં આવ્યું હતું તેના ઉપર એક રંગીત પાકીટ પડેલું મારા દીઠામાં આવ્યું. એ પાકીટમાં અમેરિકાથી આવેલો જવાબ હતો:–"બૉર્ડે સઘળા ફેરફાર મંજુર રાખ્યા છે." પછી મેં મિ. મૉર્ગનને કહ્યું:–"હવે મિ. મૉર્ગન! તમારા વકીલોએ સૂચના કર્યા મુજબ બૉન્ડમાં ફેરફાર કરવામાં આવ્યા છે, એમ માની લઇને ચાલો હવે આપણે આપણું કામ આગળ ચલાવીએ." સોદો તરતજ પાકો કરવામાં આવ્યો.

હું ઑફીસમાં હતો તે વખતે 'ધી ટાઇમ્સ' નો નાણાંવિષયનો તંત્રી મિ.સૅમ્પસન ત્યાં આવ્યો.એના તરફથી જો બે બોલ તરફેણમાં લખવામાં આવે, તો બૉન્ડના ભાવમાં એકદમ ઉછાળો થાય, એમ હોવાથી મેં એની મુલાકાત લીધી. મેરી રેલ્વે કંપનીના સંબંધમાં ફિસ્ક અને ગુલ્ડના તરફથી ચલાવવામાં આવેલા મુકદ્દમાને લીધે, તેમજ ન્યુયૉર્કના ન્યાયાધીશો તેમના કબ્જામાં રહેતા હોય, એવી રીતના થયેલા દેખાવને લીધે અમેરિકાની જામીનગીરીઓ ઉપર સખ્ત આક્ષેપો થતા હતા, એ વાત આગળ કરવામાં આવશે એમ હું જાણતો હતો; તેથી મેં તરતજ એ બાબતનો ખુલાસો કરવા માંડયો. મેં મિ. સૅમ્પસનને જણાવ્યું કે, સેન્ટ લૂઇ બ્રિજ કંપનીને મધ્યસ્થ સરકાર (નૅશનલ ગવર્નમેન્ટ) તરફ-

થી પરવાનો મળેલો છે અને એના શૅર અગર લોનના સંબંધમાં કંઇ તકરાર પડે તો તેની અપીલ સીધી રીતે યુનાઇટેડ સ્ટેટ્સની વડી અદાલત (સુપ્રીમ કૉર્ટ) માં થઈ શકે છે; અને એ અદાલત ઈંગ્લાંડની ઉંચી કૉર્ટોના જેટલીજ શુદ્ધ અને સ્વતંત્ર છે. એ ઉપરથી એણે કહ્યું કે, આ પ્રશંસાપાત્ર હકીકતને જરૂર હું યોગ્ય પ્રસિદ્ધિ આપીશ. એ રીતે એના મનનું સમાધાન થવાથી મારૂં કામ સહેલું થઇ ગયું. એના ગયા પછી મિ.મૉર્ગને મારો ખભો થાબડી કહ્યું:–"શાબાશ છે, જુવાન પુરુષ! તેં આ બૉન્ડની કિંમતમાં પાંચ ટકાનો વધારો કરી આપ્યો છે."

મેં કહ્યું:–"ઠીક, મિ. માર્ગન! હવે તમારે માટે બીજા પાંચ ટકા વધારવાનો કોઇ માર્ગ હોય તો તે મને બતાવો."

એ લોન અચ્છી રીતે ફતેહમંદ નિવડી અને સેન્ટલૂઇના પૂલ માટે જોઇતાં નાણાં મળી રહ્યાં. આ સોદામાં મને ઘણો સારો નફો મળ્યો. યૂરોપના શરાફો સાથેનો મારો આ પહેલવહેલોજ વ્યવહાર હતો. મિ. પૂલમેને મને થોડા દિવસ પછી કહ્યું હતું કે, મિ. મૉર્ગને પેલા તાર મૂકવાના બનાવને ઉદ્દેશીને એક ખાણા પ્રસંગે આગાહી તરીકે જણાવ્યું હતું કેઃ–'એ જુવાન પુરુષ થોડી મુદતમાં દીપી નીકળશે!'

મિ. મૉર્ગન પાસેથી પરવારીને હું મારે વતન ડન્ફર્મલાઇન ગયો; અને એ પ્રસંગે એ શહેરને સાવર્જનિક સ્નાનાગાર (પબ્લીક બાથ્સ) બક્ષીસ આપ્યું. એ બીના નોંધ લેવા લાયક એટલા કારણસર છે કે આજ સુધીમાં મેં કરેલાં દાન પૈકીનું એ સૌથી વધારે કિંમતવાળું હતું.* આ અગાઉ થોડા વખત પહેલાં મેં મારા કાકા લૉડરની સૂચના ઉપરથી બૅનાકબર્નની પડખે આવેલા સ્ટર્લિંગ હાઇટસ નામના ડુંગર ઉપર વૉલેસનો સ્મારકસ્થંભ ઉભો કરવાના ફંડમાં નાણાં ભર્યાં હતાં. એ રકમ ભારે નહોતી; પણ તે વખતે હું તારખાતામાં નોકર હતો અને માસિક ત્રીસ ડૉલરની આવકમાંથી ઘરખટલાનું ખર્ચ નભાવવાનું હોય તેવા સંજોગોમાં અપાયલી એ ભેટ પ્રમાણમાં સારી જેવી ગણી શકાય. મારી માએ પણ આ રકમ ભરવા સામે વાંધો લીધો નહોતો. ઉલટું એ તો પોતાના પુત્રનું નામ નાણાં ભરનારની યાદીમાં આવેલું દેખી ખુશી થઇ હતી; અને પુત્રને પણ એમ લાગતું હતું કે હવે હું કંઇક ગણત્રીમાં આવ્યો. કેટલાંક વર્ષો પછી હું અને મારી સ્ટર્લિંગ ગયાં હતાં ત્યારે સર વૉલ્ટર સ્કૉટના સ્મારકમાટે નિમાયલી કમીટીને મારી માએ એ કવિનું જે આવલું (બસ્ટ) અર્પણ કર્યું હતું, તે વૉલેસ ટાવરમાં અમે ખુલ્લું મૂક્યું હતું. અમારી આર્થિક સ્થિતિ એ પ્રસંગે પહેલા પ્રસંગના કરતાં ઘણી સારી

થઇ હતી; પણ મેં પરોપકારનાં અને જનહિતનાં કાર્યોમાં નાણાંનો વ્યય કરવાની શરૂઆત હજી કરી નહોતી.x અત્યાર સુધી હું પૈસાનો સંગ્રહ કરવામાંજ મશગુલ હતો.

ઈ. સ. ૧૮૬૭માં હું જ્યારે યૂરોપના પ્રવાસે નીકળ્યો હતો, તે વખતે,ઘર આગળનાં કામકાજ ઉપર મારૂં લક્ષ નહોતું એમ ધારશો નહિ. વખતોવખત લખાતા કાગળોમારફતે મને ત્યાંના કામકાજની સઘળી માહિતી મળતી રહેતી હતી. આંતર્વિગ્રહને લીધે પેસિફિક મહાસાગર સાથે રેલ્વેનો સંબંધ જોડવાનો પ્રશ્ન અગાઉ કરતાં વિશેષ ચર્ચાવા લાગ્યો હતો અને તેથી કૉંગ્રેસે એક કાયદો પસાર કરી તેવી રેલ્વે બાંધવા નીકળે તેને ઉત્તેજન આપવાનું નક્કી કર્યું હતું. ઓમાહા આગળ ખોદાણ—પુરણની શરૂઆત થઇ ચૂકી હતી અને એ લાઇનને વધારી સાનફ્રાન્સિસ્કો સુધી લઇ જવી એવી ધારણા

xઆ વખતે મિ. કાર્નેગીના મનોરથો કેવા હતા, તે તેના હાથની કરેલી નીચેની નોંધ ઉપરથી સમજાશે. એ નોંધ હાલમાંજ હાથ આવી છે.

સેન્ટ નિકોલાસ હૉટેલ ન્યુર્યોર્ક. ડીસેમ્બર ૧૮૬૮.

મારી ઉંમર તે ત્રીસ વર્ષની થઈછે અને મારી વાર્ષિકઆવક પચાસ હજાર ડોલરની થઈ છે! આજથી બે વર્ષની મુદત દરમિયાન હું મારા રોજગારની એવી ગોઠવણ કરી શકીશ કે જેથી મારી ચોક્કસ વાર્ષિક આવક ઓછામાં ઓછી ૫૦,૦૦૦ ડૉલરની થશે. આથી વધારે કમાવું નથ'-સંપત્તિમાં વધારો કરવાનો પ્રયાસ કરવો નથી; પણ વધારાની આવક પરોપકારનાં કાર્યોમાં ખર્ચવી છે.ધંધાને છેવટના નમસ્કાર કરવા-અને કમાવું તો બીજાઓને માટેજ. ઑક્સફર્ડમા સ્થાયી રહેવું અને સંપૂર્ણ કેળવણી લેવી-સાક્ષરોનાં ઓળખાણ કરવાં અને જાહેરમાં ભાષણો કરવાની શક્તિ ખીલવવા ઉપર ખાસ ધ્યાન આપવું-આ માટે ત્રણ વર્ષ પ્રયાસ કરવો પડશે. પછી લંડનમાં જઈને રહેવું અને કોઈ ન્યુસપેપર કે રિવ્યુ [વિવેચક]હાથ કરવું અને તેના સામાન્ય વહીવટ ઉપર લક્ષ આપવું.જાહેર કામકાજમાં અને ખાસ કરીને કેળવણીને લગતાં અને ગરીબ વર્ગની સ્થિતિ સુધારવાનાં કાર્યોમાં ભાગ લેવો.

માણસમાત્રને મૂર્તિપૂજા આવશ્યક છે; પણ લક્ષ્મી દેવીની ઉપાસના કરવી એ સૌથી અધમ પ્રકારની મૂર્તિપૂજા છે. પૈસાને પરમેશ્વર માનવો એના જેવું માણસને અધમ બનાવનારૂં એકે કામ નથી. હું જે કાર્યમાં પ્રવૃત્ત થાઉં, તેમાં મારે અડગપણે આગળ વધ્યાં જવું જોઈએ; અને તેથી કરીને જે પ્રવૃત્તિ મારા જીવનને ઉન્નત કરી શકે તેવી પ્રવૃત્તિજ પસંદ કરવાની મારે કાળજી રાખવી જોઈએ. ધંધાની જંજાળમાં હવે વધુ વખત ગુંચાયલા રહેવાથી અને થોડી મુદતમાં ઘણું દ્રવ્ય શી રીતે ઉપાર્જન કરવું, એનીજ ઝંખના કર્યા કરવાથી મારા આત્માની એટલી બધી અધોગતિ થશે કે તેના ઉદ્ધારની આશાજ નહિ રહે. પાંત્રીસ વર્ષની ઉંમરે હું ધંધામાંથી નિવૃત્ત થઈશ; પણ આવતાં બે વર્ષ દરમિયાન બપોર પછીનો વખત શિક્ષણ લેવામાં અને નિયમિત વાંચનમાં ગાળવાનો મારો ઈરાદો છે.

રાખવામાં આવી હતી. એક વખતે હું જ્યારે રોમમાં હતો, ત્યારે મને એવો વિચાર સૂઝયો કે, આ કામ ધારવા કરતાં વહેલું સમાપ્ત થઇ જશે. પ્રજાએ એક વખત રેલ્વે બાંધવાનો નિશ્ચય કર્યો, એટલે એ કામ જેમ બને તેમ વહેલું ઉંચુ મૂકશે, એ માની શકાય એવી વાત છે. આથી મેં મિ. સ્કૉટને કાગળ લખી સૂચના કરી કે, કૅલિફોર્નિયા રેલ્વે લાઇન ઉપર ઉંઘવાની સવડ-વાળા ડબા (સ્લીપીંગ–કાર્સ) દાખલ કરવાનો કંટ્રાકટ મેળવી લેવો. એમના જવાબમાં નીચેનું વાકય હતું:–"તમે ઠીક તાકડો સાધી લેવાનો વિચાર રાખ્યો છે; પણ હજી એ વિચાર કવખતનો છે." તેમ છતાં હું જ્યારે અમેરિકા પાછો ફર્યો, ત્યારે મેં તરતજ એ વિચાર ઉપાડી લીધો. ઉંઘવાના ડબાની માગણી એટલી બધી થતી હતી કે તેને પહોંચી વળાય એટલા ડબા બંધાતા નહોતા. આને લીધેજ હાલની પુલમૅન કંપની ઉભી થવા પામી. જૂની ' સેન્ટ્રલ ટ્રાન્સપૉર્ટેશન કંપની' પૂરતી ઝડપથી ડબા બનાવી શકતી નહોતી; આથી કરીને પુલમૅને ચિકાગો ખાતે પોતાનું મથક રાખીને એક હરિફ કંપની ઉભી કરી. એની પણ ખાત્રી થઈ હતી કે, પૅસિફિક રેલ્વે લાઇન ઉપર પણ એવા ડબાની ભારે માગણી થશે અને તેથી મેં જે યોજના મનમાં ધારી મૂકી હતી, તેની પાછળ એ પણ મંડયો હતો. એ મારા માર્ગમાં કંટકરૂપ હતો; છતાં મહત્ત્વની બાબતોના નિર્ણયમાં ક્ષુલ્લક બાબતોનો કેટલો બધો હાથ હોય છે, તેનું બીજું દૃષ્ટાંત આ પ્રસંગ પૂરૂં પાડે છે.

યુનિયન પૅસિફિક રેલ્વે કંપનીનો પ્રેસિડેન્ટ ચિકાગો આગળ થઇને પસાર થતો હતો, એવામાં મિ. પુલમૅને એને મળવાની માગણી કરવાથી એને એની ખોલીમાં દાખલ કરવામાં આવ્યો. ત્યાં મિ. સ્કૉટના શરનામાનો "તમારી ઉંઘવાની સવડવાળા ડબા બાબતની માગણી સ્વીકારવામાં આવી છે" એવી મતલબનો તાર ટેબલ ઉપર પડેલો તેના જોવામાં આવ્યો. ખાસ વાંચવાનો ઈરાદો નહિ છતાં તેના ઉપર નજર પડતાંની સાથે એ તાર એનાથી વંચાઇ ગયો. એટલામાં પ્રેસિડન્ટ ડ્યુરૅન્ટ ત્યાં આવ્યો, ત્યારે તેણે એ વાત એને કહી દીધી અને વધારામાં માગણી કરી કે, ' મારી દરખાસ્ત તમારી પાસે આવતા સુધી એ બાબતનો નિર્ણય કરવાનું તમે મોકુફ રાખશો, એવી આશા છે.'

મિ. ડ્યુરૅન્ટે ત્યાંસુધી થોભી જવાનું વચન આપ્યું. આ પછી થોડી મુદ્દતે ન્યુયૉર્કમાં યુનિયન પૅસિફિક કંપનીના ડાયરેકટરોની મીટીંગ ભરાઇ. હું અને મિ. પુલમૅન બન્ને ત્યાં હાજર હતા. એ કામ હાથ આવે તો કેટલો બધો નફો પરવડે એમ છે, એ અમે બને સારી રીતે સમજતા હતા. એક વખત સાંજના એવો જોગ આવ્યો કે અમે બન્ને એકી વખતે સેન્ટ નિકો-

લાસની હૉટેલની સીડી ઉપર ચઢ્યા. અમે અગાઉ એક વખત મળ્યા હતા ખરા, પણ એકબીજાના પરિચયમાં આવ્યા નહોતા; છતાં સીડી ઉપર ચઢતાં ચઢતાં મેં કહ્યું:–" સાહેબજી, મિ. પુલમૅન ! આપણે બન્ને અહીં એકઠા થયા છીએ ખરા, પણ શું આપણે આપણી જાતને મૂર્ખ નથી બનાવી રહ્યા ?"

એને એવું કંઈ કબૂલ કરવાની મરજી નહોતી તેથી તેણે કહ્યું, " તમારા કહેવાની મતલબ શી છે ?"

મેં એને બધી પરિસ્થિતિ સમજાવી અને કહ્યું:–' આ રીતે એકબીજાના ઉપર પડવાથી, એમાં જે નફો મળે એવો છે, તે આપણે ગુમાવીએ છીએ.'

એણે કહ્યું:–" ઠીક, ત્યારે એ બાબતમાં તમારી શી મરજી છે ?"

મેં કહ્યું:–" સંપી જઇએ. આપણે બન્ને મળી એક ભેગું ટૅન્ડર ભરીએ; અને એક ભેગી કંપની ઉભી કરીએ."

તેણે પૂછ્યું:–" કંપનીનું નામ શું રાખશો?"

મેં જવાબ આપ્યો:–" ધી પુલમૅન પૅલેસ કાર કંપની."

આ વાત એને બરાબર ગોઠી ગઇ અને મને પણ ગોઠી.

આખરે તેણે કહ્યું:–" મારી ખોલીમાં આવો, એટલે આપણે એ બાબતનો વિચાર કરીએ."

મેં તેમ કર્યું અને પરિણામે અમે બન્નેએ સહિયારો કંટ્રાકટ રાખ્યો. પાછળથી અમારી કંપની પુલમૅન કંપનીમાં ભેળવી દેવામાં આવી અને પૅસિફિક રેલ્વે કંપનીના અમારા હિસ્સાપૂરતા અમે એ કંપનીના શૅર ખરીદ્યા. ૧૮૭૩ ના નાણાંબજારના *ખળભળાટ ( પેનીક ) વખતે અમારી પોતાની પેઢીનું હિત સાચવવા માટે મારે આ શૅરો વેચી દેવા પડયા, ત્યાંસુધી હું પુલમૅન કંપનીનો સૌથી મોટો શૅરહોલ્ડર હતો.

આ માણસ(પુલમૅન)ની કારકીર્દીનું અત્રે થોડું નિરૂપણ કરવાનું અસ્થાને નહિ ગણાય. પ્રથમ તો મિ. પુલમૅન એક સુતારતરીકેનો ધંધો કરતો હતો; પણ જ્યારે ચિકાગોનું તળ ઉંચું કરવાનો ઠરાવ થયો, ત્યારે તેણે કેટલાંક મકાન અમુક રકમ લઈ ખસેડી આપવાનો અગર ઉંચાં તારવવાનો કંટ્રાકટ રાખ્યો. ( અમેરિકાનાં શરૂઆતનાં ઘણાં ખરાં મકાન કેવળ લાકડાનાં હતાં, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે ). આ કામમાં તેને પૂરેપૂરી ફતેહ મળી અને આવી નાની શરૂઆતમાંથી તેણે એવાં કામમાટેના મોટા અને નામાંકિત કંટ્રાકટરતરીકેની નામના મેળવી. જો એકાદ હૉટેલને તેની અંદરના સેંકડો મહેમાનોને ડખલ કર્યાં સિવાય, કે કામકાજમાં અંતરાય નાખ્યા સિવાય દશ ફુટ ઉંચી તારવવી હોય, તો પુલમૅન એ કામ ઝટ કરી આપતો. વસ્તુસ્થિતિનું ખરૂં સ્વરૂપ તે

તરત સમજી જતો; અને એક પાકા તારાની માફક જ્યાં પ્રવાહનું તાણ સૌથી વધારે જોસબંધ હોય, એવી વચલી લ્હીમાંજ તે તરતો. મારી માફક એ પણ તરતજ સમજી ગયો હતો કે અમેરિકા ખંડમાં ઉંઘવાની સગવડવાળા રેલ્વેના ડબાની ખાસ આવશ્યકતા છે; તેથી તેણે ચિકાગોમાં તેવા ડબા બાંધવાનું શરૂ કરી ત્યા આગળ એકત્રિત થતી રેલ્વે કંપનીઓ પાસેથી કંટ્રાકટ લેવા માંડ્યા.

આવા ડબા બનાવવાનો ખાસ હક સેન્ટ્રલ ટ્રાન્સ્પૉર્ટેશન કંપનીએ મેળવ્યો હતો. મારો પણ તેમાં હિસ્સો હતો, તેમ એવા ડબાનું મૂળ પેટન્ટ મેળવનાર મિ. વુડરૉફ પણ એ કંપનીના ઘણા શૅર ધરાવતો હતો. એટલે જો અમે પુલમૅન સામે નુકસાનીનો દાવો માંડ્યો હોત, તો અમારા લાભમાં હુકમનામું થયા વગર રહેત નહિ; પણ અમારી કંપની ડબાની વધતી જતી માગણીને પહોંચી વળવા અશક્ત હતી અને પુલમૅન અતિશય ચાલાક તેમ બાહોશ હોવાથી ઝડપથી કામ કરી શકતો એટલે, તેની સાથે દાવો લઢવામાં થોડાં વર્ષ નીકળી જાત, તે દરમિયાનમાં તો એ પૂરેપૂરો જામી જાત. આથી કરીને અગાઉ હું જેમ યુનિયન પૅસિફિકના કંટ્રાકટના સંબંધમાં તેની સાથે મળી ગયો હતો, તેમ અત્યારે પણ તેની સાથે સંપીને કામ કરવામાં આપણું હિત રહેલું છે, એમ મેં કંપનીના વ્યવસ્થાપકોને સમજાવ્યું; પણ કંપનીના કેટલાક મેમ્બરો અને પુલમૅનવચ્ચેનો સંબંધ સારો-સંતોષકારક નહોતો અને મારે બન્ને પક્ષની સાથે સારો સંબંધ હતો; તેથી મધ્યસ્થતરીકે મારીમારફતે સરસંદેશા ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું. છેવટે અમે એમ નક્કી કર્યું કે, સેન્ટ્રલ ટ્રાન્સપૉર્ટેશન કંપનીને પુલમૅનની કંપનીમાં ભેળવી દેવી. એ રીતે મિ. પુલમૅનને પશ્ચિમની રેલ્વેઓ ઉપરાંત આટલાંટિક મહાસાગરના કાંઠા સુધી પહોંચેલી પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીમાટે એવા ડબા બાંધી આપવાનો હક પણ મળ્યો. મિ. પુલમૅન એક બાહોશ ધંધાદારી પુરુષ હતો.

પ્રત્યેક માણસની માફક મિ. પુલમૅનને પણ મુશ્કેલીઓ અને નિરાશાઓ અનુભવવી પડતી હતી; અને દરેક વખત તે પોતાના કાર્યમાં ફાવીજ જતો, એમ કંઇ બનતું નહિ. કોઈ હમેશાં ફાવી જતું નથી, છતાં એટલું તો ચોક્કસ છે કે એ તમામ મુશીબતોને ધૈર્યથી ઓળંગી જતો. એક વખત અમે જ્યારે એકબીજાની વીતક વાતો કહી સંભળાવતા હતા, ત્યારે એણે કહેલું કે નીચેની વાતમાંથી મને હમેશાં આશ્વાસન મળતું:-"માણસજાત જેટલી જાતનાં સંકટને પાત્ર છે, એટલાં બધાં એક ડોસાના ઉપર વીતી ચૂક્યાં હતાં; અને એ બદલ એના પડોશીઓ જ્યારે એની દયા ખાતા, ત્યારે એ કહેતો:-'હા, મારા મિત્રો! તમે કહો છો, એ બધું ખરૂં છે. મારૂં જીવન મુશીબતોથી ભરપૂર છે,

પણ તેમના સંબંધની એક વિચિત્ર ઘટના એ છે કે, એમાંની નવદશાંશ મુશીબતો તો ખરેખરી રીતે ગુજરીજ નથી."

ખરી વાત છે. માણસજાતની ઘણીખરી મુશીબતો કલ્પિત કે માની લીધેલી હોઇ અવગણના કરવા યોગ્ય હોય છે. આપણા માથા ઉપર ભય ખરેખર આવી પડે, ત્યાર પહેલાંથી—તેના ભડકાટમાત્રથી ઉદ્વિગ્ન થવું, સેતાનનો ભેટો થતા પહેલાંજ તેને સ્વાધીન થઇ જવું, એ કેવળ મૂર્ખાઈ છે. જ્યાંસુધી હથોડાનો ઘા પ્રત્યક્ષ પડતો નથી, ત્યાંસુધી તો સઘળું ઠીકાઠીકજ હોય છે અને તેમાં પણ દશમાંથી નવ વખત તો તેનો ઘા ધાર્યો જેટલો અનિષ્ટકારક નથી હોતો. શાણો માણસ ચુસ્ત—અડગ—આશાવાદી હોય છે.

આવા કેટલાક વ્યવહારોમાં વિજય મળવાથી ન્યુયૉર્કમાં લોકો મને સારી રીતે ઓળખવા લાગ્યા. મારો બીજો મોટો રોજગાર યુનિયન પૅસિફિક રેલ્વે કંપનીને લગતો હતો. એ કંપનીના એક ડાયરેકટરે મારી પાસે આવીને કહ્યું કે, એક સંકડામણમાંથી પસાર થઈ જવા માટે અમારે ગમે તે રીતે છ લાખ ડૉલર ઉભા કરવાની જરૂર છે. મારા કેટલાક મિત્રો એ કંપનીના વ્યવસ્થાપકમંડળમાં હતા, તેમણે એવી સૂચના કરેલી કે, હું એ રકમ સહેલાઇથી મેળવી આપી શકીશ; તેથી એ ડાયરેકટર મારી પાસે આવેલા. મારા મિત્રોની એવી પણ ધારણા ખરી કે આવડી મોટી રકમ ધીરવાથી હું એ કંપનીનો વહીવટ હાથ કરી શકીશ. મને યાદ છે કે, મિ. પુલમૅન એ ડાયરેકટરની સાથે આવ્યા હતા, અગર તો કદાચ મને એ (સંબંધી) પહેલી વાત મિ. પુલમૅનેજ કરી હોય.

મેં એ વાત હાથમાં લીધી; અને હું ફિલાડેલ્ફિયા જઇ પ્રેસિડન્ટ થૉમ્સનને મળ્યો. મેં મારા મન સાથે એવી ગોઠવણ કરી હતી, કે યુનિયન પૅસિફિક રેલ્વે કંપની, પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પસંદ કરેલા કેટલાક માણસોને પોતાના ડાયરેકટરોની બૉર્ડમાં નીમે, તો તેથી પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના ટ્રાફિકમાં જે વધારો થાય, તેને લીધે એ યુનિયન પૅસિફિકને મદદ કરવામાં વાજબી ગણાય. મેં પ્રેસિડન્ટ થૉમ્સનને એમ જણાવ્યું કે, જે જામીનગીરીઓ (સિક્યુરીટીઝ) ઉપર યુનિયન પૅસિફિક કંપનીને ન્યુયૉર્કમાં પૈસા મળી શકે એમ હોય, એ જામીનગીરીઓનો પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની મારે હસ્તક રહેવા દેવા જેટલો મારા ઉપર વિશ્વાસ બતાવે, તો યુનિયન પૅસિફિક રેલ્વે કંપનીનો વહીવટ પેન્સિલ્વેનિયા રેલ્વેને લાભકારક નિવડે, એવી રીતે ચલાવવાનો કાબુ આપણે એના ઉપર મેળવી શકીએ. મારા ઉપર પ્રેસિડન્ટ થૉમ્સનને જે પાકો વિશ્વાસ હતો, તેના અનેક પુરાવામાંનો આ દાખલો સૌથી સબળ પુરાવો છે. પોતાનાં ખાનગી નાણાંની વ્યવસ્થા કરવાકારવવામાં એ જેટલી કાળજી રાખતા તે કરતાં

કંપનીનાં નાણાંના સંબંધમાં તે વધુ કાળજી રાખતા; પણ આ પ્રસંગે જે લાભ પ્રાપ્ત થાય એવો હતો, તે ગુમાવવાનું પાલવે એમ નહોતું. એ છએ લાખ ડૉલર-ની રકમ ઘલાત ખાતે લખી વાળવી પડત તોપણ કંપનીને નુકસાન નહોતું; અને એ રકમ ઘલાઈ જવાની તો બીલકુલ દહેશત નહોતી; કારણ કે અમને અવેજમાં જે જામીનગીરીઓ મળવાની હતી, તે અમે કંપનીને સ્વાધીન કરવા તત્પર હતા.

મિ૦ થૉમ્સન સાથેની આ વાતચીત ફિલાડેલ્ફિયામાં તેમના મકાન આગળ થઇ હતી. મેં ઉઠવાની તૈયારી કરી તે વખતે તેમણે મારા ખભા ઉપર પોતાનો હાથ મૂકી કહ્યું:–" ઍન્ડી! યાદ રાખજે કે, આ બાબતમાં હું તનેજ ઓળખું છું. મને માત્ર તારા ઉપરજ ભરોંસો છે. જે જામીનગીરીઓ મળે તે તું તારે સ્વાધીન રાખીશ અને પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીને એક ડૉલર પણ ગુમાવવાનો પ્રસંગ ન આવે એવી કાળજી રાખીશ, એનો મને તારા ઉપર વિશ્વાસ છે. "

મેં સર્વ પ્રકારની જવાબદારી સ્વીકારી અને પરિણામ ઘણુંજ સુંદર આવ્યું. પ્રેસિડન્ટ થૉમ્સનને પોતાનો પ્રેસિડન્ટ નિમવા યુનિયન પૅસિફિક કંપની બહુજ આતુર હતી; પણ એ બાબતની તેમણે ચોખ્ખી ના પાડી અને પોતાને બદલે પોતાના વાઇસ પ્રેસિડંટ મિ૦ ટૉમ્સ એ. સ્કૅાટનું નામ એ હોદ્દામાટે સૂચવ્યું. આથી મિ૦ સ્કૅાટ, મિ૦ પુલમૅન અને હું, એ ત્રણ ઇ. સ. ૧૮૭૧ ની સાલમાં યુનિયન પૅસિફિક રેલ્વે કંપનીના ડાયરેકટરો-તરીકે ચુંટાયા.

લોનના અવેજમાં જે સીક્યુરીટીઓ મળી, તે યુનિયન પૅસિફિકના ૩૦ લાખ ડૉલરના શૅરની બનેલી હતી. આ શૅર મેં મારી ત્રિજોરીમાં મૂકયા. વકી રાખવા મુજબ, પેન્સિલ્વેનિયા કંપનીના માણસોના દાખલ થવાથી એ કંપનીના શૅરના ભાવ ઘણા વધી ગયા. આ અરસામાં મેં ઓમાહા આગળ મિસિસિપિ નદી ઉપર પૂલ બાંધવાની લોનનાં બૉન્ડ લંડનમાં વેચી આપવાનું માથે લીધું અને એ કામમાટે હું લંડન ગયો. તે વખતે મિ૦ સ્કૅાટે ઉપરના યુનિયન પૅસિફિકવાળા શૅર વેચી નાખ્યા. મારી ગેરહાજરીદરમિયાન એ શૅરની કંઇ જરૂર પડે તો કોઇના પણ હાથલગા એ રહેવા જોઇએ, એવા ઉદ્દેશથી હું મારા સેક્રેટરીને સૂચના આપતો ગયો હતો કે એવો વખત આવે તો મિ૦ સ્કૅાટને ત્રિજોરીની કુંચી આપવી; પણ એ શૅર વેચી નાખવા, કે અમારી મંડળીએ યુનિયન પૅસિફિક ઉપર જે કાબુ મેળવી હતી તે ગુમાવવી, એવો ખ્યાલ મને સ્વપ્નેય આવ્યો નહોતો.

હું જ્યારે પાછો આવ્યો, ત્યારે યુનિયન પૅસિફિકના ડાયરેકટરો મને

પોતાના કાર્યબંધુનરીકે ગણવાને બદલે એક સટોરીઆ જેવો ગણવા લાગ્યા. અમને એક સંસ્થા સાથે સંબંધમાં આવવાની જે સુંદર તક પ્રાપ્ત થઇ હતી, તેવી કોઇનેય મળી નહિ હોય; અને એવી સુંદર તક કોઇએ એવી બેદરકારીથી ગુમાવી પણ નહિ હોય. મિ૦ પુલમૅન આ બાબતમાં કશું જાણતો નહોતો, ઉલટો એ તો મારા જેટલોજ ગુસ્સે થયો હતો અને હું ધારૂં છું કે એણે તો પોતાને મળેલા નફામાંથી તરતજ યુનિયન પૅસિફિકના શૅર ખરીદી લીધા હતા. મને પણ તેમ કરવાનું અને મિ૦ સ્કૅાટનું વેચાણ નામંજુર રાખવાનું ઘણું મન થતું હતું; પણ મારા જૂના મિત્ર અને મદદગારથી એવી રીતે છૂટા પડવું, એ મને અઘટિત અને અકૃતજ્ઞ લાગ્યું.

પહેલીજ તકે અમને યુનિયન પૅસિફિકના બૉર્ડ ઉપરથી અપમાનભરેલી રીતે પણ ન્યાયપુરઃસર હાંકી મૂકવામાં આવ્યા. આ કડવો ઘુંટડો પી જવાનું કામ એક જુવાન સાહસિક પુરુષને માટે ભારે નામોશીભરેલું હતું; પણ ઉપાય નહોતો. આ વ્યવહારથી મને બચપણમાં ડાળે વળગાડી આપનાર તથા મારા ઉપર અનહદ ઉપકાર કરનાર મારા માયાળુ મિત્ર મિ૦ સ્કૅાટની સાથેના મારા મતભેદની શરૂઆત થઇ. મિ૦ થૅામ્સનને પણ આ વાતથી ઘણો ખેદ થયો; પણ શરૂઆતથીજ એમણે એ વાત મારા તથા મિ૦ સ્કૅાટના હાથમાં સોંપેલી અને પોતે કંઇ પણ લક્ષ આપેલું નહિ, તેથી એમણે એમ માની લીધેલું કે એ શૅર વેચી નાખવામાં ફાયદો છે, એમ મારો અભિપ્રાય થયો હશે. આ બાબતમાં હું તદ્દન નિર્દોષ હતો, એવી પાછળથી બધાની ખાત્રી થઇ હતી.

ઓમાહાનો પૂલ બાંધવા માટેનાં પચીસલાખ ડૉલરનાં બૉન્ડ વેચવાનું કામ મેં ફતેહમંદીસાથે પાર ઉતાર્યું. હું યુનિયન પૅસિફિક કંપની સાથે જોડાયો ત્યાર પહેલાં એ કંપની સાથે જે લોકો સંબંધ ધરાવતા હતા, તેમણે એ શૅર પ્રથમ ખરીદી લીધા હતા, તેથી મેં એ શૅરોનું લંડન ખાતે જે વેચાણ કર્યું તે કંપનીના તરફથી નહિ, પણ તેમના તરફનું ખાનગી હતું. જે ડાયરેક્ટર મારી સાથે વાત કરવા આવ્યો હતો, તેણે લંડન જતાં પહેલાં આ સ્થિતિ મને સમજાવી નહોતી, તેથી હું જ્યારે લંડનથી પાછો ફર્યો, ત્યારે મારા નફાસુદ્ધાંતનાં તમામ નાણાં એ લોકોના દેવાપેટે મજરે ગણી લેવામાં આવ્યાં; એટલે મારો તમામ નફો એમાં ઘસડાઇ ગયો અને મેં જે મારા પદરનો ખર્ચ કર્યો તથા વખત ગુમાવ્યો એજ મારા નફા ખાતે રહ્યું. બીજી કોઇ વખત હું આવી રીતે છેતરાયો નથી. મને પણ શિખામણ મળી કે હું હજી બીનઅનુભવી છું અને મારે હજી ઘણું શીખવાનું બાકી છે. વિશ્વાસ તો ઘણા માણસો ઉપર મૂકી શકાય, પણ કેટલાક માણસોથી બહુ ચેતતા રહેવાનું હોય છે.



# પ્રકરણ ૧૨ મું

## વેપારની ભાંજગડો



ઍલિઘની વૅલી રેલ્વે કંપનીના પ્રેસિડન્ટ કર્નલ વિલિયમ ફિલિપ્સને જોઇતાં નાણાં ઉભાં કરી આપવાની જે એક ભાંજગડ મેં માથે વહોરી હતી, તેમાં મને સંપૂર્ણ ફતેહ મળી હતી. એક દિવસ એ કર્નલે મારી ન્યુયૉર્ક ખાતાની ઑફીસમાં આવી મને કહ્યું કે, મારે નાણાંની ઘણીજ જરૂર છે અને અમારી કંપનીનાં બૉન્ડના સદ્ધરપણા બાબત પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની જામીનગીરી આપે છે, છતાં અમેરિકાની કોઈ પણ શરાફી પેઢી અમારી કંપનીનાં પચાસ લાખ ડૉલરનાં બૉન્ડ ખરીદવા કબૂલ થતી નથી. એ ગૃહસ્થની ખાત્રી થઇ હતી કે, કોઇ એને ધકું ધીરતું નથી, એનું કારણ એ હતું કે બધી પેઢીઓએ સંતલસ કરી પોતાના જણાવેલા ભાવથીજ બૉન્ડ ખરીદવાનો નિશ્ચય કર્યો હતો. એણે એક ડૉલરના નેવુ સેન્ટના ભાવે બૉન્ડ આપવાની મરજી બતાવી હતી, પણ આ ભાવ એમને બહુ આકરો લાગતો હતો. એ વખતે કેટલીક કંપનીઓનાં બૉન્ડ એંશી ટકાના ભાવથી વેચાતાં હતાં.

કર્નલ ફિલિપ્સે કહ્યું:—"આ સંજોગોમાં હું તમારી પાસે આવ્યો છું કે આ મુશ્કેલીમાંથી તરી પાર ઉતરવાનો તમે કોઇ રસ્તો બતાવી શકો છો ? મારે તાત્કાલિક પચીસ લાખ ડૉલરની જરૂર છે; પણ મિ. થૉમ્સન એટલી રકમ મને ધીરવા ના પાડે છે." ઍલિઘની રેલ્વે કંપનીનાં બૉન્ડ સાત ટકાના વ્યાજવાળાં હતાં; પણ તે વ્યાજ અમેરિકાના ચલણી નાણામાં આપવામાં આવતું. આથી કરીને પરદેશના બજારમાટે એ બૉન્ડ તદ્દન નકામાં હતાં; પણ હું જાણતો હતો કે, પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીની ત્રિજોરીમાં ફિલાડેલ્ફિયા અને ઍરી કંપનીનાં છ ટકાના વ્યાજવાળાં બૉન્ડ હતાં અને તેનું વ્યાજ સોનાના

સિક્કામાં મળતું. મેં ધાર્યું કે, જો એ કંપની પોતાની જામીનગીરીવાળાં સાત ટકાનાં બૉન્ડનો, ઉપરનાં ૭ ટકાનાં બૉન્ડ સાથે બદલો કરે, તો તેમાં કંપનીને લાભ હતો.

મેં પ્રેસિડન્ટ થૉમ્સનને તારથી પૂછાવ્યું કે, પેન્સિલ્વેનિયા રેલ્વે કંપની પચીસ લાખ ડૉલર વ્યાજે જમે માંડી એલિધની રેલ્વે કંપનીને ધીરવા ખુશી છે કે કેમ? મિ. થૉમ્સને જવાબ આપ્યો કે 'મોટી ખુશીથી!' આથી કર્નલ ફ્રિપ્સ ખુશી થયો. મારી મહેનતના બદલામાં તેણે મને સાઠ દિવસ સુધીમાં એની કંપનીનાં પચાસ લાખ ડૉલરનાં બૉન્ડ એક ડૉલરના નેવું સેન્ટના ભાવે ખરીદી લેવાનો હક આપ્યો. મેં બધી હકીકત મિ. થૉમ્સનને સમજાવી અને ઉપર મુજબ બૉન્ડોની અદલાબદલી કરવાની સૂચના કરી. તેમ કરવાનું એમણે મોટી ખુશીથી કબૂલ કર્યું; કેમકે તેથી કંપનીને વ્યાજમાં એક ટકાનો ફાયદો મળતો હતો. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીની જામીનગીરીવાળા ફિલાડેલ્ફિયા અને ઍરી રેલ્વે કંપનીનાં ૭ ટકાવાળાં પચાસ લાખ ડૉલરનાં બૉન્ડ લઇને હું લંડન જવા નીકળ્યો. આવી સુંદર-સદ્ધર જામીનગીરીવાળાં બૉન્ડના સારા ભાવ ઉપજાવી લેવાની મારી ધારણા હતી.

મેં ક્વીન્સ ટાઉનથી બેરીંગની શરાફી પેઢીને કાગળ લખી જણાવ્યું કે, મારી પાસે એવી સારી જામીનગીરીવાળાં ઓચરિયાં વેચવાનાં છે કે જે તેમની પેઢી પણ કંઈ પણ આનાકાનીવગર ખરીદી શકે. હું લંડન પહોંચ્યો, ત્યારે હૉટલમાં મને તેમનો લખેલો કાગળ મળ્યો, જેમાં તેમણે પોતાને મળવાનું મને જણાવ્યું હતું. તે મુજબ હું બીજે દિવસે સવારે તેમને મળ્યો અને સોદો નક્કી કર્યો. એવું નક્કી કરવામાં આવ્યું કે, આ લોન તેમણે વેચવા માટે બહાર પાડવી અને જ્યાંસુધીમાં એ બૉન્ડ સરભર ભાવે વેચાઇ રહે, ત્યાંસુધીની મુદતમાટે એમણે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીને પાંચ ટકાને વ્યાજે ચાળીસ લાખ ડૉલર ધીરવા. એમનું કમીશન ૨॥ ટકા ઠરાવ્યું. આ વેચાણથી મને પચાસ હજાર ડૉલર કરતાં વધારે નફો મળે એમ હતું.

આ બાબતનાં લખત તૈયાર કરવાના હુકમ આપી દેવામાં આવ્યા; પણ હું મુકામ ઉપર જવા ઉઠ્યો, તે વખતે મિ. રસલ સ્ટર્ગિસે કહ્યું કે:-" અમને હમણાંજ ખબર મળી છે કે, મિ. બૅરીંગ સવારમાંજ અત્રે આવવાના છે અને અમારી મીટીંગ ભરવાની ગોઠવણ કરવામાં આવી છે; તથા એમના માનની ખાતર, આ કામ તેમની આગળ રજુ કરવું જોઇએ, એટલે કાગળો ઉપર સહીઓ કરવાનું આવતી કાલ ઉપર મુલ્તવી રાખવાનું ઠીક પડશે. તમે જો કાલે બે વાગતાં અહીં આવો તો તે વખતે સોદો પાકો કરી નાખીએ."

હું ઑફીસમાંથી બહાર નીકળી પ્રેસિડન્ટ થૉમ્સનને તાર મૂકવા જતો હતો, તે વખતે મારા મનમાં જે મુંઝવણ થતી હતી, એ હું કદી વિસરવાનો નથી. કોઇ મને એમ કહેવા લાગ્યું કે, હાલ તાર કરતો નહિ. આ ઉપરથી કરાર પાકો થતા સુધી તાર મૂકવાનું મોકુફ રાખવાનો નિશ્ચય કરી હું મુકામ ઉપર જવા ચાલી નીકળ્યો. બૅંકની ઑફીસથી મારી લૅન્ગહામ હૉટેલ ચાર માઇલ દૂર હતી. હું જ્યારે ત્યાં પહોંચ્યો, ત્યારે ત્યાં મેં બૅરિંગ બૅંક તરફથી મને આપવાનો સીલબંધ કાગળ લઇને આવેલા એક નોકરને હાંફતો ઉભેલો જોયો. બિસ્માર્કે એક કરોડ પૌંડ માગ્ડીબર્ગમાં અટકાવ્યા હતા, તેને લીધે નાણાંબજાર ગભરાટમાં પડ્યું હતું અને બૅંક તરફથી મને જણાવવામાં આવ્યું હતું કેઃ—"આ સંજોગોમાં અમે તમારાવાળી વાત મિ. બૅરિંગ પાસે રજુ કરી શકીએ એમ નથી." ઘર તરફ જતાં મારા ઉપર વિજળી પડવાનો જેટલો સંભવ હતો, તેટલો બૅરિંગ બૅંક સાથે થયેલા કરારનો ભંગ થવાનો સંભવ હતો; અર્થાત્ એ કેવળ અસંભવિત વાત હતી, પણ ખરેખર તેમજ બન્યું હતું. આ ફટકો એટલો બધો સખ્ત હતો કે મને દિલગીરી કે ગુસ્સો ઉત્પન્ન થવાનો અવકાશજ નહોતો. હું નમ્ર ભાવથી દૈવને આધીન થયો અને મિ. થૉમ્સનને તાર કર્યો નહોતો એ બદલ હું મુબારકબાદી લેવા લાગ્યો.

પછીથી મેં બૅરિંગ બૅંકવાળા લોકોની પાસે જવાનું સમુળગું માંડી વાળ્યું; અને મેં મારાં બૉન્ડ જે. એસ. મૉર્ગન અને કંપનીવાળાને બૅરિંગવાળાના કરતાં ઓછે ભાવે વેચી દીધાં. પ્રથમ તો મેં એમની પાસે પણ ન જવું, એવો વિચાર કર્યો હતો; કેમકે કર્નલ ફિલિપ્સે મને જણાવ્યું હતું કે, તેમણે એમની અમેરિકાની શાખામાં આ બૉન્ડમાટે પૂછાવ્યું હતું અને તેમણે ના પાડી હતી. તે ઉપરથી મેં ધાર્યું કે, તેઓ પોતાની ન્યુયૉર્ક ખાતાની શાખાએ માંડી વાળેલી વાત હાથમાં નહિ લે; પણ મારી એ ધાસ્તી ખોટી પડી; અને પછીથી તો મેં નિયમજ કરી રાખ્યો હતો કે, એવાં કામમાટે પહેલવહેલું તેમનેજ મળવું અને એ ના પાડે તોજ બીજે ઠેકાણે જવું. એમણે પણ કોઈ વખત મને બીજે ઠેકાણે જવાની ફરજ પાડીજ નથી. જો એમની પેઢીને સોદો કરવાની ઇચ્છા ન હોય, તો એ પોતેજ મને સોદો રાખવાની ઇચ્છાવાળી બીજી પેઢી સાથે સંબંધ કરાવી આપતા. મને સંતોષ છે કે, જે સીક્યુરીટીઓ મારીમારફતે વેચાઈ છે, તે દરેકનો ઠેઠસુધી વટાવ ઉપજતો. અલબત, હું ફરીથી બૅરિંગ બૅંકવાળાની પાસે ગયો નહિ તથા તેમને થોડી મુદત આપી નાણાંબજારના ગભરાટને શાન્ત પડતા સુધીની રાહ ન જોઇ, એ મારી પણ ભૂલ હતી. બે પક્ષકારમાંથી એક ઉશ્કેરાઇ જાય, ત્યારે બીજાએ શાન્ત અને ધૈર્યશીલ રહેવું જોઇએ.

મેં એક દિવસ મિ. મૉર્ગનને કહ્યું:–"હું તમને કમાણી કરવાનો જે માર્ગ બતાવું, તેમાંથી જે પ્રાપ્તિ થાય, તેમાંથી જો તમે મને ચોથો ભાગ આપો, તો હું તમને વખતોવખત તેવા માર્ગ બતાવું અને તેને અમલમાં મૂકવામાં મદદ પણ કરૂં." એમણે હસીને કહ્યું:–"તમારૂં કહેવું ન્યાયપુરઃસર છે; અને તમે કહેલો માર્ગ ગ્રહણ કરવો કે નહિ, એ અમારી મુન્સફીની વાત હોવાથી, તમને અમારે નફામાંથી ચોથો ભાગ આપવોજ જોઇએ."

મેં તેમને યાદ દેવડાવ્યું કે, એલિધની રેલ્વે કંપનીનાં બૉન્ડ કે જેનો મેં ફિલાડેલ્ફિયા અને ઍરી રેલ્વે કંપનીનાં બૉન્ડ સાથે અદલોબદલો કર્યો હતો, તે બૉન્ડને પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીની જામીનગીરી છે અને એ મોટી કંપનીને પોતાની લાઈન લંબાવવાના કામમાટે વખતોવખત નાણાંની જરૂર પડે છે. હવે એ કંપનીને જો આપણે સારો ભાવ આપીએ, તો એ પોતાનાં બૉન્ડ વેચી નાખવા લલચાય; અને અત્યારે અમેરિકાની સિક્યુરીટીઓમાટે એટલી બધી માગણી છે કે એ બૉન્ડના ભાવ જો આપણે ચઢાવી દેવા માગીએ તો બની શકે એમ છે. એના ભાવ એકદમ ઉછાળો મારે, એવું આકર્ષક પ્રૉસ્પેકટસ (વિજ્ઞાનપત્ર) હું લખી આપું. આ સૂચના ઉપર તેમણે પોતાની હમેશની ઢબ મુજબ શાંતિથી વિચાર કર્યાબાદ મને કહ્યું કે:–'એ સૂચનાનો અમલ કરવા હું તૈયાર છું.'

આ વખતે મિ. થૉમ્સન પેરિસમાં હતા, તેથી હું તેમને મળવા માટે ત્યા દોડી ગયો. પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીને નાણાની જરૂર હતી, એ વાત હું જાણતો હતો, તેથી મેં તેમને કહ્યું કે મેં એ સિક્યુરીટીઓની મિ. મૉર્ગનને ભલામણ કરી છે અને તેથી તમે જો મને તેમનો ભાવ જણાવો, તો મિ. મૉર્ગન એ ભાવે રાખવા ખુશી છે કે કેમ, એ હું એમને પૂછી જોઉં. એમણે જે ભાવ જણાવ્યો તે જો કે હાલના વખતના પ્રમાણમાં ઘણો હલકો છે, પણ તે વખતના પ્રમાણમાં ઘણો ભારે હતો. મિ. મૉર્ગને થોડાં બૉન્ડ ખરીદ્યાં અને બીજાં બૉન્ડ તેજ ભાવે ખરીદવાનો પોતાનો હક કાયમ રાખ્યો. એ પ્રમાણે એલિધની કંપનીનાં તમામ નેવું લાખ કે એક કરોડ ડૉલરનાં બૉન્ડ બજારમાં મૂકાયાં અને પેન્સિલ્વેનિયા કંપનીને નાણાં મળ્યાં.

આ બૉન્ડનું ઝાઝું વેચાણ થયું નહોતું એટલામાં ઇ. સ. ૧૮૭૩ ના નાણાંબજારના ગભરાટે (પૅનીક) અમારા કાર્યમાં વિઘ્ન નાખ્યું. મારી તે વખતની આવકનું એક સાધન મિ. પિરપન્ટ મૉર્ગન હતો. તેણે એક દિવસ મને કહ્યું:–"મારા પિતાએ તારથી પૂછાવ્યું છે કે તમે જે પેલો માર્ગ બતાવ્યો હતો, તેમાંથી મળેલા નફાનો તમારો હિસ્સો તમારે વેચી દેવો છે?"

મેં કહ્યું:-"હા. આજકાલ તો પૈસા કરી લેવા માટે હું ગમે તે હોય વેચી નાખવા તત્પર છું."

તેણે કહ્યું:-"બોલો, ત્યારે તમારે શું લેવું છે?"

મેં કહ્યું કે, હાલમાં એક સરવૈયું મારા હાથમાં આવ્યું હતું તે ઉપર જણાય છે કે અત્યારસુધીમાં મારા હિસ્સાના પચાસ હજાર ડૉલર જમે થ છે અને હું સાઠ હજાર ડૉલર લઇશ. બીજે દિવસે હું જ્યારે ઑફીસમાં ગ ત્યારે મિ. મૉર્ગને સિત્તેર હજાર ડૉલરના ચૅક મારા હાથમાં મૂક્યા. એક ચૅ સાઠ હજાર ડૉલરનો હતો અને બીજો ચૅક વધારાના દશ હજાર ડૉલરનો હતે તેણે કહ્યું:-"મિ. કાર્નેગી! તમારી ભૂલ થતી હતી. તમારે ખાતે જે રકમ જ થઇ છે, તે કરતાં દશ હજાર ડૉલર તમે ઓછા ગણ્યા હતા. તમારે ખા પચાસ હજાર નહિ પણ સાઠ હજાર ડૉલર જમે છે; અને વધારાના દશ હજ મળી તમારે લેવાના સિત્તેર હજાર ડૉલર થાય છે."

મેં પેલો દશ હજારનો ચૅક તેને પાછો આપી કહ્યું:-"તમે તમને છા એમજ વર્ત્યા છો, મહેરબાની કરીને આ દશ હજાર ડૉલર પાછા લેશો?"

તેણે કહ્યું:-"ના, તમારો ઉપકાર થયો; પણ હું પાછા નહિ લઇ શકું

આવી રીતે કાયદેસર હકને નહિ વળગી રહેતાં, ખરી રીતે જે લે નીકળતું હોય તે આપવા-લેવાના પ્રમાણિક વ્યવહારના આવા દાખલા લો ધારે છે તે કરતાં વધારે બનતા હોય છે. આ બનાવ પછી મેં મન સા નિશ્ચય કર્યો કે, મારું ચાલે ત્યાંસુધી મારે લીધે એમની જાતને કે એમ પેઢીને જરા પણ નુકસાન વેઠવાનું થાય, એવું હું કદી થવા નહિ દઉં. અત્યારથી તેમનો દીલોજાન દોસ્ત થયો.

સત્ય અને પ્રમાણિકપણાના પૂરેપૂરા સેવનસિવાય કોઇ પણ ધં જામતો નથી, કુડકપટ કે લુચ્ચાઇની શાખ મોટા ધંધામાં અતિશય ઘાત નિવડે છે. કાયદાના શબ્દાર્થને નહિ પણ આશયને વળગી રહેવાનું ધોર રાખવું જોઇએ. વેપારી લાઇનમાં આજકાલ પ્રમાણિકપણાનું ધોરણ ઘણ ઉંચું રાખવામાં આવે છે. પેઢીને લાભ થાય એવી જાતની ભૂલ જો કોઇ તરફથી થઇ ગઇ હોય તો, સામા પક્ષના લાભની ભૂલ થઇ હોય અને જેટલ ત્વરાથી સુધારી લેવામાં આવે, તેટલી ત્વરાથી તે સુધારી લેવામાં આવે કાયમની આબરૂ બંધાવા માટે તેમજ તે નિરંતર ટકી રહે એવું સાફલ્ય પ્રા કરવા માટે એટલું આવશ્યક છે કે તે પેઢીએ માત્ર કાયદેસર હકને ન વળગી રહેતાં, સત્યપરાયણતાની શાખ મેળવવી જોઇએ. અમે એક નિયમ સ્વીકાર કરી તેનું નિરંતર પાલન કરતા હતા, તેથી અમને ધારવા કર

વધારે નફો મળતો હતો.એ નિયમ 'સામા પક્ષને શકનો લાભ આપવો' એ હતો. અલબત, સટોરીઆ વર્ગને આ વાત લાગુ પડતી નથી. એમની દુનિયાનું વાતાવરણ જૂદીજ જાતનું હોય છે. ત્યાં તો લોકો માત્ર જુગારજ ખેલતા હોય છે. શૅરના સટ્ટા અને પ્રમાણિક રોજગાર, એ બેને બનતું આવેજ નહિ; છતાં એટલું તો કબૂલ કરવું પડે છે કે આજકાલ મિ. મૉર્ગન જેવા જૂની ઢબના શરાફો કવચિતજ નજરે પડે છે.

યુનિયન પૅસિફિકના હોદ્દા ઉપરથી ઉઠાડી મૂકયા બાદ તરતજ મિ. સ્કૉટે ટેક્સાસ પૅસિફિક રેલ્વે બાંધવાનો નિશ્ચય કર્યો. એક દિવસ મને તેમના તરફથી તેમને ફિલાડેલ્ફિયામાં અચૂક મળવાનો તાર ન્યુયૉર્કમાં મળ્યો. હું તેમને પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના વાઇસ પ્રેસિડન્ટ મિ. જે. એન. મેકકયુલો અને બીજા કેટલાક મિત્રોની સાથે મળ્યો. ટેકસાસ કંપનીની ભારે રકમની લોનની લંડનમાં મુદત પાકી હતી અને હું જો સહી કરી આપવામાં સામેલ થાઉં તોજ લોનની મુદત વધારી આપવા મિ. મૉર્ગન કબૂલ થતા હતા. મેં તેમ કરવા ના પાડી. તે વખતે તેમણે મને કહ્યું કે, 'તમારા મિત્રોની પડખે ઉભા રહેવાનું ના પાડીને તમારે તેમની પાયમાલી થવા દેવી છે?' આ મારા જીવનમાં સૌથી સખ્ત કસોટીનો પ્રસંગ હતો;છતાં મારી જાતને અંદર સંડોવવાનો વિચાર મને એક ક્ષણ પણ આવ્યો નહોતો. મારી ફરજ શી છે, એ વિચાર મારી સમક્ષ ખડો થયો અને પેલો બીજો વિચાર તેની આગળ દબાઇ ગયો. મારી તમામ પુંજી કારખાનામાં રોકાયલી હતી અને તેના પ્રત્યેક ડૉલરની તેમાં જરૂર હતી. હું તે વખતે અમારી પેઢીનો મુડીદાર–શરાફ હતો. બધાનો આધાર મારાપર હતો. મારો ભાઈ, તેની પત્ની અને કુટુંબ, મિ. ફિપ્સ અને એનું કુટુંબ, મિ. કોલ્મેન અને એનું કુટુંબ, એ સઘળાં મારી દષ્ટિસમક્ષ ખડાં થઇ રક્ષણની માગણી કરવા લાગ્યાં.

મેં મિ. સ્કૉટને કહ્યું કેઃ–'જોઇતી મુડી હાથમાં આવ્યા વગર આવી મોટી રેલ્વે બાંધવાના સાહસમાં ઝંપલાવતાં તમને અટકાવવા મેં મારાથી બનતું કર્યું હતું.મેં તમને આગ્રહપૂર્વક કહ્યું હતું કે,આવી મોટી હજારો માઇલની લંબાઇવાળી રેલ્વે લાઇનો ટુંકી મુદતની લોનોવડે બાંધવાનો આરંભ કરી શકાય નહિ. વધારામાં મેં તમારી યોજનાને કદી સંમતિ આપી નહોતી; છતાં જ્યારે હું યૂરોપથી પાછો આવ્યો, ત્યારે તમે મને કહ્યું કે, મેં તમારે માટે અઢી લાખ ડૉલરનો હિસ્સો રાખી મૂકયો છે, એટલે મેં તરતજ એ રકમ રોકડી આપી દીધી હતી; પણ એ કંપનીની કે અમારી પોતાની પેઢીસિવાય બીજી કોઇ કંપનીની લોન ઉપર હું કદી મારી સહી કરવાનો નથી!'

હું જાણતો હતો કે, આખી લોનનાં કે મારા હિસ્સાનાં નાણાં હું મૉર્ગન કંપનીને આઠ દિવસમાં આપી શકું, એવી મારી સ્થિતિ નથી. વળી એ એકલી લોનનોજ વિચાર કરવાનો નહોતો; પણ ત્યાર પછી બીજી અડધો ડઝન લોનો પાકવાની હતી, તેમનો પણ વિચાર કરવાનો હતો. મિ. સ્કૉટ અને મારીવચ્ચેનો ધંધાને લગતો સંબંધ તૂટવામાં આ પ્રસંગે બીજું કારણ પૂરું પાડયું હતું. નાણાંસંબંધી જે મુશીબતો મને આજસુધીમાં નડી હતી તે પૈકી આ ગુંચવણોએ મને અતિશય દુઃખી કર્યો હતો.

આ બનાવ પછી થોડાજ સમયમાં એ કંપની ઉપર આફતનો ડુંગર તૂટી પડયો અને લોકો જેમને અત્યંત બાહોશ અને સમર્થ માનતા, તેમની પડતીની વાત સાંભળી લોકો આશ્ચર્યચકિત થયા. હું ધારું છું કે, મિ. સ્કૉટનું અકાળમૃત્યુ આ નામોશીને આભારી છે. તેમનું મૃત્યુ ઈ. સ. ૧૮૮૧ ના મે માસની ૨૧ મી તારીખે થયું હતું. એ અભિમાની નહિ, પણ લાગણીવાળો પુરુષ હતો; અને ભાવી પડતીએ તેમના હૃદય ઉપર જબરો ઘા કર્યો. એ સાહસના બીજા ભાગીદાર મિ. મૅક મેનસ અને મિ. બેર્ડ પણ તરતજ ચાલતા થયા. આ બે માણસો મારી માફક કારખાનના માલીકો હતા અને રેલ્વે બાંધવાનું તેમનું બીલકુલ ગજુ નહોતું.

રોજગારમાં પડેલા માણસના માર્ગમાં માથે જવાબદારી આવી પડે એવાં લખત ઉપર સહી કરી આપવાના જેવાં ભયંકર ખડક બીજાં એકેય નથી હોતાં. તેમાંથી જો મુક્ત રહેવું હોય તો તેણે પોતાની જાતને નીચેના બે પ્રશ્ન પૂછવાઃ–(૧) આ લખતની રૂઇએ, મારે માથે જે જવાબદારી આવી પડે તે કોઇ પણ જાતની અગવડ વેઠયા સિવાય પૂરેપૂરી અદા કરી શકાય એવી સ્થિતિમાં હું છું? (૨) જે મિત્રના ઉપરની લાગણીને લીધે હું જામીન થવા માગું છું તેની ખાતર એ રકમ ગુમાવવા--લખી વાળવા હું તત્પર છું? આ બે પ્રશ્નોનો જવાબ જો હકારમાં આપી શકાય, તોજ એને પોતાના મિત્રના ઉપર ઉપકાર કરવાની છૂટ છે; નહિ તો, જો તે ડાહ્યો માણસ હોય, તો તેણે તેમ કરવું જોઇએ નહિ; અને જો તે પહેલા પ્રશ્નનો જવાબ હકારમાં આપી શકે, તો તેણે બીજો વિચાર એ કરવો જોઇએ કે, જે રકમના સંબંધમાં મારી જામીનગીરી માગવામાં આવે છે, તે પૂરેપૂરી રકમ હાલ તુરતજ ભરપાઈ કરી દેવી, એ વધારે સારૂં નથી? મારા અભિપ્રાય મુજબ એમ કરવું એજ વધારે સારૂં ગણાય. માણસને માથે જ્યાંસુધી દેવું હોય, ત્યાંસુધી તેણે પોતાની પુંજીને પોતાના લેણદારોના તરફની ટ્રસ્ટની મિલકત, પવિત્ર થાપણ, સમજીને તેને હાથ અડકાડવો જોઇએ નહિ.

મૉર્ગન કંપનીની લોન તાજી કરી આપવાના લખત ઉપર સહી કરી આપવા મેં ના પાડી હતી; છતાં બીજે દિવસે મસલતમાં ભાગ લેવા માટે મને ન્યુયૉર્ક તેડી જવામાં આવ્યો. હું મોટી ખુશીથી તેમની સાથે ગયો. એન્થોની ડ્રેક્ષલને પણ સાથે લેવામાં આવ્યો હતો. મુસાફરીદરમિયાન મિ. મૅકક્યુલોએ જણાવ્યું કે, હું ચારે તરફ નજર ફેરવી વળ્યો, તો આખી મંડળીમાં એકજ ડાહ્યો માણસ મારી નજરે પડે છે; બીજા બધા મૂર્ખા છે. એ ડાહ્યો માણસ આ ઍન્ડી એકલો છે કે જેણે પોતાના શૅરોનાં નાણાં પૂરેપૂરાં ભરી દીધાં છે અને પોતાના માથા ઉપર કોઈપણ જાતની જવાબદારી બાકી રાખી નથી; આપણે સઘળાએ એ પ્રમાણે કરવું જોઈતું હતું.

મિ. ડ્રેક્ષલે મને પૂછ્યું:–'આ બધી કમનસીબ મુશીબતોમાંથી તમે કેવી રીતે મુક્ત રહી શકયા, તે જરા સમજાવશો?' મેં કહ્યું:–"જેનાં નાણાં મુદત પાકતાં મારાથી ભરપાઈ કરી શકાય એમ નથી એમ મને લાગતું હોય તેવા કોઈપણ લખત ઉપર સહી કરી આપવી નહિ, એ નિયમને ચૂસ્ત રીતે વળગી રહેવાને લીધે; અગર તો બીજા શબ્દોમાં બોલું તો ઉંડા પાણીમાં નહિ ઉતરવાના નિયમને વળગી રહેવાને લીધે."

આ નિયમનું પાલન કરવાથી હું એકલોજ નહિ, પણ મારા ભાગીદારો પણ મુશીબતોમાંથી મુક્ત રહી શકયા છે. અમે અમારા ભાગીદારીના લખતમાંજ એવી શરત દાખલ કરી છે કે, ભાગીદારોએ પોતાની પેઢીસિવાય બીજા કોઇને માટે પોતાને માથે જવાબદારી વહોરવી નહિ. મૉર્ગનની લોન ઉપર સહી કરી આપી જવાબદારી માથે નહિ વહોરવાના કારણતરીકે મેં આ વાત પણ જણાવી હતી.

આ બનાવો બન્યા તે સમયના અરસામાં જૂદી જૂદી જાતની સિક્યુરીટીઓ વેચી આપવાના સોદા કરાવી આપવા માટે હું અનેકવાર યૂરોપ જઇ આવ્યો હતો; અને એ રીતે એકંદર રીતે મેં ત્રણ કરોડ ડૉલરની કિંમતની સિક્યુરીટીઓ વેચી આપી હતી. આ વખતે ન્યુયૉર્ક શહેર નાણાંબજારપરત્વે લંડન શહેરના એક ભાગ જેવું બની રહ્યું નહોતું;અને લંડનના શરાફો વ્યાજના જુજ તફાવતની ખાતર ઇરાન, વિયેના કે બર્લિનને પોતાનાં વધારાનાં નાણાં ધીરવાનું પસંદ કરતા; પણ વધારે વ્યાજથી યુનાઇટેડ સ્ટેટ્સને નાણાં ધીરવાનું કબૂલ કરતા નહિ. એ લોકો યૂરોપ ખંડ કરતાં અમેરિકાને ઓછું સહીસલામત માનતા. મારો ભાઇ અને ફિપ્સ કારખાનાંનો વહીવટ એવી ફતેહમંદી સાથે ચલાવતા કે હું કોઇ પણ જાતના ઉજાગરાસિવાય અઠવાડીઆંનાં અઠવાડીઆં પરદેશ ખાતે રહી શકતો. દહેશત માત્ર એટલીજ હતી કે હું કદાચ

માલ તૈયાર કરવાના ધંધામાંથી નીકળી નાણુંબજારમાં અને ધીરધારના ધંધામાં પડી જાઉં. પરદેશખાતે મને વિજય મળતો, તેથી હું લલચાતો ખરો; પણ મારી મનોવૃત્તિ હમેશાં માલ તૈયાર કરાવવા ઉપરજ ઠરતી. કંઈ પણ સંગીન માલ બનાવવો અને વેચવો, એજ મારૂં ધ્યેય રહેતું; અને તેથી મને જે નફો મળતો તે બધો હું પિટ્સબર્ગ પાસેના કારખાનાંનો વિસ્તાર વધારવામાં રોકતો.

કિસ્ટોન બ્રિજ કંપનીમાટે શરૂઆતમાં જે ઉદ્યોગશાળા ઉભી કરવામાં આવી હતી, તે બીજા કામમાટે પટ્ટે આપી દેવામાં આવી હતી; અને લૉરેન્સ વિલની દશ એકર જમીન સંપાદન કરી નવી અને વિશાળ ઉદ્યોગશાળા બાંધવામાં આવી હતી. યુનિયન આયર્ન મિલ્સમાં વખતોવખત સુધારાવધારા કરેલા હોવાથી જૂદા જૂદા ઘાટના પદાર્થોની બનાવટમાટે એ મીલોએ અમેરિકામાં ઉંચું સ્થાન સંપાદન કર્યું હતું. આ રોજગારમાં સારો નફો પરવડતો હતો અને તેથી બીજાં ક્ષેત્રના ખેડાણમાંથી મને જે નફો મળતો તે સઘળો હું આ કારખાનાને ખીલવવામાં હોમતો. વચમાં થોડો વખત હું પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીવાળા મારા મિત્રોની સોબતમાં પશ્ચિમનાં સંસ્થાનોમાં કેટલીક રેલ્વે લાઇનો બાંધવામાં ભળ્યો હતો; પણ હું ધીમે ધીમે એવાં સઘળાં કામોમાંથી નીકળી ગયો અને પોતાની બધી પુંજી એકજ ધંધામાં ન રોકવી, એવી જે કહેવત છે તેનાથી વિરુદ્ધનું વર્તન કરવાનો મેં નિશ્ચય કર્યો. મેં એમ નક્કી કર્યું હતું કે, 'સઘળાં ઈંડાં એકજ ટોપલીમાં ભરવાં અને પછી તે ટોપલીની બરાબર સંભાળ રાખવી' એ નીતિજ સર્વોત્તમ છે.

મારો અભિપ્રાય એવો છે કે, કોઇ પણ ધંધામાં ફતેહમંદ થવાનો સર્વોત્તમ માર્ગ એ ધંધામાં પાવરધા થવું એ છે. પોતાનાં સાધનોને વેડફી નાખવાની પદ્ધતિ ઉપર મને શ્રદ્ધા નથી; અને મારા અનુભવમાં કોઇ પણ એવો માણસ નથી આવ્યો કે જે 'છપ્પન બંદરનો વેપારી' હોવા છતાં ફતેહમંદ નિવડયો હોય. જે માણસો એકજ ધંધો પસંદ કરી,તેનેજ દેહસુધી વળગી રહ્યા હોય,તેજ ફતેહમંદ નિવડે છે. પોતાનાજ ધંધામાં નાણાં રોકવાથી કેટલો બધો નફો પરવડે છે, એનો સર્વ માણસોને સંપૂર્ણ ખ્યાલ હોય એમ મને લાગતું નથી. દુનિયામાં એક પણ કારખાનું એવું નહિ હોય, કે જેનું કોઇપણ યંત્ર કાઢી નાખવા જેવું કે તેને ઠેકાણે નવું સુધરેલી ઢબનું દાખલ કરવા જેવું ન હોય; કોઇપણ કારખાનાનો માલીક એવો નહિ હોય કે જે વધારાનાં કે સુધરેલી ઢબનાં સાંચાકામ દાખલ કરવાનું ના પાડવાને લીધે, પોતાના ધંધાની બહાર બીજે ઠેકાણે પોતાનાં નાણાં રોકી તેમાંથી જે નફો કે વ્યાજ કમાતો હોય, તેનાથી વધારે નુકસાન ન ભોગવતો હોય. સોનાનું 'ભડ' પોતાનાજ કારખાનામાં હોય

છે, તેમ છતાં ઘણા કારખાનાના માલીકો પોતાનાં નાણાં બેન્કોના શૅરોમાં કે બીજાં દૂરનાં સાહસોમાં રોકતા જોવામાં આવે છે.

આ એક મારો મુખ્ય સિદ્ધાંત હતો કે મારી પોતાની મુડીની વ્યવસ્થા બીજો કોઇ માણસ કે ડાયરેકટરોની સભા જેવી કરે, તેના કરતાં હું પોતે વધારે સારી કરી શકું. માણસો ઘણી વખત જે મોટી ખોટના ખાડામાં ઉતરી ગુંચવાય છે, તે પોતાના હાથમાં રાખેલા ધંધામાં નહિ, પણ બીજા લોકોએ ચલાવેલા ધંધામાં હોય છે. જુવાન પુરુષોને મારી શીખામણ તો એવી છે કે, તમે જે ધંધાને તમારા જીવનનિર્વાહનો મુખ્ય ધંધો માન્યો હોય, તેમાંજ તમારો સઘળો વખત અને તમારૂં સંપૂર્ણ લક્ષ રોકો એટલુંજ નહિ; પણ તમારી પુંજીનો પ્રત્યેક ડૉલર પણ તેમાંજ રોકો. જો એ ધંધાની વધુ ખીલવણી થઇ શકે એમ ન હોય અને બીજો ખીલી શકે એવો ધંધો હાથ ન લાગે, તો જે સિકયુરિટીઓનું થોડું પણ ચોક્કસ વ્યાજ આવતું હોય, તેવી પહેલા નંબરની સિકયુરીટીઓમાં તમારાં નાણાં રોકજો. મારી જાતને માટે બોલું તો મેં તો શરૂઆતથીજ નિશ્ચય કરી દીધો હતો કે લોખંડ અને પોલાદના ધંધામાંજ જીવ પરોવવો અને તેમાં પ્રવીણતા મેળવવી.

મારે વખતોવખત ઇગ્લાંડ જવું પડતું, તેને લીધે હું ત્યાંના એ ધંધાના પાવરધા માણસોના પરિચયમાં આવી તેમનાં ઓળખાણ કરી શકયો. તેમાં બેસીમર, સર લોથિયન બૅલ, સર બર્નાડ સૅમ્યુઅલ્સન, સર વિન્ડસર રિચાર્ડસ, એડવર્ડ માર્ટિન, બિંગ્લી, ઇવાન્સ અને એવા એવા એ ધંધાના પ્રવીણ પુરુષો સાથે મારે પિછાન થયું હતું; તેને લીધે થોડી મુદ્દતમાં બ્રિટિશ આયર્ન ઍન્ડ સ્ટીલ ઇન્સ્ટિટ્યુટની કારોબારી સમિતિના સભ્ય તરીકે અને તરતજ પ્રેસિડન્ટ તરીકે મારી ચુંટણી થઇ. બ્રિટિશ પ્રજા એટલે ઇંગ્લાંડનો રહીશ ન હોય એવો કોઇ માણસ અત્યારસુધીમાં એ સંસ્થાનો પ્રેસિડન્ટ થયો હોય તો તે હુંજ હતો. અમેરિકામાં જાથુનું રહેવાનું થતું હોવાથી હું એ હોદ્દાની ફરજો બરાબર રીતે બજાવી શકીશ નહિ, એવી દહેશતથી પ્રથમ તો મેં એ હોદ્દો સ્વીકારવા ના પાડી હતી; પણ મિત્રોનો આગ્રહ હોવાથી આખરે મેં એ હોદ્દો સ્વીકાર્યો હતો; અને તેને લીધે મને જે મોટું માન મળ્યું હતું તેની મારા ઉપર ભારે અસર થઇ હતી.

જેવી રીતે પૂલના અને બીજાં બાંધકામના સામાનની બનાવટને માટે અમને ખરૂં લોઢું કે પોલાદ બનાવવાની ફરજ પડી હતી, તેવીજ રીતે અમારે જોઇતું પીગ આયર્ન પણ અમારે જાતે બનાવી લેવાની આવશ્યકતા હવે અમને સમજાવા લાગી. આ ઉપરથી અમે ઇ૦ સ૦ ૧૮૭૦ ની સાલમાં 'લ્યુસીફર્નેસ'

નામનું લોઢું ગાળવાની ભઠ્ઠીઓનું કારખાનું ઉભું કર્યું. આ કામ કેટલું બધું જંગી છે, એનો જો અમને પહેલેથી ખ્યાલ હોત તો એ કામ હાથમાં લેવાનું અમે અમેથોડો વખત મોકુફ રાખત. અમારાં કારખાનાંની જે ભારે ઝડપથી ખીલવણી થતી હતી, તે જોઇ જૂનાં કારખાનાંવાળા અમારી પડતીની આગાહી કરતા હતા; પણ તેની કંઇપણ દરકાર કર્યા વગર અમે અમારા પ્રયાસમાં આગળ વધ્યા જતા હતા. અમને ખાત્રી હતી કે, એક 'બ્લાસ્ટ ફર્નેસ' (સતત ધમણ આપનારી ભઠ્ઠી) ઉભી કરવા માટે જોઇતી મુડી તથા શાખ અમારી પાસે છે, એટલે અમને કોઇ જાતની ધાસ્તી નહોતી.

છતાં એની પાછળ થવાના ખર્ચનો જે અડસટ્ટો કાઢવામાં આવ્યો હતો, તેટલાથી તો અર્ધું કામ પણ થયું નહિ.આવી જાતની ભઠ્ઠીઓ બાંધવાના સંબંધમાં મિ. કોલ્મૅન બીલકુલ માહિતી ધરાવતો નહોતો;અને અમે એક અખતરો અજમાવતા હોઇએ, એમ ચાલતું હતું. આમ યથાર્થ જ્ઞાનનો અભાવ છતાં પણ કોઈ ગંભીર પ્રકારની ભૂલ બનવા પામી નહોતી. આ ભઠ્ઠીનું નામ મારા ભાઇની પત્નીના નામ ઉપરથી લ્યુસીફર્નેસ પાડવામાં આવ્યું હતું.અમે જે મોટી ગણત્રી કરેલી, તે કરતાં પણ વધારે કામ આ ભઠ્ઠીએ આપ્યું. તેમાંથી પહેલે અઠવાડીએ દરરોજના સો ટન મુજબનું લોખંડ નીકળવા લાગ્યું હતું. આટલો ભારે જથ્થો આજસુધી દુનિયામાં કોઇ ઠેકાણે નીકળ્યો નહોતો;અને તેથી એ આશ્ચર્યકારક બનાવ જોવા ઘણા લોકો ત્યાં આવતા અને કામ જોઇ ચકિત થતા.

તેમ છતાં અમારા લોખંડના ધંધાનું કામ હમેશાં સરળતાથીજ આગળ વધ્યાં જતું હતું એમ નહોતું. થોડે થોડે વરસને આંતરે ભાવ ગગડી જતા. લડાઈ પછી લોખંડનો ભાવ એક રતલના નવ સેંટ ઉપરથી ઉતરીને ત્રણ સેંટ થઇ ગયો હતો. આને લીધે ઘણાં કારખાનાં પાયમાલ થઇ બેસી ગયાં હતાં અને અમારા આર્થિક મેનેજરને નવા ઉભા થતા સંજોગોને પહોંચી વળવા માટે નાણાં પૂરાં પાડવાના કામ પાછળ પોતાનો બધો વખત રોકવો પડતો. ઘણી પેઢીઓ તૂટી,પણ અમારી પેઢીની શાખ જેવી ને તેવી કાયમ રહી; પરંતુ અમારાં બીજાં બધાં કારખાનાં કરતાં પીગ આયર્નના કારખાનાએ અમને ઘણા ઉજાગરા કરાવ્યા હતા. આ કામમાં અમને મોટામાં મોટી મદદ ઈંગ્લાંડની સુપ્રસિદ્ધ વ્હીટવ્હેલ પેઢીવાળા મિ. વ્હીટવ્હેલ તરફથી મળી હતી. અમારી ભઠ્ઠીઓમાં એમની બનાવટનાજ ચૂલા વપરાતા હતા. એ પણ એક વખત અમારી ભઠ્ઠીનું આશ્ચર્યકારક કામ જોવા આવ્યા હતા, તે વખતે મેં અમારી મુશીબતોની કહાણી એમને કહી સંભળાવી. તે ઉપરથી તેમણે તરતજ કહ્યું:—' એનું કારણ એ છે કે, તમારી ગોઠવણી ખામીવાળી છે.' પછી એ ખામી શી રીતે સુધારવી, તે

એમણે બતાવ્યું.અમારી ધમણ જોઇએ તેવી સ્થિતિમાં ગોઠવાઇ નહોતી;પણ અમારા મિ. કોલ્મૅનના માન્યામાં આ વાત આવી નહિ;તે ઉપરથી મેં પ્રયોગ કરી જોવા માટે એક નાની ભઠ્ઠી અને બે ધમણો બનાવરાવી.તેમાંની એક અમારા કારખાનામાં હતી તેવી અને બીજી મિ. વ્હીટવ્હેલના કહેવા મુજબની બનાવી. પછીથી પ્રયોગો કરી જોતાં મિ. વ્હીટવ્હેલના કહેવા મુજબનુંજ પરિણામ આવ્યું. અમારી ધમણની ફુંકથી લોખંડના મોટા ટુકડા ઉડીને ભઠ્ઠીની બાજુએ ચોંટતા અને વચમાં ગાઢો ઢગલો થતો, જેમાં ધમણની ફુંક ઉંડેસુધી પહોંચી શકતી નહિ. વ્હીટવ્હેલની ધમણની ફુંકથી મોટા કકડા વચમાં આવીને પડતા અને બાજુએ ગાઢું પડ બાઝતું. આને લીધેજ પરિણામમાં મોટો ફરક પડી જતો.આ ભૂલ સુધારી લેવાથી અમારી મુશીબતોનો અંત આવ્યો.

મિ. વ્હીટવ્હેલ કેવો માયાળુ, વિશાળ હૃદયનો અને ઉદાર વિચારોવાળો માણસ હતો ! એનામાં ઇર્ષ્યાનો જરા પણ અંશ નહોતો; પોતાના જ્ઞાનનો લાભ હરિફને આપવામાં એણે જરા પણ મન ચોર્યું નહોતું. કેટલીક બાબતોમાં અમે પણ નવી નવી શોધો કરી હતી અને તેનો લાભ અમે પણ તેમની કંપનીને આપ્યો હતો; અને ટુંકામાં તે દિવસથી અમારી સઘળી હિકમતો એમને માટે ખુલ્લી હતી. ( એ બે ભાઇઓમાંનો એક આજ પણ હયાત છે અને અમારી દોસ્તી હજી પણ તેવીજ સ્નેહાળ છે. એ મારી પહેલાં બ્રિટિશ આયર્ન ઍન્ડ સ્ટીલ ઇન્સ્ટિટ્યુટનો પ્રમુખ હતો. )





# પ્રકરણ ૧૩ મું

## પોલાદનો જમાનો



માત્ર ચાળીસ વર્ષ અગાઉ (ઇ૦ સ૦ ૧૮૭૦) સુધી યુનાઇટેડ સ્ટેટ્સમાં લોખંડ બનાવવામાં રસાયણવિદ્યાની મદદ લેવામાં આવતી નહિ, એ વાત અત્યારે માન્યામાં ન આવે એવી લાગે છે. લોખંડ અને પોલાદની બનાવટમાં બીજી બધી બાબતો કરતાં એનું જ્ઞાન સૌથી વધારે આવશ્યક છે. આગલા જમાનામાં મોટે ભાગે અસભ્ય પતરાજખોર પરદેશીઓજ ભઠ્ઠીઓના મેનેજરના હોદ્દા ભોગવતા. હાથનીચેના તોફાની માણસો ઉપર દાખલો બેસાડવા માટે એકાદને ઠોકી પાડવો, એ એની ખાસ હુંશિયારી અને લાયકાત મનાતી. ભોંય સુંઘીને કે અમુક છોડની ડાળીની મદદથી પાણીના કે તેલના ઝરાનું અસ્તિત્વ મુકરર કરી આપનારા માણસોની માફક એ માણસો પ્રેરણાશક્તિની મદદથી કે અમાનુષી શક્તિના પ્રભાવથી ભઠ્ઠીની સ્થિતિનું પૃથક્કરણ કરી શકે છે, એમ લોકો માનતા. ઉંટવૈદની માફક દરદીનાં દરદને માટે તે પોતાને સૂઝી આવે એવાં ઓષધ આપતો.

અમારી લ્યુસીફર્નેસ એક જાતની મુશીબતમાંથી મુક્ત થતાં બીજી જાતની મુશીબતમાં સપડાઈ હતી; કેમકે અમને જે જૂદી જૂદી જાતનાં કાચી ધાતુ, મરડીઆ તથા કોલસા પૂરા પાડવામાં આવતાં, તેમાં દરેકના જૂદા જૂદા વિભાગના કેટકેટલા અંશ છે, તે જાણવાની કે જણાવવાની કોઇ દરકાર કરતું નહિ. આ સ્થિતિ અમારેમાટે અસહ્ય હતી; તેથી અમે અમારા અણઘડ અને અટકળે કામ કરનારા મેનેજરને ખસેડીને તેની જગ્યાએ કોઇ શાસ્ત્રીય જ્ઞાન ધરાવનારા જુવાન માણસને મૂકવાનો નિશ્ચય કર્યો. અમારી પાસે હેન્રી એમ. કરી નામનો એક કારકુન હતો. તે આવી બાબતોનું સારૂં જ્ઞાન ધરાવતો હતો, તેથી તેને અમે મેનેજર બનાવ્યો.*

લ્યુસી ફર્નેસનો તમામ વહીવટ મિ. ફિપ્સના હાથમાં હતો. એ ત્યાં

દરરોજ આંટા મારી આવતો, તેને લીધેજ એ શાખામાં અમને નિષ્ફળતા મળતી અટકી. મારા કહેવાનો અર્થ એવો નથી કરવાનો કે તેમાંથી યૂરોપ-ખંડની ભઠ્ઠીઓ જેટલો નફો નહોતો પરવડતો; પણ બીજી ભઠ્ઠીઓ કરતાં તે કદમાં ઘણી મોટી હોવાથી એના કાર્યથી ખોટ આવે, તે પણ પ્રમાણમાં ભારે આવતી. રવિવારને દિવસે સવારમાં ફિપ્સનો પિતા અને બહેન પ્રાર્થના કરવા માટે દેવળમાં જતાં, ત્યારે પણ એ એમનાથી છૂટો પડી કારખાનામાં જતો.

પછીથી અમે મિ. ફરીને એક રસાયણ શાસ્ત્રીની મદદ આપવાનો ઠરાવ કર્યો અને ડૉકટર ફ્રિક નામના વિદ્વાન જર્મનને અમે એ જગ્યામાટે પસંદ કર્યો. એણે ઘણી બાબતોના સંબંધમાં અમારી આંખો ઉઘાડી. ખાણમાંથી નીકળતી જે કાચી ધાતુ ઘણી સારી ગણાતી, તેનું પૃથક્કરણ કરી જોતાં તેમાંથી ધારવા કરતાં દશથી વીસ ટકા ઓછું લોખંડ નીકળવા લાગ્યું. જે ખાણો આજ સુધી ખરાબ ગણાતી હતી, તેમાંથી નીકળતી કાચી ધાતુ ઉંચા પ્રકારની હોવાની ખાત્રી થઇ. સારૂં ગણાતું તે નઠારૂં પૂરવાર થયું અને નઠારૂં મનાતું હતું તે સારૂં પૂરવાર થયું. એ રીતે સઘળું ઉલટસુલટ થઇ ગયું. લોખંડની બના-વટના સંબંધમાં જે અનિશ્ચિતપણું હતું તે રસાયણશાસ્ત્રના જ્ઞાનવડે મોટે ભાગે દૂર થયું.

જે વખતે પેઢીની આબરૂ જાળવવાની ખાતર ભઠ્ઠીવાળા કારખાનામાંથી વધારે-માં વધારે માલ કાઢી ભારે આવકની જરૂર હતી, તેવા ખાસ અણીના પ્રસંગે એ કારખાનું બંધ કરવું પડયું; તેનું કારણ એ હતું કે, હલકા પ્રકારની કાચી ધાતુને બદલે ચઢીઆતી જાતની કાચી ધાતુ ગાળવાના ઉપયોગમાં અમે લેવા માંડી હતી. આ હલકી ધાતુમાંથી જે લોઢું નીકળતું તેનું પ્રમાણ પેલી સારી જાતની ધાતુમાંથી નીકળતા લોઢાના બે તૃતીયાંશ કરતાં વધારે નહોતું; પણ આ નવી જાત ઉપયોગમાં લેવાથીજ ભઠ્ઠીને નુકસાન થયું; કેમકે એ ધાતુ વધારે શુદ્ધ હોવા છતાં તેને ઓગાળવા માટે પ્રથમના જેટલોજ ચૂનો નાખવામાં આવતો અને તેથી તે વધારે પડતો; અર્થાત્ ઉંચી જાતનો માલ વાપરવાના કારણેજ અમને ભારે નુકસાન થયું.

અમે કેવા મૂર્ખ હતા! પણ અમે એટલું આશ્વાસન લઇ શકતા કે અમે અમારા હરિફોના જેટલા મૂર્ખ નહોતા. અમારા કારખાનામાં રસાયનશાસ્ત્રીને રોકયાને ઘણાં વર્ષ થઇ ગયાં, ત્યાર પછી પણ કેટલાક કારખાનાંવાળા એમ કહેતા કે, એવા રસાયણીને રોકવાનું અમને પાલવે એમ નથી. જો તેઓ ખરી હકીકતથી વાકેફ થયા હોત, તો તેઓ જરૂર એમ કહેત કે રસાયણશાસ્ત્રીને નહિ રોકવાનું અમને પાલવે એમ નથી. અમે ગર્વ સાથે કહી શકીએ છીએ કે,

ભઠ્ઠીઓવાળા કારખાનામાં રસાયણશાસ્ત્રીઓને રોકવાની પહેલ અમે કરી હતી. અમારા હરિફો આ કાર્યને ઉડાઉપણું કહેતા.

અમારાં સર્વ કારખાનાંમાં લ્યુસીફર્નેસના કારખાનામાંથી અમને સૌથી વધુ નફો પરવડતો હતો; કેમકે એનો સઘળો વહીવટ શાસ્ત્રીય પદ્ધતિસર ચાલતો હતો. આ રહસ્ય હાથ આવ્યા પછી તરતજ એટલે ૧૮૭૨ માં અમે બીજી એવી ભઠ્ઠી ઉભી કરી. પહેલી ભઠ્ઠીના પ્રમાણમાં આ વખતનું કામ ઘણીજ કરકસરથી કરવામાં આવ્યું હતું. જે ખાણો ખરાબ ગણાતી હતી અને જેમાંથી નીકળતી કાચી ધાતુ બીજા કારખાનાંવાળા પોતાની ભઠ્ઠીઓમાં વાપરવાની ચોખ્ખી ના પાડતા, તે અમે ખુશીથી ખરીદી લેતા; અને જે ખાણો, તેમાંથી નીકળતી કાચી ધાતુ ઉંચી પ્રકારની ગણાતી હોવાને લીધે અત્યંત કિંમતી ગણાતી, તેનું અમે નામ પણ દેતા નહિ. આનું સુંદર દૃષ્ટાંત મિસૌરી પ્રાંતની પાયલૉટનૉલ નામની ખાણ પૂરૂં પાડે છે. એ ખાણ ધૂળમાં ઢંકાયલા હીરા જેવી હતી. લોકો કહેતા કે, એમાંથી નીકળતી કાચી ધાતુ બહુજ થોડા જથામાં વાપરમાં લઇ શકાતી; કેમકે વધારે જથો વાપરમાં લેવાથી ભઠ્ઠી સજ્જડ થઇ બગડી જતી. રસાયનવિદ્યાના પ્રયોગથી અમને સમજાયું કે, એમાં ફૉસ્ફરસનું પ્રમાણ થોડું હતું; પણ સિલિકૉનનું પ્રમાણ મોટું હતું. એને જો બરાબર રીતે ગાળવામાં આવે તો એના જેવી ઉત્તમ કાચી ધાતુ બીજી એકેય નથી. આથી કરીને અમે એનો મોટો જથો ખરીદ્યો અને ખાણોના માલીકોના ધન્યવાદને પાત્ર થયા.

માનવામાં પણ ન આવે એવી વાત છે કે, અમારી ભરતના લોઢાનું પોલાદ કરવાની ભઠ્ઠીમાંથી જે બહુ ફૉસ્ફરસવાળી ભસ્મ 'સિન્ડર' નીકળતી, તે વેચવાથી, અમારા પ્રતિસ્પર્ધીઓની લોઢું ગરમ કરવાની ભઠ્ઠીમાંથી જે શુદ્ધ ભસ્મ નીકળતી, તેની અમારે જે કિંમત આપવી પડતી, તેના કરતાં વધારે પૈસા ઉપજતા. અમારા પ્રતિસ્પર્ધીઓની 'સિન્ડર' માં લોઢાનું તત્ત્વ અમારી 'સિન્ડર' કરતાં વધારે હતું અને ફૉસ્ફરસ ઘણુંજ ઓછું હતું; કારણ કે રસાયણવિદ્યાની મદદથી પૃથક્કરણ કરી જોવાનો તેમને ખ્યાલ નહોતો. એકાદ વખત કોઇએ ધૂમાડીઆમાં ચોંટી રહેલી લોખંડની પોપડીઓ તથા રજકણ 'ફ્લ્યુઅલ સિન્ડર' ગાળી જોવાની કોશીશ કરી હતી; પણ વધારે અશુદ્ધ ધાતુને ઓગાળવા માટે જે મિશ્રણ વાપરવામાં આવે છે, તેજ મિશ્રણ એવી શુદ્ધ કાચી ધાતુને ઓગાળવા માટે વાપરેલું હોવાથી ભઠ્ઠી બરાબર કામ આપી શકી નહિ; આથી કરીને અમારા પ્રતિસ્પર્ધીઓ તેને નકામી ગણીને ઉપરવાડેથી નદીમાં ફેંકી દેતા. કેટલીક વખત અમે સારી જાતના માલનો બદલો કરી હલકો માલ આપી વધારામાં ઉપરામણી લેતા.

પણ એથી પણ વધારે નહિ માની શકાય એવી વાત એ છે કે, માલમાંથી નીકળેલી લોખંડની પોપડીઓ, કે જે માત્ર ઑક્સિજનમિશ્રિત શુદ્ધ લોખંડ હોય છે, તેને ભઠ્ઠીમાં નાખી ઓગળવા સામે પણ એ લોકોને વહેમ હતો. આ પ્રસંગે મને મારા પ્રિય મિત્ર ક્લીવલૅન્ડવાળા મિ૦ ચિશોલ્મની વાત યાદ આવે છે. એ પણ પ્રથમ ડન્ફર્મલાઇનના વતની હતા; અને અમે બન્નેએ સાથે મળી ઘણી ચેષ્ટાઓ કરેલી. એક વખતે હું ક્લીવલૅન્ડ ખાતાના એમના કારખાનામાં ફરતો હતો, ત્યારે મેં કેટલાક મજુરોને એવી પોપડીઓનાં ગાડાં ભરીને ચોગાનમાં લઇ આવતા દીઠા. તે ઉપરથી મેં મિ૦ ચૅશોલ્મને એ લોકો આ ગાડાં ક્યાં લઇ જાય છે? એમ પૂછ્યું. તેમણે કહ્યું:–"નદીમાં ફેંકી દેવા. અમારા મેનેજરો કહે છે કે, જ્યારે જ્યારે અમે એ પોપડીઓને ભઠ્ઠીમાં ફરીથી ગાળવાની કોશીશ કરેલી ત્યારે ત્યારે કંઇક કંઇક અનિષ્ટ બનેલું."

હું કંઇ બોલ્યો નહિ; પણ પિટ્સબર્ગ પાછો ફર્યા પછી, મેં એની મશ્કરી કરવાનો નિશ્ચય કર્યો. તે વખતે અમારી નોકરીમાં ડુપાય કરીને એક માણસ હતો. એના બાપે લોખંડ બનાવવાની એક સાદી અને સીધી રીત શોધી કાઢી હતી; અને હાલ એ પિટ્સબર્ગમાં એના અખતરા કરી રહ્યો હતો. મારા મિત્રના કારખાનામાંનો લોખંડની પોપડીઓનો તમામ જથો ખરીદી લેવાનો કંટ્રાક્ટ કરી લેવા માટે ડુપાયને મોકલવા મેં મારા માણસોને સમજાવ્યા. એણે એ પ્રમાણે સોદો કર્યો અને પોતાના મુકામ ઉપર પહોંચાડી આપવાની શરતે એક ટનના પચાસ સેંટના ભાવે તમામ જથો ખરીદી લીધો. આ પ્રમાણે કેટલાય દહાડા ચાલ્યું. હું ધારતો હતો કે, આ મશ્કરીનો ભરમ થોડી મુદતમાં ઉઘાડો પડી જશે; પણ એટલામાં તો મારા મિત્રનું મૃત્યુ થયું. પણ એની પાછળના વહીવટદારોએ અમારા દાખલાનું અનુકરણ કરવા માંડ્યું.

'બૅસિમર પ્રોસેસ'ના નામથી ઓળખાતી પોલાદ બનાવવાની રીત વધુ અને વધુ પ્રચારમાં આવવા લાગી હતી. મારી ખાત્રી હતી કે, જો આ રીત ફતેહમંદ નિવડશે, તો લોખંડની જગ્યા પોલાદ લઇ જશે–લોખંડનો જમાનો ઉતરી પોલાદનો જમાનો બેસશે. પેન્સિલ્વેનિયા સંસ્થાનના લૅવિસ્ટન શહેરમાં આવેલા 'ફ્રીડમ આયર્ન વર્ક્સ' નામના કારખાનાના પ્રેસિડન્ટ મારા મિત્ર જૉન એ. રાઇટ આ પદ્ધતિનું નિરીક્ષણ કરવાના ખાસ આશયથી ઇંગ્લાંડ જઈ આવ્યા હતા. એ એક બાહોશ અને અનુભવી પુરુષ હતો; અને એ પદ્ધતિ એને એટલી બધી પસંદ પડી હતી કે એણે પોતાની કંપની પાસે એ પદ્ધતિ મુજબ પોલાદ બનાવવાનું કારખાનું ઉભું કરવાનું કબૂલ કરાવ્યું હતું. એનો અભિપ્રાય યથાયોગ્ય હતો, પણ તે જમાનાથી જરા આગળ પડતો હતો. કારખાનું ઉભું

કરવામાં એના અડસટ્ટા કરતાં વધારે મુડી ખર્ચાઇ ગઇ. વધારામાં જે પદ્ધતિ ખુદ ઇંગ્લાંડમાં પણ હજી અખતરાના તબક્કા ઉપર હતી, તે નવા મુલકમાં દાખલ કરતાની સાથેજ ફતેહમંદ ઉતરે એવી આશા રાખવી, એ વધારે પડતું ગણાય. એ અખતરો સ્વાભાવિક રીતેજ બહુ ખર્ચાળ હોય અને તેનું ફળ લાંબી મુદતે દેખવામાં આવે, પણ મારા મિત્રે આ બધી બાબતો ગણત્રીમાં લીધી નહોતી.

પાછળથી જ્યારે એ પદ્ધતિ ઇંગ્લાંડમાં પૂરેપૂરા પ્રચારમાં આવી, ત્યારે કેટલાક માણસોએ મુડી એકઠી કરી હૅરીસબર્ગ ખાતે હાલ પૅન્સિલ્વેનિયા સ્ટીલ વર્ક્સના નામથી ઓળખાતું કારખાનું ઉભું કરવાની શરૂઆત કરી. આ કારખાનાને પણ પ્રયોગના તબક્કામાંથી પસાર થવું પડયું હતું અને ખરી અણીને પ્રસંગે પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીએ વેળાસર મદદ ન કરી હોત તો એનાં ઠાડીઆં પણ બેસી જાત. પોતાની કંપનીને પોલાદની રેલો નિરંતર મળતી રહે, એવા હેતુથી એ કંપનીને છ લાખ ડૉલર ધીરવાની પ્રેસિડન્ટ ટૉમ્સને ડાયરેકટરોની બૉર્ડ પાસેથી મંજુરી મેળવી. પરિણામે એમના આ કાર્યને સંપૂર્ણ રીતે વાજબી ઠરાવ્યું.

પેન્સિલ્વેનિયા અને બીજી રેલ્વે કંપનીઓની લોખંડની સડકોને બદલે બીજી કેવી સડકો દાખલ કરવી, એ એક ગંભીર પ્રશ્ન થઇ પડયો હતો. પિટ્સબર્ગમાં જ્યાં આગળ પેન્સિલ્વેનિયા અને ફૉર્ટ વાયન રેલ્વેઓનું જોડાણ થાય છે, ત્યાં આગળના કેટલાક વાંક છ છ અઠવાડીએ કે બબ્બે મહિને કાઢી નાખવા પડતા હતા. બેસિમરની પદ્ધતિ પ્રચારમાં આવી, ત્યાર પહેલાં ઈંગ્લાંડમાં ડૉડ્સ નામનો એક માણસ રેલોનાં માથાંને 'કાર્બનાઇઝ' કરતો અને તેને લીધે તે મજબૂત બનતાં. એ બીના તરફ મેં પ્રેસિડન્ટ ટૉમ્સનનું લક્ષ ખેંચ્યું હતું. મેં ઈંગ્લાંડ જઇને ડૉડ્સની પદ્ધતિનું પેંટન્ટ મેળવ્યું અને પ્રેસિડન્ટ ટૉમ્સનને ભલામણ કરી, વીસ હજાર ડૉલર એના પ્રયોગો કરવા પાછળ ખર્ચવાની મંજુરી મેળવી. અમે અમારા કમ્પાઉન્ડમાં એ કામ કરવાની ભઠ્ઠી ઉભી કરી અને હજારો ટનના વજનની રેલો કાર્બનાઇઝ કરી આપી. પરિણામ ઘણુંજ સુંદર આવ્યું એટલે કે લોખંડની રેલોની સરખામણીમાં આ રેલો ઘણીજ વધારે ટકાઉ પૂરવાર થઇ. અમેરિકામાં કઠણ માથાંવાળી રેલોનો વાપર આ પ્રમાણે શરૂ થયો. કેટલાક મોટા વાંક આગળ એવી રેલોનો અમે ઉપયોગ કર્યો હતો અને ત્યાં પણ તેમણે સારી રીતે ટક્કર ઝીલી હતી. આથી કરીને એને લગતા પ્રયોગોની પાછળ ખર્ચેલાં નાણાંનો પૂરતો બદલો મળી રહ્યો. બેસિમરની પદ્ધતિ જો ફતેહમંદ ન નિવડી હોત, તો મારી ખાત્રી છે કે અમે ડૉડ્સની પદ્ધતિમાં સુધારાવધારા દાખલ કરી એને એવી કાર્યસાધક બનાવત કે તેનો પ્રચાર સર્વસાધારણ

થઇ જાત; પણ બેસિમરે જે પોલાદની રેલો કાઢવા માંડી તેની સાથે હરિફાઈમાં ટકી શકે એવું બીજું કશું નહોતું.

પિટ્સબર્ગની નજીકના જોન્સ ટાઉનવાળી કૅમ્બ્રિા આયર્ન કંપનીના કારખાનામાં અમેરિકામાં સૌથી વધારે રેલો બનતી અને તેમણે બેસિમરની પદ્ધતિ મુજબ પોલાદ બનાવવાનું કારખાનું કાઢવાનો નિશ્ચય કર્યો હતો. મને પણ ઈંગ્લાંડમાં એ પદ્ધતિ મુજબ ચાલતાં કારખાનાં જોયાથી ખાત્રી થઇ હતી કે, મોટું જોખમ ખેડ્યા સિવાય એ પદ્ધતિને ફતેહમંદ બનાવી શકાય એમ છે. મિ. વિલિયમ કોલ્મૅન પણ એ નિર્ણય ઉપર આવ્યો હતો. આથી અમે પિટ્સબર્ગમાં પોલાદની રેલો બનાવવાનો નિશ્ચય કર્યો. મારા પિતાના મૃત્યુ વખતે મારી માને મદદ આપવા તત્પર થયેલા મારા પ્રિય મિત્ર મિ. મૅક કૅન્ડલેસ અને મિ. કોલ્મૅન ભાગીદાર થયા; તેમજ મિ. જૉન સ્કૉટ અને મિ. ડેવીડ એ. સ્ટુઅર્ટ અને બીજાઓ પણ તેમાં સામેલ થયા; તથા પોલાદની ખીલવણીને ઉત્તેજન આપવાના આશયથી પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીના પ્રેસિડંટ અને વાઈસ પ્રેસિડંટ મિ. એડ્ગર થૅામ્સન અને મિ. થૅામસ એ. સ્કૉટ એમણે પણ શૅર ખરીદ્યા. આ પ્રમાણે ઇ૦ સ૦ ૧૮૭૩ ના જાન્યુઆરીની ૧ લી તારીખે પોલાદની રેલો બનાવવાની કંપની ઉભી કરવામાં આવી.

હવે એ કારખાનું કયાં ઉભું કરવું, એનો અમે ખુબ વિચાર કર્યો. જે જે સ્થળ સૂચવવામાં આવતાં, તેમાંનું એકે મને પસંદ પડતું નહિ; તેથી આખરે હું મારા ભાગીદારો સાથે મસલત કરવા માટે પિટસબર્ગ ગયો. એની એજ વાત મારા મગજમાં નિરંતર રમ્યાં કરતી અને એમ કરતાં કરતાં રવિવારની રાતે મને એક જગ્યા પસંદ પડી ગઇ. મેં ઉઠીને મારા ભાઇને બોલાવીને કહ્યું:– "ટૉમ! જગ્યાની પસંદગીના સંબંધમાં તમારો અને મિ. કોલ્મૅનનો અભિપ્રાય વાસ્તવિક છે. આ કાર્યમાટે પેન્સિલ્વેનિયા રેલ્વે, બાલ્ટિમોર અને ઓહિયો રેલ્વે તથા નદી એ ત્રણની વચ્ચે બ્રૅડોકના ક્ષેત્ર પાસેની જગ્યા અમેરિકામાં સારામા સારી જગ્યા છે; અને કારખાનાનું નામ આપણે આપણા પ્રિયમિત્ર એડ્ગર થૅામ્સનના નામ ઉપરથી પાડીશું. ચાલો આપણે કોલ્મૅનને લઇ એ જગ્યા ઉપર જઇ આવીએ." અમે આખરે એજ જગ્યા નક્કી કરી અને બીજા દિવસથી મિ. કોલ્મૅને એ જગ્યા ખરીદી લેવાની તજવીજ શરૂ કરી. એ ક્ષેત્રના માલીક મિ. મૅકકિની પોતાની એ જગ્યાને અત્યંત કિંમતી માનતો હતો. જે જગ્યા એકરના છસો ડૉલરની કિંમતે મળવાની અમે આશા રાખતા હતા, તેના અમારે બે હજાર મુજબ આપવા પડયા; પણ ત્યાર પછીથી એ કારખાનાનો વિસ્તાર વધારવા માટે જોઈતી બીજી જગ્યાના અમારે એકરના પાંચ હજાર

ડૉલર મુજબ પૈસા આપવા પડયા હતા.

જે સ્થળે બ્રેડોકની હાર થઇ, તેજ જગ્યા ઉપર અમે અમારી પોલાદની રેલો બનાવવાની મીલો ઉભી કરી. પાયા ખોદતાં અંદરથી સંગીન, તરવારો અને એવાં એવાં બીજાં લડાઇનાં ઘણાં સ્મારકચિહ્નો હાથ લાગ્યાં. ડન્ફર્મલાઇનનો અધ્યક્ષ–શેરીફ સર આર્થર હૅલ્કેટ અને તેનો પુત્ર બન્ને એ સ્થળેજ મરાયા હતા. એ લોકો ત્યાં શી રીતે આવી ચઢયા, એ પ્રશ્ન સ્વાભાવિક રીતેજ પૂછવામાં આવશે. આ વાતનું વિસ્મરણ થવું જોઇએ નહિ, કે એ સમયમાં અમીરવર્ગના પુરુષોજ ઇંગ્લાંડના શહેરોના શેરીફો થઇ શકતા. એ મોટા માણસો એ જગ્યાની ફરજો બજાવ્યા સિવાયજ એ હોદ્દાનું માન ભોગવતા. વેપારી લાઇનમાં પડેલો કોઇપણ માણસ એ હોદ્દાને પાત્ર ગણાતો નહિ. કુલીનપણા ઉપરના મોહનાં ચિહ્ન આજે પણ ગ્રેટબ્રિટનમાં જ્યાંત્યાં નજરે પડે છે. ત્યાંની કોઇપણ વીમા કંપની કે રેલ્વે કંપની–અરે ઔદ્યોગિક સંસ્થા પણ—એવી નહિ હોય કે જેના પ્રમુખ તરીકેના હોદ્દાનું માન ભોગવનાર અગ્રણી, એ હોદ્દાની ફરજો બજાવવાના જ્ઞાનથી કેવળ બેનસીબ, એવો કોઇ ખિતાબધારી પુરુષ ન હોય. આ રીતે સર આર્થર હૅલ્કૅટ એક સદ્‌ગૃહસ્થ તરીકે ડન્ફર્મલાઈનનો શેરિફ હતો; પણ ધંધાને અંગે તે લશ્કરી નોકરી કરતો હતો અને તેથી સૈનિક તરીકે તેનું આ સ્થળે મૃત્યુ થયું હતું. એ પણ એક દૈવયોગજ કહેવાય કે જે સ્થળ ડન્ફર્મલાઈનના બે પુત્રોના મૃત્યુનું ક્ષેત્ર થયું હતું, તેને તેના બીજા બે પુત્રોએ હુન્નરઉદ્યોગનો રાફડો બનાવી મૂકયું હતું.

એક બીજી વિચિત્ર બીના હાલમાં પ્રકાશમાં આવી છે. પિટ્સબર્ગ ખાતેના 'કાર્નેગી ઇન્સ્ટીટ્યુટ'માં 'ફાઉન્ડર્સ ડે' (સ્થાપનાના દિવસ)ની જયંતી ઉજવવાના પ્રસંગે મિ. જૉન મોર્લીએ ઇ૦ સ૦ ૧૯૦૪ માં પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે, જનરલ ફૉર્બ્સે ફૉર્ટ ડુકેસ્ની જીતી લીધો હતો અને એનું નામ પોતે પિટ્સબર્ગ પાડયું હતું, એમ તેણે વડાપ્રધાન પિટ્ને લખ્યું હતું. આ જનરલ ફૉર્બ્સ પિટનક્રિકનો ઇનામદાર હતો અને મેં ઇ૦ સ૦ ૧૯૦૨ માં જે ગુફા (ગ્લેન) ખરીદી લઈ સાર્વજનિક ઉદ્યાન બનાવવા માટે ડન્ફર્મલાઇનને ભેટ આપી હતી, તેમાં રહેતો હતો. આ રીતે ડન્ફર્મલાઇનના જે બે માણસોએ પિટસબર્ગને અંગે કામ કર્યું હતું, તે બન્ને પિટનક્રિકના ઇનામદાર હતા. એકે એનું નામ પિટ્સબર્ગ પાડયું હતું અને બીજાએ એની ખીલવણી કરવાનો પ્રયાસ કર્યો હતો.

અમારી પોલાદ બનાવવાની મીલોનું નામ 'એડ્‌ગર થૉમ્સન સ્ટીલ મીલ્સ' પાડવામાં અમારો ઉદ્દેશ મારા મિત્ર એડ્‌ગર થૉમ્સનની પ્રતિષ્ઠા વધારવાનો હતો; પણ મેં તેમનું નામ એ રીતે અમારી મીલો સાથે જોડવાની પરવાનગી માગી

તે વખતે એમણે જે ઉત્તર આપ્યો તે અર્થસૂચક હતો. એમણે કહ્યું, કે અમેરિકાની પોલાદની રેલોની સાથે મારૂં નામ જોડવા હું ખુશી નથી; કેમકે તેમણે બહુ સારો દેખાવ કર્યો નથી. અલબત્ત, શરૂઆતમાં તો એ નવા ધંધાની ફતેહ અનિવાર્ય રીતે અનિશ્ચિત હતી, પણ મેં જ્યારે તેમની ખાત્રી કરી આપી કે દરેક બાબતમાં પરદેશની રેલો સાથે સરખામણીમા ટકી શકે, એવી રેલો હાલમાં અમેરિકામાં બનાવી શકાય એવા સંજોગો છે અને અમારાં કારખાનાંમાં બનતા પૂલોની તથા ધરીઓની જેવી આબરૂ બંધાઇ છે, તેવીજ આબરૂ અમારી પોલાદની રેલોની બંધાય, એને માટે અમે ખાસ કાળજી રાખવાના છીએ; ત્યારે તેમણે અમારા કારખાનાને પોતાનું નામ આપવાની હા પાડી. અમારા કારખાનામાટે જોઇતી જમીન પેન્સિલ્વેનિયા રેલ્વેની નજીકમાંજ ખરીદાવવા એ બહુ ઈંતેજાર હતા; કેમકે એમનું સઘળું લક્ષ એ કંપનીના હિત ઉપરજ રહેતું. આમ કરવાથી પેન્સિલ્વેનિયા રેલ્વે કંપનીને અમારા માલનો ખાસ હક મળત. કેટલાક માસ બાદ એ જ્યારે પિટ્સબર્ગ ગયા અને મારી પછી પિટ્સબર્ગ વિભાગના સુપરિન્ટેન્ડન્ટ નિમાયલા મિ. રૉબર્ટ પેટ્કેર્ને બ્રેડોકના સ્ટેશન આગળ આવેલી અમારા નવા કારખાનાવાળી જગ્યા બતાવી, ત્યારે તેણે રૉબર્ટના તરફ આંખનો મચકારો કરીને કહ્યું:—"એન્ડીએ પોતાનું નવું કારખાનું થોડા માઇલ પૂર્વ તરફ રાખવું જોઇતું હતું." પણ એ અનુપમ સ્થળની પસંદગીમાટે જે પૂરતાં વાજબી કારણો હતાં, તે મિ. થૉમ્સન પોતે પણ જાણતા હતા. આ સ્થળ પસંદ કરવાથી અમે એમની પોતાની રેલ્વે સાથે સંબંધ જોડી શક્યા હતા; એટલુંજ નહિ પણ તેમની હરિફ બાલ્ટિમોર અને ઓહિયો લાઇન સાથે પણ અમે સંબંધ જોડી શકયા હતા—તથા વધારામાં બન્નેના કરતાં મોટો હરિફ—ઓહિયો નદી—તેની સાથે પણ અમે સંબંધ જોડી શકયા હતા.

ઇ૦ સ૦ ૧૮૭૩ ના સપ્ટેમ્બર માસવાળો નાણાંબજારની ભીડ અને ગભરાટવાળો પ્રસંગ (પેનીક) ગુજર્યો, તે વખતે અમારા કારખાનાના બાંધકામને લગતુ કામ ઘણે અંશે આગળ વધ્યું હતું. મારા જીવનનો સૌથી ચિંતાજનક સમય એ હતો. સઘળું તંત્ર ઠીકાઠીક ચાલતું હતું, એવામાં એક દિવસ એકાએક જે. કુક અને કંપનીએ દેવાળું કાઢયાનો તાર મને એલિઘની પર્વત ઉપરના ક્રેસન આગળના અમારા ઉનાળાના રહેઠાણમાં મળ્યો. ત્યાર પછી તો કલાકે કલાકે નવાં નવાં દેવાળાંના સમાચાર આવતા રહ્યા. પેઢીઓ ઉપરાઉપરી બેસી જવા લાગી. દરરોજ સવારમાં ઉઠીએ, ત્યારે એજ પ્રશ્ન સંભળાય કે હવે કોનો વારો આવશે? જેમ જેમ પેઢીઓ તૂટતી ગઇ, તેમ તેમ પાછળ રહેવા પામેલી

પેઢીઓનાં સાધન ખૂટવા લાગ્યાં. ઉપરાઉપરી ખોટો આવવા લાગી અને આખરે બધો વ્યવહાર અટકી પડયો. ઢંકાઈ રહેલાં છિદ્ર ઉઘાડાં પડવા લાગ્યાં અને જે પેઢીઓ બીજી બધી રીતે સદ્ધર હતી, તે પણ બેંકોમારફતે મદદ કરવાની પદ્ધતિના અભાવને લીધે તૂટી હતી.

અમારે જે દેવું હતું તેના સંબંધની અમને બહુ ફિકર નહોતી. અમારૂં પોતાનું દેવું ચૂકવવાની અમને બહુ તકલીફ નહોતી; પણ અમારા દેણદારોને ટકાવી રાખવાને માટે અમારે બહુ અગવડ વેઠવી પડતી હતી. અમારી પોતાની બેંકો પણ એમને ત્યાંથી અમારી થાપણો નહિ ઉપાડી લેવા માટે અમને આજીજી કરતી હતી. નાણુંબજાર કેવું તંગ હતું, તેનો એક બનાવ ઉપરથી ખ્યાલ આવી શકશે. પગાર વહેંચવા માટે અમારે એક લાખ ડૉલરની નાની નોટો જોઇતી હતી; અને તે મેળવવા માટે અમારે ન્યુયૉર્કમાં ચોવીસ હજાર ડૉલરનો વટાવ આપવો પડયો હતો. સારામાં સારા અવેજ ઉપર પણ નાણું મળી શકતાં નહિ; પણ મારી પાસે જે સિક્યુરીટીઓ હતી, તે વેચવાથી મોટી રકમ હાથમાં આવી હતી. કંપનીએ એ સિક્યુરીટીઓ પાછળથી ખરીદી લઇ મને પાછી લાવી આપવાનું કબૂલ કર્યું હતું.

એમ બન્યું કે જે રેલ્વેઓ પિટ્સબર્ગમાંથી નીકળતી હતી, તેમને અમે જે માલ પૂરો પાડેલો, તેનાં નાણાં અમારાં તેમની પાસે લેણાં પડતાં હતાં. તેમાં ફૉર્ટવાયન કંપની પાસે સૌથી ભારે રકમ લેણી પડતી હતી. એ કંપનીના વાઇસપ્રેસિડન્ટ (ઉપપ્રમુખ) મિ. થૅા પાસે મેં એ રકમ માગી, ત્યારે તેણે એવો જવાબ આપ્યો કે, અમારે તમારાં નાણાં ચૂકવી આપવાં જોઇએ; પણ આજકાલ એવાં નાણાં અમે આપતા નથી. મેં કહ્યું:–"ત્યારે ઠીક, તમારૂં અમારી પાસે નૂરબદલ જે લેણું નીકળે છે, તે એવાજ પ્રકારનું હોવાથી, અમે પણ તે નહિ આપીએ." તેણે કહ્યું:–"ભલે, જો તમે તેમ કરશો, તો અમે તમારો માલ રવાના કરવા માટે લેવાની ના પાડીશું."

મેં કહ્યું:–"ઠીક છે, તે તો અમે જોઇ લઇશું." કંપનીથી તેટલી હદસુધી જઇ શકાય તેમ હતું નહિ; અને અમે તો કેટલીક મુદત સુધી નૂરના પૈસા આપ્યા વગરજ ચલાવ્યું. પિટ્સબર્ગના કારખાનાંના માલ લેનારા માલના પૈસા આપવાનું બંધ કરે, તો એ કારખાનાવાળા પોતાની જવાબદારીઓ અદા નજ કરી શકે, એ ઉઘાડું હતું. આથી જે લોનોની મુદત પાકતી, તેની મુદત વધારી આપવાની બેંકોને ફરજ પડતી. અમારી બેંકોએ હમેશની માફક તે વખતે પણ અમારી સાથે ઘણું સારૂં વર્તન ચલાવ્યું હતું; અને તેથી અમે એ બારીક સમય સહીસલામત રીતે વટાવી ગયા; પણ એ વખતે મેં મારા મન સાથે એક

નિશ્ચય કરી રાખ્યો હતો કે વધારે મુદ્દી ભેગી કરીને અમારાજ ધંધામાં જમે રાખવી;તેથી ગમે તેવો સમય આવે,તોપણ આવા ઉજાગરા ફરીથી કરવા ન પડે.

મારી જાતને માટે બોલું તો આ બારીક સમયદરમિયાન મારા બધા ભાગીદારોપૈકી હું એકલો સૌથી વધારે વ્યાકુળ અને વિહ્વળ રહેતો. સંયમ જાળવતાં મને બહુ મહેનત પડતી; પણ જ્યારે અમારી આર્થિક સ્થિતિ સદ્ધર હોવાની મારી ખાત્રી થઈ, ત્યારે હું એક તત્ત્વજ્ઞાનીના જેવો સ્વસ્થ અને શાંત થયો; અને જરૂર પડે તો જે જે બેંકો સાથે અમારે સંબંધ હતો,તેમના ડાયરેકટરો આગળ હાજર થઇ અમારી ખરી સ્થિતિનો ચિતાર તેમને આપવા તત્પર હતો. મારી ખાત્રી હતી તેથી અમારી આબરૂને જરાપણ બટ્ટો લાગે એમ હતું નહિ. અમારો કોઇપણ ભાગીદાર ઉડાઉપણે રહેતો નહોતો; ઉલટું અમે સઘળા અત્યંત સાદું જીવન ગાળતા હતા. કોઇએ ભવ્ય મકાન બાંધવા માટે પેઢીમાંથી પૈસા ઉપાડ્યા નહોતા, તેમ કોઇએ બીજા ધંધામાં પૈસા રોકયા નહોતા; અને સટ્ટાનો તો કોઇને પવનજ લાગ્યો નહોતો. વળી અમે બીજા કોઇની સાથે સામેલ રહી જવાબદારી માથે વહોરી નહોતી; અને અમારો ધંધો સારી રીતે જામેલો અને આબાદ હોઇ અમે દર સાલ સારી કમાણી કરતા હતા.

આથી કરીને મારા ભાગીદારોના મનમાં જે ધાસ્તી રહેતી, તેને હું હસી કાઢતો; પણ અમારાં સરવૈયાં કોઇને બતાવવાનો પ્રસંગજ ન આવ્યો, તેથી સૌથી વિશેષ આનંદ તો મનેજ થયો હતો. અમારો સાચો મિત્ર મિ. કોલ્મૅન સદ્ધર આસામી હતો. તેણે પણ જરૂર પડે તો અમારા દેવાની જવાબદારી પોતાને માથે વહોરી લેવાની તત્પરતા બતાવી હતી. આ લાભ અમને એકલાનેજ મળ્યો હતો, બીજા કોઇને ખાતર એવું જોખમ ખેડવા તે તૈયાર નહોતો. આ લખતી વખતે એ મારી દૃષ્ટિ આગળ ખડો થઈ જાય છે. એનું સ્વદેશાભિમાન અમર્યાદ હતું. સઘળી મીલો ચોથી જુલાઇએ બંધ રાખવામાં આવતી; પણ એક વખત એ તારીખે એ જ્યારે મીલમાં ગયો, ત્યારે કેટલાક માણસો બૉઇલર દુરસ્ત કરતા તેના દીઠામાં આવ્યા અને એ સંબંધનો મેનેજરનો ખુલાસો સાંભળીને ધ્રુરકી ઉઠયો.—"બૉઇલર રીપેર કરવા માટે જોઇએ એટલા રવિવારો છતાં, ચોથી જુલાઇએ કામ કરવાનું કેવું ?" તેનો મિજાજ કાબુમાં ન રહ્યો અને તેણે એકદમ કામ બંધ રખાવ્યું.

૧૮૭૩ ના વંટોળીઆમાં જે વખતે અમે સપડાયા, તે વખતે અમે એકદમ ચોમેરથી શઢ સંકેલી લેવા માંડયા. પોલાદ બનાવવાનું કારખાનું બાંધવાનું કામ અમે મોટી નાખુશીથી થોડી મુદતમાટે અટકાવ્યું. એ ધંધામાં જેમણે પોતાનાં નાણાં રોકયાં હતાં, એવા ઘણા પ્રતિષ્ઠિત પુરુષો હપ્તાસર નાણાં

ભરી શકયા નહિ, તેથી તેમણે ભરેલા પૈસા તેમને પૂરેપૂરા ચૂકવી આપીને મેં તેમના હિસ્સા ખરીદી લીધા. એ રીતે કંપનીનો આખો કારોબાર મારા હાથમાં આવ્યો.

તોફાનનો પહેલો સપાટો તો શૅરબજારને લાગ્યો હતો; અને ત્યાર પછી કેટલોક સમય પસાર થયા બાદ વેપારીબજારને અને કારખાનાંને તેની ઝપટ લાગી હતી; પણ મામલો વધારે અને વધારે બગડતો ચાલ્યો તથા તેના છેલ્લા ધડાકામાં અમારા ટેકસાસ પૅસિફિક કંપનીવાળા મિત્રો પણ સપડાયા-હોમાયા. આ પ્રહારનો મને પણ સખ્ત આઘાત લાગ્યો. એ કંપનીના ચાલકો સાથે હું જે ગાઢો સંબંધ ધરાવતો હતો, તેને લીધે, હું તેમની આર્થિક જવાબદારીઓમાંથી મુકત રહી શકયો હોઇશ, એ લોકોના માન્યામાં આવી શકતું નહિ. એક્ષ્ચેન્જ બેંક કે જેની સાથે અમે ધીરધારનો મોટો સંબંધ ધરાવતા હતા, તેનો પ્રેસિડન્ટ મિ. સ્કોએનબર્ગર તે વખતે ન્યુયૉર્કમાં હતો. મિ. સ્કૉટ અને મિ. થોમ્સનની મુશીબતોની કહાણી સાંભળીને તે એકદમ પિટસબર્ગ ગયો અને બૉર્ડની મિટિંગમાં તેણે આગ્રહપૂર્વક જાહેર કર્યું કે, તેમની સાથે હું પણ ન સંડોવાયો હોઉં, એ અસંભવિત છે. તેણે કહ્યું કે, આપણે હવે એની હુંડીઓ સ્વીકારવી નહિ. મામલો વિફરતો અટકાવવા માટે મારે તાત્કાલિક પગલાં ભરવાની ખાસ અવશ્યકતા હતી. હું પહેલી ટ્રેને પિટસબર્ગ જઇ પહોંચ્યો અને બધાને જણાવી દીધું કે, જો કે હું ટેકસાસ કંપનીનો એક શૅરહોલ્ડર છું, પણ મેં તમામ હપ્તાનાં નાણાં પૂરેપૂરાં ભરી દીધેલાં છે; એમના કોઈ પણ ખતપત્ર કે બૉન્ડ અગર લોન ઉપર મારી સહી નથી. મારે જે કંઇ દેવુંલેણું હોય, તે અમારા પોતાના ધંધાના અંગનું છે અને તેને માટે મારી તમામ મીલકત અવેજમાં આપવા અને અમારી પેઢીનું જે કંઇ દેવું હોય, તેને માટે મારી સહી આપવા-તેની જવાબદારી મારે માથે વહોરી લેવા-હું તૈયાર છું.

અત્યારસુધી ધંધામાં મારી ખ્યાતિ એક નિડર, ઉતાવળીઆ અને અવિચારી સાહસિકતરીકેની હતી. અમારૂં ડહોળણ વિશાળ હતું, અમારો ધંધો ઝડપથી ખીલ્યો હતો અને હું લાખો ડૉલરની ઉથલપાથલ કરતો હતો. પિટસબર્ગના જૂના અને વયોવૃદ્ધ ધંધાદારીઓના હિસાબે મારી કાર્કિર્દી ચળકતી હતી પણ સંગીન નહોતી; અને એક અનુભવી વેપારી એક વખત એમ બોલ્યો હતો કેઃ-'જો એન્ડ્રુ કાર્નેગીનું મગજ તેને વિજય નહિ અપાવે, તો તેનું નસીબ તો જરૂર એને યારી આપશેજ.' પણ હું ધારૂં છું કે તેમની આ ગણત્રી સત્યથી વેગળી છે. કોઇ પણ નિષ્પક્ષપાતી બાહોશ ન્યાયાધીશ

મારી કાર્કિર્દીનું બારીક નિરીક્ષણ કરવાથી ખાત્રીથી કહી શકે કે માત્ર નસીબના ઉપર આધાર રાખી હું કોઇ પણ જાતનું જોખમ ખેડતો નહિ. પિટસબર્ગ રેલ્વે કંપની જેવી કોઇ મોટી સંસ્થાની મને ઓથ હોય અને જવાબદારી પણ તેની હોય ત્યારેજ હું કોઇ મોટા સાહસમાં ઉતરતો. એક સ્કૉચમૅનતરીકેની સાવધગીરીની મારામાં ખામી નહોતી; છતાં કેટલીક વખત દેખીતી રીતે મારૂં વર્તન એવું થતું કે તેને લીધે પિટસબર્ગના ઘરડેરા મને કાળજીવગરનો માને એમાં નવાઇ નહોતી. એ રહ્યા ઘરડા અને હું રહ્યો જુવાનીઓ—એમાંજ બધો ફરક પડી જતો.

મારી જાતના સંબંધમાં અને અમારાં સાહસના સંબંધમાં પિટસબર્ગના નાણાંબજારમાં જે શંકા અને ધાસ્તી રાખવામાં આવતી, તે બદલાઇને ધીમે ધીમે તેની જગ્યા નિઃસીમ વિશ્વાસે લીધી. અમારી શાખના સંબંધમાં શંકાનું સ્થાનજ ન રહ્યું. ત્યારપછીથી જેવી રીતે બીજી બેંકોમાં થાપણો ઓછી આવતી હોય તે વખતે બેંક ઑફ પિટસબર્ગમાં વધારે થાપણો આવતી હોય તેવી રીતે જે વખતે નાણાંબજાર તંગ હોય તે વખતે અમને નાણાંની મદદ આપવાની માગણી કરનારાઓની સંખ્યા ઘટવાને બદલે વધતી.

અમારા મિત્રો સ્કૉટ અને થૉમ્સનની મુંઝવણને લગતું વાદળ તો અમારી ઉપર ઝઝુમી રહેલું હતુંજ; એટલામા વળી અમને ખબર મળી કે, અમારા ભાગીદાર મિ. એન્ડ્રુ કલોમૅનને કેટલાક સટોરીઆ લોકોએ એસ્કેનેલા આયર્ન કંપનીમાં ફસાવ્યો હતો. એને ખાત્રી આપવામાં આવી હતી કે, એ સંસ્થાને જૉઇન્ટ સ્ટૉક કંપનીમાં એટલે સંયુકત જવાબદારીવાળી કંપનીમાં ફેરવી નાખવાની છે; પણ એમ કરવામાં આવ્યું ત્યાર અગાઉ તો એના સાથીઓએ સાત લાખ ડૉલરની જવાબદારી ઉભી કરી દીધી હતી. મિ. કલોમૅનને પગભર કરવા માટે નાદારીસિવાય બીજો કોઇ માર્ગ રહ્યો નહોતો.

આ વાત પ્રકાશમાં આવતાં અમને અગાઉના કરતાં જબરો આઘાત પહોચ્યો; કેમકે કલોમૅન અમારો ભાગીદાર હોવાથી અમને ખબર આપ્યા સિવાય, એને પોતાનાં નાણાં લોખંડનો વેપાર કરનારી કોઇ પણ કંપનીમાં, કે માથે જવાબદારી આવી પડે, એવી કોઈ પણ સંસ્થામાં રોકવાનો હક નહોતો. ધંધામાં પડેલા માણસોએ એક નિયમ તો ખાસ પાળવો જોઇએ અને તે એકે કોઈ પણ વાત પોતાના ભાગીદારોનાથી છુપી રાખવી નહિ. આ નિયમનો અનાદર કરવાથી કલોમૅન પોતેજ ફસાયો; એટલુંજ નહિ પણ તે સાથે અમને પણ લેતો પડયો, કેમકે અણવિશ્વાસનું વાતાવરણ મજબૂત થયું. કોઇપણ સ્થાન નિરામય હશે કે કેમ, એનીજ લોકોને શંકા પડવા લાગી.

સહીસલામત રીતે ઉભા રહી શકાય, એવું નક્કર કોઇ સ્થાન હશે કે કેમ, એમ લોકો એકબીજાને પૂછવા લાગ્યા.

જો મિ. કલોમૅન વેપારીવર્ગનો–ધંધાદારી માણસ હોત, તો આ વાત બહાર આવ્યા પછી તેને ફરીથી અમારો ભાગીદાર થવા દેવાની પણ ના પાડવામાં આવત; પણ તે એવો નહોતો. એ તો એક અત્યંત બાહોશ વ્યવહારકુશળ કારીગર હતો અને તેની સાથે થોડીક વેપારવિષયક આવડત પણ ધરાવતો હતો. મીલમાં રહી નવી યંત્રક્રિયાઓની શોધ કરવી અને યંત્રો ચલાવવાં, એ કામને માટે એ એક્કો હતો, છતાં એને ઑફીસમાં બેસી વહીવટી કામ કરવાનો લોભ હતો; પણ એ કામને માટે એ નકામો હતો. એને એના યોગ્ય સ્થાનકે મૂકી મોટી મુશીબતે અમે એને ત્યાંજ ટકાવી રાખવામાં ફાવ્યા હતા અને કદાચ તેને લીધેજ એણે પોતાની માની લીધેલી શકિત અજમાવવા માટે એ માર્ગ ગ્રહણ કર્યો હશે. કદાચ લોકોએ એને ચઢાવ્યો હશે અને એમ કહ્યું હશે કેઃ–' તમારામાં કારીગરતરીકેની કુશળતા ઉપરાંત વેપારી-તરીકેની ઉંચા પ્રકારની આવડત છે, પણ તમારા ભાગીદારો, તેની કદર કરી શકતા નથી.'

મિ૦ કલોમૅને નાદારી કૉર્ટમાંથી છૂટકારો મેળવ્યો ત્યાર પછી, અમે અમારી પેઢીમાં એનો દશમો હિસ્સો દાખલ કરવાની ઇચ્છા બતાવી; એ એવી શરતે કે ધંધામાં જેટલી મુડી રોકાઇ હતી, તેટલીજ ગણત્રીમાં લઇ તેનો દશમો હિસ્સો એની પાસેથી લેવો અને નફાની પાંતીનું કંઇ પણ લેવું નહિ. વળી એ રકમ નફામાંથી જે વળતર થાય, તેમાંથી વસુલ કરી લેવી અને એને માથે કોઇ જવાબદારી નહિ; પણ તેની સાથે એવી શરત દાખલ કરવામાં આવી હતી કે એણે બીજા કોઇ ધંધામાં પડવું નહિ, કે કોઇ નવી જવાદારી વહોરવી નહિ; પણ પોતાનો બધો વખત અને લક્ષ મીલમાં થતા કામકાજની પાછળજ લગાડવો. આ માગણી જો તેણે સ્વીકારી હોત તો એ પણ અમારી માફક કરોડપતિ થાત; પરંતુ એની અને ખાસ કરીને એના કુટુંબની અહંતાએ તેમ થવા દીધું નહિ. એણે એના પોતાના માથાના જૂદાજ ધંધામાં પડવાનું પસંદ કર્યું અને મારી તથા મારા સાથીઓની આગ્રહપૂર્વક આજીજી છતાં એણે પોતાના છોકરાઓની સાથે સ્વતંત્ર કારખાનું ઉભું કર્યું. પરિણામે એ ખુવાર થયો અને અકાળ મૃત્યુનો ભોગ થઇ પડયો.

આપણામાં કયા કાર્યને માટે સૌથી વિશેષ લાયકાત છે અને આપણા પ્રાવીણ્યને લીધે કયું કામ આપણે સહેલાઇથી તેમજ આનંદની સાથે કરી શકીએ એમ છીએ, એ આપણે સમજી શકતા નથી, એ આપણી કેવડી મોટી

મૂર્ખાઇ છે! મેં એવા ઘણા દાખલા જોયા છે કે જેમાં માણુસો મીલ ચલાવ-વાની લાયકાત ધરવતા હોવા છતાં, ઑફીસમાં ગોંધાઇ રહેવાનું અગર રૅાફ મારવાનું પસંદ કરવાને લીધે, ચિંતા અને ઉદ્વેગમાં શરીરને ક્ષીણ કરી નાખીને આખરે ખુવાર થાય છે. મિ૦ કલોર્મૅનથી છૂટા પડતાં મને જેટલો ખેદ થયો હતો, તેટલો બીજી કોઇ વખત થયો નહોતો. એનું અંતઃકરણ સારૂં હતું, એનામાં કારીગરતરીકેની અપૂર્વ બાહોશી હતી અને હું ધારૂં છું કે જો એને એની મરજી પ્રમણે વર્તવા દેવામાં આવ્યો હોત તો તે અમારી સાથે રહેવાનુંજ પસંદ કરત. લોકોએ એને નાણાં ધીરવાની તત્પરતા બતાવી તેને લીધે એનું મગજ ભમી ગયું; પણ વખત આવ્યો, ત્યારે એ લોકો ફસકી ગયા. પરિણામે 'કસબી તણાયો'—બાહોશ કારીગર વેપારીતરીકે કુનેહવગરનો પૂરવાર થયો અને પડયો. *

-----

* આ બનાવ બન્યા પછી લાંબી મુદતે મિ. ઇસિડોર સ્ટ્રૉસે મિ૦ ફિપ્સની પાંસે આવીને તેને પૂછ્યું કે મિ. કાર્નેગી અને એમના ભાગીદારોના સંબંધમાં લોકોમાં બે વાતો ચાલે છે, તે ખરી છે કે કેમ? મિ. ફિપ્સે કહ્યું કે 'ના ખોટી છે.' તે ઉપરથી તેણે કહ્યું, 'ત્યારે તો મિ. ફિપ્સ! તમારી અને કાર્નેગીની આબરૂની ખાતર એ ખુલાસો તમારે જાહેરમાં મૂકવો જોઇએ.' તે ઉપરથી મિ. ફિપ્સે, મિ. કાર્નેગીની જાણમાં લાવ્યા સિવાય તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૦૪ ની મીતીના ન્યુયૉર્ક હેરોલ્ડમાં નીચેની હકીકત પ્રસિદ્ધ કરી.

સવાલ:—"હાલ પ્રસિદ્ધ થએલા એક લેખમાં એમ જણાવવામાં આવ્યું છે કે ભાગીદારીની શરૂઆતમાં અને એના છેવટના ભાગમાં મિ. કાર્નેગી તમારી સાથે, મિ. મિલર-ની સાથે અને મિ. કલોર્મૅનની સાથે સારી રીતે વર્ત્યા નહોતા. આ સંબંધમાં તમે કંઇ પ્રકાશ પાડી શકો એમ છો?"

જવાબ:—"આ બાબતમાં મિ. મિલર પોતાને લગતી વાતનો ખુલાસો કયારનોય કરી ચૂકયો છે અને મારા પોતાના સંબંધમાં હું જણાવીશ કે મિ. કાર્નેગીનું મારા પ્રત્યેનું વર્તન હમેશાં ન્યાયપુરઃસર અને ઉદારતાભરેલું હતું. મિ. કલોર્મૅન સાથેનો મારો સંબંધ ૪૩ વરસનો છે. કાર્નેગીનો મિ. કલોર્મૅન સાથેનો ભાગીદારતરીકેનો સંબંધ નિરંતર આનંદજનક હતો. પાછળથી જ્યારે કાર્નેગી, કલોર્મૅન અને કંપની એ નામની કંપની સ્થાપવામાં આવી ત્યારે તેમાં એન્ડ્રુ કાર્નેગી, ટૉમસ એમ. કાર્નેગી, એન્ડ્રુ કલોર્મૅન અને હું એટલા ભાગીદાર હતા. સઘળો કાબુ કાર્નેગીભાઇઓનો હતો.

ભાગીદારીના દસ્તાવેજ ઉપર સહીઓ થઈ, ત્યાર પછી કલોર્મૅને મને કહ્યું કે કાર્નેગી ભાઈઓનો હિસ્સો મોટો હોવાથી, કારખાનાની ખીલવણી કરવામાં તેઓ ઘણું સાહસિકપણું કરે, તો આપણે મોટી મુસીબતમાં આવી પડીએ; માટે મારી મરજી એવી છે કે ભાગીદારી-ના કરારમાં એક એવી કલમ ઉમેરવી કે કારખાનાની ખીલવણી કરવામાટે કંઈ નવું



# પ્રકરણ ૧૪ મું

## ભાગીદાર, પુસ્તકો અને દેશાટન

---



મિ. કલૉર્મેને અમારી સાથેનો સંબંધ તોડયો, એટલે તેને બદલે વિલિયમ બૉર્નટ્રિગરને મીલોનો વહીવટ સોંપવામાં કંઈ પ્રતિબંધ રહ્યો નહિ. વિલિયમની કાર્કિર્દીનું દિગ્દર્શન કરાવતાં મને હમેશાં આનંદ થાય છે. એ સીધો જર્મનીમાંથી આવ્યો હતો અને અંગ્રેજી સારૂં બોલી શકતો નહિ, છતાં ક્લોર્મેનનો દૂરનો સગો થતો હોવાથી તેને શરૂઆતમાં એક હલકા હોદ્દા ઉપર નિમવામાં આવ્યો હતો. એ તરતજ અંગ્રેજી શીખી ગયો અને તેનો પગાર દર અઠવાડીઆના છ ડૉલર મુજબનો કરી આપી, તેને માલ રવાના કરી આપનાર કારકુનની જગ્યાએ નિમવામાં આવ્યો. તેનામાં કારીગરતરીકેનું જ્ઞાન બીલકુલ નહોતું, છતાં તે જે લુણ ખાતો હતો, તે હલાલ કરવા ખાતર એવી અપૂર્વ ખંત અને કાળજીથી કામ કરતો કે થોડી મુદતમાં તે દરેક કામનો માહિતગાર થઇ ગયો અને પ્રત્યેક કામઉપર દેખરેખ રાખવા લાગ્યો.

વિલિયમ એક અજબ ચારિત્ર્યવાન પુરુષ હતો. તેની દેખરેખનીચે આવ્યા

---

ખર્ચ કરવું હોય તો ત્રણ ભાગીદારોની સંમતિ હોય તોજ થઈ શકે. મેં કહ્યું કે એમનો હિસ્સો મોટો છે, તેથી આપણે તેવી શરત દાખલ કરાવવાનો આગ્રહ કરી શકીએ નહિ, છતાં એમને એ સંબંધમાં વાત કરી જોઇશ. મિ. કાર્નેગીને કાને એ વાત નાખવામાં આવી, ત્યારે એમણે સત્વર કબૂલ કર્યું કે જો કોઈ પણ સુધારાવધારાના સંબંધમાં તમારી અગર મિ૦ ક્લોર્મેનની સંમતિ નહિ મળે તો અમે તેવો સુધારો દાખલ કરીશું નહિ. અમારી ભાગીદારીદરમીઆન બીજી બાબતોની વ્યવસ્થા પણ એવી રીતેજ કરવામાં આવતી ”

સવાલઃ—“ તમે જે વાત કહી તે ઉપરથી એ સવાલ ઉપસ્થિત થાય છે કે મિ૦ ક્લોર્મેન એ પેઢીમાંથી શા માટે છૂટો થયો ? ”

પછી યુનિયન આયર્ન મીલ્સ અમને સૌથી વધુ નફો કરી આપનારી સંસ્થા થઈ પડી. કેટલાંએક વર્ષસુધી ગજાઉપરાંતનું કામ કરેલું હોવાથી તેને આશાએશ આપવા માટે યૂરોપની મુસાફરીએ મોકલવાનો અમે વિચાર કર્યો. યૂરોપ જવા નીકળતી વખતે તે મને મળવા માટે વૉશિંગ્ટનને માર્ગે ન્યુયૉર્ક આવ્યો; છતાં તે વખતે પણ એના મનમાં સ્વદેશ જવાને બદલે પિટ્સબર્ગ પાછા ફરવાની વધારે ઉત્કંઠા હતી. વૉશિંગ્ટનના સ્મારકસ્થંભ ઉપર ચઢતાં સીડીમાં અને બીજે સ્થળે અમારા કારખાનાનાં બીમ વપરાયલાં જોઇ તેણે મને કહ્યું:–' એ બીમ જોઇ મને એટલો બધો ગર્વ થયો કે જાણે અહીંથી પાછો ફરી મીલમાં બધું સુવ્યવસ્થિત ચાલે છે કે નહિ તે જોઈ આવું.

સવારમાં મોટે પરોઢીએ અને સાંજના અંધારૂં થયા પછી પણ તે મીલમાં ફરતો માલમ પડતો. એનું સર્વસ્વ ત્યાંજ હતું–એજ એનું જીવન હતું. અમે સૌથી પહેલો એનેજ ભાગીદાર બનાવ્યો હતો. મરતી વખતે તેની વાર્ષિક આવક પચાસ હજાર ડૉલરની થઇ હતી અને એ કમાણી એની પ્રમાણિક મહેનતનું ફળ હતું. એના સંબંધની ઘણી વાતો નોંધ લેવા લાયક છે. અમારા વાર્ષિક મહોત્સવને લગતા એક ખાણાપ્રસંગે દરેક ભાગીદારે ટુંકું પણ બોધક ભાષણ કરવું, એવો અમે નિયમ કર્યો હતો. તે મુજબ વિલિયમનો વારો આવતાં તેણે પોતાનું ભાષણ સમાપ્ત કરતાં કહ્યું:–' સદ્‌ગૃહસ્થો ! આપણે જે કરવાનું છે તે એ છે કે, ખર્ચ ઓછું આવે અને ભાવ સારા ઉપજે, એમ કરવું તથા દરેક માણસે **પોતપોતાના તળીઆ ઉપર ઉભા રહેવું**. (પગ ઉપર ઉભા રહેવું.)

---

જવાબ:–"૧૮૭૩ના નાણાંબજારના ગભરાટ પછી વેપારરોજગારમાં જે મંદી આવી, તે વખતે ઍસ્કેનેબા ફર્નેસ કંપની સાથેની કમનસીબ ભાગીદારીમાં ક્લોમૅને પોતાની તમામ પુંજી ગુમાવી; અને અમારી પેઢીમાં એનો જે હિસ્સો હતો તે વેચી દેવો પડયો. તે વખતે કારખાનાના ભાવ છેક ગગડી ગયા હતા અને ઘણી વખત અર્ધી કે ત્રીજા ભાગની કિંમત ઉપજતી હતી; છતાં અમે એમનો હિસ્સો પડતર કિંમતે ખરીદી લીધો હતો.

"ઍસ્કેનેબા કંપનીના લેણદારોની પતાવટ કર્યા બાદ મિ. કાર્નેગીએ મિ. ક્લોમૅનને અમારી પેઢીમાં એક લાખ ડાલરનો હિસ્સો આપવાની અને તેની કિંમત નફામાંથી વસુલ કરી લેવાની ઈચ્છા બતાવી. આ વાત મિ. ક્લોમૅને કબૂલ કરી નહિ. મિ. કાર્નેગીએ તેને પગભર કરવા માટે પેઢીમાંથી ચાળીસ હજાર ડૉલર આપ્યા. આ રકમ તેણે એક હરિફ સંસ્થામાં રોકયા, પણ એ સંસ્થા તરતજ બેસી ગઈ. આ વખતે તેને મિ. કાર્નેગી સાથે બિલકુલ અણબનાવ નહોતો અને એ જીવ્યો ત્યાંસુધી એમની વચ્ચેનો સંબંધ તેવોજ મઝેનો ચાલુ રહ્યો હતો. તેમના પરસ્પરના વ્યવહાર પ્રીતિમય હતા અને તેઓ એકબીજા માટે ઘણી સારી લાગણી ધરાવતા."

આવું જર્મન–અંગ્રેજી સાંભળી ખૂબ હસાહસ થઇ રહી.

કૅપ્ટન ઇવાન્સ એક વખત સરકારી તપાસણી કામદાર (ઇન્સ્પેકટર) હતો. એની તપાસણી બહુ સખ્ત થતી, તેથી વિલિયમ કેટલીક વખત ગુસ્સે થઇ જતો અને કામદારનું અપમાન કરી બેસતો. એ ઉપરથી એણે વિલિયમના સંબંધમાં અમારી આગળ ફરિયાદ કરી. અમે વિલિયમને સમજણ પાડી કે, સરકારી નોકરોને તો આપણે ખુશ રાખવા જોઇએ. એણે જવાબ આપ્યો:–" પણ એ આવીને મારી સિગારો પી જાય છે અને પાછો મારા લોખંડમાં ખોડો કાઢે છે. એવા માણસને તમે કેવો ગણો? છતાં હું એની માફી માગીશ અને આવતી કાલે એની સાથે સારી રીતે વર્તીશ."

કપ્તાનને અમે કહ્યું કે, વિલિયમ તમારા મનનું સારી રીતે સમાધાન કરશે; પણ તેણે પાછળથી અમને કહ્યું કે,વિલિયમે માગેલી માફી આ પ્રમાણેની હતી:– 'જુઓ, કપ્તાન! આજ સવારનું તમારૂં વર્તન વાસ્તવિક હતું. હવે તમારી વિરુદ્ધ મારા મનમાં કંઈ ભરાઇ રહ્યું નથી.' એમ કહી એણે પોતાનો હાથ મારા તરફ ધર્યો અને તે મેં સ્વીકાર્યો. ત્યારપછીથી એમની વચ્ચેનો સંબંધ સારો રહ્યો હતો.

વિલિયમે એક વખત અમારા કારખાનામાં પડી રહેલી જૂની રેલો અમારો પાડોશી જેમ્સ પાર્કને વેચી હતી. એ નકામી રેલો પોતાને માથે પડી એમ જણાવી તેણે અમારી પાસેથી નુકસાની મેળવવાની માગણી કરી. [illegible] ફ્રિપ્સની સાથે જઈ મિ. પાર્કને મળી એનો તોડ કાઢવાનું અમે વિલિયમને જણાવ્યું. મિ. ફ્રિપ્સ મિ. પાર્કની ઑફીસમાં ગયો, પણ વિલિયમ તો પેલી વખોડી કાઢવામાં આવેલી રેલોની શોધ કરવા આખા કારખાનામાં ફરી વળ્યો; પણ કોઇ ઠેકાણે તે એની નજરે પડી નહિ. એ રેલો કયાં હતી તે વિલિયમ સારી પેઠે જાણતો હતો. પછી તે ઑફીસમાં દાખલ થયો અને મિ. ફ્રિપ્સ એક પણ શબ્દ બોલે તે અગાઉ તેણે કહ્યું: "મિ. પાર્ક! મેં જે જૂની રેલો તમને વેચી છે, એ તમારા કામમાં આવે એવી નથી, એ જાણી હું ખુશી થયો છું. ચાલો, હું મારો માલ પાછો લઇ લઉં છું અને તમને દર ટને પાંચ ડૉલરનો નફો આપું છું." વિલિયમ સારી પેઠે જાણતો હતો કે એ રેલો તો કયારનીય વપરાઇ ગઈ હતી. મિ. પાર્ક પકડાઇ ગયો અને વિલિયમનો વિજય થયો. એ મામલો એટલેથીજ અટકયો.

હું એક વખત પિટ્સબર્ગ ગયો તે વખતે વિલિયમે આવી મને કહ્યું કે, મારે તમારી સાથે કંઇ ખાનગી વાત કરવી છે; અને એ વાત બીજા કોઈના આગળ કરાય એવી નથી. આ હકીકત એ જર્મની જઇ આવ્યો ત્યાર પછીની

હતી. એનો એક સહાધ્યાયી પ્રૉફેસરનો હોદ્દો ભોગવતો હતો, તેના આમંત્રણથી એ થોડા દિવસ એને ત્યાં રહી આવ્યો હતો.

"મિ. કાર્નેગી! વાત એવી બની કે એની બહેન એની સાથે રહેતી હતી. તે મારા ઉપર સારો ભાવ રાખતી હતી, તેથી હું જ્યારે હેમ્બર્ગ ગયો, ત્યારે મારા મનમાં એમ આવ્યું કે, હું એને માટે એકાદ સુંદર ભેટ લેતો જાઉં. પછી એણે મને એક કાગળ લખ્યો, એટલે મેં પણ એને એક કાગળ લખ્યો; ફરી પાછો એણે એક કાગળ લખ્યો એટલે મેં પણ તેને ફરીથી કાગળ લખ્યો અને એના હાથની માગણી કરી. એ બહુ ભણેલી છે, છતાં એણે મારી સાથે લગ્ન કરવાની હા પાડી. મેં એને ન્યુયૉર્ક આવી મને મળવાનું કહ્યું; પણ મિ. કાર્નેગી! એ લોકોને મીલોનું અને ધંધાનું કંઇ ભાન નથી. એનો ભાઇ મને લખે છે કે, 'તમે અહીં પાછા આવો અને મારી બહેનની સાથે જર્મનીમાં લગ્ન કરો.' પણ મારાથી મીલ છોડીને ફરીથી જવાય નહિ, તેથી મેં ધાર્યું કે એ બાબતમાં તમારી સલાહ લઉં."

મેં કહ્યું:–"શામાટે નહિ, તમારાથી ફરીથી જઇ શકાશે. બરાબર છે, વિલિયમ! તમારે જવુંજ જોઇએ. એ લોકોનો એવો અભિપ્રાય છે, તેને લીધે એમના માટેના મારા માનમાં વધારો થાય છે. તમે તરતજ જઇને એને અહીં તેડી લાવો. હું બધી ગોઠવણ કરી આપું છું." છૂટા પડતાં પડતાં મેં કહ્યું 'વિ[illegible]! હું ધારૂં છું કે તારી પ્રિયતમા ઉંચી, સુંદર, જર્મન લલના હશે, ના[illegible]?"

"મિ. કાર્નેગી! એ શરીરે જરા સ્થૂલ છે. જો એ ટીપવાથી પાતળી થઈ શકે એમ હોય, તો હું એમ કરૂં ખરો."

વિલિયમનાં સઘળાં દૃષ્ટાંત મીલમાં થતા કામકાજને ઉદ્દેશીનેજ હતાં. (આજ, જૂન ૧૯૧૨ ના રોજ હું જ્યારે આ ફકરો વાંચું છું, ત્યારે મારૂં હસવું માતું નથી; પણ 'દરેક માણસે પોતાના તળીઆ ઉપર ઉભા રહેવું જોઇએ' એ વાક્ય જ્યારે વાંચ્યું ત્યારે પણ મારૂં હસવું માતું નહોતું).

મિ. ફિપ્સ અમારી મીલોનો વેપારીખાતાનો ઉપરી હતો; પણ જ્યારે અમે પોલાદનો ધંધો દાખલ કર્યો, ત્યારે એને એ ખાતું સોંપવું પડ્યું અને વિલિયમ ઍલ. ઍબટ નામના બીજા માણસે એની જગ્યા લીધી. મિ. ઍબટનો ઇતિહાસ મિ. બૉર્નટ્રિગરના ઇતિહાસને કંઇક મળતો છે. એ અમારા કારખાનામાં હલકા પગારના કારકુનતરીકે દાખલ થયો હતો અને ત્યાંથી ચઢતો ચઢતો લોખંડની મીલોના વહીવટદારનો હોદ્દો ભોગવતો થયો હતો. એ વિલિયમના જેટલોજ ફતેહમંદ નિવડ્યો હતો. એ પણ વિલિયમના જેટલાજ

હિસ્સાવાળો ભાગીદાર બન્યો હતો અને આખરે કંપનીના પ્રેસિડન્ટનો હોદ્દો ભોગવતો હતો.

મિ. કરી પણ લ્યુસીફર્નેસના વહીવટમાં દીપી નીકળ્યો હતો, એટલે એ બીજાના જેટલા હિસ્સાવાળો ભાગીદાર બન્યો હતો. જે લોકો અસાધારણ ખંતથી કામ કરતા હોય, તેમને ઉત્તેજન આપી ભાગીદાર થવાનો રસ્તો મોકળો કરી આપવાથી ધંધાને જેટલું સાફલ્ય મળે છે, તેટલું બીજા કશાથી મળતું નથી. પાછળથી અમે કાર્નેગી, મૅકૅન્ડલેસ કંપનીને ઍડ્ગર ટૉમ્સન સ્ટીલ કંપનીમાં ફેરવી નાખી અને જોકે મારો ભાઇ અને ફ્પ્સિ મને હદઉપરાંતનો સાહસિક ગણી શરૂઆતમાં પોલાદના ધંધામાં જોડાવા ના પાડતા હતા, પણ મેં જ્યારે તેમને પહેલા વર્ષનું સરવૈયું બતાવ્યું અને મારી સાથે જોડાવા આગ્રહ કર્યો, ત્યારે તે પણ એમાં ભળ્યા. એથી તેમને અને અમને બન્નેને લાભ થયો.

મારો અનુભવ એવો છે કે જૂદાં જૂદાં ક્ષેત્રમાંથી ગમે તેમ ઉપાડી આણેલા માણસોની બનેલી ભાગીદારીનું શરૂઆતનુંજ બંધારણ જો કાયમ રહે, તો તે સારૂં પરિણામ બતાવી શકતી નથી. પાછળથી એમાં ફેરફાર કરવાજ જોઇએ. અમારી ઍડ્ગર ટૉમ્સન સ્ટીલ કંપની પણ આ નિયમમાં અપવાદરૂપ નહોતી. એક રેલ્વેનો અમલદાર ઉંચા પ્રકારની વ્યવસ્થા અને કાર્યશક્તિમાટે પંકાયલો હતો, તે અમારામાં ભળ્યો હતો; પણ રેલો બનાવવાની શરૂઆત થતાંજ મિ. કોલ્મૅનને તેના વહીવટથી અસંતોષ થવા લાગ્યો, તેથી મારે મિ. કોલ્મૅનનો હિસ્સો ખરીદી લેવો પડયો; પણ પછી થોડીજ મુદતમાં અમને સમજાયું કે, એનો અભિપ્રાય ખરો હતો. નવો માણસ રેલ્વેનો ઑડિટર હતો અને હિસાબી કામમાં એક્કો હતો; પણ એ અગર ઑફીસમાં કામ કરી બહાર નીકળેલો ગમે તે માણસ કારખાનાના વહીવટમાં તરતજ ફતેહમંદ નિવડે, એવી આશા રાખવી એ અયોગ્ય છે. એનામાં નવા કામમાટે જોઇતું જ્ઞાન કે તાલીમ કંઇ નહોતું. એની પાસેથી અશક્ય વાતની અમે આશા રાખી, એ અમારીજ ભૂલ હતી.

આખરે પોલાદની મીલો ચાલુ કરવાનો વખત આવ્યો. તે વખતે એ ઑડીટરે કારખાનામાટે જોઈતા એસ્ટાબ્લિશમેન્ટની પોતે તૈયાર કરેલી યોજના મંજુરીમાટે મારી આગળ રજુ કરી. એણે કામને બે વિભાગમાં વહેંચી નાખ્યું હતું અને એકના ઉપરીતરીકે સ્ટિવન્સન નામના એક સ્કૉટસમૅનને અને બીજાના ઉપરીતરીકે મિ. જોન્સ નામના માણસને નિમવાની ભલામણ કરી હતી. મારી ખાત્રી છે કે, એ દરખાસ્તના સંબંધમાં તે દિવસે મેં જે નિર્ણય આપ્યો હતો, તેને લીધે એ કારખાનાને જેટલી ફતેહ મળી હતી, તેટલી

બીજા કશાથી નહિ મળી હોય. એક કારખાનામાં સરખા અધિકારવાળા બે માણસો કદી રાખી શકાય નહિ. બે સેનાધિપતિઓવાળા લશ્કરની કે બે કપ્તાન-વાળા વહાણની જેવી દુર્દશા થાય, તેથી વધારે દુર્દશા કારખાનામાં જૂદા જૂદા વિભાગમાં છતાં એકજ સ્થાનક ઉપર સરખા અધિકારવાળા બે માણસો રાખવાથી થાય. એથી મેં કહ્યું:- 'આ ગોઠવણ નહિ નભે. હું નથી ઓળખતો મિ. સ્ટિવન્સનને કે નથી ઓળખતો મિ. જોન્સને; પણ બેમાંથી એકને કપ્તાન બનાવો અને એ એકલોજ તમારી આગળ કામકાજનો હેવાલ સાદર કરે એવી વ્યવસ્થા કરો.'

આખરે પસંદગી મિ. જોન્સ ઉપર ઉતરી. આ પ્રમાણે એ અમારો 'કપ્તાન' થયો; અને જ્યાં જ્યા બેસિમરનું પોલાદ પહોંચ્યું છે, ત્યાં ત્યાં એની ખ્યાતિ પણ પહોંચી છે.

આ 'કપ્તાન' તે વખતે છેક જુવાનીઓ હતો; તે પાતળો, ચાલાક અને ઠીંગણો હતો. તે પાસેના જૉન્સટાઉનના કારખાનામાંથી દરરોજના બે ડૉલરના મુસારાવાળા કારીગરતરીકે અમારા કારખાનામાં દાખલ થયો હતો. અમને તરતજ સમજાયું કે, એ એક ચારિત્ર્યવાન પુરુષ છે; એની દરેક હીલચાલ એ વાતની સાક્ષી પૂરતી હતી. આંતર્વિગ્રહ વખતે એ એક વૉલન્ટીઅરતરીકે લશ્કરમાં જોડાયો હતો અને ત્યાં એણે એવી બહાદુરી બતાવી હતી કે તેને એક ટુકડીનો કપ્તાન બનાવવામાં આવ્યો હતો. એડ્ગર થૉમ્સન વર્ક્સની ફતેહ મોટે ભાગે એ માણસને આભારી છે.

પાછળથી અમે એને પેઢીમાં ભાગીદાર બનાવવાની ઇચ્છા દર્શાવી હતી; પણ એણે ના પાડી હતી. તેણે જો હા પાડી હોત તો એ પણ એક કરોડપતિ થયો હોત. મેં એક દિવસ એને કહ્યું કે, 'જે જે જુવાન માણસોને અમે ભાગી-દાર બનાવ્યા છે, તે સઘળા તમારા કરતાં વધારે કમાય છે અને અમે તમ્ને પણ ભાગીદાર બનાવવાનો ઠરાવ પસાર કર્યો છે.' આને લીધે એના ઉપર કોઇપણ જાતની જવાબદારી પડવાની નહોતી; કેમકે અમે હમેશાં એવો વહીવટ રાખ્યો હતો કે હિસ્સાબદલની કિંમત માત્ર નફામાંથીજ વસુલ કરી લેવી. તેણે કહ્યું:- "ના, મારે મારા વિચાર રોજગારની ધમાલમાં ગુંચવવા નથી. આ કારખાના-ની દેખરેખ રાખવાની જંજાળ મારે માટે ઓછી નથી. જો તમને ઠીક લાગે તો મને પગાર બાંધી આપો."

મેં કહ્યું:- "ઠીક ત્યારે, યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડન્ટને જેટલો પગાર મળે છે, એટલો પગાર તને મળશે."

એ નાના વેલ્સમૅન (એ વેલ્સનો વતની હતો) જોન્સે કહ્યું:–"હવે બોલ્યા એ બરાબર છે."

પ્રથમ તો અમે પોલાદ બનાવનારા અમારા હરિફોની ગણત્રીમાંજ નહોતા. એમને એમનાં કારખાનાં ખડાં કરવામાં જે મુશીબતો નડી હતી, તે ધોરણે એ લોકો એમ માનતા હતા કે, અમે એક વરસ સુધી રેલો કાઢી શકવાના નથી અને તેથી અમને પ્રતિસ્પર્ધીતરીકે સ્વીકારવા એ લોકો ના પડતા હતા. અમે જ્યારે કામ શરૂ કર્યું, ત્યારે પોલાદની રેલોનો ભાવ ટનના સિત્તેર ડૉલર મુજબનો હતો. અમે જે ભાવે મળી શકે તે ભાવે 'ઑર્ડર' મેળવવા માટે અમારા દલાલને બહારગામખાતે મોકલ્યો; અને અમારા હરિફોને માલમ પડે ત્યાર પહેલાં તો અમે ઘણા ઑર્ડર મેળવી લીધા, એટલે પછી અમે કામ શરૂ કર્યું.

અમારી યંત્રસામગ્રી એવી સંપૂર્ણ હતી, અમારી ગોઠવણ એવી સુંદર હતી, કૅપ્ટન જૉન્સે માણસોની પસંદગી એવી સુંદર કરી હતી અને એ પોતે એવો બાહોશ મેનેજર હતો, કે અમારો નફો આશ્ચર્યકારક હતો. પહેલે મહિનેજ અમને અગીઆર હજાર ડૉલરનો નફો મળ્યો હતો. તેની સાથે અમારી હિસાબ રાખવાની અને તારવવાની પદ્ધતિ એવી સંપૂર્ણ હતી કે ખરેખરો નફો કેટલો છે, તે અમે તારવી શકયા હતા. આવી હિસાબી પદ્ધતિ કેટલી બધી લાભકારક છે, તે અમને લોખંડના કારખાનાના વહીવટ ઉપરથી સમજાયું હતું. કારખાનામાં એક ખાતામાંથી બીજા ખાતામાં માલ જાય, તેનો તોલ કાઢવા માટે કારકુનો રાખવાથી જેટલો લાભ થાય છે, તેટલો બીજા કશાથી નથી થતો.

પોલાદને લગતું આ નવું સાહસ આ પ્રમાણે સારૂં આશાજનક પૂરવાર થતાં મેં વિશ્રાંતિ લેવાનો વિચાર કરવા માંડયો; અને દુનિયાની મુસાફરી કરવાન જે મારી લાંબી મુદતની ધારણા હતી, તે મારી દૃષ્ટિસમીપ આવીને ખડી થઇ. આખરે મિ. જે. ડબ્લ્યુ. વૅન્ડેવર્ટ (વૅન્ડી) અને હું બન્ને ઇ૦ સ૦ ૧૮૭૮ની પાનખર ઋતુમાં એ મનોરથ સિદ્ધ કરવા માટે નીકળ્યા. મેં મુસાફરીના અનુભવની નોંધ રાખવા કેટલીક નોટબુકો સાથે રાખી અને તેમાં દરરોજ કંઇ કંઇ ટપકાવતા જવાનો વહીવટ રાખ્યો. આ નોંધ રાખવામાં મારો આશય પુસ્તક પ્રસિદ્ધ કરવાનો નહોતો; પણ એ નોંધની કેટલીક પ્રતો કઢાવીને મારા ખાનગી મિત્રમંડળમાં વહેંચવી, એવી મારી ધારણા હતી. માણસ જ્યારે પોતાના લખાણને પુસ્તકના આકારમાં છપાયલું પહેલવહેલું જુએ છે, ત્યારે તેને જબરો સંક્ષોભ થાય છે. મારી છાપેલી નોંધનું પાર્સલ જ્યારે મારા હાથમાં આવ્યું, ત્યારે એની પ્રતો મિત્રમંડળમાં વહેંચવા જેવી છે કે નહિ, તેની ખાત્રી કરી લેવા માટે હું એ સ્તક ફરીથી વાંચી ગયો. તે ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો કે, એ

પુસ્તક મિત્રો ઉપર મોકલી આપવાં તો ખરાં અને પછી તેમનો શો અભિપ્રાય થાય છે તે જાણી લેવો.

માત્ર મિત્રમંડળના ઉપયોગમાટે લખાયલા પુસ્તકના કર્તાને એ પુસ્તકનો તિરસ્કાર થવાની ધાસ્તી રાખવાનું કંઇ કારણ હોતું નથી; ઉલટું તેની માત્ર નહિ જેવી પ્રશંસા કરીનેજ મિત્રો સંતોષ માને એમ ઘણી વખત બને છે ખરૂં; પણ મારા પુસ્તકનો તો એવો અપૂર્વ સત્કાર થયો હતો કે, તેની મેં કદી આશા રાખી નહોતી. મને જે પ્રશંસાત્મક પત્રો મળતા હતા, તે એવી ઢબના હતા કે તેથી, તેમના લેખકોએ પોતાને ખરેખરો સંતોષ થવાથીજ તે લખ્યા હતા અગર તો તેમણે તેના સંબંધમાં જે ઉદ્દગારો કાઢયા હતા, તે કંઇક અંશે પણ અંતઃકરણના હતા, એવી મારી ખાત્રી થઈ હતી. દરેક ગ્રંથકર્તાને પોતાનાં ચોતરફ જે વખાણ થતાં હોય છે, તે સાચાં લાગે છે. ફિલાડેલ્ફિયાના મોટા બેંકર (શરાફ) એન્થોની ડ્રેક્ષલે પોતાના કાગળમાં મારા ઉપર એવો આરોપ મૂકયો હતો કે, તેં મારી કેટલાક કલાકની ઉંઘ ચોરી લીધી છે. એ પુસ્તક હાથમાં લીધા પછી, તેમનાથી તે વેગળું મૂકી શકાયું જ નહિ, એટલે રાતના બે વાગતા પુસ્તક પૂરૂં થયું, ત્યાર પછીજ એ ઉંઘવા પામ્યા. એવી ઢબના ઘણા પત્રો મને મળ્યા હતા. સેન્ટ્રલ પૅસિફિક રેલ્વેના પ્રેસિડન્ટ મિ. હન્ટિંગ્ટન એક વખત મારા ભેગા થઈ ગયા, ત્યારે તેમણે મને કહ્યું કે, મારે તમને એક મુબારકબાદી આપવાની છે. મેં પૂછ્યું:—" શી બાબત?" "અરે શી વાત કરો છો? હું તમારૂં પુસ્તક અથથી તે ઇતિ સુધી પૂરેપૂરૂં વાંચી ગયો છું."

મેં કહ્યું:—" એ કંઈ બહુ મુબારકબાદી લેવા જેવી વાત નથી. એમ તો આપણા ઘણા મિત્રોએ કર્યું છે."

"હા, તેમ કર્યું હશે; પણ તમારા કોઇ મિત્રો મારા જેવા નહિ હોય. કેટલાંય વર્ષો થયાં મેં મારી ખાતાવહીસિવાય બીજું કોઇ પુસ્તક હાથમાં ઝાલ્યું નથી અને તમારૂં પુસ્તક વાંચવાની પણ મારી ઇચ્છા નહોતી; પણ એક વખત હાથમાં ઝાલ્યા પછી, હું તેને બાજુએ મૂકી શકયો નહિ. છેલ્લાં પાંચ વરસથી ચોપડી ગણો કે જે ગણો તેમાં હું માત્ર મારી ખાતાવહીજ ઉથલાવી ગયો છું."

મિત્રોએ કરેલી પ્રશંસા ખરી માનવાની મારી વૃત્તિ થતી નહોતી; પણ જેમણે એમની પાસેથી માગી લઇને એ પુસ્તક વાંચેલાં તેમને એ પુસ્તક વાંચવાથી ઘણો આનંદ થયાનું મારા જાણવામાં આવ્યું. એથી કરીને કેટલાક માસ સુધી હું ખુશામત અને પ્રશંસાની મોહનિદ્રાના ઘેનમાં પડી રહ્યો છતાં

મારે કહેવું જોઈએ કે, એ ખુશામત નુકસાનકારક નહોતી; પુસ્તકની માગણી-ને પહોંચી વળવા માટે એની ઘણી આવૃત્તિઓ કઢાવવામાં આવી હતી. એના સંબંધના કેટલાક લેખ અને ઉતારા ન્યુસપેપરોમાં પણ છપાયા, તે ઉપરથી આખરે ચાર્લ્સ સ્ક્રિબ્નરના પુત્રોએ એ પુસ્તક વેચવા માટે પ્રસિદ્ધ કર્યું. આ પ્રમાણે 'રાઉન્ડ ધી વર્લ્ડ' (જગતનો પ્રવાસ) એ નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું અને હું આખરે 'ગ્રંથકાર' થયો.

આ મુસાફરીથી મારી સમક્ષ નવી દૃષ્ટિમર્યાદા ખુલ્લી થઇ, મારી માનસિક દૃષ્ટિમાં પણ મોટો ફેરફાર થયો. તે વખતે સ્પેન્સર અને ડાર્વિન અત્યંત લોકપ્રિય થયા હતા. હું તેમના ગ્રંથોમાં રસ લેતો થયો હતો તથા મનુષ્યજીવનનાં જૂદાં જૂદાં સ્વરૂપને હું પરિણામવાદીની દૃષ્ટિથી નીરખવા લાગ્યો હતો. ચીન દેશમાં મેં કૉન્ફ્યુસિયસના ગ્રંથો વાંચ્યા, હિંદુસ્તાનમાં બુદ્ધનાં અને હિંદુઓનાં પવિત્ર ધર્મશાસ્ત્રો વાંચ્યાં અને મુંબઇના પારસીઓ સાથે રહીને મેં ઝોરોસ્ટરના ગ્રંથો વાંચ્યા. દેશાટનને પરિણામે મેં કેટલીક માનસિક શાન્તિ પ્રાપ્ત કરી, અવ્યવસ્થાનું સ્થાન વ્યવસ્થાએ લીધું અને મારા મનને શાન્તિ મળી તથા આખરે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું. 'સ્વર્ગનું રાજ્ય તારી અંદર છે' એ ઇસુખ્રિસ્તના કથનમાં મને નવોજ અર્થ દેખાવા લાગ્યો. સ્વર્ગ ભૂતકાળમાં નહોતું કે ભવિષ્યમાં મળવાનું નથી, પણ તે અત્યારે અને અહીંઆં, આપણામાંજ છે. આપણાં સઘળાં કર્તવ્ય આ દુનિયાને અને વર્ત-માનને ઉદ્દેશીનેજ કરવાનાં છે—આપણે પ્રાપ્તધર્મનું પ્રતિપાલન કરવાનું છે—અને જે આપણાથી પર–દૂર છે, તેની પ્રતીતિ મેળવવા માટે અધીરા થઇ પ્રયાસ કરવો એ જેટલો નિરર્થક છે તેટલો ફળરહિત છે.

જે ધર્મવિચારોમાં ઉછરીને હું મોટો થયો હતો, તેના અને સ્વીડન-બોર્ગના મારા ઉપર પડેલા તમામ સંસ્કાર હવે મારા મગજમાંથી ખસી જઈ નાબુદ થયા. મને સમજાયું કે, દરેક પ્રજા જેને ઇશ્વરપ્રેરિત જ્ઞાન કે ઇશ્વરના આદેશ માને છે, તેમાં સંપૂર્ણ સત્ય આવી ગયેલું હોતું નથી; તેમ કોઇ પ્રજા એટલી બધી અધમ નથી કે જેને સત્યના જરા પણ અંશની પ્રતીતિ ન થઇ હોય. મારી ખાત્રી થઇ કે દરેક પ્રજાને પોતપોતાના પેગંબર હોય છે. કોઇનો બુદ્ધ તો કોઇનો કૉન્ફ્યુસિયસ, કોઇનો ઝોરોસ્ટર તો કોઇનો ક્રાઇસ્ટ. એ બધા-નાં નૈતિક શિક્ષણ લગભગ એકસરખાં છે, તેથી હું પણ મારા પરમ પ્રિય સ્નેહી મૅથ્યુ આર્નોલ્ડની માફક ગાઇ શકું છું કેઃ—

"ઓ મનુજનાં બાળ! જે અદૃશ્ય શક્તિ, નિરંતર માણસજાતની સમીપમાં ને સમીપમાંજ રહે છે, તે મનુષ્યને પ્રતીત થયેલા કોઇ પણ ધર્મપ્રત્યે

તિરસ્કારની દૃષ્ટિથી જોતી નથી."

"કયા ધર્મે નિર્બળ મનોબળવાળા મનુષ્યોને સામર્થ્યનું ભાન નથી કરાવ્યું ?"

"કયા ધર્મે શુષ્ક હૃદયમાં શાન્તિનો વરસાદ નથી વરસાવ્યો ?"

"કયા ધર્મે કંટાળેલા અને શ્રમિત મનુષ્યને 'તારો પુનર્જન્મ થશે' એમ નથી કહ્યું ?"

એડ્વિન આર્નોલ્ડનું 'ધી લાઈટ ઑફ એશિયા' 'એશિયાનું નૂર' એ નામનું કાવ્ય આ અરસામાંજ પ્રસિદ્ધ થયું હતું અને બીજો કોઇ પણ કાવ્યગ્રંથ વાંચવાથી મને જેટલો આનંદ થયો હતો તેના કરતાં એ ગ્રંથ વાંચવાથી મને વિશેષ આનંદ પ્રાપ્ત થયો હતો. હું હિંદુસ્તાનમાંથી થોડી મુદત ઉપરજ પાછો ફર્યો હતો; પણ એ ગ્રંથે મને ઉપાડીને પાછો હિંદુસ્તાનમાંજ મૂક્યો. મેં એ કાવ્યની જે પ્રશંસા કરી હતી, તે કવિને કાને પહોંચી અને પાછળથી મારો એમની સાથે પરિચય થતાં, તેમણે અસલ હસ્તલિખિત પ્રત મને ભેટ આપી. એ કિંમતી ખજાનાને મેં જીવની પેઠે સાચવી રાખ્યો છે. જે માણસ થોડો ઘણો ભોગ આપીને પણ દુનિયાની મુસાફરી કરવા સમર્થ હોય, તેણે અવશ્ય તેવી મુસાફરી કરવી જોઇએ. તેની સરખામણીમાં બીજું બધું પર્યટન અપૂર્ણ લાગે છે; અધુરા પ્રવાસથી તો આપણી ઉપર માત્ર જૂદા જૂદા વિભાગોની ઝાંખી છાપ પડે છે. જ્યારે વર્તુલ પૂરૂં થાય છે, ત્યારે મુકામ ઉપર પાછા ફરતાં તમને લાગે છે કે, દુનિયા ઉપર જે જે જોવા જેવું છે, તે સઘળું જોવાયું છે—ત્યારેજ સઘળા જૂદા જૂદા• વિભાગો એકત્ર થઈ એક આખો સુઘટિત પદાર્થ બને છે અને મનુષ્યજાત જ્યાં જ્યાં મૂકાયલી હોય છે, ત્યાં ત્યાં તે એક ચોક્કસ ઉદ્દેશ પાર પાડવા માટે પ્રયાસ કરી રહેલી છે, એમ તમને સમજાય છે.

દુનિયાની મુસાફરી કરનાર જે પુરુષ પૂર્વ તરફના મુલકોનાં ધર્મ-શાસ્ત્રોનો કાળજીપૂર્વક અભ્યાસ કરશે, તેને પૂરતો બદલો મળી રહ્યા વગર રહેશે નહિ. તે એવા નિર્ણય ઉપર આવશે કે, પ્રત્યેક દેશના વતનીઓ પોત-પોતાના ધર્મને સર્વોત્તમ માને છે, તે તે દેશમાં પોતાનો જન્મ થવા બદલ તેઓ પોતાને ધન્ય માનતા હોય છે અને જેઓ કમનસીબે એ દેશની પવિત્ર સરહદની બહાર જન્મ્યા હોય છે, તેમની તેઓ દયા ખાતા હોય છે. તમામ દેશોનો આમવર્ગ એકંદર રીતે સુખી હોય છે. પ્રત્યેક જનસમાજ ખાત્રીપૂર્વક એમ માનતો હોય છે કે, **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी** ઘરના જેવું ઉત્તમ સ્થાનક એકેય નથી.

આ કથનની પુષ્ટિમાં અમારી મુસાફરીદરમિયાનનાં બે દૃષ્ટાંત ટાંકવાનું અસ્થાને નહિ ગણાય.

"સિંગાપોરની નજીકનાં જંગલોમાં કામ કરનારા ત્યાંના વતનીઓનું નિરીક્ષણ કરવા અમે તેમની પાસે ગયા, ત્યારે અમને તેઓ ભારે કામમાં રોકાયલા માલમ પડ્યા. તેમાં છોકરાં તદ્દન નગ્નાવસ્થામાં આમતેમ દોડતાં હતાં અને તેમનાં માબાપોએ હમેશનાં છૂટાં ચીંથરાં પોતાના શરીર ઉપર વીંટ્યાં હતાં. અમારી મંડળીને જોઇને તેઓ તાજુબ થયેલાં દેખાયાં. અમે અમારી સાથે જે ભોમિયાને લઇ ગયા હતા, તેને અમે કહ્યું કે, તું એ લોકોને એમ કહે કે અમે એક એવા દેશમાંથી આવ્યા છીએ કે જ્યાં આ ઋતુમાં આ તમારી નજીકમાં તળાવ છે, એવા તળાવનું પાણી ઠરીને ચોસલું બાઝી જાય છે અને તેના ઉપર અમે ચાલી શકીએ છીએ; અને કેટલીક વખત તે સજ્જડ જામી જઇ એવું કઠણ થઇ જાય છે કે એ બરફ ઉપર થઇ ઘોડા અને ગાડાં નદીઓ ઓળંગી જાય છે. આ ઉપરથી આશ્ચર્યચકિત થઇને તેમણે અમને પૂછ્યું કે, ત્યારે તમે અહીં આવીને અમારા ભેગા કેમ રહેતા નથી? એ લોકો અત્યંત સુખી હતા."

બીજું:–"ઉત્તર ભૂશિર તરફ જતાં રસ્તામાં અમે રેન્ડીઅરનાં ચામડાંના બનાવેલા તંબુઓમાં રહેનારા લૅપલેન્ડર લોકોની મુલાકાત લીધી હતી. વહાણ ઉપરનો એક ખલાસી અમારી સાથે આવ્યો હતો. તેની સાથે સાથે ઘર તરફ પાછા ફરતાં અમે જ્યારે નદીની પાસે આવી પહોંચ્યા, ત્યારે સામા કાંઠા તરફ નજર ફેંકતાં કેટલાંક છૂટાંછવાયાં ઝુંપડાં અમારી નજરે પડ્યા; એટલામાં એક–બે માળવાળું મકાન બંધાતું જોઇ, અમે પૂછ્યું:–'એ નવું મકાન કોને માટે બંધાય છે?'

'એ મકાન ટ્રૉમ્સોનો એક વતની પરદેશમાં બહુ પૈસો કમાઇ પોતાના છેલ્લા દિવસો અહીં ગાળવા માટે પાછો આવવાનો છે તેને માટે બંધાય છે. એ મોટો પૈસાદાર છે.'

'તેં બહુ મુસાફરો કરી છે. તેં લંડન, ન્યુયૉર્ક, કલકત્તા, મેલબોર્ન અને બીજાં શહેર જોયાં છે; એમ તું કહે છે, ત્યારે હવે, તું જો એ માણસની માફક બહુ પૈસો કમાયો હોઉ તો, ઘડપણમાં તું ક્યાં રહેવાનું પસંદ કરે?'

જવાબ આપતી વખતે એની આંખો ચળકાટ મારવા લાગી. એ બોલ્યો:– 'અરે, ટ્રૉમસો જેવું સ્થાનકજ ક્યાં છે?'

આ સ્થળ આર્કટિક કટિબંધમાં આવેલું છે અને ત્યાં છ મહિનાની રાત છે; પણ એનો જન્મ ટ્રૉમ્સોમાં થયો હતો. પ્યારી! મધુરી જન્મભુમિ!"

જીવનની અવસ્થાઓ, અને કુદરતના નિયમોપૈકી, કેટલાંક આપણને ખામીભરેલાં લાગે છે; અને કેટલાંક દેખીતી રીતે દયાહીણુ અને અન્યાયયુક્ત લાગે છે; પણુ તેમાંનાં કેટલાંક એવાં હોય છે કે જે પોતાના સૌંદર્ય અને માધુર્યથી આપણુને છક કરી નાખે છે. જન્મભૂમિ ઉપરનો પ્રેમ, તેમાંનો એક છે. તેને સ્થળ અગર સ્વરૂપનો બાધ નડતો નથી અને જગન્નિયંતાએ પોતાના વાસ્તવ સ્વરૂપની પ્રતીતિ એકજ પ્રજા કે એકજ કોમને કરાવી નથી; પણુ પ્રત્યેક પ્રજાના વર્તમાન ઉત્ક્રાન્તિકાળમાં જેવા જેવા સંદેશની આવશ્યકતા હોય છે, તેવો તેવો સંદેશો તેને પહોંચાડેલો છે, એ કેવી આનંદની વાત છે! એ અજ્ઞાત શક્તિએ કોઇને વિસારી મૂકયું નથી–કોઇની અવગણુના કરી નથી.





# પ્રકરણ ૧૫ મું

## ઘોડાગાડીની સફર અને લગ્ન



સ. ૧૮૭૭ના જુલાઇની ૧૨ મી તારીખે મને મારી જન્મભૂમિ ડન્ફર્મલાઈનના છૂટાપણાનો હક બક્ષવામાં આવ્યો. (એટલે કે મને શહેરના નાગરિક તરીકેના સઘળા હક મળ્યા.) આ હક મળવો એને હું સૌથી મોટું માન સમજું છું. સર વૉલ્ટર સ્કૉટને પણ આ શહેરનો નાગરિક બનાવવામાં આવ્યો હતો અને તેના પછી બે નામ મૂકીને ત્રીજું નામ મારૂં આવતું હતું. મારાં માબાપોએ એને એક વખત ડન્ફર્મલાઈનના ઍબીની રૂપરેખા દોરતો જોયો હતો; અને તેના દેખાવનું તેમણે મને ઘણી વખત વર્ણન કરી બતાવ્યું હતું. મને છૂટાપણાનો હક આપવામાં આવે, તેના જવાબમાં મારે કેવું ભાષણ કરવું, એ બાબતની મને મોટી અમુંઝણ થતી હતી. હું મારા મામા બેલી મોરિસનને મળ્યો અને તેમને મેં કહ્યું કે, મારા હૃદયમાં અમુક અમુક વાતો સ્ફુરી આવે છે, તેથી મારા ભાષણમાં હું એ વાતો લાવવા માગું છું. એ પણ એક વક્તા હતા, તેથી તેમણે મને ડહાપણભરેલી સલાહ આપી કે:–" એન્ડ્રા ! એમજ બોલજે; તારા હૃદયમાં જે ખરેખર સ્ફુરી આવતું હોય, તેજ કહી નાખવું, એના જેવું બીજું કશું નથી."

ભાષણ કરતી વખતે આ સૂત્ર લક્ષમાં રાખવાની હું હમેશાં કાળજી રાખતો. ઉછરતા ભાષણકારોએ લક્ષમાં રાખવા જેવો એક નિયમ હું સૂચવીશ. જ્યારે તમે કોઇ મંડળ સમક્ષ ભાષણ કરવા ઉભા થાઓ, ત્યારે એવો વિચાર કરવો કે જેમની સમક્ષ તમે ઉભા છો, તે માત્ર હમેશના જેવાંજ સ્રીપુરુષ છે. દરરોજના વાતચીતના પ્રસંગોમાં તમે બીજાં સ્રીપુરુષો સાથે જેવી રીતે બોલતા હો, તેવીજ રીતે તેમની સમક્ષ પણ બોલવું. તમે જેવા છો, તેથી જુદાજ દેખાવાનો જો તમે પ્રયાસ નહિ કરો તો તમે ઑફીસની અંદર તમારા પોતાનાજ માણસો સાથે વાતચીત કરતા હો, તે વખતે જેમ તમને બીલકુલ ક્ષોભ થતો નથી

કે ગભરાટ વછુટતો નથી, તેવીજ રીતે સભામાં ભાષણ કરતી વખતે પણ કોઇ જાતનો ક્ષોભ કે ગભરાટ વછુટવાનું કોઇ પણ કારણ નથી. આપણે જેવા હોઇએ, તે કરતાં જૂદાજ દેખાવાનો કે થવાનો પ્રયાસ કરીએ, ત્યારેજ આપણે ફસાઇ પડીએ છીએ. જેવા હોઇએ તેવા રહીનેજ ગાડું ગબડાવ્યે જવું. કર્નલ ઇંગરસોલ કે જે એક પહેલા નંબરનો અસરકારક વકતા હતો, તેને મેં એક વખત પૂછયું કેઃ—'તમારામાં આવી ઉંચા પ્રકારની શકિત કેવી રીતે આવી?' ત્યારે તેણે જવાબ આપ્યોઃ—"જેમ સાપથી ભડકીને નાસો, તેમ છટાદાર ભાષણ કરનારની પાસેથી સો ગાઉ દૂર નાસી જજો; (અર્થાત્ એની રીતનું અનુકરણ કરતા નહિ.) અને તમે જેવા હો, તેવાજ રહેજો."

ઇ૦ સ૦ ૧૮૮૧ ના જુલાઇની ૨૭ મી તારીખે, મારી માએ, મેં પહેલ-વહેલી અર્પણ કરેલી ફ્રી લાઇબ્રેરીનો પાયો નાખવાની ક્રિયા કરી, ત્યારે મેં ડન્ફર્મલાઇનમાં બીજી વખત ભાષણ કર્યું હતું. જે પાંચ વણકરોએ પોતાની પાસેની ચોપડીઓ એકઠી કરીને ડન્ફર્મલાઇનમાં સૌથી પહેલી લાઇબ્રેરી સ્થાપી હતી, તેમાંના એક મારા પિતા હતા. ડન્ફર્મલાઈનને લાયબ્રેરીમાટે મેં જે મકાન અર્પણ કર્યું હતું, તેનું નામ 'કાર્નેગી લાઇબ્રેરી' પાડવામાં આવ્યું હતું. શિલ્પ-શાસ્ત્રીએ મને પૂછયું કે, એ મકાનના મુખ્ય દ્વારની તખ્તીમાં કેવો મુદ્રાલેખ કોતરવો છે? મેં કહ્યું, જાણે ઉગતો સૂર્ય ચોતરફ પોતાનાં કિરણ ફેંકી રહ્યો હોય તેવું ચિત્ર કોતરીને તેની નીચે 'સર્વત્ર પ્રકાશ થાઓ' એવો લેખ કોતરજો. એણે તે મુજબ કર્યું છે.

હું ડન્ફર્મલાઇન આવ્યો, તે મારા મિત્રમંડળ સાથે ઘોડાગાડીમાં બેસીને આવ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૬૭ માં જ્યૉર્જ લૉડર અને હેરી ફિપ્સ સાથે પગે ચાલી ઇંગ્લાંડની સફર કરતી વખતે મેં ઘોડાગાડીમાં બેસી બ્રાઇટનથી ઈન્વર્નેસ સુધી મિત્રમંડળની સાથે સફર કરવાનો વિચાર મારા મનમાં ગોઠવ્યો હતો. એ લાંબી મુદતની ધારણાને અમલમાં મૂકવાનો પ્રસંગ હાલ મને પ્રાપ્ત થયો હતો; એટલે ૧૮૮૧ ની વસંત ઋતુમાં અમે અગીઆર મિત્રો ન્યુયૉર્કથી નીકળ્યા. આ સફર મારા જીવનની સૌથી વિશેષ આનંદજનક સહેલ હતી. ધંધામાંથી આ પ્રમાણેની આરામએશ લેવાથી હું જુવાનનો જુવાન અને સુખી રહેતો. સઘળાં ઔષધમાં એ રામબાણ ઔષધ હતું.

આ સફરની નોંધ પણ હું મારી નોટબુકમાં ટપકાવતો. 'જગતના પ્રવાસ'-ની માફક આ વખતે પણ મારી ધારણા એવી હતી કે એ નોંધ ઉપરથી આગળ ઉપર હું ન્યુસપેપરમાં છપાવવા જેવો એકાદ લેખ તૈયાર કરીશ, અગર મારા આપ્તવર્ગના રંજનમાટે નાનકડું પુસ્તક તૈયાર કરીશ; પણ શિયાળામાં

એક દિવસ મને એમ થયું કે, આજ ઑફીસમાં ગયા વગર ચાલે એવું છે, માટે ટાઢમાં ત્રણ માઇલનો ધક્કો ખાવો નથી; પણ પછી બીજો વિચાર આવ્યો કે, નવરાશનો વખત કેવી રીતે પસાર કરવો? તે વખતે મને ઘોડાગાડીની સફર યાદ આવી અને જોઇએ કેવું લખાય છે, એ જોવા માટે કેટલીક લીટીઓ લખી કાઢવાનો મેં નિશ્ચય કર્યો. લખવાનું શરૂ કર્યું એટલે તો પાણીના રેલાની માફક કલમ ચાલવા લાગી અને સાંજ પડતા સુધીમાં તો મેં ત્રણથી ચાર હજાર શબ્દો ઘસડી કાઢયા. જે દિવસે વા અને વરસાદના તોફાનને લીધે ઑફીસમાં જવા જેવું ન હોય, તે દિવસે પાછો હું એ સુખકર કાર્ય લઇ બેસતો અને એ પ્રમાણે વીસ બેઠકોમાં મેં આખી ચોપડી પૂરી કરી. એ હસ્તલિખિત પ્રત મેં સ્ક્રિબ્નરની કંપનીવાળાને આપી અને મિત્રમંડળમાં ખાનગી રીતે વહેંચવા માટે ત્રસો ચારસો પ્રતો કાઢી આપવા જણાવ્યું. 'રાઉન્ડ ધી વર્લ્ડ' ની માફક આ ચોપડી પણ મિત્રોને પસંદ પડી. મિ. કૅમ્પિલને એક દિવસ મને કહ્યું કે, મિ. સ્ક્રિબ્નર એ ચોપડી વાંચી ગયો છે અને તમને ઉચક રકમ આપી જાહેર વાચનમાટે એ પુસ્તક પોતાને જોખમે છપાવી પ્રસિદ્ધ કરવાની એની ઇચ્છા છે.

મિથ્યાભિમાની ગ્રંથકાર તરતજ માની બેસે છે કે, 'આપણી કૃતિ સુંદરજ છે' અને એ મુજબ મેં તેમ કરવા દેવા તરત હા પાડી. (આજ ૧૯૧૨ માં ત્રીસ વર્ષ પસાર થઇ ગયાં છે, છતાં હજી પણ મને આ પુસ્તકના હક બદલ સારી જેવી રકમ મળ્યાં કરે છે.) આ પુસ્તક છપાયા પછી તેના સંબંધમાં મારા ઉપર આવેલા પત્રોની સંખ્યા એટલી મોટી છે અને તેનો પ્રવાહ એવો અખંડ છે કે મારા મિત્રોએ તેમની એક ફાઇલ કરી છે અને તેમાં નવા આવતા કાગળો ઉમેરાતા રહે છે. જેમની હાલનચાલનની શકિત અટકી પડી હતી એવા અનેક અપંગ માણસોએ મને લખી જણાવ્યું છે કે:—' એ પુસ્તકે અમારાં જીવન પ્રકાશિત–આનંદમય કર્યાં છે,' એ જાણી મને અપૂર્વ આનંદ થયો છે. ગ્રેટબ્રિટનમાં પણ એ પુસ્તકનો સારો સત્કાર થયો હતો. 'સ્પેકટેટર' માં તેના સંબંધમાં અનુકૂળ નોંધ લેવાઈ હતી, પણ મારી ખાત્રી છે કે, એ પુસ્તકમાં જે કંઇ સારો અંશ છે, તે એ છે કે એમાં કોઇના ઉપર સારી છાપ પાડવાનો, કે કોઈ જાતની અસર ઉત્પન્ન કરવાના પ્રયાસનો સંપૂર્ણ અભાવ હતો. એ પુસ્તક મેં માત્ર મિત્રોને ઉદ્દેશીનેજ લખ્યું હતું અને જે કામ સરલતાથી–કોઇ જાતના આયાસવગર થાય છે, તે સુંદરજ થાય છે. સફરમાં મને જેટલી મઝા પડતી હતી, તેટલીજ તેનું નિરૂપણ કરવામાં પણ પડતી હતી.

ઈ૦ સ૦ ૧૮૮૬ ની સાલ પૂર્ણ થવાના અરસામાં મારા ઉપર અપાર

વિષાદનો પ્રસંગ ગુજર્યો. "આજસુધી હું બેપરવાઇથી નિશ્ચિંતપણે ફર્યા કરતો અને મારી તમામ જરૂરીઆતોની જોગવાઈ બારોબારથી થઈ રહેતી. એ મારા સુખી જીવનનો હવે અંત આવ્યો; અને હું એકલવાયો થઇ ગયો. મારી મા અને ભાઈ બન્ને થોડા દિવસને આંતરે આ દુનિયા છોડી ચાલ્યાં ગયાં. આ વખતે હું સાન્નિપાતિક જ્વર ( ટાઇફૉઇડ ફીવર ) ના સખ્ત સપાટામાં સપડાઇ જઇ પથારીવશ થઈ પડ્યો હતો, મારામાં હાલવાચાલવાની શક્તિ રહી નહોતી અને હુંજ મોતના મોંનો કોળીઓ થઈ જવાની તૈયારીમાં હોવાથી કદાચ મારા સદ્‌ભાગ્યે, મને જે કારી ઘા લાગ્યો હતો, તેની પૂરેપૂરી વેદના મને સમજાઈ નહોતી.

એલિધની પર્વત ઉપર ક્રેસનસ્પ્રિન્ગ્ઝ આગળની પર્ણકુટીમાં હું અને મારી મા હમેશાં ઉનાળાની મોસમ પસાર કરતાં. ત્યાંથી પાછા ફરતાં હું પહેલો સપડાયો. ન્યુયૉર્ક છોડતા પહેલાં એકાદ–બે દિવસ અગાઉથી મારી તબિયત નરમ રહેતી હતી. વૈદ્યને બતાવતાં તેણે ટાઇફૉઇડ ફીવરનાં ચિહ્ન લાગુ થયાનો અભિપ્રાય આપ્યો. ન્યુયૉર્કથી પ્રૉફેસર ડેનિસને બોલાવી મંગાવતાં તેણે પણ એજ મુજબની ચિકિત્સા કરી. તરતજ એક નિરંતર પાસે રહેનારા ડૉક્ટરની અને કેળવાયલી નર્સની ગોઠવણ કરવામાં આવી; પણ એટલામાં મારી મા પણ પટકાઈ પડી અને પિટ્સબર્ગમાં મારા ભાઇને પણ મંદવાડ લાગુ થયાના સમાચાર મળ્યા.

હું એટલો બધો લેવાઇ ગયો હતો કે મારા જીવનની આશા છોડવામાં આવી; પણ એવી દશાને પ્રાપ્ત થતાં મારા સમગ્ર સ્વભાવમાં એકાએક ફેરફાર થતો મને સમજાયો. હું દૈવેચ્છાને આધીન થઈ ગયો તથા આનંદજનક વિમર્ષમાં નિમગ્ન રહેવા લાગ્યો; અને મને બીલકુલ દુઃખની લાગણી થતી નહોતી. મારા ભાઇ અને માની સખ્ત માંદગીની મને ખબર પડવા દીધી નહોતી; અને આખરે જ્યારે મને જણાવવામાં આવ્યું કે, એ બન્ને હમેશને માટે મને છોડીને ચાલ્યાં ગયાં છે, ત્યારે મારે પણ તેમની પાછળ જવાનું હતું, એ મને સ્વાભાવિકજ લાગ્યું. આ દુનિયામાં અમે કદી છૂટાં પડ્યાં નથી, તો પછી હવે શામાટે છૂટા પડવું જોઇએ? પણ દૈવને કંઇ જૂદુંજ ગમતું હતું.

મને ધીરે ધીરે આરામ થવા લાગ્યો. એટલે ભવિષ્યના વિચારોમાં મારૂં મન રોકાયલું રહેવા લાગ્યું. આશાનું માત્ર એકજ કિરણ રહ્યું હતું અને તેમાંથીજ મને આશ્વાસન મળતું હતું. તેથી મારા વિચારો એ દિશા તરફ વળવા લાગ્યા. કેટલાંક વર્ષોથી મિસ લુઇસી વ્હિટ્ફિલ્ડ સાથે હું પરિચયમાં આવ્યો હતો.. એની મા એને મારી સાથે સેન્ટ્રલ પાર્કમાં ફરવા માટે આવવા દેતી હતી..

અમને બન્નેને ઘોડે બેસી ફરવાનો ઘણો શોખ હતો. બીજી કેટલીક જુવાન લલનાઓનાં નામ પણ મારી નોંધપોથીમાં નંધાયાં હતાં. મારી પાસે સુંદર ઘોડા પુષ્કળ હતા. તેમની ઉપર બેસી હું એ મંડળમાંની એકાદ યુવતીની સાથે દરરોજ પાર્કમાં અને ન્યુયૉર્કની આસપાસ ફરવા જતો. એ બધીમાંથી મિસ વ્હિટફિલ્ડ એકલી મને સંપૂર્ણતાની મૂર્તિસમાન લાગી. બીજી બધી યુવતીઓ સામાન્ય કોટીની સ્ત્રીઓ જેવી જણાવા લાગી. મેં જે કસોટીથી બીજી બધી યુવતીઓને તાવી જોઇ હતી, તેમાંથી એ એકલીજ પસાર થાય છે, એવી મારી ખાત્રી થઇ. લગ્નના સંબંધથી જોડાવાની ઇચ્છા રાખનારા જુવાન પુરુષોને હું એજ કસોટી-ની ભલામણ કરૂં છું. મારી માફક તેમને પણ નીચેની લીટીઓમાં વ્યક્ત થતી ભાવના પ્રતીત થતી હોય, તો પછી તેમને કોઇ જાતની હરકત માનવાની રહેશે નહિ:—

"મેં ઘણી લલનાંઓને પ્રેમભરી દૃષ્ટિથી નિહાળી છે; જૂદા જૂદા સદ્-ગુણોને લીધે જૂદી જૂદી યુવતીઓ મને પસંદ પડી છે; પણ એકાદ દૂષણને લીધે તેમના સઘળા સદ્દગુણો દૂષિત થઇ જતા; પણ તું ! અરે તું એકલીજ સંપૂર્ણ અને અનુપમ છેઃ સર્વ સ્ત્રીઓમાં તુંજ સર્વોત્તમ નિર્માણ થયેલી છે." +

મારા અંતઃકરણમાં આ જ શબ્દનો પડઘો પડતો હતો. આજે એની સાથે વીસ વર્ષ ગાળ્યા પછી, પણ જો મને વધારે સારા શબ્દો મળી આવે, તો તેને માટે હું વાપરી શકું.

પણ મારી માગણીનો સ્વીકાર એકદમ તો થયો નહિ. એના હાથની માગણી કરનારા બીજા મારાથી જુવાન પુરુષો ઘણા હતા. મારૂં દ્રવ્ય અને ભવિષ્યના સંબંધની મારી યોજનાઓ, એ મને પ્રતિકૂળ નિવડયાં. હું તવંગર હતો અને ઇશ્વરકૃપાથી જે જોઇએ તે બધું મને મળી રહ્યું હતું. એટલે તેના મનમાં એમ આવ્યું કે, એ મને કોઇ રીતે ઉપયોગી થઈ શકે એમ નથી. એની ભાવના એવી હતી કે, 'જે કોઇ જીવનનિર્વાહ માટે તરફડીઆં મારતા યુવકને મારી ખાસ જરૂર હોય—હું ખાસ કરીને ઉપયોગી થઇ શકું એમ હોઉં, તેની સાથે લગ્ન કરી તેની અર્ધાંગના થવું.' એની ઉંમર ૨૧ વર્ષની થઈ તે વખતે એનો બાપ મરી જવાથી કુટુંબની તમામ જંજાળ એને માથે આવી પડી હતી. અત્યારે તેની ઉંમર ૨૮ વર્ષની હતી. જીવનના સંબંધના તેના વિચારો નિશ્ચિંત થયા હતા. કોઇ કોઇ વખત એ મારે માટે પક્ષપાત બતાવતી, એટલે હું તેની સાથે પત્રવ્યવહાર ચલાવતો; છતાં એક વખત તો એણે મારા

+ શેકસપિયર કૃત 'ધી ટેમ્પેસ્ટ' માં ફર્ડિનન્ડે મિરાન્ડાને ઉદ્દેશીને કાઢેલા ઉદ્ગાર.

તમામ કાગળો પાછા મોકલી દીધા અને મને જણાવી દીધું કે, 'તમારો હાથ મારાથી સ્વીકારી શકાશે નહિ.'

હું હરતોફરતો થયો, એટલે પ્રૉફેસર ડેનિશ અને તેમની પત્ની મને ક્રેસનથી ન્યુયૉર્કમાં તેમને ઘેર તેડી ગયાં; અને કેટલોક સમય હું એ પ્રૉફેસરની અંગત સંભાળ નીચે રહ્યો. મિસ વ્હિટફિલ્ડ મને મળવા આવી ગઇ હતી; કેમકે મારામાં લખવાની શક્તિ આવતાં મેં પહેલવહેલો પત્ર તેણીનેજ લખ્યો હતો. હવે તેણીની ખાત્રી થઇ કે, મારે તેણીની જરૂર હતી. દુનિયામાં હું એકલો પડયો હતો. હવે તે મારી 'અર્ધાંગના' તરીકેની ફરજ બરાબર રીતે બજાવી શકે એમ હતું. હવે બુદ્ધિ અને અંતઃકરણ બન્નેની હા થઇ અને લગ્નનો દિવસ મુકરર કરવામાં આવ્યો. ઇ૦ સ૦ ૧૮૮૭ ના એપ્રીલની ૨૨ મી તારીખે ન્યુયૉર્કમાં અમારાં લગ્ન થયાં અને હનીમુનના (વિવાહિત જીવનના શરૂઆતના) દિવસો અમે આઇલ ઑફ વાઇટ ઉપર પસાર કર્યાં.

જંગલી ફૂલોને જોઇને એને હર્ષનો ઉન્માદ થતો. આજસુધી જે પુષ્પોનાં તેણે માત્ર નામ સાંભળ્યાં હતાં, તે હવે તેણે પ્રત્યક્ષ જોયાં; અને તેની ખુશાલીનો પાર ન રહ્યો. લૅાડર કાકા અને મારો એક પિત્રાઇ ભાઇ ત્યાં આવી અમને મળી ગયા; અને તરતજ અમે ઉનાળાની મોસમ પસાર કરવા માટે એમણે અમારે વાસ્તે જે સ્થળ પસંદ કર્યું હતું, ત્યાં એટલે કિલ્ગ્રાસ્ટન ખાતાના મકાનમાં રહેવા ગયાં. સ્કૅાટલૅન્ડે પણ તેણીને મુગ્ધ બનાવી. બચપણમાં તેણે સ્કૅાટલૅન્ડને લગતાંજ પુસ્તકો વાંચ્યાં હતાં. સ્કૅાટની નવલકથાઓ અને 'સ્કૅાટિશ ચીફ્સ' એ એનાં પ્રિય પુસ્તકો હતાં. થોડી મુદતમાં એ મારા કરતાં પણ વધારે સ્કૅાચ થઇ ગઇ. એ રીતે મારાં સુંદર સ્વપ્ન ખરાં પડતાં જતાં હતાં.

ડન્ફર્મલાઇનમાં પણ અમે કેટલાક દિવસ ખૂબ મઝામાં પસાર કર્યા. કિશોર અવસ્થાનાં મારાં પ્રિય સ્થાનકોએ અમે ફરી આવ્યાં, ત્યાં મારા બચપણની વાતો લોકો એને કહી સંભળાવતા. પતિના સંબંધની એને જે જે વાતો મળતી, એ બધી પ્રસંશાત્મકજ હતી અને તેને લીધે મારા ઉપરનો એનો પક્ષપાત દઢ થતો ગયો.

અમે ઉત્તરના પ્રદેશમાં સફર કરતાં હતાં, તે વખતે મને એડિન્બરો શહેરના છૂટાપણાનો હક મળ્યો. સભાપતિ લૅાર્ડ રોઝબરી હતા. લોકોની ઠઠ જબરી હતી. શહેરના મોટા સાર્વજનિક સભામંડપમાં મેં મજુરોની સમક્ષ ભાષણ કર્યું અને ત્યાં તેમના તરફની ભેટ સ્વીકારી. મારી પત્નીને પણ તેમણે એક બ્રુચ (ઉરમાળા) અર્પણ કરી જે તેણીને બહુજ પસંદ પડી. સ્કૅાટલૅન્ડના પ્રખ્યાત શરણાઇઓવાળાના આલાપ તેણીને બહુજ પસંદ પડ્યા અને તેથી તેણે અમને

રોજ મળસ્કે જગાડવા તથા જમતી વખતે વિનોદ કરાવવા માટે એક શરણાઈ-વાળાને રાખી લેવાની મરજી બતાવી. એ જોકે સર્વાંશે અમેરિકન હતી, છતાં કહેતી કે, જો મને કોઇ એકાંત બેટ ઉપર દિવસ નિર્ગમન કરવાની શિક્ષા કરવામાં આવે અને એકજ વાદ્ય પસંદ કરી લેવાની છૂટ આપવામાં આવે તો હું શરણાઇનેજ પસંદ કરૂં. મેં તરતજ એક શરણાઇવાળાને રાખી લીધો. અમે કિલ્ચ્રાસ્ટનવાળા મકાનમાં રહેવા ગયાં, ત્યારે અમે શરણાઇઓ વગડાવતાં ગયાં હતાં.

કિલ્ચ્રાસ્ટનમા અમને બહુ મઝા પડી. મૅથ્યુ આર્નોલ્ડ, મિસ્ટર અને મિસિસ બ્લેઇન, સિનેટર હેલ અને એમની પત્ની તથા બીજા અનેક મિત્રો ત્યાં અમને મળવા માટે આવી ગયાં હતાં. મારી પત્નીએ આગ્રહ કરી ડન્ફર્મલાઇનથી મારાં તમામ સગાંને અને ખાસ કરીને મારા વૃદ્ધ કાકા અને કાકીઓને ત્યાં તેડાવ્યાં હતાં. બધાંને એ બહુ વહાલી લાગતી. એણે મને પરણવાનું કબૂલ કર્યું એ બદલ સઘળાં તાજુબી દેખાડતાં હતાં; પણ મેંજ તેમને કહી દીધું કે, મને પણ તાજુબી થઈ હતી. અમારૂં જોડું દૈવેજ નિર્માણ કરી રાખ્યું હશે. અમે જ્યારે ન્યુયૉર્ક પાછાં ફર્યાં, ત્યારે શરણાઇવાળાને તેમ બીજા કેટલાક ચાકરોને સાથે લીધા. અમારી પરિચારિકા મિસિસ નિકોલ હજી પણ અમારી સાથે છે અને વીસ વરસની પ્રમાણિક નોકરીને લીધે ઘરના માણસ જેવી થઇ રહી છે. અમારો બટલર–રસોયો જ્યૉર્જ ઇર્વિન એક વરસ પાછળ આવ્યો હતો, એ તથા મૅગી ઍન્ડર્સન નામની દાસી પણ હજી અમારી સાથેજ છે. એ સઘળાં ઉમદા ચારિત્ર્યવાળાં, ખરેખરાં વફાદાર અને અમારા ઉપર અપાર પ્રીતિવાળાં છે. ×

બીજી સાલ અમે કલની કેસલ નામની જાગીર ખરીદી લીધી. એ જાગીર વેચવાની છે, એ વાત અમને અમારા શરણાઇવાળાએજ કહી હતી. એ ત્યાંજ જન્મી, ત્યાજ ઉછરીને મોટો થયો હતો અને એ જાગીરની પસંદગીમાં એ વાત પણ કદાચ કેટલેક અંશે કારણભૂત થઇ હશે. અમે ઘણા ઉનાળા ત્યાં ગાળ્યા હતા.

ઇ. સ. ૧૮૯૭ના માર્ચની ત્રીસમી તારીખે અમારી પુત્રીનો જન્મ થયો. મેં એનું મુખ પહેલવહેલું જોયું ત્યારે મારી પત્નીએ મને કહ્યું:–' તમારી માના નામ ઉપરથી એનું નામ માર્ગરેટ પાડવાનું છે. હવે મારે એક માગણી કરવાની છે.'

'શું છે? લુ' મેં કહ્યું.

× "જે માણસ પોતાનાં નોકરચાકરનાં મન અને હૃદય ન જીતી લે, તે ખરેખરો સદ્‌ગૃહસ્થ કહેવાય નહિ." એન્ડ્રુ કાર્નેગીના 'પ્રૉબ્લેમ્સ ઑફ ટુ ડે' નામના પુસ્તકમાંથી

"આ બાળક આપણુને પ્રાપ્ત થયું છે, તો હવે આપણે ઉનાળા-માટેનું એક સ્વતંત્ર મકાન સંપાદન કરવું જોઇએ. દર વખતે મકાન ભાડે રાખી અમુક દિવસેજ ત્યાં રહેવા જવું અને અમુક દિવસેજ એને ખાલી કરવું, એમ કરવાનું હવે આપણુને પાલવે નહિ. આપણે હવે આપણું પોતાનું મકાન જોઇએ."

મેં કહ્યું, "કબૂલ"

"માત્ર એકજ શરત મારે કરવી છે"

મેં પૂછ્યું "શી?"

"એ મકાન સ્કૉટલૅન્ડના ઉંચા પ્રદેશમાં હોવું જોઇએ."

મેં કહ્યું:–"તારૂં કલ્યાણ થાઓ. એ વાત મને બહુજ ગમી. તું જાણે છે કે, મારાથી સૂર્યનો તાપ સહન થઈ શકતો નથી. એટલે તેમાંથી મુક્ત રહેવા માટે એના જેવો બીજો મુલક કયો હોઇ શકે? હું જાતેજ એવા મકાનની તપાસ કરીશ." સ્કિબો કેસલ આ વાતચીતનું પરિણામ હતું.

મારી મા અને ભાઇના મરણથી હું દુનિયામાં એકલવાયો થઈ ગયો, ત્યારબાદ થોડાજ માસ વીત્યા પછી મારી પત્ની મારા જીવનની ભાગીદાર બની હતી. એ બનાવને આજ વીસ વરસ થઈ ગયાં છે. એને લીધે મારૂં જીવન એટલું બધું સુખમય થયું છે કે એની સંભાળવગર હું શી રીતે જીવી શકું, એ મારાથી કલ્પી પણ શકાતું નથી. હું એમ ધારતો હતો કે, એ ફર્ડિનન્ડની કસોટીમાંથી પસાર થઇ, એટલે એના સંબંધનું જે જે જાણવાનું તે હું જાણી ચૂકયો; પણ તે વખતે તો એના સપાટી ઉપરના સદ્ગુણોજ મારા લક્ષમાં આવ્યા હતા. તેમની શુદ્ધતા, પવિત્રતા અને પ્રવીણતાના ઉંડાણનું માપ હું તે વખતે કાઢી શકયો નહોતો. મારૂં જીવન પ્રવૃત્તિમય હતું અને તેનું સ્વરૂપ વખતોવખત બદલાતું જતું; તથા પાછલાં વરસોમાં હું જાહેર-પ્રવૃત્તિઓમાં વધારે ભાગ લેવા લાગ્યો હતો, છતાં એવા અનેકરંગી અને પ્રવૃત્તિમય જીવનના પ્રત્યેક અણી બાણીના પ્રસંગ વખતે અને મારા તેમજ તેણીના કુટુંબીઓ સાથેના સર્વ પ્રકારના વ્યવહારમાં, તે કાર્યોચિત દક્ષતા વાપરી સમાધાની અને શાન્તિનું સામ્રાજ્ય વર્તાવતી. એની સત્તા જ્યાં જ્યાં પહોંચી શકતી, ત્યાં ત્યાં સલાહશાન્તિ અને સૌહાર્દ્ર પ્રસરતાં. જ્યારે જ્યારે હિંમતભરેલાં પગલાં ભરવાની જરૂર પડતી, ત્યારે ત્યારે તે તેની આવશ્યકતા સમજી જઇ પોતાનો ભાગ બરાબર ભજવતી.

એ અજાતશત્રુને આખા જીવનમાં કોઇની સાથે તકરાર થઈ નથી; શાળાની સહચરીઓ સાથે પણ તેણે કોઇ દિવસ કજીઓ કર્યો નથી અને જેને

જેને તેની સાથે પ્રસંગ પડયો હશે, તેમાંના કોઇને તેણીના તરફથી અવગણના થયાની ફરિયાદ ઉઠાવવાનું લેશ પણ કારણ મળ્યું નથી. એ ઉપરથી એમ નથી સમજવાનું કે, એ માત્ર સારાં માણસનાજ સહવાસમાં રહેવાની અને નાપસંદ માણસોને સભ્યાતાપૂર્વક ખસતાં કરવાની, કાળજી નહોતી રાખતી–એ બાબતમાં એના જેવું ચીકણું–ચટવાળું બીજું કોઇ નહિ હોય; પણ કહેવાનું તાત્પર્ય એ છે કે, દ્રવ્ય, કુળ કે સામાજિક દરજ્જો, એ કશાની એના ઉપર બીલકુલ અસર થતી નહિ. બોલવાચાલવામાં તોછડાઇ વાપરવી, એ એના સ્વભાવની વિરુદ્ધની વાત છે. તેણીના વર્તનમાં સંપૂર્ણ સૌજન્યજ નજરે પડે છે; છતાં તે પોતાના વર્તનના ધોરણને નીચું ઉતારી નાખતી નથી. સૌથી ઉત્તમ ચારિત્ર્યવાળાં સ્ત્રીપુરુષોની સાથેજ તે ગાઢો સંબંધ બાંધે છે. પોતાની આસપાસનાં મનુષ્યોનું ભલું શી રીતે કરવું, તેનો વિચાર તે નિરંતર કર્યા કરે છે. અત્યારે આના કલ્યાણની યોજના ગોઠવતી હોય તો બીજી વખતે બીજાના કલ્યાણની યોજના ગોઠવતી હોય; અને સઘળી વ્યવસ્થા એવી તો વિવેકપુરઃસર હોય કે એની સાથે કામ કરનારાં છક થઇ જાય!

એની સોબતવગર પાછલાં વીસ વરસ હું કેવી રીતે પસાર કરી શકત, એની કલ્પના પણ હું કરી શકતો નથી; તેમ એના મરણબાદ જીવવાનો વિચાર પણ મને અસહ્ય લાગે છે. કુદરતના નિયમ પ્રમાણે એ વાતની મારે ધાસ્તી રાખવાની નથી; પણ મારા મરણ પછી એના ઉપર કેટલો બધો બોજો આવી પડશે? આટલી બધી બાબતો ઉપર લક્ષ આપવાનું અને જેનો નિર્ણય કરવા માટે મરદની જરૂર ,એ બધું એક અબળાને કરવાનું, એ બધાનો જ્યારે વિચાર કરૂં છું, ત્યારે મને અપાર દુઃખ થાય છે અને કેટલીક વખત મને એમ થાય છે કે, એને બદલે મારેજ દુઃખ સહન કરવાનો વારો આવે એજ વધારે સારૂં છે; પણ એને એની પુત્રીની સોબત હશે અને તેને લીધે એ ધૈર્ય ધારણ કરી શકશે. વળી માર્ગરેટને બાપના કરતાં માની વધારે જરૂર છે. અરે, દુનિયા ઉપર આપણને જે સ્વર્ગ પ્રાપ્ત થયું હોય છે, તે છોડવાની અને કોઇ અગમ્ય સ્થાને જવાની આપણને કેમ ફરજ પાડવામાં આવતી હશે ? કારણકે જેસિકાની માફક હું પણ કહી શકું તેમ છું કેઃ–

" બેસાનિયો સરળ જીવન ગાળી શકે છે એ યથોચિતજ છે; કેમકે તેને અત્યુત્તમ અર્ધાંગનારૂપી ઈશ્વરી દેણગી પ્રાપ્ત થયેલી હોવાથી આ પૃથ્વી ઉપર એને સ્વર્ગના સુખનોજ અનુભવ મળે છે."



# પ્રકરણ ૧૬ મું

## મીલો અને મીલમજુરો



ઇંગ્લાંડની મુલાકાત ઉપરથી હું જે એક મુદ્દાનો પાઠ શીખી આવ્યો તે એ હતો કે કારખાના માટે જે કાચો માલ જોઇએ તે બીજાની પાસેથી નહિ ખરીદતાં પોતાની માલકીની ખાણો-માંથી પોતેજ કાઢી લેવો; અને પાકા માલના જે જૂદા જૂદા પદાર્થો બનાવવા તે જે જે કામ માટે તૈયાર કર્યા હોય, તે માટે તરત ઉપયો-ગમાં લઈ શકાય એવા બનાવવા. એડ્ગર થૉમ્સન વર્કર્સ નામનાં કારખાનાં સ્થાપી પોલાદની રેલો બનાવવાના પ્રશ્નનો ઉકેલ કાઢ્યા બાદ અમે બીજું પગલું ભરવાનો વિચાર કરવા લાગ્યા. બીડનું લોઢું ( પીગ આયર્ન ) પૂરતા જથામાં અને નિયમિત રીતે મળતું રહેવામાં નડતી મુશીબતોને દૂર કરવા માટે અમે લોઢું ગાળવાની ભઠ્ઠીઓ ઉભી કરી. બે ભઠ્ઠીઓ અમે નવી ઉભી કરી; અને ત્રીજી ક્લોમૅન જેમાં ફસાયો હતો એ એસ્કાનેબા આર્યન કંપનીની ભઠ્ઠી ખરીદી લઇને અમે દુરસ્ત કરી લીધી હતી. હમેશાં બને છે એમ એ ભઠ્ઠી અમને નવીના જેટલી કિંમતે પરવડી, છતાં તેટલી સારી નહોતી. હલકો માલ હમેશાં મોંઘોજ પરવડે છે; પણ જો કે આ ખરીદ સીધી રીતે જોતા ભૂલભરેલી હતી, છતાં પાછળથી એ અમને બહુ લાભકારક નિવડી, કેમકે સ્પિજલ અને ફેરો–મેન્ગેનીઝ બનાવવામાટે જે નાની ભઠ્ઠી જોઇએ, તેની ગરજ એણે પૂરી પાડી હતી. અમેરિકામાં અમારી કંપની સ્પિજલ બનાવ-વામાં બીજે નંબરે હતી અને ફેરો–મેન્ગેનીઝ બનાવવામાં પહેલી અને કેટ-લાંક વરસો સુધી એકલીજ કંપની હતી. આ આવશ્યક ચીજમાટે અમારે પરદેશ ઉપર આધાર રાખવો પડતો હતો અને તેની કિંમત દર ટનના એંશી ડૉલર જેટલી આપવી પડતી હતી. અમારી ભઠ્ઠીઓના મેનેજર મિ. જુલીઅન કેનેડીએ અમને જણાવ્યું કે, જે કાચી ધાતુ હાથ લાગી હતી તેમાંથી અમારી નાની ભઠ્ઠીમાં ફેરો–મેન્ગેનીઝ બનાવી શકાય એમ છે. આ અખ્તરો કરી જોવા જેવો હતો અને કરી જોતાં પરિણામ ઘણુંજ સારૂં આવ્યું. આખા અમેરિકાને

જોઇએ, તેટલો પૂરેપૂરો જથો, અમે પૂરો પાડી શકતા અને તેની કિંમત ૮૦ ડૉલર ઉપરથી ઉતરીને ૫૦ ડૉલર જેટલી થઈ ગઇ.

વર્જીનિયાની ખાણોમાંથી નીકળતી કાચી ધાતુઓનું પૃથક્કરણ કરતાં અમને માલમ પડયું કે યૂરોપના વેપારીઓ એ કાચી ધાતુઓમાંથી ફેરો–મેન્ગેનીઝ બનાવતા અને એ ધાતુઓ બીજા ઉપયોગમાં આવે છે, એમ ખાણના માલીકોને જણાવી તમામ જથો ખરીદી લેતા. અમારી કંપનીવાળા મિ. ફ્રિપ્સે એ ખાણ ખરીદી લેવાની તજવીજ કરવા માંડી. એ ખાણના માલીકો એમાંથી મેન્ગેનીઝ કાઢી લેવા જેટલી બુદ્ધિ કે મુડી ધરાવતા નહોતા. બારીક નિરીક્ષણ કરી જોતાં જ્યારે અમારી ખાત્રી થઇ કે એ ખાણમાં મેન્ગેનીઝનું તત્ત્વ પૂરતા જથામાં હોઇ એમાં રોકેલાં નાણાંનો પૂરતો બદલો મળી શકે એમ છે, ત્યાર પછી અમે ભારે કિંમત આપી એ ખાણ ખરીદી લીધી. બધી ગોઠવણ પૂરી ઝડપથી કરવામાં આવી હતી. ખાત્રી થયા પછી એક પણ દિવસ ગુમાવ્યો નહોતો. કંપની કરતાં ભાગીદારી આવા કામ માટે વધારે સારી પડે છે. કંપનીના પ્રેસિડન્ટને ડાયરેક્ટરોની સભાની મંજુરી મેળવવી પડે છે અને એમ કરવામાં મહિનાના મહિના નીકળી જાય છે અને ત્યાર સુધીમાં તો કોઇક ઘરાક થઈ બેસે છે. ખાણના માલીકો પૈકી મિ. ડેવિસ નામનો એક ચાલાક જુવાનીઓ અમારો ભાગીદાર થયો હતો.

અમારી ભઠ્ઠીની રચનામાં સુધારાવધારા કરવાનું અમે જારી રાખ્યું હતું તેને લીધે જૂની ભઠ્ઠીના કરતાં નવી ભઠ્ઠીની રચના સુધરેલી ઢબની થતી અને આખરે એમાં કંઇ સુધારોવધારો કરવા જેવો રહ્યો નથી, એવી અમારી ખાત્રી થઇ. દર મહિને અમે પચાસ હજાર ટન બીડનું લોઢું કાઢી શકતા.

હજુ અમારી પરાધીનતા દૂર કરવા માટે એક પગલું ભરવાનું બાકી રહેતું હતું. બળતણમાટે જોઇતો ઉંચા પ્રકારનો કોલસો અમને અમુક જથામાંજ મળી શકતો; કારણ કે કૅાનેલ સ્વીલની ખાણનો વિસ્તાર મુકરર થયો હતો. અમને લાગ્યું કે, બીડને ગાળવામાટે જોઈતું બળતણ જ્યાંસુધી પૂરતા જથામાં ન મળી રહે, ત્યાંસુધી આપણું કામ આગળ ચાલવાનું નથી. આ સવાલનો બારીક અભ્યાસ કરવાથી અમારી ખાત્રી થઇ કે ફ્રિક કોક કંપનીની માલકીની ખાણ મોટા વિસ્તારવાળી હોઇ તેમાંથી નીકળતો કોલસો પણ ઉંચી જાતનો છે. વળી એ ખાણનો મેનેજર મિ. ફ્રિક પણ ખાણના વહીવટમાટે ઉંચા પ્રકારની લાયકાત ધરાવતો હતો. રેલ્વેમાં હલકા પગારના કારકુનની નોકરી ઉપરથી તે પોતાની હુંશિયારીને લીધે મોટે હોદ્દે ચઢયો હતો. ઈ. સ.

૧૮૮૨ માં અમે એ કંપનીના અડધા શેર ખરીદી લીધા અને પાછળથી બીજા કેટલાક શેર ખરીદી લઇ અમે મોટા ભાગના શૅરહોલ્ડર થયા.

હવે માત્ર 'આયર્ન સ્ટોન' પૂરો પાડવાનો સવાલ બાકી રહ્યો. એ જો અમને મળી જાય, તો યૂરોપની માત્ર બે ત્રણ કંપનીઓ જે સ્થિતિ ભોગવે છે, તે સ્થિતિએ અમો પહોંચીએ. એક વખત અમને એમ લાગ્યું હતું કે પેન્સિલ્વેનિયામાં એ ચીજ અમને હાથ લાગશે; પણ એમાં અમે ગોથું ખાઇ ગયા; અને ટાયરોન પ્રદેશની ખાણો ખોદી જોવાના અને તેમાંથી નીકળેલી કાચી ધાતુનો વાપર કરી જોવાના પ્રયોગોમાં અમારાં ઘણાં નાણાં બરબાદ ગયાં. ખાણોની સપાટી ઉપરની કાચી ધાતુ બહુ સારી જણાઇ હતી, કેમકે સેંકડો વર્ષોપર્યંતની હવાની અસરને લીધે એમાંનું અશુદ્ધ તત્ત્વ ધોવાઇ ગયું હતું અને ધાતુ લગભગ શુદ્ધ જેવી થઇ રહી હતી, પણ અમે જરા ઉંડે ઉતર્યા એટલે સઘળો 'ભરમ' ખુલ્લો થઈ ગયો.

પછી અમે અમારા રસાયણશાસ્ત્રી મિ. પ્રુસરને ડુંગરવાળા પ્રદેશમાં અમે એક ભઠ્ઠી પટ્ટે રાખી હતી, ત્યાં મોકલ્યો અને એને સૂચના આપી કે તારે લોકોને ખનિજ પદાર્થોના નમુના લાવી રજુ કરવાનું ઉત્તેજન આપવું અને એવી રીતે આવેલા સઘળા પદાર્થોનું પૃથક્કરણ કરી જોવું. એ જમાનામાં લોકોને રસાયણશાસ્ત્રીની એટલી બધી બીક લાગતી કે પ્રયોગશાળામાં પોતાની મદદમાં જે એક-બે નોકર જોઇએ, તે એ મોટી મુશીબતે મેળવી શકયો હતો; કેમકે એક શક પડતા દેખાવવાળા યંત્રની મદદથી અમુક પથ્થરમાં કયાં કયાં તત્ત્વો રહેલાં છે, તે એ કહી શકતો. તે ઉપરથી લોકો એમ ધારતા કે એને આસુરી સત્ત્વોસાથે અયોગ્ય સંબંધ છે. મને એમ યાદ છે કે અમારે ઘણું કરીને એને માટે પિટ્સબર્ગથી માણસ મોકલી આપવો પડયો હતો. એક દિવસ એણે એક જાતની કાચી ધાતુ કે જેમાં બીલકુલ ફૉસ્ફરસ નહોતો એના પૃથક્કરણનો રિપોર્ટ અમારી ઉપર મોકલી આપ્યો. એ કાચી ધાતુ બેસિમરના પોલાદની બનાવટમાટે સર્વ રીતે યોગ્ય હતી. આવી શોધે અમારૂં ધ્યાન એકદમ ખેંચ્યુ. આ મીલ્કતનો માલીક પેન્સિલ્વેનિયાના સેન્ટર પરગણાની સરહદમાં આવેલી સાત હજાર એકરની ફળદ્રુપ જમીનની માલકી ધરાવનારો મોઝીસ થૉમ્સન નામનો તવંગર જમીનદાર હતો. જે ક્ષેત્રમાંથી એ કાચી ધાતુ નીકળી હતી, તે સ્થળ ઉપરજ અમે એની સાથે વાતચીત કરવામાટે ભેગા થયા. અમને તપાસ ઉપરથી એમ માલમ પડયું કે એ ખાણમાંથી નીકળેલી કાચી ધાતુ અગાઉ ચારકોલ (કોયલા)ના બળતણવડે ચલાવેલી ભઠ્ઠીમાટે ઉપયોગમાં લેવામાં આવી હતી, પણ તે વખતે એ ધાતુ

સારી જાતની ગણાતી નહોતી; એનું કારણ કદાચ એવું હશે કે એ કાચી ધાતુ પ્રમાણમાં વધારે શુદ્ધ હોવાથી બીજી હલકી જાતની કાચી ધાતુ ઓગાળવા માટે જેટલું મિશ્રણ વપરાતું તેટલુંજ એમાં વાપરવાથી ભઠ્ઠી બરાબર કામ આપતી નહિ હોય. એ ધાતુ એટલી બધી સારી હતી કે તે દિવસોમાં એ નકામી ગણી કાઢવામાં આવી હતી.

આખરે એ ખાણુ છ માસ સુધીમાં ખરીદી લેવાનો અમે હક મેળવ્યો અને એની બારીક તપાસ કરવા માંડી. અમે એ ટેકરીની બાજુઓ ઉપર પચાસ પચાસ ફીટને છેટે ઉભી લીટીઓ દોરી અને પછી સો સો ફીટને અંતરે આડી લીટીઓ દોરી; પછી એ લીટીઓ જ્યાં આગળ એકબીજાને છેદતી હતી ત્યાં ખાડા ખોદ્યા. એવા એકંદર એંશી ખાડા અમે ખોદાવ્યા હશે. પછી અમુક અમુક ઉંડાઇએથી નીકળતી કાચી ધાતુ અમે પૃથક્કરણની ક્રિયા મારફતે તપાસી જોઇ. એ રીતે ખાણુની કિંમતના લાખ ડૉલર આપવાની મુદત પાકી ત્યાંસુધીમાં એ ટેકરીની ખરી સ્થિતિનો અમને પૂરેપૂરો ખ્યાલ આવી ગયો. અમે વકી રાખી હતી, તે કરતાં વધારે સારૂં પરિણામ આવ્યું. મારા પિત્રાઇ ભાઈ અને ભાગીદાર મિ. લૅાડરની હિકમતને લીધે એ ખાણુને ખોદવાનું અને ખનિજ પદાર્થને ધોવાનું ખર્ચ ઘણુંજ ઓછું આવ્યું અને આ ખાણુમાંથી નીકળેલી 'સ્કૅાશિયા ઓર' નામની કાચી ધાતુએ અમારી પાછલી ખોટનો ખાડો પૂરી નાખ્યો. તેણે પોતાની પાછળ થયેલું સઘળું ખર્ચ કાઢયું અને ઉપરાંતમાં સારો નફો અપાવ્યો. આ બાબતમાં તો અમે પરાભવના મોંમાંથી વિજય પડાવી લીધો. રસાયણશાસ્ત્રી અમારો માર્ગદર્શક હોવાથી, અમે સહીસલામત રીતે આગળ પગલાં ભરી શકતા. આ ઉપરથી જણાશે કે, અમે કાચો માલ મેળવી લેવાનો નિશ્ચય કર્યો હતો અને તેને માટે ચોક્કસ પ્રયાસ આદરી રહ્યા હતા.

અમે ગુમાવ્યું પણ ખરૂં અને સંપાદન પણ કર્યું; પણ ધંધામાં પડેલા માણસો કેટલીક વખત માંડમાંડજ બચી જવા પામે છે.એક દિવસ મીલમાંથી નીકળી મિ૦ ફિપ્સની સાથે ઘેર જતાં અમે પિટ્સબર્ગની નેશનલ ટ્રસ્ટ કંપનીની પૅનસ્ટ્રીટ મધ્યેની ઑફીસ આગળ થઇને પસાર થતા હતા, તેવામાં બારી ઉપર 'શૅર ધરાવનારા જાતે જવાબદાર છે' એવા મોટા સોનેરી અક્ષરોવાળું પાટીઉં મારા જોવામાં આવ્યું. તેજ દિવસે સવારમાં અમારી પેઢીનું સરવૈયું વાંચતાં મીલ્કતના આસનમાં 'નેશનલ ટ્રસ્ટ કંપની' ના વીસ શૅર બતાવવામાં આવેલા મારા જોવામાં આવ્યા હતા. મેં ડરીને કહ્યું:-' જો આપણા શૅર આજ કંપનીના હોય તો આજ બપોરે ઑફીસમાં જતા પહેલાં એ શૅર વેચી

નાખવાની તજવીજ કરજો.'

એને એટલી બધી ઉતાવળ કરવાની અગત્ય સમજાઇ નહિ પણ પ્રસંગ મળતાં વેચી નંખાશે એમ એણે જણાવ્યું.

મેં કહ્યું:—'નહિ હૅરી, મહેરબાની કરીને એ શૅર તરતજ ફટકારી મારજે.'

એણે તેમ કરી એ શૅર ખરીદનારના નામ ઉપર ચઢાવી આપ્યા. અમે ખરેખરા ભાગ્યશાળી હતા, કેમકે થોડીજ મુદતમાં એ બેંકે મોટી ખોટસાથે દેવાળું કાઢ્યું. મારો પિત્રાઇ ભાઇ મિ. મોરિસ ખુવાર થયેલા શૅરહોલ્ડરો પૈકીનો એક હતો. બીજા ઘણાની એવી દશા થઇ હતી. વખત ભડકાટનો હતો અને નેશનલ ટ્રસ્ટ કંપનીના તમામ દેવામાટે અમે સઘળા જાતે જવાબદાર હોત તો અમારી આબરૂને મોટો ધોકો પહોંચત. અમે થોડામાંજ બચી ગયા હતા. આ ઉપરથી અમને જે ધડો મળ્યો તે અમે કદી ભૂલ્યા નહોતા. ધંધાના સંબંધમાં સંગીન નિયમ એ છે કે તમારી પાસે જો છત હોય તો મફત પૈસા આપી દેવા, પણ તમારૂં નામ કોઈ દિવસ આપતા નહિ—લોન ઉપર કોઇ દિવસ સહી કરી આપવી નહિ તેમ જાત—જવાબદારીવાળી કોઇ સંસ્થાના સભાસદ કે શૅરહોલ્ડર થવું નહિ. થોડા હજાર ડૉલરની રકમ નજીવી જેવી જણાય છે—હા, એ નજીવી છે ખરી, પણ તેનામાં ધડાકો કરવાની જબરી શક્તિ રહેલી હોય છે. અમે માત્ર વીસજ શૅર ખરીદ્યા હતા (અને તેની કિંમત બે હજાર ડૉલર હતી) અને તે પણ કેટલાક મિત્રોના પોતાની કંપનીના શૅરહોલ્ડરોના લીસ્ટમાં અમારૂં નામ દેખાડવાના આગ્રહને માન આપવા ખાતર ખરીદ્યા હતા!

નજદીકના ભવિષ્યમાં લોખંડનું સ્થાન પોલાદ લઇ લેશે, એ અમને સ્પષ્ટ સમજાયું હતું. અમારા કિસ્ટોન બ્રિજ વર્કસના કારખાનામાં પણ લોખંડને બદલે પોલાદ વધારે અને વધારે પ્રમાણમાં વપરાતું હતું. લોખંડનું સામ્રાજ્ય નષ્ટ થઇ પોલાદનું સામ્રાજ્ય જામવા લાગ્યું હતું અને અમે તેના ઉપર વધારે અને વધારે આધાર રાખતા થયા હતા.

ઈ૦ સ૦ ૧૮૮૬ માં અમે એડ્ગર થૉમ્સન મીલ્સના પડખામાં સઘળા આકારની પોલાદની ચીજો બનાવવાનું નવું કારખાનું ઉભું કરવાનું લગભગ નક્કી કર્યું હતું, એટલામાં અમને ભાળ મળી કે, પિટ્સબર્ગના જે મુખ્ય કારખાનાવાળાઓએ એકત્ર થઇ હોમસ્ટેડમાં પોલાદ બનાવવાની મીલો બાંધી હતી, તે પોતાની એ મીલો અમને વેચાણ આપવા ખુશી છે.

એ મંડળીના ભાગીદારોએ પોતપોતાની મીલો માટે જે પોલાદ જોઇતું

હતું તેનો પૂરતો જથો પોતાને મળી શકે એવા ઇરાદાથી શરૂઆતમાં આ મીલો બાંધવાની યોજના કરી હતી; પણ તે વખતે પોલાદની રેલો બનાવવાના હુન્નર-માં વધારે નફો પરવડતો હોવાથી, તેઓ પોતાની મૂળ યોજનામાં ફેરફાર કરી પોલાદની રેલો બનાવવાની મીલ બાંધવા લલચાયા હતા. જ્યાંસુધી ભાવ ટકી રહ્યા, ત્યાંસુધી તો એ લોકો રેલો બનાવી શક્યા, પણ એ મીલોની રચના એ કાર્યમાટે જોઇએ તેવી નહોતી, એટલે તેમાં બીડનું લોઢું ઉત્પન્ન કરવામાટે જોઇતી ભઠ્ઠીઓની જોગવાઇ કરવામાં આવી નહોતી, તેમ બળતણ પૂરૂં પાડવા-માટે જોઇતી કોલસાની ખાણો પણ ખરીદવામાં આવી નહોતી. એ બધાં કારણોને લીધે એ મીલો અમારી સાથેની હરિફાઇમાં ટકી શકતી નહિ.

આ મીલો ખરીદી લેવામાં અમને લાભ હતો. મને લાગ્યું કે, એ લોકોની સાથે ભાંજગડ કરવાનો એકજ માર્ગ છે અને તે એ કે એમની કંપની કાર્નેગી બ્રધર્સ અને કંપની સાથે જોડી દેવી. અમે સરખાપણાના ધોરણે તેમ કરવા ઇચ્છા બતાવી, એટલે કે એમણે એ ધંધામાં જેટલા ડૉલર રોકયા હતા તેટલા અમારા રોકાણની સાથે ગણત્રીમાં લેવા. આ ધોરણે ભાંજગડનો તરતજ અંત આવ્યો અને સઘળું નક્કી થયું; પણ જે ભાગીદારોને પોતાના હિસ્સાનાં નાણાં રોકડાં જોઇતાં હોય, તેમને તેમ ચુકવી આપવા અમે ખુશી બતાવી. અમારા સદ્ભાગ્યે મિ. જ્યૉર્જ સિંગર સિવાયના તમામ ભાગીદારોએ રોકડા દામ લઇ છૂટા થવાનું પસંદ કર્યું. મિ. જ્યૉર્જ સિંગરના કાયમ રહેવાથી અમને બન્નેને સંતોષ થયો. મિ. સિંગરે પાછળથી અમને કહ્યું કે, મેં એના ભાગીદારોસમક્ષ જે દરખાસ્ત મૂકી હતી, તેનો શો જવાબ આપવો, તે એ લોકોને મોટી વાત થઈ પડી હતી. એ લોકોને ફસાઈ પડવાની મોટી ધાસ્તી હતી, પણ મેં જ્યારે તેમની મુડીને પણ અમારા જેટલીજ કિંમતની ગણવાની દરખાસ્ત રજુ કરી, એટલે કે એમના રોકાણના પ્રત્યેક ડૉલરને અમારા રોકાણના પ્રત્યેક ડૉલરના જેટલાજ ભાવનો ગણવાનું અને નફાનો ભાવ નહિ ચઢાવવાનું કબૂલ કર્યું, એટલે એમને કંઇપણ બોલવાપણું ન રહ્યું.

આ ખરીદને લીધે અમારી બધી કંપનીઓના બંધારણમાં ફેરફાર કરવો પડયો. હોમસ્ટેડ મીલ્સ ચલાવવામાટે ઇ૦ સ૦ ૧૮૮૬ માં કાર્નેગી ફિપ્સ અને કંપનીના નામની નવી કંપની ગોઠવવામાં આવી. વિલ્સન વૉકર અને કંપની કાર્નેગી ફિપ્સ અને કંપનીમાં ભેળવી દેવામાં આવી અને મિ. વૉકરને તેનો પ્રમુખ નિમવામાં આવ્યો. મારો ભાઇ કાર્નેગી બ્રધર્સ અને કંપનીનો પ્રમુખ અને બધાનો અગ્રેસર થયો. હોમસ્ટેડ મીલ્સમાં જે માલ નીકળે, તેના જૂદા જૂદા ઘાટના પદાર્થો બનાવવા માટે બીવર ફૉલ્સ આગળ હાર્ટમૅન સ્ટીલ

વર્ક્સ નામનું નવું કારખાનું સ્થાપવામાં આવ્યું. એ રીતે અમે તારની ચુંકથી માંડીને વીસ ઇંચની પહોળાઈના ગર્ડર સુદ્ધાં પોલાદની તમામ ચીજો બનાવતા થયા; અને હવે અમે બીજા કોઈ નવા ક્ષેત્રમાં દાખલ થઈશું એ સંભવિત લાગતું નહોતું.

૧૮૮૮થી ૧૮૯૭ સુધીના દશકામાં અમારાં કારખાનાંની ખીલવણી કેટલી થઇ હતી, તેનું નિરૂપણ કરવું અસ્થાને નહિ ગણાય. ઇ૦ સ૦ ૧૮૮૮ માં અમે બે કરોડ ડૉલર રોકયા હતા; ઈ૦ સ૦ ૧૮૯૭મા એ મુડી વધીને બમણા કરતાં વધારે ( સાડા ચાર કરોડની ) થઇ હતી. ૧૮૮૮માં અમે વરસ દહાડે છ લાખ ટન બીડ ( પીગ આયર્ન )કાઢતા; તે ત્રમણું થયું હતું—અમે લગભગ વીસ લાખ ટન કાઢી શકતા. લોખંડ અને પોલાદ મળી અમે ૧૮૮૮માં દરરોજ લગભગ ૨૦૦૦ ટન કાઢતા, તે વધીને ૬૦૦૦ ટનથી વધારે થયું હતું. અમારા કોલસા શુદ્ધ કરવાનાં કોક વર્ક્સમાં આશરે ૫૦૦૦ ચુલા હતા અને અમે ૬૦૦૦ ટન કોલસા કાઢી શકતા તે વધીને ચુલાની સંખ્યા ત્રમણી અને ટનની સંખ્યા દરરોજની ૧૮૦૦૦ની થઈ હતી. ૧૮૯૭માં અમારી ફ્રિક કોક કંપનીની કોલસાની ખાણોનું ક્ષેત્રફળ ૪૨૦૦૦ એકરનું હતું એટલે કે એનો વિસ્તાર કોનેલસ્વિલની ખાણના ડ્ડ્ કરતાં વધારે હતો. હવે પછીનાં દશ વર્ષમાં થનારો વધારો પણ એટલી ઝડપે થયાં જશે. આ એક સ્વીકૃત પક્ષતરીકે ગણી લેવાય કે અમેરિકા જેવા સુધારા વધારામાં આગળ પડતા અને આબાદ થતા જતા દેશમાં જે સંસ્થાની ખીલવણી થતી અટકી પડે, તેની પડતીની શરૂઆત થઈ ચૂકી એમ માનવું.

એક ટન પોલાદ બનાવવા માટે ૧।। ટન આયર્ન સ્ટોન ખાણમાંથી ખોદીને બહાર કાઢવો પડે અને આગગાડીમારફતે ૧૦૦ માઇલ દૂર સરોવરો આગળ લઇ જવો પડે, ત્યાંથી હોડીઓ કે આગબોટમારફતે સેંકડો માઇલ દૂર લઈ જવો પડે, ત્યાંથી પાછો ડબ્બામાં ભરી રેલ્વેમાર્ગે ૧૫૦ માઇલ દૂર પિટસબર્ગ લઇ જવો પડે; ૧।। ટન કોલસો ખાણમાંથી ખોદી કાઢવો પડે અને તેને શુદ્ધ કરી 'કોક' બનાવી રેલમારફતે ૫૦ ઉપરાંત માઇલ દૂર લઇ જવો પડે; અને એક ટન મરડીઓ ખાણમાંથી ખોદી ૧૫૦ માઇલ દૂર પિટસબર્ગ લઈ જવો પડે. આ સંજોગોમાં પોલાદ બનાવી બે સેન્ટના ત્રણ રતલને ભાવે શી રીતે વેચી શકાય ? આ વાત મારા પણ માન્યામાં નહોતી આવતી અને ચમત્કારિક લાગતી, પણ એ વાત ચોક્કસ રીતે ખરી છે.

આજસુધી અમેરિકામાં પોલાદ બધા દેશો કરતાં મોંઘું પડતું તે હવે ત્યાં સૌથી સસ્તું પડશે. કયારનુંય બેલફાસ્ટના વહાણ બનાવવાનાં કારખાનાંમાં

આપણું પોલાદ ખરીદાવા લાગ્યું છે. એ તો માત્ર શરૂઆત છે. અમેરિકામાં મજુરી વધારે મોંઘી છે, તેમ છતાં, હાલના સંજોગોમાં ત્યાં પોલાદ બીજા દેશોના જેટલું સસ્તું પરવડી શકે છે. માલ ઉત્પન્ન કરવાના ક્ષેત્રમાં જે મજુરી સૌથી મોંઘી હોય છે, તે સૌથી સસ્તી પરવડે છે; પણ તે મજુરી ઐચ્છિક, સંતુષ્ટ, ઉત્સાહપૂર્ણ અને મહેનતના બદલામાં પૂરતો બદલો મેળવનારી હોવી જોઇએ; (અર્થાત્ તેની મહેનતની કદર થવી જોઇએ) આ બાબતમાં અમેરિકા(આગળ પડતું છે)ની આગેવાની છે. દુનિયાનાં બજારોમાં હરિફાઇ કરવામાં અમેરિકાને જે એક ખાસ અનુકૂળતા છે તે એ છે કે ત્યાંના માલ બનાવનારાઓ સૌથી સુંદર સ્વદેશનું બજાર ધરાવે છે. મુડીનું જે રોકાણ થયું હોય તેનો બદલો સ્વદેશના બજારમાંથી મળી રહેશે, એવી એમને ખાત્રી હોય છે; અને સ્વદેશની ખપત ઉપરાંત જેટલો વધારે માલ તે ઉત્પન્ન કરે, તેની કિંમત તેની પાછળ તેને થયેલા ખર્ચ કરતાં કદાચ વધારે ન ઉપજે, તોપણ ઓછી તો નજ ઉપજે. માત્ર સઘળા ખર્ચ પૈકી જેટલો ફાળો, પરદેશ ચઢાવેલા માલને માથે આવે, તેટલું ખર્ચ તેની કિંમતમાં ચઢાવી લેવું જોઇએ. કારખાનામાં બનતા માલ મુકરર થયેલાં ધોરણ મુજબના નીકળતા હોય તો, જે દેશમાં બનતો સઘળો માલ સ્વદેશનાજ બજારમાં પૂરેપૂરો ખપી જતો હોય, તે તરતજ પરદેશી માલના ઉપર સરસાઈ ભોગવી શકે છે; અર્થાત્ પરદેશના બજારમાં તે પોતાના માલને સસ્તો વેચી શકે છે.

•





# પ્રકરણ ૧૭ મું

## હોમસ્ટેડના મજુરોની હડતાળ



આ પ્રસંગે મારે જણાવવું જોઇએ કે ઇ૦ સ૦ ૧૮૯૨ ના જુલાઇની ૧ લી તારીખે, હું સ્કૉટલૅન્ડમાં હતો તે દરમિયાન, અમારા મજુરો સાથે ગંભીર પ્રકારની તકરાર ઉપસ્થિત થઇ. અમારી આખી કાર્કિર્દી દરમિયાન ગંભીર પ્રકારની તકરાર એ એકલીજ હતી. છવ્વીસ વર્ષસુધી મજુરો સાથેના સંબંધ ઉપર મારી સીધી દેખરેખ હતી અને તે મુદતદરમિયાન અમારી વચ્ચેનો સંબંધ સંપૂર્ણ રીતે સંતોષકારક હોવા બદલ હું ગર્વ ધારણ કરૂં છું. ' ન્યુયૉર્ક હૅરોલ્ડ ' માં એક ખબરપત્રીએ એમ છપાવ્યું હતું કે હોમસ્ટેડવાળી હડતાળ વખતે મારા ભાગીદારોની મદદે દોડી આવવાને બદલે હું પરદેશ ખાતે પડી રહ્યો હતો, તેના જવાબમાં મારા મુખ્ય ભાગીદાર મિ. ફ્રિપ્સે પોતાના ઇ૦સ૦ ૧૯૦૪ ના જાન્યુઆરીની ૩૦ મીના કાગળમાં મને જે એક પ્રકારની મુબારકબાદી આપી હતી, તેને માટે હું માનું છું કે હું સંપૂર્ણ રીતે પાત્ર છું.એ કાગળમાં એમ જણાવવામાં આવ્યું હતું કે ' મજુરોની માગણીઓ ગમે એટલી ગેરવાજબી હોય, છતાં તે કબૂલ રાખવા તરફ મારૂં વલણ હમેશાં રહે છે, ' તેને લીધે મારા એક બે ભાગીદારો મને પાછો આવેલો જોવા ઇચ્છતા નહોતા.*

---

* આખો કાગળ નીચે મુજબનો છેઃ-

સવાલઃ- " એમ કહેવામાં આવ્યું છે કે હોમસ્ટેડની હડતાળ જે વખતે પૂરજોસમાં ચાલુ હતી, તે વખતે સ્કૉટલૅન્ડથી પાછા ફરી અમેરિકા ખાતે નહિ આવવામાં અને હડતાળના સ્થાન ઉપર હાજર નહિ રહેવામાં મિ૦ કાર્નેગી એક બાયલો માણસ વર્તે એમ વર્ત્યા હતા."

જવાબ :- " મિ૦ કાર્નેગીને હોમસ્ટેડના રમખાણની ખબર મળી કે તરતજ એમણે તારથી જણાવ્યું કે હું પહેલીજ આગબોટમારફતે અમેરિકા આવું છું; પણ એમના ભાગીદારો એવો અભિપ્રાય ધરાવતા હતા કે કંપનીના હિતની ખાતર, એ સ્થાન ઉપર હાજર ન હોય, એજ સારૂં છે, તેથી કરીને તેમણે તેમને જણાવ્યું કે, મહેરબાની કરીને આવશો

પોતાની અને પોતાના માણસોની વચ્ચે સદ્ભાવ રહેવા બદલ પોતાને જે સંતોષરૂપી બદલો મળી રહે છે, તેને ગણત્રીમાં નહિ લેતાં, માત્ર આર્થિક પરિણામની દૃષ્ટિથી વિચાર કરતાં પણ, હું એમ માનું છું કે, પગારમાં વધારો કરી આપવાથી, મજુરો પોતાના માલીકોને–શેઠોને સન્માન આપતા, સંતોષી અને સુખી થાય, એ નાણાં વ્યાજે મૂકવાનો અને સારાં ડિવિડન્ડ–વ્યાજ ઉપજાવવાનો એક ઉત્તમ માર્ગ છે.

બૅસિમરની ઉઘાડા ચુલા વાપરવાની તેમ બીજી કેટલીક શોધોને લીધે પોલાદ બનાવવાની રીતમાં જબરી ઉથલપાથલ થઇ હતી. આજસુધી વપરાતી યંત્રસામગ્રી નિરુપયોગી થઇ પડી હતી અને એ વાતની સમજણ પડવાથી અમારી કંપનીએ હોમસ્ટેડવાળી મીલોમાં સુધારાવધારા કરવામાં લાખો ડૉલર ખર્ચી નાખ્યા હતા. નવાં યંત્રના વાપરથી અગાઉના કરતાં સાઠ ટકા વધારે પોલાદ તૈયાર થતું. એ મીલોમાં કામ કરનારા કેટલાક મજુરોને–કારીગરોને કામ ઉપર પગાર આપવામાં આવતો, એટલે અમુક ટન વજનનું પોલાદ કાઢી આપે તેને અમુક રકમ મહેનતાણા બદલ આપવી, એવો વહીવટ હતો; એવા ત્રણસેં માણસો ત્રણ વરસની બાંધણીથી કામ કરતા હતા. તેમાં છેલ્લા વર્ષના કેટલાક ભાગદરમિયાન નવાં યંત્રથી કામ લેવામાં આવ્યું હતું. આ પ્રમાણે કંટ્રાકટની મુદત પુરી થતા અગાઉ તેમની કમાણીમાં સાઠ ટકાનો વધારો થયો હતો.

હવે નવી મુદત માટેની જે ગોઠવણ કરવાની, તેમાં તેમને એ સાઠ ટકામાંનો અડધો હિસ્સો આપવાની અમારી કંપનીએ ઇચ્છા દર્શાવી. એટલે કે એમને અગાઉના કરતાં ત્રીસ ટકા વધારે મહેનતાણું મળે અને બાકીના ત્રીસ ટકા કંપનીએ નવાં નાણાં રોક્યાં તે બદલ કંપનીને મળે. મજુરોને માથે કામનો બોજો અગાઉના કરતાં વધારે પડવાનો નહોતો, કેમકે વધારાનું કામ સુધરેલી ઢબનાં યંત્રોના વાપરથી થવાનું હતું; એટલે આ વ્યવસ્થા ન્યાયપુરઃસર હતી, એટલુંજ નહિ પણ ઉદારતાભરેલી હતી અને બીજા સંજોગોમાં મજુરો પણ ઉપકારસાથે કબૂલ કરે એવી હતી: પણ કંપનીએ તે અરસામાં યુનાઇટેડસ્ટેટ્સની સરકારને માટે બખ્તર તૈયાર કરી આપવાનું માથે લીધું હતું અને તે તાકીદે તૈયાર કરી આપવાનાં હતાં. વળી તેણે ચિકાગોના પ્રદર્શન–

---

નહિ. મજુરોની માગણીઓ ગમે એટલી ગેરવાજબી હોય છતાં, તે કબૂલ રાખવાના એમના સ્વભાવથી એ પૂરેપૂરા વાકેફગાર હતા. કંપનીમાં હિત ધરાવનાર કોઇ પણ માણસે તેમની ગેરહાજરીબદલ ફર્યાદ ઉઠાવી હોય એમ બન્યું નથી; પણ ઉલટું મામલાનો નિકાલ પોતાની મરજી મુજબ કરવાની છુટ મળ્યા બદલ સઘળા ભાગીદારો ખુશી થયા હતા.”

માટે સરસામાન તૈયાર કરી આપવાનો કંટ્રાકટ પણ રાખ્યો હતો. મજુરોના કેટલાક અગ્રણીઓ આ વાત જાણતા હતા, તેથી કંપનીને આપણી માગણી કબૂલ રાખ્યા સિવાય છૂટકો નથી, એમ માની તેમણે પૂરેપૂરા સાઠ ટકાનો લાભ પોતાને મળવાની હઠ પકડી. કંપની આ માગણી કબૂલ રાખી શકી નહિ; અને આવી રીતે છાતી સામી પિસ્તોલ ધરી 'ચાલ, ધરી દે' જેવી માગણી તેનાથી કબૂલ રાખી શકાયજ નહિ. એ માગણી નાકબૂલ કરવામાં તેણે વાજબીજ કર્યું હતું. હું ત્યાં હાજર હોત તો હું પણ એવી ધમકીને કદી તાબે થાત નહિ.

આટલે સુધી તો બધી વાત પાંસરી હતી. માણસો સાથેના મતભેદના પ્રસંગો વખતે મેં આજસુધી એવી રીત રાખી હતી કે હું ધીરજથી રાહ જોઈ બેસી રહેતો, તેમને સમજાવી ઠેકાણે લાવવાની તથા તેમની માગણીઓ ગેરવાજબી છે એવી એમની ખાત્રી કરી આપવાની કોશીશ કરતો; પણ તેમની જગ્યાએ નવા માણસોને હું કદી દાખલ કરતો:નહિ.આ પ્રસંગે જે માણસોને આ કજીયાસાથે લેવાદેવા નહોતી, એવા બીજા ત્રણ હજાર મજુરોએ સુપરિન્ટેન્ડન્ટને ખાત્રી આપી હતી કે એમનું કામ અમે કરી લઇશું અને કારખાનાનું કામ અટકી પડવા દઇશું નહિ. એ ૨૧૮ માણસોએ પોતાનું મંડળ સ્થાપ્યું હતું અને તેમાં પોલાદને ગરમ કરનારા અને ટીપનારા માણસો સિવાય બીજાને દાખલ કરતા નહિ, તેથી તેમને ખસતા કરવા બાકીના માણસો બહુ ઈંતેજારી બતાવતા.

મારા ભાગીદારોએ એ સુપરિન્ટેન્ડન્ટના કહેવા ઉપર ભરોંસો રાખી ભૂલથાપ ખાધી અને એને મજુરોએ થાપ દીધી. એ હાલમાંજ હલકી નોકરી ઉપરથી એ હોદ્દા ઉપર નિમાયો હતો અને તેથી એને આવી વાતોનો બહુ અનુભવ નહોતો. મંડળવાળા માણસોની માગણી ગેરવાજબી હતી અને મંડળ બહારના ત્રણ હજાર માણસો પણ એમની માગણી ગેરવાજબી હોવાનો અભિપ્રાય દર્શાવતા હતા. એ ઉપરથી સ્વાભાવિકરીતેજ એણે એમ માની લીધું કે, મક્કમ રહેવાથી કોઇ જાતનું ધાધલ જાગશે નહિ અને પેલા માણસો વચન આપ્યા મુજબ એ માણસોનું કામ કરી લેશે. એ ત્રણ હજાર માણસો પૈકીના ઘણા માણસો પેલા ૨૧૮ માણસોની જગ્યાએ દાખલ થવા તત્પર હતા—અર્થાત્ મને તો એમ જણાવવામાં આવ્યું હતું.

પાછળ દૃષ્ટિ નાખતાં કંપનીએ કારખાનું ચાલુ કરવાનું પગલું ભર્યું એ તેની ગંભીર પ્રકારની ભૂલ હતી એમ કહેવું એ સહેલું છે. કંપનીએ જે કંઇ કરવાનું હતું તે માણસોને આ પ્રમાણે કહી દેવાનું હતું:—" આ એક મજુરીને

લગતી તકરાર છે અને તેનો તમોએ આપસઆપસમાં નિકાલ કરવો જોઇએ. કંપનીએ તમારી સાથે બહુજ ઉદારતાથી વર્તવાની ઇચ્છા દર્શાવી છે. જ્યારે એ તકરારનો નિકાલ થશે, ત્યારેજ કારખાનું ચાલતું કરવામાં આવશે. દરમિયાન તમારી જગ્યાઓ તમારે માટે ખુલ્લી છે." અગર તો સુપરિન્ટેન્ડન્ટે પેલા ત્રણ હજાર માણસોને એમ કહેવું જોઈતું હતું કે 'ઠીક છે, જો તમારી મરજી હોય, તો આવો અને અમારા રક્ષણસિવાય કારખાનું ચલાવો.' એ રીતે તેમના રક્ષણની જવાબદારી તેમને માથેજ નાખવી હતી—ત્રણ હજાર વિરુદ્ધ ૨૧૮; એમ કરવાને બદલે ૨૧૮ માણસોનાથી ત્રણ હજાર માણસોનું રક્ષણ કરવા માટે શેરિફ( કોટવાળ )ને પોલીસના માણસો સાથે હાજર રાખવાનું સલાહ-ભરેલું ગણવામાં આવ્યું હતું. ( કદાચ સરકારી અમલદારોએ સાવચેતીના પગલા તરીકે એમ કર્યું હોય એ પણ સંભવિત છે. ) મંડળના અગ્રેસરો ઝનુની અને તોફાની માણસો હતા. તેમની પાસે બંદુકો અને પિસ્તોલો હતી અને તરતજ પૂરવાર થયું તેમ, પેલા ત્રણ હજાર માણસોને ડરાવી પાછા હાંકી કાઢવામાં તેઓ ફાવ્યા.

અમે અમારા વર્તનમાટે જે લેખી નિયમો મુકરર કર્યા હતા, તે હું આ સ્થળે ટાંકી બતાવું છું. "મારો અભિપ્રાય એવો છે કે, કોઇપણ કારખાનાના માણસો કામ કરતા અટકવા માગતા હોય, તો તેમને તેમ કરવા દેવામાં કંપની કોઇ જાતનો અંતરાય નાખશે નહિ, તેમની સાથે છૂટથી મસલત ચલાવશે અને તેઓ પાછા કામ ઉપર ચઢવાનો ઠરાવ કરે, ત્યાંસુધી ધીરજથી રાહ જોઇ બેસી રહેશે; પણ નવા માણસોને અજમાવી જોવાનો કદીપણ વિચાર કરશે નહિ, એવો કંપનીનો નિશ્ચય છે, એમ તેમને જણાવી દેવું જોઇએ." સારા માણસો અને કુશળ કારીગરો,ધંધો ખોળતા રસ્તામાં ભટકતા ફરતા નથી.સામાન્ય રીતે જેઓ ઓછી આવડતવાળા હોય છે તેજ આળસુ કે નિરુદ્યમી હોય છે. અમારે જે જાતના માણસોનો ખપ પડતો, તેમને ધંધાની મંદીના વખતમાં પણ અમે કામ ઉપરથી છૂટા કરતા નહિ. હાલના ગુંચવણભરેલી યંત્ર-સામગ્રીવાળા પોલાદના કારખાનાને સારી રીતે ચલાવવા માટે નવા માણસો મેળવવાનું કામ મુશ્કેલ છે. નવા માણસોને દાખલ કરવાની કોશીશ થતાં જે જૂના ત્રણ હજાર માણસો કામ કરવા તત્પર હતા, તેઓ અમારા કાર્યને ટેકો આપવામાં શિથિલ વૃત્તિવાળા થયા; કેમકે એટલું તો ચોક્કસ છે કે, નવા માણસોને દાખલ કરવાનો વહીવટ મજુરવર્ગને કોઈ દિવસ પસંદ પડેજ નહિ અને એમાં એમનો દોષ કોણ કાઢી શકે?

તેમ છતાં હું જો ઘર આગળ હોત, તો જૂનાં માણસોએ વચન આપ્યું

હતું તે મુજબ કામ કરી લેવા તેઓ તત્પર છે કે કેમ, તેની પરીક્ષા કરી જોવા માટે, સુપરિન્ટેન્ડન્ટની ઇચ્છા મુજબ હું પણ કારખાનું ઉઘાડવાનું કબૂલ કરત; પણ એટલું લક્ષમાં લેવાનું છે કે, મારા ભાગીદારોએ પ્રથમ જે કારખાનું ઉઘાડ્યું તે નવા માણસોને દાખલ કરવાની ધારણાથી ઉઘાડ્યું નહોતું. ઉલટું, અમારા જૂના હજારો માણસોની માગણી ઉપરથીજ તેમ કરવામાં આવ્યું હતું. આ એક મહત્ત્વનો મુદ્દો છે. સુપરિન્ટેન્ડન્ટની ભલામણ મુજબની અજમાયેશ કરી જોવામાં મારા ભાગીદારો કોઇ રીતે દોષને પાત્ર નહોતા. નવા માણસોને કોઇ દિવસ દાખલ કરવા નહિ, પણ જૂના માણસોના પાછા ફરવાની રાહ જોવી, એ નિયમનું હજુસુધી તો ઉલ્લંઘન કરવામાં આવ્યું નહોતું. હવે હડતાળીઆઓએ શેરિફના માણસો ઉપર ગોળીઓ છોડી, ત્યાર પછી બીજી વખત કારખાનું ઉઘાડ્યું તેના સંબંધમાં પણ પાછળ નજર ફેંકીને એમ કહેવું સહેલું છે કે 'જૂના માણસો પાછા કામે ચઢવાનો ઠરાવ કરે, ત્યાંસુધી કારખાનું બંધ રાખ્યું હોત તો કેવું સારૂં?' પણ એટલામાં તો પેન્સિલ્વેનિયાના ગવર્નરે બાર હજાર સૈનિકોસાથે આવી સઘળી વ્યવસ્થા પોતાના હાથમાં લઇ લીધી હતી.

ધાંધલ શરૂ થયું તે વખતે હું સ્કૉટલૅન્ડમાં સફર કરતો હતો અને તેની ખબર મને બે દિવસ બાદ મળી હતી. આ સમાચાર સાંભળી મને જે આઘાત થયો, તેવો બીજા કશાથી થયો નથી. મારી ધંધાને લગતી કારકિર્દીથી મને જે ઘા થયા હશે,તેમાંથી માત્ર હોમસ્ટેડની વેદનાજ નાબુદ થઇ શકી નથી; કેમકે તે તદ્દન બીનજરૂરી હતી. માણસોનો ભારે દોષ હતો. નવા ઠરાવમુજબ નવી યંત્રસામગ્રીની મદદથી તેમને રોજના ચારથી નવ ડૉલરની રોજી પરવડત—એ રોજી પ્રથમના કરતાં ૩૦ ટકા વધારે હતી. હું જ્યારે સ્કૉટલૅન્ડમાં હતો, તે વખતે મને મજુરોના મહાજનના અધિકારીઓ તરફથી નીચેનો તાર મળ્યો:—"માયાળુ શેઠ, અમે શું કરીએ તે અમને ફરમાવો અને તમારે ખાતર અમે તે કરીશું."

આ તાર અત્યંત મર્મસ્પર્શી હતો, પણ અફસોસ! તે બહુ મોડો પડયો. જે ધમાલ થવાની હતી તે થઇ ચૂકી હતી અને કારખાનાનો કબજો ગવર્નરે લઇ લીધો હતો. બાજી હાથમાંથી ગઇ હતી.

હું જ્યારે પરદેશમાં હતો, તે વખતે એ હકીકત સાંભળી મને કેટલું દુઃખ થયું હશે, તેની જેઓ કલ્પના કરી શકયા હતા, એવા કેટલાક મિત્રો તરફથી મને આશ્વાસનના તારો મળ્યા હતા. મિ. ગ્લૅડસ્ટન તરફથી આવેલા નીચેના લખાણથી મને ઘણું સાંત્વન મળ્યું હતું.

"પ્યારા મિ. કાર્નેગી !

તમારી પ્રેમાળ મુબારકબાદી બદલ મારી પત્ની મારા તરફથી તેમજ પોતાના તરફથી તમારો ઉપકાર ક્યારનીય માની ચૂકી છે; પણ તમે પણ અત્યારે ચિંતાગ્રસ્ત છો અને તવંગર માણસો હમેશાં જે માર્ગનું અનુસરણ કરે છે, તેમાંથી તેમને નિવૃત્ત કરી બીજા વધારે ઉજ્જ્વળ માર્ગ તરફ વાળવામાટે તમે જે બહાદુરીભરેલી લડત ચલાવી રહ્યા છો, તેને માટે તમારા ઉપર આક્ષેપો થયા કરે છે, એ વાત મારા સ્મરણબહાર નથી. વર્તમાનપત્રો તરફના આ હુમલા ઘણી વખત અવિચારી, દંભયુક્ત, દ્વેષીલા અને દુષ્ટતાભરેલા હોય છે, તેમનાથી તમારું રક્ષણ કરવાની મને ઘણી ઉમેદ છે; પણ મારાથી તમારી જે અલ્પ સેવા થઇ શકે એમ છે તેટલું કરીને મારે વિરમવું પડે છે; અને તે સેવા એ છે કે, જેઓ તમારા પૂરેપૂરા પરિચયમાં આવ્યા છે, તેમની તમારા ઉદાર વિચારોના સંબંધમાં જે ખાત્રી થયેલી છે, તેમાં, અગર તો તમે અત્યાર સુધીમાં જે સુંદર અને મોટું કામ કરી ચૂકયા છો, તે બદલ તમારે માટે તેઓ જે માનની લાગણી ધરાવે છે, તેમાં હાલમાં દરિયાપાર જે કમનસીબ બનાવો બની રહ્યા છે, તેને લીધે, કિંચિત્ પણ ઘટાડો કે ફેરફાર થવાનો નથી, એની હું તમને ખાત્રી આપુ છું.

આ જમાનામાં દ્રવ્યરૂપી રાક્ષસ માણસોનાં નૈતિક જીવનને ગળી જવાની ધમકી આપવા લાગ્યો છે. તમે તમારા ઉપદેશ તથા દાખલાના બળવડે તેને ઉલટીની દવા આપી, તેને તે પાછું ઓકી કાઢવાનું શીખવી રહ્યા છો, તેને માટે હું પોતે તો તમારો ઉપકાર માનું છું.

હું છું, તમારો વિશ્વાસુ મિત્ર.
ડબ્લ્યુ. ઇ. ગ્લૅડસ્ટન"

આ કાગળ મેં ગ્લૅડસ્ટનના ઉદાત્ત, દીલસોજ સ્વભાવના પુરાવાતરીકે દાખલ કર્યો છે. દીલસોજી ઉશ્કેરે એવું જે કંઇ બને તેને ઝીલી લેવા એ સદા તત્પર રહેતા. નેપલ્સ, ગ્રીસ કે બલ્ગેરિયા–ગમે તે મુલકના લોકો ઉપર જુલમ ગુજર્યો હોય તે વખતે,અગર કોઇ અંગત મિત્ર પટકાઈ પડયો હોય તે વખતે,એ તરતજ મદદે ધાતા.

અલબત્ત, હું સ્કૉટલૅન્ડમાં હતો તે વાત સામાન્ય જનસમૂહ જાણતો નહોતો, તેમ શરૂઆતનું તોફાન શાથી થવા પામ્યું, એની પણ લોકોને માહિતી નહોતી. કાર્નેગીના કારખાનામાં મજુરો ઉપર ગોળીબાર થયો અને એ કારખાનાની તમામ સત્તા મારા હાથમાં હતી, એટલું તેમને મન મારી નિંદાને માટે પૂરતું હતું; પણ આખરે આશ્વાસન લેવા જેવું કંઇક બન્યું. નેશનલ

સિવિક ફેડરેશન એ નામનું મુડીદાર અને મજુરવર્ગનું બનેલું એક સંયુક્ત મંડળ હતું. આ મંડળ મુડીદાર અને મજુરવર્ગ બન્નેને સારે માર્ગે દોરતું અને બન્નેના ઉપર કલ્યાણકારક કાબુ ધરાવતું હતું.સિનેટર હેના એ મંડળનો પ્રેસિડન્ટ હતો અને ઑનરેબલ ઓસ્કાર સ્ટ્રૅાસ વાઇસ પ્રેસિડન્ટ હતો. મંડળની કાર્યવાહી સમિતિના અધિકારીઓને મળવાની મને તક આપવા માટે વાઇસ પ્રેસિડન્ટે મને પોતાના ઘર આગળના ખાણામાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું. મુકરર કરેલો દિવસ આવતા પહેલાં એ મંડળનો પ્રેસિડન્ટ મારો જીવનભરનો દોસ્ત માર્ક હેના એકદમ મરણ પામ્યો.મેં ખાણામાં હાજરી આપી.ખાણાની સમાપ્તિ વખતે મિ. સ્ટ્રૅાસ ઉભો થયો અને તેણે જાહેર કર્યું કે, મિ. હેનાની જગ્યાએ કોને પ્રેસિડન્ટ નિમવો, એ બાબતનો વિચાર કરી રાખવામાં આવ્યો છે અને મજુરવર્ગના પ્રત્યેક મહાજને મિ. કાર્નેગીને (મારે) માટે ભલામણ કરી છે. ખાણામાં મજુરવર્ગના ઘણા નેતાઓ હાજર હતા. એ દરેકે ઉભા થઇ મિ. સ્ટ્રૅાસના કથનનું સમર્થન કર્યું. આ વાતનો મને બીલકુલ ખ્યાલ નહોતો અને તેથી હું આશ્ચર્યચકિત થઇ ગયો વળી એ વાત મને ભાવતી થઇ હતી. મજુરવર્ગ મારેમાટે સારો અભિપ્રાય ધરાવે છે, એવી તો મારી માન્યતા હતીજ; કેમકે મારી તેના તરફ ભારે દીલસોજી હતી અને મારાં પોતાનાં કારખાનાંના મજુરો મારેમાટે સારો ભાવ ધરાવતા હતા, એની પણ મારી ખાત્રી હતી; પણ હોમસ્ટડના હુલ્લડને લીધે આખા દેશમાં સર્વત્ર મારા ઉપર લોકોનો અભાવ થઇ ગયો હતો. લોકોને મન તો કાર્નેગીનાં કારખાનાં એટલે મજુરવર્ગની વાજબી કમાણી ઉપર કાર્નેગીની તરાપ, એવું થઇ રહ્યું હતું.

મેં ઉભા થઇ ખાણામાં હાજર થયેલા અધિકારીઓને જણાવ્યું કે, મારાથી એ માન સ્વીકારી શકાય એમ નથી; કેમકે ઉનાળાનો તાપ સહન ન થઇ શકવાથી મારે દરવખત ઠંડા મુલકમાં જઇને રહેવું પડે છે અને મંડળના અગ્રેસરે તો કદાચ રમખાણ જાગે તો તેને પહોંચી વળવામાટે સ્થાન ઉપર હાજર રહેવુંજ જોઇએ. મને ભારે ગભરામણ વછૂટી હતી, છતાં હું બધાંના મન ઉપર એટલું તો ઠસાવી શકયો કે મારી જે કદર કરવામાં આવી હતી તેથી મને ઘણો સંતોષ થયો હતો અને તેને લીધે મારા ઘવાયલા અંતઃકરણને થયેલી વેદનાનું શમન થયું હતું. બેસી જતાં મેં જણાવ્યું કે, મને જો મારા સદ્‌ગત મિત્રની જગ્યાએ નિમવામાં આવશે, તો મંડળની સેવા કરવાની મને મોટી તક પ્રાપ્ત થઇ અને મને મોટું માન મળ્યું, એમ હું સમજીશ. એ હોદ્દા ઉપર સર્વાનુમતે મારી નિમણુક કરવામાં આવી. હોમસ્ટેડના

હુલ્લડમાટે અને મજુરોને મારી નાખવા માટે સામાન્ય મજુરવર્ગ મને જવાબદાર ગણે છે, એવી મારી માન્યતા દૂર થવાથી મારા હૃદય ઉપરથી ભારે બોજો ઉપાડી લેવામા આવ્યો હોય, એવી રીતે મેં છૂટકારાનો દમ ખેંચ્યો.

મને દોષમુક્ત ઠરાવવામાં મિ. રૅટ્રાસનો પૂરેપૂરો હાથ હતો અને તેને માટ હું તેમનો ઋણી છું. મજુરીના પ્રશ્નને લગતા મારા આગલા વખતના લેખો અને ઉદ્દગારો એમણે વાંચ્યા હતા અને તે તેમણે હાલ મજુરવર્ગનાં મંડળોમાં વાંચી સંભળાવ્યા હતા. પિટ્સબર્ગના 'એમલ્ગેમેટેડ યુનિયન' નામના મજુરવર્ગના મહાજનના અગ્રેસરો વ્હાઈટ અને સ્કિફ્ફર આ ખાણા વખતે હાજર હતા. તે પણ મજુરવર્ગપ્રત્યેના મારા વલણના સંબંધમાં પોતાના સાથીઓને માહિતી આપવા ઈંતેજાર અને તત્પર રહેતા અને ખાણા વખતે પણ તેમણે તેમ કર્યું હતું.

પછીથી મને અભિનંદન આપવા માટે પિટ્સબર્ગના લાઈબ્રેરી હૉલમાં મજુરો અને તેમની સ્ત્રીઓની જાહેરસભા ભરવામાં આવી. ત્યાં મેં તેમની સમક્ષ મારા અંતરના ઉદ્દગાર બહાર કાઢયા. એ ભાષણમાંનું જે વાકય મને યાદ છે અને હમેશાં યાદ રહેશે, તે એવી મતલબનું હતું કે, મજુર, મુડી અને માલીક, એ ત્રણનું મળી એક ત્રણ પાયાવાળું ટેબલ બનેલું છે, તેમાંથી કોઇ આગળ નથી તેમ કોઈ પાછળ નથી, ત્રણ સરખાં આવશ્યક છે–કોઇના સિવાય ચલાવી લઇ શકાય એમ નથી. પછી હું બધાંને સ્નેહપૂર્વક ભેટયો અને ગઇગુજરી ભૂલી જવામાં આવી. આ પ્રમાણે મારા મજુરો અને તેમની સ્ત્રીઓસાથે પ્રથમની માફક એકદીલી થવાથી મારી છાતી ઉપરથી મોટો પથરો ઉઠાવી લેવામાં આવ્યો હોય એવી શાંતિ મને થઇ; પણ હું હજારો માઇલ દૂર હતો, છતાં મને ઓછું વીત્યું નહોતું.

હોમસ્ટેડના રમખાણના ફણગારૂપ એક બનાવનું મારા મિત્ર રટ્જર્સ કૉલેજવાળા પ્રૉફેસર જૉન સી. વાન ડાઇક નીચે મુજબ નિરૂપણ કર્યું છેઃ–

"ઇ૦ સ૦ ૧૯૦૦નીવસંતઋતુમાં સોનોરાના પર્વતોમાં એકાદ અઠવાડીઉં શિકારમાં પસાર કરવાના ઇરાદાથી, હું કૅલિફૉર્નિયાના અખાત ઉપર આવેલા ગાયમાસમાંથી નીકળી લા નોરિયા વર્ડ આગળની મારા એક મિત્રની માલકીની ખીણમાં ગયો. આ ખીણમાં સુધારાનો પવન પહોંચ્યો નહોતો અને ત્યાં મેં માત્ર કેટલાક મૅક્સિકન લોકો અને થોડા ઇન્ડીઅનો હોવાનું ધાર્યું હતું; પણ મારી મોટી અજાયબીવચ્ચે ત્યાં મેં એક અંગ્રેજી ભાષણ બોલનાર પુરુષ દીઠો અને તે અમેરિકન ઓલાદનો નીકળ્યો. એ ત્યાં કેમ આવ્યો હશે, એ જાણવા

માટે મારે બહુ વાર થોભવું પડયું નહિ; કેમકે એ બહુ એકલવાયો થઇ ગયો હતો અને તેથી તેને વાતો કરવાનું બહુ મન હતું. એનું નામ મૅકલ્યુકી હતું અને ૧૮૯૨ સુધી તે કાર્નેગીના હોમસ્ટેડના કારખાનામાં એક કુશળ કારીગર-તરીકે નોકરી કરતો હતો. એ ઉંચે દરજ્જે ચઢવા પામ્યો હતો, ભારે પગાર ખાતો હતો, પરણ્યો હતો અને તે વખતે પોતાની માલકીના મકાન ઉપરાંત બીજી કેટલીક મીલ્કત ધરાવતો હતો. વધારામાં શહેરના વતનીઓએ પણ એને પોતાનો કોટવાળ નિમી ,એને માન આપ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૯૨ માં જ્યારે મજુરોએ હડતાળ પાડી, ત્યારે સ્વાભાવિક રીતેજ એણે હડતાળીઆઓનો પક્ષ લીધો અને હોમસ્ટેડમાં બંદોબસ્ત જાળવવા તથા કારખાનાનું રક્ષણ કરવા માટે જે છુપી પોલીસના માણસો આવ્યા હતા,તેમને પોતાના કોટવાળતરીકેના હોદ્દાની રૂઇએ, પરહેજ કરવાનો તેણે હુકમ આપ્યો. એ એમ માનતો હતો કે, એમ કરવાનો એને સંપૂર્ણ હક હતો. એના કહેવા પ્રમાણે છુપી પોલીસના માણસો હથિયારમા સજ્જ થઇ એના શહેર ઉપર હુમલો કરવા આવ્યા હતા અને તેથી તેમને પકડી તેમનાં હથિયાર છીનવી લેવાનો તેને સંપૂર્ણ હક હતો. હુકમને પરિણામે ખુનરેજી થઇને લોહી વહ્યું અને રમખાણ પૂરજોસમાં જામ્યું.

"આ હડતાળની હકીકત બધાની માહિતીની વાત છે.આખરે હડતાળીઆ-ઓનો પરાભવ થયો. મૅકલ્યુકીન ઉપર ખૂન, બળવો, રાજદ્રોહ અને એવા અનેક આરોપો મૂકવામાં આવ્યા. આથી એને શહેર છોડી નાસી છૂટવું પડયું. તે નાસતાં નાસતાં ઘવાયો, ભૂખમરો ભોગવવા લાગ્યો, સરકારી માણસોએ એની પૂંઠ પકડી અને તેથી એ ધાંધલ શમ્યું ત્યાંસુધી એને સંતાઇ રહેવું પડયું. પછી એને માલમ પડયું કે, એનું નામ બ્લૅકલીસ્ટમાં દાખલ કરવામાં આવ્યું હતું અને તેથી તેને કોઇ નોકરી મળવાની રહી નહોતી. એની તમામ પુંજી ખલાસ થઇ ગઇ અને આખરે એની બાયડીનું મોત થતાં એનું ઘર ભાગી પડયું. ઘણી વખત ચઢતીપડતી અનુભવ્યા પછી આખરે એણે મૅક્સિકો જવાનો નિશ્ચય કર્યો અને જે વખતે હું એને મળ્યો, તે વખતે એ લા નોરિયા વર્ડની આસપાસની પંદર માઇલની હદમાં આવેલી ખાણોમાં નોકરી મેળ-વવાની તજવીજ કરી રહ્યો હતો; પણ મૅક્સિકન લોકોને એના જેવો કુશળ કારીગર શા ખપનો ? એમને તો ખાણો ખોદવામાટે સસ્તી મજુરી લેનારા મજુરોનોજ ખપ. આ રીતે એને રોજગાર મળી શકયો નહિ અને એની પાસે બીલકુલ પૈસો નહોતો. એનો છેલ્લો સેન્ટ ખર્ચાઇ ગયો હતો. એના વીતકની કહાણી સાંભળીને સ્વાભાવિક રીતેજ મને ઘણી દીલગીરી થઇ; અને તેમાં

વળી એ પોતાના સંકટનું-પ્રદર્શન કરતો નહિ, તેને લીધે મને એની ઘણી દયા આવી."

"હું મિ. કાર્નેગીને ઓળખતો હતો અને હોમસ્ટેડવાળી હડતાળ પછી થોડી મુદતે હું તેમને સ્કૅાટલૅન્ડમાં કલની આગળ મળ્યો હતો, એ વાત, અગર તો મેં તેમની પાસેથી એ વાતની બીજી બાજુની હકીકત સાંભળી હતી, એ વાત મેં તેને જણાવી નહોતી; પણ મૅકલ્યુકી મિ. કાર્નેગીનો કંઇ પણ વાંક નહિ કાઢવાની કાળજી રાખતો; ઉલટું તેણે મને એમ પણ કહેલું કે, જો 'ઍન્ડી' ત્યાં હોત તો એ રમખાણ ઉભું થવા પામતજ નહિ. મજુરોને 'ઍન્ડી'ની સાથે સારી રીતે બનતું હતું;પણ એમના કેટલાક ભાગીદારોસાથે તેમને તેવો સારો બનાવ નહોતો, એમ એના કહેવાની મતલબ હોય એમ સમજાતું હતું. હું ત્યાં એક અઠવાડીઉં રહ્યો. એ દરમીઆન મૅકલ્યુકીના સંબંધમાં મને ઘણું જાણવાનું મળ્યું. ત્યાંથી નીકળ્યા પછી, હું ટકસન ગયો અને ત્યાંથી મને મિ. કાર્નેગીને કાગળ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારે તેમાં મેં તેને મકલ્યુકીનો ભેટો થયાની હકીકત જણાવી. છેવટે મેં ઉમેર્યું કે, એના સંબંધમાં મને ઘણો ખેદ થયો હતો અને મારા ધારવા મુજબ એની સાથે બહુ ખરાબ રીતે વર્તવામાં આવ્યું હતું.કાગળનો જવાબ મિ. કાર્નેગીએ તરતજ લખ્યો અને તેના હાંસીઆમાં એમણે રાતી પેન્સીલથી લખ્યું હતું કેઃ-" મૅકલ્યુકીને જરૂર હોય એટલા પૈસા આપજો; પણ એને મારૂં નામ જાહેર કરશો નહિ." મેં તરતજ મૅકલ્યુકીને પત્ર લખી એને જેટલાં નાણાં જોઇતાં હોય તેટલાં આપવાની ઇચ્છા દર્શાવી. મેં અમુક આંકડો જણાવ્યો નહોતો, પણ એને સ્પષ્ટ જણાવ્યું હતું કે, ફરીથી પગભર થવામાટે જેટલા પૈસા જોઈએ એટલા અવશ્ય મળશે. તેણે એ મદદ સ્વીકારવા ના પાડી. એણે કહ્યું કે,હું મારી મેળે નસીબની સામે લડી લઇશ અને રસ્તે ચઢીશ. આ જવાબમાં ખરો અમેરિકન જુસ્સો દેખાઇ આવતો હતો. મારાથી એને વખાણ્યાસિવાય રહેવાતું નથી."

"મને હાલ યાદ આવે છે કે, પાછળથી મેં મારા એક મિત્ર સોનોરા રેલ્વે કંપનીના જનરલ મેનેજર મિ. જે. એ. નૅાગલને એના સંબંધમાં વાત કરી હતી. એ ગમે તેમ હશે, પણ મૅકલ્યુકીને રેલ્વેમાં નોકરી મળી અને ત્યાં તે દીપી નીકળ્યો. એકાદ વર્ષ પછી અગર તો કદાચ એજ વર્ષની પાનખર ઋતુમાં હું એને ગાયમાસમાં ફરીથી ભેગો થયો, ત્યારે એ રેલ્વેની ઉદ્યોગશાળામાં પોતાના યંત્રની દુરસ્તીના કામ ઉપર દેખરેખ રાખતો હતો. એની સ્થિતિ ઘણી સુધરી હતી, એ સુખી દેખાતો હતો અને એક મૅક્સિકન સ્ત્રીને પરણ્યો હતો; અને હવે એના માથા ઉપર ઝઝુમી રહેલું વાદળું વેરાઇ ગયું

હતું, એટલે જેમને એની સાથે લડવાની ફરજ પડી હતી, તેમના સંબંધમાં એના મનમાં ખોટો ખ્યાલ ન ભરાઇ રહે,એવા હેતુથી એને કરવા ધારેલી પૈસાની મદદના સંબંધની ખરી હકીકત ઉઘાડી પાડવાનો મેં નિશ્ચય કર્યો; તેથી કરીને એનાથી છૂટા પડતા અગાઉ મેં એને કહ્યું:–' મૅકલ્યુકી ! હવે મારે તને જણાવી દેવું જોઈએ કે, મેં તને જે રૂકમ આપવાની ઇચ્છા દર્શાવી હતી તે મારી માલકીની નહોતી. એ પૈસા એન્ડ્રુ કાર્નેગીના હતા. એણેજ મારી મારફતે તને મદદ કરવાની ઇચ્છા બતાવી હતી '

મૅકલ્યુકી આ સાંભળી આભો બની ગયો અને એ માત્ર એટલુંજ બોલી શકયો:–" એ ઍન્ડીનું અત્યંત ઉજ્જવળ કાર્ય હતું, નહિ વારૂ ?"

સ્વર્ગમાં જવાને માટે મનુષ્યે ઉપજાવી કાઢેલા બ્રહ્મવિદ્યાને લગતા તમામ સિદ્ધાંતોનો આશ્રય લેવાને બદલે હું મૅકલ્યુકીના એ અભિપ્રાયને વધારે પસંદ કરૂં. હું મૅકલ્યુકીને સારા માણસતરીકે પિછાનતો હતો.એમ કહેવાય છે કે,હોમસ્ટેડની એની મીલ્કતની કિંમત ત્રીસ હજાર ડૉલરની હતી.એ કોટવાળ હોવાથી પોલીસના અમલદારોએ એને પકડવાનું વારંટ કાઢ્યું હતુ. વળી તે હોમસ્ટેડના મજુરોની કમીટીનો પ્રમુખ હતો. એને બધું છોડીને ભાગી જવું પડયું હતું. મેં એક વખત વાતચીતદરમિયાન એમ કહેલું કે, મારી કબર ઉપર કોઇ પણ જાતનો આડંબરભરેલો લેખ કોતરાવવાને બદલે મૅકલ્યુકીના એ શબ્દો કોતરાવવાનું હું વધારે પસંદ કરૂં; કેમકે એ ઉપરથી એમ સૂચિત થાય છે કે, હું અમારા એક મજુરપ્રત્યે માયાળુપણે વર્ત્યો હતો; એ ઉપરથી વર્તમાનપત્રોમાં એક રમુજી કાવ્ય પ્રસિદ્ધ થયું હતું તેનું ધ્રુપદ 'વૅટ ધુઝ ડેમ્ડ વ્હાઇટ ઑફ એન્ડી' એ એન્ડીનું અત્યંત ઉજ્જવળ કાર્ય છે ' એ મૅકલ્યુકીના શબ્દોનું બનેલું હતું. ×

---

× મિ. કાર્નેગીને આ વાત બહુ ગમતી હતી; કેમકે મનુષ્ય હોવાથી એને વાહવા વહાલી હતી; અને એ રૅડિકલ પક્ષનો હોવાથી શિષ્ટ પુરુષો તરફની પ્રશંસાને બદલે મજૂરવર્ગ તરફની પ્રશંસા એને વધારે પસંદ પડતી. એના મજુરો પૈકીના એક માણસનો અભિપ્રાય એવો થયો હતો કે, એનું કાર્ય 'ઉજ્જવળ ' હતું એ જાણી એને અપાર આનંદ થયો હતો. એટલાં વખાણ સાંભળીનેજ તે ધરાઈ જતો; અને એ વાત કેવી રીતે ઉભી થઈ તે જાણવાની તે દરકાર કરતો નહિ.

ઇ૦ સ૦ ૧૯૦૧ માં ન્યુયોર્કમાં એક મીજલસ પ્રસંગે મારા સાંભળવામાં એવું કથન આવ્યું કે, બક્ષીસની સાથે પોતાનું નામ જોડવાની શરત કર્યા વગર મિ. કાર્નેગી કોઇ બક્ષીસ આપતો નહિ. આ આક્ષેપ ખોટો છે, એવું જાણનાર એક પ્રતિષ્ઠિત પુરુષેજ એવી વાત કરી હતી. આથી મને ગુસ્સો ચઢયો. મેં જણાવ્યું કે, આ આરોપ ખોટો છે અને તેના ટેકામાં મેં કહ્યું કે, મેં પોતેજ મિ. કાર્નેગી તરફથી ઘણા પૈસા ભેટ આપ્યા



# પ્રકરણ ૧૮ મું

## મજુરીને લગતા પ્રશ્નો



મજુરીને લગતી કેટલી તકરારોનો મારે નિકાલ કરવો પડયો હતો, તેમાંથી મુડીદારવર્ગને અને મજુરવર્ગને બન્નેને કંઇક કંઇક ધડો લેવાનું મળી શકે એમ છે, તેથી કરીને એવી કેટલીક તકરારોનું અત્રે નોંધ લેવાનું મેં ઉચિત ધાર્યું છે.

અમારા પોલાદની રેલો બનાવવાના કારખાનામાં ભઠ્ઠીઓ ઉપર કામ કરનારા માણસોએ એક નોટીસ મોકલાવી કે, જો સોમવારના બપોરના ચાર વાગતાસુધીમાં કંપની અમારો પગાર વધારી આપશે નહિ, તો અમે કામ ઉપર ચઢીશું નહિ. હવે પગારના જે દરથી આ લોકોએ કામ કરવાનું કબૂલ કર્યું હતું,તેની મુદત વરસની આખરે પૂરી થતી હોઇ હજુ ઘણા માસ બાકી હતા. મેં ધાર્યું કે, જો માણસો આ પ્રમાણે કરારનો ભંગ કરે, તો તેમની સાથે નવો કરાર કર્યાથી કશું ફળ નથી; છતાં રાતની ગાડીએ હું ન્યુયૉર્કથી નીકળ્યો અને સવારના પહોરમાં કારખાનામાં આવી હાજર થયો.

---

હતા; પણ તે વિષે હું અને એ બેજ જાણતા હતા; અને તેવીજ રીતે બીજાઓની મારફતે પણ એણે હજારો ડૉલર વહેંચ્યા હતા. દૃષ્ટાંતતરીકે મેં મૅકલ્યુકીની વાત જણાવી. ભીજલસમાં એક પિટ્સબર્ગનો રહીશ હતો તેણે એ વાત પિટ્સબર્ગમાં બીજા લોકોને કહી અને આખરે એ વર્તમાનપત્રોમાં છપાઈ; પણ તેમાં એ વાતનું મૂળ એટલે કે કાર્નેગી પોતાનું નામ બહાર પાડયા વગર નાણાં આપતો, એ બીના ઢંકાઈ ગઈ અને માત્ર 'ઈટ વૉઝ ડેડ વ્હાઈટ ઑફ એન્ડી' એ ઍન્ડીનું સૌથી ઉજ્જવળ કાર્ય હતું, એટલુંજ પ્રસિદ્ધિમાં આવ્યું. મિ. કાર્નેગી પણ વાતનું મૂળ જાણતો નહિ. માત્ર ધ્રુપદ એને માટે પૂરતું હતું. કેટલાંક વર્ષ પછી( ૧૯૦૬ ) જ્યારે કાર્નેગી આ આત્મવૃત્તાંત લખતો હતો, ત્યારે એણે મને એ આખી વાત લખી આપવાનું જણાવવાથી મેં તે લખી આપી. એના સંબંધની પ્રસ્તાવના લખવાની મને તક મળી તેથી મને આનંદ થયો છે. ( જૉન સી. વાન ડાઈક. )

કારખાનાંના મજુરો ઉપર અંકુશ રાખનારી ત્રણ કમીટીઓ હતી; ભઠ્ઠી-વાળા મજુરોની કમીટી, મીલના મજુરોની કમીટી અને રેલો બનાવનારા મજુરોની કમીટી. હાલની તકરાર ભઠ્ઠીવાળી કમીટીના સંબંધની હતી, છતાં મેં સુપરિન્ટેન્ડન્ટને કહી ત્રણે કમીટીઓના સભાસદોને મારી રૂબરૂ બોલાવી મંગાવ્યા. એ સઘળા આવ્યા એટલે મેં તેમનો સભ્યતાપૂર્વક સત્કાર કર્યો. આ સભ્યતા મેં કામ કાઢી લેવા પૂરતી દર્શાવી હતી એમ નહોતું, પણ મારા મજુરોને મળવાથી મને હમેશાં આનંદજ થતો. મારે કહેવું જોઇએ કે,મજુર-વર્ગના પરિચયમાં હું જેમ જેમ વધારે આવતો જાઉં છું, તેમ તેમ તેમના સદ્‌ગુણોની કિંમત હું ભારે આંકતો જાઉં છું. એમનામાં કેટલોક દુરાગ્રહ હોય છે એ વાત ખરી છે, પણ તેનું કારણ દ્વેષભાવ નહિ, પણ અજ્ઞાનપણું હોય છે. કમીટીઓના સભાસદો મારી સામે વર્તુલાકારમાં ગોઠવાઇને બેસી ગયા અને હું ટોપી ઉતારીને બેઠો હતો, તેમ એ સઘળા પણ ટોપીઓ ઉતારીને બેઠા હતા. સઘળો દેખાવ એક નમુનેદાર સમિતિના જેવો હતો.

મીલ કમીટીના ચૅરમૅનને ઉદ્દેશીને મેં કહ્યું:–" મિ. મૅક ! ( એ એક વૃદ્ધ માણસ હતો અને ચસ્માં પહેરતો. ) તમારી સાથે અમે જે કરાર કર્યો છે, તે વરસની બાકીની મુદતને પણ લાગુ પડે છે, એ વાત ખરી છે કે નહિ ?"

"હા, ખરી વાત છે, મિ. કાર્નેગી ! અને તમે ગમે એટલા પૈસા આપો તોપણ અમે એ કરાર તોડવાના નથી, એ વાત પણ ખરી છે."

"ખરા અમેરિકન મજુરને છાજે એવુંજ તમે બોલ્યા છો. હું તમારે માટે મગરૂર છું."

પછી રેલો બનાવનારી કમીટીના ચૅરમૅનને ઉદ્દેશીને મેં કહ્યું:–

"મિ. જૉન્સન ! તમારી સાથે પણ એવો કરાર થયેલો છે, એ વાત ખરી છે કે નહિ ?"

મિ. જૉનસન એક પાતળો નાનો માણસ હતો. એ બહુજ વિચારપૂર્વક બોલ્યો:–" મિ. કાર્નેગી ! મારી સહી લેવામાટે જ્યારે કોઇ કાગળ મારી પાસે રજુ કરવામાં આવે છે, ત્યારે હું તે કાળજીપૂર્વક વાંચી જાઉં છું, અને જો તે મને પસંદ ન પડતો હોય, તો હું તેના ઉપર સહી કરતો નથી અને જો પસંદ પડે તો હું તેના ઉપર સહી કરૂં છું; અને સહી કર્યા પછી હું તેને પાળું છું."

મેં કહ્યું:–" તમે પણ સ્વમાન ધરાવનારા અમેરિકન બચ્ચાને છાજે એવું-જ બોલ્યા છો."

હવે ભઠ્ઠીઓવાળા મજુરોની કમીટીનો ચેરમૅન કૅલી નામનો એક આય-

રિશમેન હતો, તેના તરફ ફરીને તેને પણ મેં એવોજ સવાલ પૂછયોઃ–" મિ. કૅલી ! તમારી સાથેનો કરાર પણ વરસની બાકીની મુદતને લાગુ પડે છે કે નહિ?"

મિ. કૅલીએ જવાબ આપ્યોઃ–" હું ખાત્રીપૂર્વક કહી શકું નહિ. એક કાગળ ઉપર સહીઓ લેવાતી હતી, તેના ઉપર મેં પણ સહી કરી હતી; પણ તેમાંનું લખાણ મેં કાળજીપૂર્વક વાંચ્યું નહોતું અને એની મતલબ શી છે, તે હું બરાબર સમજ્યો નહોતો." આ વખતે અમારો સુપરિન્ટેન્ડન્ટ કપ્તાન જૉન્સ, જે જરા ઉતાવળીઓ હતો,તે એકદમ વચમાં બોલી ઉઠયોઃ–" મિ. કૅલી ! તમે જાણો છો કે મેં એ કરાર તમને બે વખત વાચી સંભળાવ્યો હતો અને તેના સંબંધમાં તમારી સાથે ઉહાપોહ પણ થઇ હતી."

મેં કહ્યુંઃ–' કપ્તાન ! તમારે બોલવાનું નથી. જે ખુલાસો કરવો હોય તે કરવાનો મિ. કૅલીનો હક છે. અમારા વકીલો અને ભાગીદારો મારી પાસે ઘણા કાગળો સહીઓ માટે રજુ કરે છે અને હું તેમના ઉપર વાંચ્યા વગર સહીઓ કરી આપું છું. મિ. કૅલી કહે છે કે, મેં કરાર ઉપર એવા સંજોગોમાં સહી કરી આપી છે; અને એનું એ કથન આપણે સ્વીકારવું જોઈએ; પણ મિ. કૅલી ! એવા સંજોગોમાં સૌથી સારો માર્ગ તો એ છે કે પોતે જે કરાર ઉપર બેદરકારીથી સહી કરી આપી હોય, તેની શરતોનું પાલન કરવું અને બીજી વખતે વધારે કાળજી રાખવાનો નિશ્ચય કરવો. તે પ્રમાણે તમારે પણ આ કરાર મુજબ ચાર મહિના કાઢી નાખવા અને બીજો કરાર કરવાનો વખત આવે ત્યારે તેના ઉપર સમજ્યા વગર સહી કરવી નહિ, એ શું વધારે સારૂં નથી ?'

આનો કંઇ જવાબ મળ્યો નહિ એટલે હું ઉઠીને ઉભો થયો અને બોલ્યોઃ– 'ભઠ્ઠીના મજુરોની કમીટીના ગૃહસ્થો! તમે અમારી કંપનીને ધમકી આપી છે કે, જો આજ ચાર વાગતા સુધીમાં તમારી ધમકીનો અનુકૂળ જવાબ નહિ મળે, તો તમે તમારા કરારનો ભંગ કરશો અને ભઠ્ઠીઓનું કામ પડતું મૂકી ચાલ્યા જશો. હજી તો ત્રણ વાગ્યા છે, પણ તમારે જોઇતો જવાબ તૈયાર છે. તમે ભઠ્ઠીઓ છોડીને સુખેથી ચાલ્યા જજો. એ ભઠ્ઠી નકામી પડી રહીને તેની આજુબાજુ ઘાસ ઉગી નીકળે, તોપણ અમે તમારી ધમકીને તાબે થઇશું નહિ. જે દિવસે મજુરવર્ગ પોતાના કરારોનો ભંગ કરી પોતાની જાતને નામોશી લગાડશે, તે દિવસથી એની કમબખ્તીજ છે એમ સમજજો. તમને તમારો જવાબ મળી ચૂકયો છે."

કમીટી ધીમે ધીમે બરખાસ્ત થઇ અને ભાગીદારોમાં સુપકીદી ફેલાઇ. એક ત્રાહિત માણસ કામપ્રસંગે અમારી પાસે આવતો હતો, તે કમીટીને માર્ગમાં મળ્યો હતો, તેણે નીચે મુજબની હકીકત જાહેર કરીઃ–

"હું અંદર આવતો હતો, તે વખતે એક ચશ્માં પહેરેલા માણસે કૅલી નામના આયરિશમૅનની પાસે જઈ તેને કહ્યું: 'તમો લોકોને પાછળથી સમજવું પડશે, ત્યારે અત્યારથીજ સમજી જાઓ તો સારૂં. આ કારખાનાની આસપાસ વાંદરાંની માફક ભટકતા ફરી ડોકીઆં કરવાથી કશું વળવાનું નથી.'"

પાછળથી ભઠ્ઠીઓ ઉપર શું બન્યું હતું, તે અમારા એક કારકુન પાસેથી અમે સાંભળ્યું હતું. કૅલી અને કમીટીના સભાસદો મજુરોની પાસે ગયા, ત્યારે એ લોકો એમના આવવાની રાહ જોતા, ટોળું વળીને ઉભા રહ્યા હતા. કૅલીએ તેમને બોલાવીને કહ્યું:–" અરે મૂર્ખાઓ, તમે અહીં ટોળાં વળીને શું કરો છો ? કામે લાગી જાઓ. એ આપણી સાથે લઢવા માગતો નથી; પણ એ તો કહે છે કે હું તો નિરાંત વાળીને બેઠો છું અને આપણે જાણીએ છીએ કે એ સુકાઈને હાડપિંજર થઇ જશે, પણ ઉઠીને ઉભો થનાર નથી.મૂર્ખાઓ, કામ ઉપર ચઢી જાઓ. "

આયર્લાંડના વતનીઓ અને સ્કૉટલૅન્ડમાં જઇ વસેલા આયર્લાંડના લોકો વિચિત્ર ખવાસના હોય છે; પણ જો તેમની પાસે કેમ કામ લેવું એ તમે જાણતા હો તો તેમના જેવા સીધા અને સરળ માણસો કોઇ નથી. એ કૅલી અત્યારસુધી અત્યંત તોફાની હતો, પણ તે દહાડાથી એ મારો આગ્રહી અને વફાદાર મિત્ર થયો. મારો અનુભવ એવો છે કે, સમસ્ત મજુર મંડળે જો અમુક માર્ગ ગ્રહણ કરી લીધેલો નથી હોતો અને તેમના અગ્રેસરોને પડખે ઉભા રહેવાનું વચન તેઓ આપી ચૂકયા હોતા નથી, તો તેમને ન્યાયના માર્ગે સહેલાઇથી વાળી શકાય છે; પણ નેતાઓના તરફ તેઓ જે વફાદારી બતાવતા હોય છે, તે કદાચ ભૂલભરેલી હોય, તેમ છતાં તે બદલ આપણા મનમાં તેમનેમાટે આદર ઉત્પન્ન થયા વગર રહેતો નથી. જેમનામાં વફાદારીની આવી લાગણી જડ ઘાલી બેઠેલી હોય છે, તેમની પાસેથી ગમે તે કામ કરાવી શકાય. તેમની સાથે માત્ર ન્યાયપુરઃસર વર્તવું જોઇએ.

અમારી પોલાદની રેલો બનાવવાની મીલોના મજુરોની હડતાળ એક વખત જે રીતે તોડી પાડવામાં આવી હતી, તે પણ જાણવા જેવી છે. મને કહેતાં દીલગીરી થાય છે કે, આ પ્રસંગે પણ એક ખાતાના ૧૩૪ માણસો છુપા સોગન ખાઇ વર્ષની આખરે પગારમાં વધારો માગવા માટે એકબીજા સાથે બંધાયા હતા. વર્ષ પૂરૂં થવાને હજી ઘણા મહિનાની વાર હતી.નવા વરસમાં વેપારની ભારે મંદી હતી અને પોલાદ તથા લોખંડનાં તમામ કારખાનાં વાળાએ પગાર ઘટાડયા હતા. તેમ છતાં આ માણસોએ પગાર વધારવામાં ન આવે, તો કામ ઉપર ન ચઢવું, એવા કેટલાક મહિના ઉપર સોગન લીધેલા

હોવાથી તેઓ પોતાની માગણીને વળગી રહેવાને પોતાને બંધાયલા માનતા હતા. જે વખતે અમારા હરિફો પગારમાં ઘટાડો કરી રહ્યા હતા, તે વખતે તેમાં વધારો કરી આપવાનું અમને શી રીતે પાલવે? પરિણામે કારખાનાંને તાળાં દેવાયાં. આ લોકોએ હડતાલ પાડવાથી દરેક ખાતાનું કામ અટકી પડયું; મુકરર કરેલા દિવસ અગાઉ બે દિવસ પહેલાં ભઠ્ઠીઓ છોડી મજુરો ચાલ્યા ગયા અને તેથી અમે મોટી વિટંબણામા આવી પડયા.

હું પિટસબર્ગ ગયો, ત્યારે કરારવિરુદ્ધ (મુદત પૂરી થતા પહેલાં) ભઠ્ઠીઓ બંધ થયેલી જોઇ હું તાજુબ થયો. હું સવારમાં પિટસબર્ગમા આવું ત્યારે મારે એ લોકોની સાથે વાતચીત કરવી, એમ નક્કી કરવામાં આવ્યું હતું; પણ મને કારખાનામાંથી તાર મળ્યો કેઃ–'માણસો ભઠ્ઠીઓ છોડી ચાલ્યા ગયા છે અને આવતી કાલે મને મળશે.' આ પણ બહુ સારો સત્કાર! મેં જવાબ મોકલાવ્યો "ના, કાલે મળવાની વાત નહિ બને. તેમને કહી દો કે આવતી કાલે હું અહીં રહેવાનો નથી. કારખાનું બંધ પાડવાનું કામ સહેલું છે. ગમે તે માણસ એમ તો કરી શકે, પણ તેને ચાલતું કરવામાં હિકમતની જરૂર પડે છે. આગળ ઉપર એ લોકોનેજ કારખાનું ચાલતું કરવાની જરૂર પડશે અને કોઈ ચાલતું કરી આપનારો મળે છે કે કેમ, તેની શોધ કરવી પડશે; તે વખતે, હું તેમને અત્યારે કહું છું તેવોજ જવાબ આપીશ. અમારા માલની જે કિંમત હાથમાં આવે, તેના ધોરણે ચઢઉતરના દરના જે પગાર મુકરર કરવામાં આવે, તે કબૂલ રાખ્યા સિવાય કારખાનું શરૂ થઇ શકવાનું નથી. એ દર ત્રણ વરસ સુધી અમલમાં રહેશે અને તે મુકરર કરવાની સત્તા પણ મજુરોના હાથમાં નહિ પણ અમારા હાથમાં રહેશે. એમણે ઘણી વખત આપણી પાસે દર મંજુર રખાવ્યાં છે. હવે આપણી વારી આવી છે અને આપણે તેમની પાસે દર મંજુર રખાવવાના છીએ." પછી મેં મારા ભાગીદારોને કહ્યુંઃ–'હું સાંજનો ન્યુયૉર્ક પાછો જવાનો છું. હવે કંઇ કરવાનું રહેતું નથી.'

મારો જવાબ મજુરોને પહોંચ્યા પછી થોડીવારે તેમણે મને પૂછાવ્યું કે 'તમે ન્યુયોર્ક જવા નીકળો, ત્યાર પહેલાં અમે તમને મળવા માગીએ છીએ, તે બની શકશે?'

મેં કહ્યું:–'જરૂર.' એ લોકો આવ્યા એટલે મેં તેમને કહ્યું:–"ગૃહસ્થો, આ તમારા પ્રમુખ મિ. બેનેટે તમને ખાત્રી આપી હતી કે, હું જરૂર આવીશ અને હમેંશ જેમ નિકાલ કાઢી આપું છું, તેમ આ બાબતનો પણ ગમે તે રીતે તોડ કાઢી આપીશ. એ વાત ખરી છે. વળી એણે તમને એમ પણ જણાવ્યું હતું કે, મારી લડવાની ઇચ્છા નથી અને એ વાત પણ ખરી છે. એ એક ખરેલ

ભવિષ્યવેત્તા છે; પણ એણે તમને બીજી જે વાત જણાવી તેમાં એની જરા ભૂલ થયેલી છે. એણે તમને કહેલું કે 'મારાથી લઢી શકાય એમ નથી' મિ. બૅનેટ સામું તાકીને જોઈ રહી, મુઠી ઉગામીને મેં કહ્યું:–'હું સ્કૉચ બચ્ચો છું, એ એના ખ્યાલમાં નહિ હોય; પણ હું તમને કહેવા માગું છું કે, હું તમારી સાથે લડવા માગતોજ નથી. મજુરોની સાથે લડવા બેસું એવો હું મૂર્ખ નથી. હું લડવાનો નથી; પણ બેસી રહેવામાં હું ગમે તેને હંફાવી શકું એમ છું; અને મેં બેસી રહેવાનો નિશ્ચય કર્યો છે. જ્યાંસુધી મજુરો બેતૃતીયાંશ વધુ-મતીથી કારખાનું ચાલુ કરવાનો ઠરાવ પસાર નહિ કરે, ત્યાંસુધી કારખાનું ચાલુ થશે નહિ; અને તે વખતે પણ, મેં તમને સવારે જણાવ્યું છે તેમ અમે મુકરર કરેલા ચઢઉતરના દરના ધોરણેજ ચાલુ થશે. મારે હવે બીજું કંઇ કહેવાનું નથી."

એ લોકો વેરાઇ ગયા. ત્યારબાદ આશરે બે અઠવાડીઆં પછી ન્યુર્યૉર્કમાં હું મારી લાઇબ્રેરીમાં બેઠો હતો, ત્યાં મારા એક નોકરે એક ચીઠ્ઠી, મારા હાથમાં મૂકી. તેના ઉપર એક પાદરીનું અને બે અમારા મજુરોનાં નામ હતાં. મજુરો-એ એમ જણાવ્યું હતું કે, અમે પિટ્સબર્ગથી આવ્યા છીએ અને તમને મળવા માગીએ છીએ.

મેં મારા નોકરને કહ્યું:-'તું એમને જઇ પૂછી આવ કે એમાંનો કોઇ જે મજુરોએ કરારવિરુદ્ધ વર્તી અમારી ભઠ્ઠીઓ બંધ કરી હતી તે પૈકીનો છે?'

નોકરે આવી ના નો જવાબ આપ્યો એટલે મેં કહ્યું:–'એમ છે તો નીચે જઇ તેમને કહે કે તમે ઉપર આવશો તો હું ઘણો ખુશી થઇશ.'

અલબત્ત, મેં તેમનો સાચા આદરસત્કાર કર્યો. પછી અમે બેસી થોડો વખત ન્યુર્યૉર્કવિષે વાતો કરી; કેમકે એ ન્યુર્યૉર્કમાં પહેલવહેલાજ આવ્યા હતા.

આખરે પાદરીએ કહ્યું:–"મિ. કાર્નેગી! અમે ખરી રીતે તો કારખાનાની ઉપાધિના સંબંધમાં વાત કરવા આવ્યા છીએ.'

મેં કહ્યું:–'એમ કે! મજુરોએ ઠરાવ પસાર કર્યો છે?'

તેણે કહ્યું:–'ના' એટલે મેં ઉમેર્યું:–'ત્યારે તો મહેરબાની કરીને એ વાત છેડશો નહિ. મેં કહી દીધેલું છે કે, જ્યાંસુધી એ લોકો બેતૃતીયાંશ વધુ-મતીથી કારખાનું ચાલુ કરવાનો ઠરાવ પસાર કરે નહિ, ત્યાંસુધી એ વાતની ચર્ચામાં હું નહિ ઉતરૂં. ગૃહસ્થો! તમે ન્યુર્યૉર્ક કદી જોયું નથી. ચાલો, હું તમને બાગ વગેરે બતાવું અને આપણે દોઢ વાગ્યે પાછા આવી નાસ્તો લઈશું.'

અમે તેમ કર્યું અને તે દરમિયાન જે વિષય ઉપર વાત કરવાની તેમની ખાસ ઇંતેજારી હતી, તે સિવાયની તમામ વાતો કરી. અમારો વખત સારી

રીતે પસાર થયો અને મને લાગે છે કે, નાસ્તો પણ તેમને બહુ પસંદ પડયો હતો. અમેરિકાના મજુર અને પરદેશના મજુરની વચ્ચે આ એક તફાવત છે કે, એ મનુષ્યતરીકે સરખા હક ભોગવે છે. નાસ્તાવખતે એ પણ એક સદ્‌ગૃહસ્થ હોય તેવી ઢબથી લોકોની સાથે બેસે છે.

તેઓ પિટસબર્ગ પાછા ગયા. કારખાનાના સંબંધમાં એક પણ શબ્દ ના નીકળ્યો તે નાજ નીકળ્યો; પણ મજુરોએ તરતજ કારખાનું ચાલુ કરવાનો ઠરાવ કર્યો. (વિરુદ્ધમાં બહુજ થોડા મત પડયા હતા.) મેં પિટ્સબર્ગ જઇ જે દરથી માણસોએ કામ કરવાનું હતું, તે કમીટી આગળ રજુ કર્યો. એ દર ચઢઉતરનો હતો અને કારખાનામાંથી નીકળતા માલની જે કિંમત ઉપજે તેના ધોરણે નક્કી કરવામાં આવ્યો હતો. આવા દરને લીધે મુડીદાર અને મજુરો બન્ને ખરી રીતે ભાગીદાર થાય છે. આબાદીના અને મંદીના બન્ને વખતમાં તેઓ સરખા હિસ્સેદાર થાય છે. બેશક, મજુરોને પેટીઉં તો અવશ્ય મળેજ, તેવા ઉદ્દેશથી પગારનો હલકામાં હલકો દર પણ મુકરર કરવામાં આવેલો હોય છે. આ દર એમણે અગાઉ જોયેલો હતો એટલે તેને તપાસી જવાની જરૂર રહી નહોતી. કમીટીના ચૅરમૅને કહ્યું:–

"મિ. કાર્નેગી! અમારે સઘળું કબૂલ છે." પણ પછી તેણે અચકાતાં અચકાતાં કહ્યું:–"અમારે તમારી પાસે એક વિનતિ કરવાની છે અને અમને આશા છે કે, તેનો તમે અસ્વીકાર નહિ કરો."

"ગૃહસ્થો ! જો તમારી માગણી વાજબી હશે, તો હું તેનો જરૂર સ્વીકાર કરીશ."

"ત્યારે, અમારી વિનતિ એવી છે કે, માણસોની વતી મહાજનના અધિકારીઓને આ કાગળો ઉપર સહીઓ કરવાની પરવાનગી આપો."

"બેશક, ગૃહસ્થો ! મોટી ખુશીથી તેમ કરવા દઇશું; પણ જેવી રીતે મેં તમારી માગણી સ્વીકારી, તેવી રીતે મારે પણ તમને એક વિનતિ કરવાની છે, તે તમે સ્વીકારશો એવી મને આશા છે. માત્ર મને ખુશી કરવાની ખાતર, અધિકારીઓ સહી કરે ત્યાર પછી તેની નીચે પ્રત્યેક મજુર પણ પોતપોતાની સહી કરે. જુઓ મિ. બૅનેટ ! આ દર ત્રણ વરસની મુદતને માટે અમલમાં રહેવાનો છે અને કેટલાક મજુરો કદાચ પાછળથી એવો વાંધો ઉઠાવે કે મહાજનના પ્રમુખને અમને આટલી લાંબી મુદતમાટે બાંધી નાખવાની સત્તા નહોતી; એટલે જો તેમની પણ સહીઓ હોય તો પાછળથી કોઈ જાતની ગેરસમજ ઉભી થવા પામે નહિ."

સર્વત્ર મૌન પ્રસર્યું, પછી બૅનેટની પાસે બેઠેલા એક માણસે તેને

ધીમેથી કહ્યું:-(પણ તે મેં સ્પષ્ટરીતે સાંભળ્યું હતું.)

'આપણી બધી કારીગરી ઉંધી વળી!'

એમજ થયું હતું; પણ તે સીધા હુમલાથી નહિ પણ હિકમત વાપરીને કરવામાં આવ્યું હતું. મહાજનના અધિકારીઓને જો મેં સહીઓ કરવા દેવાની ના પાડી હોત તો તેમને ફર્યાદ ઉઠાવવાનું કારણ રહેત અને લડાઇ ઉભી કરવાનું બહાનું મળત; પણ મેં તેમને તેમ કરવા દીધું એટલે પછી અમેરિકાનો દરેક સ્વતંત્ર શહેરી પોતાના તરફથી પોતે સહી કરે, એવી મારી સરળ અને સીધી માગણીનો તેમનાથી અસ્વીકાર શી રીતે કરી શકાય? મને એમ યાદ છે કે, મહાજનના અધિકારીઓએ સહીઓ કરીજ નહોતી, પણ કદાચ કરી પણ હોય. દરેક માણસની સહી લેવાનું થયું એટલે પછી તેમને સહીઓ કરવાનું પ્રયોજન કયાં રહ્યું.? વધારામાં, મજુરોને જ્યારે એમ લાગ્યું કે, દર નક્કી કરવામાં મહાજન કંઈ કરી શકયું નહોતું, એટલે તેમણે લવાજમ આપવાનું બંધ કર્યું અને મહાજન તૂટી ગયું. પાછળથી એનું અસ્તિત્વ કોઇ વખત જણાયું નથી. (આ વાત ઇ૦ સ૦ ૧૮૮૯ માં બની. આજ તેને ૨૭ વરસ થઈ ગયાં છે, છતાં હજીએ દરમાં કદી ફેરફાર કરવામાં આવ્યો નથી. એ વાત મજુરોના હાથમાં હોય. તોપણ તેઓ તેમ કરવા માગેજ નહિ. મેં તેમને જણાવ્યું હતું તેમ એ દર તેમને લાભકારક છે.)

મજુરવર્ગની મેં જે સેવા કરી છે, તેમાં ચઢઉતરનો દર દાખલ કરવાનું કામ પહેલે નંબરે આવે છે. એનાથી મુડી અને મજુરીના પ્રશ્નનું નિરાકરણ થઇ જાય છે; કેમકે એ તેમને સુખમા અને દુઃખમાં; આબાદીમાં અને મંદીમાં-બન્નેમાં ખરેખરા ભાગીદાર બનાવે છે. વીસ વરસ ઉપર પિટસબર્ગમાં વાર્ષિક દર પ્રચારમાં હતા, પણ એ વ્યવસ્થા સારી નથી, કેમકે તેમાં બન્ને પક્ષને લડાઇમાટે તૈયારી કરવાની તક મળે છે. તેને બદલે મુકરર કરેલા દરની અવધ નહિ ઠરાવવાથી બન્નેને લાભ છે. દરેક પક્ષને તેમાંથી છૂટા થવા માટે છ માસ કે એક વર્ષની મુદતની નોટીસ આપવાની છુટ આપવી એટલે તે ઘણું કરીને ઘણાં વર્ષસુધી કાયમ રહેશે.

મુડી અને મજુરી વચ્ચેના કજીઆનાં સ્વરૂપ કેટલીક વખત નજીવી બાબતોને લીધે કેવાં બદલાઈ જાય છે, તે બતાવવા માટે બે દાખલા રજુ કરવામાં આવે છે. દેખાવમાં કોઈ રીતે મહત્ત્વના નહિ એવા બનાવોને લીધે બન્ને દાખલામાં કજીઆની પતાવટ સમાધાનીથી કરવામાં આવી હતી. એક વખત મજુરોએ ગેરવાજબી માગણીઓ કરી હતી, તે ઉપરથી તેમને સમજાવવા માટે હું એમની કમીટીને મળવા ગયો. મને એવી બાતમી મળી હતી

કે એક માણસ જોકે મીલમાં નોકર હતો, છતાં તેણે છુપી રીતે દારૂનું પીઠું ઉઘાડયું હતું અને તેની મજુરો ઉપર બહુ લાગવગ ચાલતી હતી. એ મોટો બદમાશ હતો, તેથી નિર્વ્યસની શાંત મજુરો એનાથી બીતા હતા અને વ્યસની મજુરો એના દેવાદાર હતા. હીલચાલની ઉશ્કેરણી કરનાર એજ માણસ હતો.

હમેશની માફક મિત્રાચારીભરેલી રીતે અમે મળ્યા. મજુરોને મળવાથી મને ઘણો આનંદ થયો, એમનામાંના ઘણાને હું લાંબી મુદતથી પિછાનતો હતો અને કેટલાકનાં તો નામ પણ જાણતો હતો. અમે ટેબલ આગળ ગોઠવાઇ ગયા, તેમાં હું અને મજુરોનો અગ્રણી સામસામા બેઠા હતા. મેં મારી દરખાસ્ત સભા આગળ રજુ કરી એટલે પેલા અગ્રણીએ સભા છોડી ચાલ્યા જવાની ધારણાથી પોતાની ટોપી ભોંય ઉપરથી ઉઠાવીને ધીમે ધીમે પોતાને માથે મૂકવા માંડી. આ દેખી મારો લાગ ફાવ્યો.

"જુઓ સાહેબ! તમે સદ્‌ગૃહસ્થોની વચમાં બેઠા છો; મહેરબાની કરીને માથેથી ટોપી નીચે મૂકો અગર અહીંથી ચાલ્યા જાઓ."

હું તેની સામે તાકીને જોઇ રહ્યો હતો. સર્વત્ર ગંભીર ચૂપકીદી ફેલાઇ ગઈ. એ બદમાશને શું કરવું તેની સૂઝ પડી નહિ, તેથી તે ગલ્લાંતલ્લાં કરવા લાગ્યો; પણ હું જાણતો હતો કે, ગમે તે માર્ગ ગ્રહણ કરે તોપણ એ તો મ્હાત થયો હતો. જો તે ચાલ્યો જાય, તો એનો અર્થ એવો થાય કે તેણે ટોપી પહેરેલી રાખી સભાનું અપમાન કર્યું તેથી એને ચાલ્યા જવું પડ્યું. એનામાં ગૃહસ્થાઇનાં લક્ષણ નહોતાં. જો તે સભામાં બેસી રહે અને ટોપી ઉતારી નાખે, તો વાજબી ઠપકાને પાત્ર હોવાથી એનું પાણી ઉતરી જાય. એ કયો માર્ગ ગ્રહણ કરે છે, તેની મને પરવા નહોતી. એને માટે બેજ માર્ગ ખુલ્લા હતા; અને એ દરેક એને હાનિકારક હતો. એ મારા હાથમાં આવી પડયો હતો. એણે ધીમે ધીમે ટોપી માથેથી ઉતારી નીચે મૂકી દીધી. સભામાં ચાલેલી મસલતમાં એ ત્યાર પછીથી બીલકુલ ભાગ લઇ શકયો નહિ—એનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. પાછળથી મને ખબર મળી હતી કે, એને એ જગ્યા છોડવી પડી હતી. આ બનાવથી મજુરો પણ રાજી થયા અને તકરારનો નિકાલ સમાધાનીથી લાવી શકાયો.

ત્રણ વરસની અવધનો દર જ્યારે મજુરો આગળ રજુ કરવામાં આવ્યો, ત્યારે તેમણે અમારીસાથે મસલત ચલાવવા માટે સોળ માણસોની એક કમીટી નીમી. શરૂઆતમાં તો બહુ કામ થઇ શકયું નહિ અને મેં જાહેર કર્યું કે, અગત્યનાં કામસર આવતી કાલે મારે ન્યુર્યોર્ક ગયા વગર ચાલે એમ નથી. પછીથી

એમણે અમને પૂછાવ્યું કે:–'કમીટી બત્રીસની થાય તો તમને કંઈ વાંધો છે ? કેમકે મજુરો બીજા કેટલાક માણસોને કમીટીમાં ઉમેરવા માગે છે '–એમનામાં મતભેદ પડયાનું એ ચોક્કસ ચિહ્ન હતું. અમને તો એમાં કંઇ વાંધો હતોજ નહિ એટલે અમે તેમની માગણી કબૂલ રાખી. કમીટી મને મળવા માટે મારી પિટસબર્ગ ખાતાની ઑફીસમાં આવી. કામની શરૂઆત બિલી ઍડ્વર્ડસ નામના માણસે કરી. એણે કહ્યું કે, એકંદર ટોટલ(મજુરોને આપવા ધારેલી દર ટન દીઠ કુલ રકમ) બરાબર હતું; પણ વહેંચણી વાજબી નહોતી. કેટલાંક ખાતાંના દર રીતસરના હતા, પણ કેટલાંકના તેવા નહોતા. ઘણા ખરા માણસો એ વિચારના હતા, પણ કયા ખાતાના દર રીતસરના નહોતા, એમ પૂછવામાં આવતાં તેમનામાંનો મતભેદ ઉઘાડો પડયો. જૂદાં જૂદાં ખાતાંના કોઈ પણ બે માણસો એકમત થઈ શકયા નહિ. બિલીએ કહેવા માંડયું:–"મિ. કાર્નેગી! દર ટન દીઠ મુકરર કરવામાં આવેલી એકંદર રકમ રીતસરની છે, એ અમે કબૂલ રાખીએ છીએ; પણ તેની અમારામાં જે દરે વહેંચણી કરવામાં આવે છે, તે વાજબી નથી. હવે જુઓ મિ. કાર્નેગી ! મારૂં કામ તમે લો–"

હું વચમાંજ બોલી ઉઠયો:–"ઑર્ડર, ઑર્ડર, બિલી ! એવી વાત બોલવી નહિ. મિ. કાર્નેગી કોઇનું કામ લઇ લેતો નથી. બીજાનું કામ લઇ લેવું એ ઉંચા વર્ગના મજુરોમાં માફ ન થઇ શકે એવો ગુન્હો ગણાય છે."

આ સાંભળી બધા ખડખડ હસી પડયા અને બધે ભારે હસાહસ થઇ રહી. હું પણ તેમની સાથે હસવા લાગ્યો. બિલીને અમે 'મ્હાત' કર્યો. કહેવાની જરૂર નથી કે તકરારનું સમાધાન થયા વગર રહ્યું નહોતું. મજુરોને ઘણી વખત ઓછાવત્તા ડૉલરોની બહુ ભાંજગડ હોતી નથી. તેમની મહેનતની કદર પીછાનવી, તેમનાપ્રત્યે માયાળુપણે વર્તવું, ન્યાયપૂર્વક તોડ કાઢવા; આવી આવી વાતો અમેરિકાના મજુરોને સારી રીતે રીઝવી શકે છે.

મીલમાલીકો થોડે ખર્ચે મજુરોને માટે ઘણું કરી શકે એમ હોય છે. એક સભામાં મેં એમને પૂછ્યું કે 'તમારા હિતનું શું કાર્ય અમે કરીએ?' ત્યારે મારી યાદમુજબ એજ બિલી એડ્વર્ડસ ઉભો થઇ બોલ્યો કે, પગાર મહિને મહિને ચૂકવી આપવામાં આવે છે, તેથી કરીને ઘણા મજુરોને દેવું કરવું પડે છે.તેના પ્રત્યક્ષ શબ્દો આ પ્રમાણેના હતા:–"મારી પત્ની એક સારી ગૃહિણી છે અને તે ઘરની વ્યવસ્થા સારી રાખે છે. અમે દર ચોથે શનિવારે બપોર પછીના પિટસબર્ગ જઇએ છીએ અને એક મહિનો ચાલે એટલો સામાન સામટો ખરીદી લઇએ છીએ, તેને લીધે અમારે ત્રીજા ભાગના દામ ઓછા આપવા પડે છે; પણ મજુરોનો મોટો ભાગ એમ કરી શકતો નથી; કેમકે અહીં-

ના દુકાનદારોના ભાવ બહુજ ભારે છે. અને બીજી એક વાત છે કે, એમણે કોલસાના ભાવ બહુ આકરા રાખ્યા છે. જો તમે તમારા મજુરોને મહિનાને બદલે પંદર પંદર દહાડે પગાર ચૂકવી આપો તો, કાળજીવાળાં માણસોને તો તેથી પગારમાં દશ ટકાનો કે તેથી પણ વધારે વધારો પરવડે."

મેં કહ્યું:–"મિ. એડ્વર્ડ્સ, એ પ્રમાણેની ગોઠવણ થશે."

એને લીધે કામમાં જરા વધારો થયો અને થોડા વધારે કારકુનો રોકવા પડયા, પણ એ બાબત નજીવી હતી. વેપારીઓ મોંઘે ભાવે વેચતા, એ હકીકત સાંભળી મને મજુરોના તરફથી સહકારી ભંડાર ખોલવાનો વિચાર સૂઝી આવ્યો; અને એ પણ મેં તરતજ અમલમાં મૂક્યો. કંપનીએ મકાનનું ભાડું આપવાનું કબૂલ કર્યું, પણ બધો વહીવટ કરવાનો બોજો તેમને માથે નાખ્યો. ફ્રૅંડાકસ કોઓપરેટીવ સોસાયટીની સ્થાપના આ પ્રમાણે થઇ હતી. આ સંસ્થા અનેક કારણોને લીધે અત્યંત કિંમતી છે. એક કારણ એ છે કે, તેને લીધે મજુરોને પણ ખબર પડે છે કે, ધંધાને અંગે ઘણી મુશીબતો હોય છે. કોલસાને લગતી મુશ્કેલી એવી રીતે દૂર કરવામાં આવી કે અમારી કંપનીએ તેમને પડતર ભાવે કોલસા પૂરા પાડવાનું કબૂલ કર્યું (આ ભાવ કોલસાના વેપારીઓના ભાવથી અડધા હતા.) અને જે મજુર ગાડાભાડું આપવાનું કબૂલ કરે તેને ઘેર કોલસા મોકલી આપવાનું પણ અમે માથે રાખ્યું.

બીજી એક બાબતમાં પણ અમે મજુરોને અનુકૂળતા કરી આપી. મજુરો જે થોડું ઘણું બચાવી શકતા, તેની શી વ્યવસ્થા કરવી એની તેમને સૂઝ પડતી નહિ. ઈંગ્લાંડની માફક અમેરિકામાં પોષ્ટ, ઑફીસોને લગતી સેવિંગ બેંકો ઉઘાડવામાં આવી નહોતી; અને એવા માણસોને બેંકો ઉપર શ્રદ્ધા હોતી નથી. કરકસર કરવાની ટેવને ઉત્તેજન આપવાની ધારણાથી અમે દરેક મજુરની એકંદર બે હજાર ડૉલરસુધીની રકમ અમારી પેઢીમાં જમે રાખી તેનું ૭ ટકા મુજબનું વ્યાજ આપવાનું કબૂલ કર્યું. એમનાં નાણાં અમે અમારા ધંધામાં રોકી દેતા નહિ, પણ ટ્રસ્ટફંડતરીકે જુદાંજ રાખી, તેમાંથી જેમને મકાન બાંધવાં હોય તેમને ધીરતા. મારા અભિપ્રાયમુજબ કરકસરથી ચાલનારા મજુરોને માટે આ ગોઠવણ સર્વોત્તમ છે.

આર્થિક દ્રષ્ટિથી વિચારતાં પણ, મજુરોને આવી જાતની છુટો આપવી, એ નાણાંની એક ઉત્તમ પ્રકારની લાભકારક વ્યવસ્થા છે. તમારાં માણસો સાથે કરારના શબ્દાર્થને વળગી રહી તે મુજબ ચાલવાને બદલે ઉદારતાથી વર્તવાથી તમને લાભજ થાય છે. મિ. ફ્રિપ્સે કહ્યું હતું તેમ, મારા બે ભાગીદારો એમ જાણતા હતા કે, મારું વલણ હમેશાં મજુરોની ગેરવાજબી માગણી-

ઓનો પણ સ્વીકાર કરવા તરફ રહે છે; પણ પાછળ દૃષ્ટિ નાખી મારી આ ખોડનો હું વિચાર કરૂં છું, ત્યારે મને એમ થાય છે કે, એ ખોડ એથી પણ ભારે હોત તો વધારે સારૂં થાત. મજુરો સાથેની મિત્રતાથી–તેમના પ્રત્યે સદ્ભાવ રાખવાથી જેટલો નફો પરવડે છે, તેટલો બીજા કોઇ જાતના ખર્ચથી મળતો નથી.

હું ધારૂં છું કે, અમારૂં મજુરમંડળ અદ્વિતીય હતું. બધા ઉત્તમ માણસો-જ અમારા કારખાનામાં ભેગા થયા હતા. તકરારો અને હડતાળો ભૂતકાળના વિષયો થઇ ગઇ.હોમસ્ટેડના મજુરો જે અમે ગમે ત્યાંથી વીણી લાવીને એકઠા કર્યા હતા તેને બદલે અમારા જૂના માણસો પૈકીના હોત તો, હું ધારૂં છું કે ૧૮૯૨વાળું રમખાણ ભાગ્યેજ થવા પામ્યું હોત. પોલાદની રેલો બનાવવાની મીલોમાં ૧૮૮૯ માં પગારના જે દર નક્કી કરવામાં આવ્યા હતા,તે હજી (૧૯૧૪ માં) પણ ચાલુ છે અને હું ધારૂં છું કે, તે દહાડા પછીથી કોઇ વખત મજુરો તરફની વિટંબણા ઉભી થઇ નથી. મેં આગળ જણાવ્યું છે તેમ, મજુરોએ પોતાની મેળેજ પોતાનું મહાજન તોડી નાખ્યું; કેમકે મજુરોને સીધી રીતેજ ત્રણ વરસનો કરાર મળ્યો, એટલે મહાજન નિભાવવામાટે લવાજમ આપવાનું પ્રયોજન રહ્યું નહિ. તેમનું મજુર મહાજન જો કે બરખાસ્ત કરવામાં આવ્યું છે તોપણ તેની જગ્યા બીજા અને વધારે સારા જોડાણે લીધી છે–મુડીદાર અને મજુર એ બેની વચ્ચેનું ખરા દીલનું જોડાણ–એ બેની એકદીલી, એ બન્ને પક્ષકારોના હકમાં સર્વોત્તમ જોડાણ છે.

પોતાના માણસોને સારી રોજી અને જાથુનું કામ મળે,એ મુડીદારના હિતની વાત છે.ચઢઉતરના દરને લીધે કંપનીનો માલ બજારમાં પોષાય છે અને કેટલીક વખત 'ઑર્ડર' લઇ કારખાનાં ચાલુ રાખી શકાય છે–અને મજુરોને મુખ્ય જરૂર એનીજ હોય છે. ભારે પગાર એક રીતે જોતાં સારા છે; પણ સ્થાયી રોજી-ને–જાથુના કામને તે કોઇ રીતે પહોંચી શકે નહિ. મારા અભિપ્રાયમુજબ, મુડી અને મજુરીવચ્ચેના સંબંધપરત્વે, એડ્ગર થૉમ્સન મિલ્સ, આદર્શ કારખાનાસમાન છે. મને એમ કહેવામાં આવે છે કે, અમારા વખતમાં, તેમ હાલ (૧૯૧૪) માં મજુરો ત્રણ વારીઓને બદલે બે વારીઓ પસંદ કરે છે; પણ ત્રણ વારીઓનો જમાનો આવ્યા વગર રહેવાનો નથી. આપણે જેમ જેમ આગળ વધતા જઇશું તેમ તેમ મજુરીના કલાકમાં ઘટાડો થતો જશે. આઠ કલાકનું ધોરણ મુકરર થયા વગર રહેવાનું નથી–કામના આઠ કલાક, ઊંઘના આઠ કલાક અને આરામ અને વિશ્રાન્તિના આઠ કલાક. મારી ધંધાની કારકીર્દીમાં એવા ઘણા બનાવો બન્યા છે, જેના ઉપરથી એમ પૂરવાર થાય છે કે,

મજુરીને લગતી વિટંબણાઓનું મૂળ રોજીનો દર હોતો નથી. મારી માન્યતા મુજબ તકરારો ઉપસ્થિત થતી અટકાવવાનો રામબાણ ઉપાય મજુરોના કલ્યાણ-માટે ખરા દીલથી લાગણી ધરાવવી–તેમની ખાત્રી કરી આપવી કે તેમને માટે તમે ખરેખર પરવા રાખો છો અને તેમની ઉન્નતિ જોઈ તમને આનંદ થાય છે–એ છે. આટલું તો હું અંતઃકરણપૂર્વક કહી શકું છું કે, મારા મજુરો સાથે વાટાઘાટ કરવામાં મને રસ પડતો અને હું તેમને જેમ જેમ વધારે પિછાનતો ગયો, તેમ તેમ તેમના ઉપરના મારા ભાવમાં વધારો થતો ગયો. મુડીદારનામાં એક સદ્‌ગુણ હોય છે, તો તેમનામાં સાધારણ રીતે બે સદ્‌ગુણ હોય છે; અને તેઓ આપસઆપસમાં વધારે ઉદારપણે વર્તતા હોય છે.

સાધારણ રીતે મજુરી મુડીના આગળ નિરુપાય હોય છે. મુડીદાર કદાચ કારખાનું બંધ કરવાનો વિચાર કરે તો થોડી મુદ્દતમાટે એને નફો મળતો બંધ થાય છે, પણ તેને લીધે એની ખાસિયતોમાં, એના ખોરાકમાં, પોષાકમાં અને મોજશોખમાં જરાપણ ફેર પડતો નથી; તંગી કે ભૂખમરાનો ત્રાસ એને વેઠવો પડતો નથી. આનો હવે એના મજુરની દશાસાથે મુકાબલો કરો. એની રોજીમાં ઘટાડો થતાં એના પેટમાં તેલ રેડાય છે. સ્વાસ્થ્ય કે સુખચેન ભોગવવાનું એના નસીબમાં હોતું નથી.બૈરીછોકરાંની જરૂરીઆતો એ ભાગ્યેજ પૂરી પાડી શકે છે, માંદાની માવજત કરવાનું તેનાથી બની શકતું નથી. એટલે કે મુડીદારનું રક્ષણ કરવાની આપણને બીલકુલ આવશ્યકતા નથી; પણ નિરાધાર મજુરની આપણે સંભાળ રાખવાની છે.હું કાલથી પાછો ધંધામાં પડું, તો મજુરીને લગતા પ્રશ્નો મારા મગજને વ્યગ્ર કરી શકશે નહિ;પણ ગરીબ અને કોઇ વખતે અવળે માર્ગે ચઢી ગયેલા પણ સારી નિષ્ઠાવાળા મજુરો માટેની દયા મારા હૃદયમાં પ્રવેશ કરી તેને પીગળાવશે અને તે દેખી તેમનાં હૃદય પણ કોમળ થશે.

હોમસ્ટેડની હડતાળ પછી ૧૮૯૨ માં હું પિટસબર્ગ પાછો ફર્યો ત્યારે કારખાનામાં જઇ જે લોકો તોફાનમાં ભળ્યા નહોતા એવા કેટલાક મજુરોને હું મળ્યો. તેમણે એવો અભિપ્રાય દર્શાવ્યો કે, હું ત્યાં હાજર હોત, તો હડ-તાળ પડતજ નહિ. મેં જવાબ આપ્યો કે, કંપનીએ ઉદારતાભરેલી શરતો કરવાની ઇચ્છા દર્શાવી હતી, અને હું એથી વધારે કશું આપી શકત નહિ; વળી મને સ્કૉટલૅન્ડમાં તાર મળ્યો ત્યારપહેલાં તો સંસ્થાનનો ગવર્નર લશ્કર સાથે સ્થળ ઉપર હાજર થઇ ચૂકયો હતો અને બાજી મારા ભાગીદારોના હાથમાં રહી નહોતી. પછી મેં ઉમેર્યું:–

"તમને ખોટી સલાહ મળી હતી. તમારે મારા ભાગીદારોની શરતો કબૂલ રાખવી જોઈતી હતી. એ શરતો બહુ ઉદાર હતી. હું એટલું પણ આપત

કે કેમ એ એક સવાલ હતો."

આના જવાબમાં એક માણસે મને કહ્યું:-

"અરે મિ. કાર્નેગી! એ કંઇ ડૉલરોનો સવાલ નહોતો. તમે એ લોકોને લાતે લાતે માર્યા હોત તોપણ એ સહન કરત, પણ પેલા બીજા માણસોને તો એ પોતાના વાળને પણ થાબડવા ન દે"

મજુરવર્ગની સાથેના પ્રત્યક્ષ જીવનવ્યવહારમાં પણ, લાગણીનું આટલું બધું પ્રાબલ્ય છે. જેઓ મજુરોને બરાબર પીછાનતા હોતા નથી, તે લોકો ઘણું કરીને આ વાતને માનતા નથી; પણ મારી ખાત્રી છે કે, મુડી અને મજુરીવચ્ચેની તકરારોનો અડધો ભાગ પણ પગારને લગતા વાંધાને લીધે ઉભો થયેલો હોતો નથી. મુડીદારોમાં મજુરોની કદર પીછાનવાના ગુણની તેમ તેમનાપ્રત્યેના માયાળુ વર્તનની ખામી હોય છે, તેને લીધેજ ઘણી તકરારો ઉભી થવા પામે છે.

ઘણા હડતાળીઆ સામે ફર્યાદો માંડવામાં આવી હતી; પણ મારા આવ્યા બાદ એ સઘળી માંડી વળાવવામાં આવી. જે જૂના મજુરો ત્યાં રહ્યા હતા અને જુલમ ગુજારવા માટે દોષપાત્ર નહોતા, એ સઘળાને નોકરીમાં દાખલ કરવામાં આવ્યા. મેં સ્કૉટલૅન્ડથી તાર કરી મિ. સ્કર્વાબને હોમસ્ટેડ પાછો મોકલવા આગ્રહ કર્યો હતો. એને થોડી મુદત ઉપરજ પ્રૉમોશન આપી એડ્ગર થૉમ્સન વર્ક્સ ઉપર મોકલવામાં આવ્યો હતો. એણે હોમસ્ટેડ જઇ ટુંક મુદતમાં સુવ્યવસ્થા, સમાધાની અને એકદીલી ઉભી કરી. એને પ્રેમથી લોકો 'ચાર્લી' કહી બોલાવતા. એ જો હોમસ્ટેડના કારખાનામાં રહ્યો હોત તો ઘણું કરીને ગંભીર રમખાણ થવા પામત નહિ. 'ચાર્લી' પોતાના મજુરોને ચહાતો હતો અને મજુરો એને ચહાતા હતા; પણ હજી હોમસ્ટેડમાં એક અસંતોષકારક અંશ કાયમ રહ્યો હતો. જે મજુરોને અમે વાજબી કારણોસર અમારાં કારખાનાંમાંથી કાઢી મૂકયા હતા એ બધા, અમે એ કારખાનું ખરીદી લીધું ત્યાર પહેલાં, ત્યાં જઇ ભરાયા હતા.



# પ્રકરણ ૧૯ મું

## દ્રવ્યમિમાંસા ( ગૉસ્પેલ ઑફ વૅલ્થ )



મારું 'ગૅાસ્પેલ ઑફ વૅલ્થ' નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું, ત્યાર પછી દ્રવ્યોપાર્જનની ઉપાધિમાંથી નિવૃત્ત થઈ એ પુસ્તકમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોને અનુરૂપ જીવન રાખવું, એ મારે માટે આનવાર્ય હતું. મેં વધુ પૈસો પેદા કરવાનું બંધ કરવાનો તથા પેદા કરેલા દ્રવ્યની ડહાપણભરેલી વહેંચણી તથા વ્યવસ્થા કરવાનું વધારે વિકટ કામ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. અમારો વાર્ષિક નફો ચાર કરોડ ડૉલરને આંકડે પહોંચ્યો હતો અને એ પેદાશમાં વધારો થવાનો આશ્ચર્યકારક સંભવ હતો. અમારી પાસેથી અમારાં કારખાનાં ખરીદી લેનારી યુનાઇટેડ સ્ટેટ્સ સ્ટીલ કૅારપોરેશન નામની કંપનીએ તરતજ એક સાલમાં ૭ કરોડ ડૉલરનો નફો કર્યો હતો. જો અમારી કંપની ચાલુ રહી હોત અને ખીલવણી કરવાની યોજનાને વળગી રહી હોત, જો અમારી ગણત્રીમુજબ એ વરસમાં સાત કરોડ ડૉલરની કમાણી થાત.

પોલાદનું સાર્વભૌમપણું બેસી ચૂક્યું હતું અને બીજી હલકી ધાતુઓ ખસતી થવા લાગી હતી.સ્પષ્ટ સમજાવા લાગ્યું હતું કે પોલાદના ધંધાનું ભવિષ્ય ઘણું ઉજળું હતું; પણ મને પોતાને લાગતું વળગતું હતું, ત્યાંસુધી તો હું જાણતો હતો કે, મારા ઉપાર્જિત દ્રવ્યની સુવ્યવસ્થા કરવાના કામમાં વૃદ્ધાવસ્થાદરમિયાન મારૂં સઘળું કૌવત ખપી જશે. હમેશની માફક શૅકસપિયરે મારા વિચારો ઉપર જાદુઇ ઓપ ચઢાવીને નીચેનો સિદ્ધાંત નક્કી કરી આપ્યો હતો:-'વહેંચણી એવી થવી જોઇએ કે જેની પાસે જોઇએ તે કરતાં વધારે હોય, તેની પાસેથી પડાવી લઇ દરેક માણસને જોઇએ તેટલું મળી રહે.' આ અરસામાં એટલે ૧૯૦૧ ના માર્ચ માસમાં, સ્કવૅાબે મને કહ્યું કે, મિ. મૉર્ગને એમ કહેવરાવ્યું છે કે તમારે ધંધામાંથી નિવૃત્ત થવાની મરજી છે કે કેમ? અને જો તેમ હોય તો હું તેની ગોઠવણ કરી આપું. તેણે વધારામાં મને

એમ પણ કહ્યું કે, મિ. મૉર્ગને જે સારી જેવી કિંમત આપવાની ઇચ્છા દર્શાવી છે, તે ઉપરથી લઈચાઇને મારા ભાગીદારોની પણ પોતાના હિસ્સા વેચી નાખવાની મરજી થઇ છે.મેં કહ્યું કે, જો મારા ભાગીદારોની તેવી મરજી હોય તો હું પણ તેમાં સંમત છું. આખરે અમે અમારો રોજગાર વેચી નાખ્યો.

સટોરીઆ લોકો જૂની મીલો જુજ કિંમતે ખરીદી લઇ,તેમના શૅરોના ભાવ ચઢાવી દઇ, નિર્દોષ ખરીદદારોને માથે મઢી એટલો બધો પ્રપંચ રચતા કે મેં અમારા શૅરોના ભાવ ઉપર કંઇ પણ નફો લેવાની ના પાડી. જો મેં નફો લેવા ધાર્યો હોત, તો મિ. મૉર્ગનના પોતાના કહેવા મુજબ અમને દશ કરોડ ડૉલર વધારે મળત; કેમકે અમારો રોજગાર અચ્છી રીતે જામેલો હતો. પણ મારી પાસે જે પુંજી હતી, તેટલાનીજ વ્યવસ્થા કરવામાં મારે પહેલાના કરતાં વધારે જીવ પરોવવો પડતો હતો.

મારી પહેલી બક્ષીસ મીલોના મજુરો જોગ હતી. એ બક્ષીસનું સ્વરૂપ નીચેના કાગળો ઉપરથી સમજાશે.

ન્યુયૉર્ક--તા. ૧૮ મી માર્ચ, ૧૯૦૧

ધંધામાંથી નિવૃત્ત થતાં, જે મજુરોએ મને સાફલ્ય અપાવવામાં ઘણો સારો હિસ્સો આપ્યો છે, તેમના તરફની મારી આભારની લાગણીના પુરાવાતરીકે હું મારા વધારાના દ્રવ્યમાંથી તેમને પાંચ ટકાના વ્યાજવાળાં ચાળીસ લાખ ડૉલરનાં બૉન્ડ અર્પણ કરૂં છું. જે મજુરો અકસ્માતના ભોગ થઇ પડે, તેમના અને તેમના કુટુંબના માણસોના સંકટનું નિવારણ કરવું અને વૃદ્ધાવસ્થામા જેમને મદદની જરૂર હોય તેમને નાની રકમનાં પેન્શન આપવાં, એ આ ફંડનો ઉદ્દેશ છે. વધારામાં અમારા મજુરોને માટે મેં જે લાઇબ્રેરીઓ તથા મકાન બંધાવી આપ્યાં છે, તેમના નિભાવખર્ચ માટે આવાં દશ લાખ ડૉલરનાં બૉન્ડ અર્પણ કરૂં છું.

આના બદલાતરીકે હોમસ્ટેડના મજુરોએ મને નીચેનું માનપત્ર અર્પણ કર્યું:-

મુન હૉલ પા–તા. ૨૩ મી ફેબ્રુવારી, ૧૯૦૩

મિ. ઍન્ડ્રુ કાર્નેગી, ન્યુયૉર્ક.

પ્યારા સાહેબ,

આપે સ્થાપેલા 'ઍન્ડ્રુ કાર્નેગી રિલિફ ફંડ'ના વહીવટનો પહેલો રિપોર્ટ ગયા માસમાં અમારી સમક્ષ રજુ થતાં, આપે એ ફંડ સ્થાપવામાં જે ઉંચા પ્રકારની પરોપકારવૃત્તિ પ્રદર્શિત કરી છે, તેની અમે કેટલી મોટી કિંમત આંકીએ છીએ, તે અમે હોમસ્ટેડ સ્ટીલ વર્ક્સના મજુરો, આથી અમારી કમીટીદ્વારા, વ્યક્ત કરવાની રજા લઇએ છીએ.

તમે તમારા મજુરોના કલ્યાણ માટે હમેશથી જે લાગણી ધરાવતા આવ્યા છો, તેને માટે તેમના ઉપર તમારો જે ઉપકાર થયો છે, તે માત્ર શબ્દોથી વર્ણવી શકાય એમ નથી. તેમના કલ્યાણને માટે તમે જે અનેક માર્ગે પ્રયાસ આદર્યા છે, તેમાં અમારી સમજપ્રમાણે 'એન્ડ્રુ કાર્નેગી રિલિફ્ ફંડ' પહેલે નંબરે આવે છે. જે ગૃહોમાં મનુષ્યોનાં ભાવી અંધકારમય અને નિરાશાજનક જણાતાં હતાં, ત્યાં આ ફંડની સહાયતાથી ઉદ્વેગ નાબુદ થયાના અને આશા તથા સામર્થ્ય જાગ્રત થયાના અમને અંગત અનુભવ થયા છે.

માનવંતા સાહેબ, અમે છીએ આપના;

કમીટીના સભ્યો:
- હેરી ઍફ્. રોઝ; રેલો બનાવનાર
- જૉન બૅલ, લુહાર
- જે. એ. હાર્ટન, હાજરી પૂરનાર.
- વૉલ્ટર એ. ગ્રેગ, ઇલેક્ટ્રીક ફોરમૅન.
- હૅરી ક્યુસૅક, યાર્ડ માસ્તર ( કમ્પાઉન્ડની દેખરેખ રાખનાર )

લ્યુસીફર્નેસના માણસોએ મને એક સુંદર ચાંદીનો ટાટ અર્પણ કર્યો અને તેના ઉપર નીચેનું માનપત્ર કોતરાવ્યું:–

ઍન્ડ્રુ કાર્નેગી રિલિફ્ ફંડ,
લ્યુસી ફર્નેસિઝ.

મિ. ઍન્ડ્રુ કાર્નેગીએ પોતાની ઔદાર્યશાળી ભૂતદયાથી પ્રેરાઇને, કાર્નેગી કંપનીમાં કામ કરનારા માણસોના હિતની ખાતર 'ઍન્ડ્રુ કાર્નેગી રિલિફ્ ફંડ' સ્થાપ્યું છે, તેથી ઠરાવ કરવામાં આવે છે કે:–

લ્યુસી ફર્નેસિઝમાં કામ કરનારા માણસો, ખાસ સભા ભરી, મિ. ઍન્ડ્રુ કાર્નેગીના અદ્વિતીય અને અતિ ઉદાર ધર્માદા ફંડ બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

વધુ ઠરાવ કરવામાં આવે છે કે:–એમનાં સત્કાર્યોનાં ફળ ભોગવવા માટે એ લાંબુ આયુષ્ય ભોગવે, એવી અમારી, તીવ્ર ઉત્કંઠા અને પ્રાર્થના છે.

જેમ્સ સ્કૉટ–ચૅરમૅન.
લુઇ એ. હચિસન–સેક્રેટરી.

કમીટીના સભ્યો:
- જેમ્સ ડેલી.
- આર. સી. ટેલર
- જૉન વી. વૉર્ડ
- ફ્રેડરિક વૉલ્કર
- જૉન. ઍમ. વે

હું તરતજ યૂરોપ જવા માટે ઉપડી ગયો; અને હમેશની માફક મારા કેટલાક ભાગીદારો મને વળાવવા તથા સફળ સફર ઇચ્છવા મારી સાથે સ્ટિમર સુધી આવ્યા; પણ અરે, આ વખતની વિદાયગીરી કેવી જૂદી જાતની હતી! ગમે તેમ બોલીએ અને ગમે તેમ ચાલીએ, પણ જૂની સ્થિતિ બદલાઇજ ગઇ હતી. આ વાત મારા ખ્યાલમાં આવ્યા વગર રહી નહોતી. આ વિદાયગીરી બહુ સખ્ત હતી; તેમનાથી છૂટા પડતાં મને અપાર દુઃખ થયું હતું.

કેટલાક માસ પછી હું જ્યારે ન્યુયૉર્ક પાછો ફર્યો, ત્યારે હું જાણે તદ્દન સ્થાનભ્રષ્ટ થયો હોઉં એમ મને લાગ્યું; પણ કેટલાક 'બૉઇઝ' ને (મારા બાળપણના મિત્રોને) મને આવકાર આપવા માટે બંદર ઉપર આવેલા જોઈ મારામાં ઘણો ઉત્સાહ આવ્યો. એ પ્રથમનાજ જૂના મિત્રો હતા, પણ અમારી સ્થિતિમાં કેટલો બધો ફેરફાર પડી ગયો હતો. મેં ભાગીદારો ગુમાવ્યા હતા, પણ મિત્રો ગુમાવ્યા નહોતા—એ ભાગીદાર મટી ગયા હતા, પણ મિત્રતરીકે કાયમ રહ્યા હતા. આ કંઇક આશ્વાસન લેવા જેવું હતું—ઘણું હતું; છતાં શૂન્યતા તો રહીજ હતી. હવે મારે મારા વધારે પડતા દ્રવ્યની વિવેકપુરઃસર વ્યવસ્થા કરવાના જાતે વહોરી લીધેલા કામમાં જીવ પરોવવાનો રહ્યો.એ કામમાં મને પુષ્કળ મઝા પડશે.

'સ્કૉટિશ અમેરિકન' નામના ઉમદા પેપરમાં પ્રસિદ્ધ થયેલી એક લીટીએ એક દિવસ મારૂં ધ્યાન ખેંચ્યું. એ પેપરમાં વખતોવખત સુંદર વચનામૃત પ્રસિદ્ધ થતા. એ લીટી નીચે મુજબની હતી.

'વણવા શરૂ કરેલા થાનને માટે દેવતાઓ સૂતર પૂરૂં પાડે છે' અર્થાત આરંભેલા કાર્યને પૂરૂં કરવામાં ઈશ્વર મદદ કરે છે. આ લીટી જાણે મને ઉદ્દેશીનેજ લખાઇ હોય, એમ મને લાગ્યું. એનું રહસ્ય મારા હૃદયમાં ઉતરી ગયું; અને મેં તરતજ થાન વણવાનું શરૂ કરવાનો નિશ્ચય કર્યો. બન્યું પણ તેમજ; દેવતાઓએ યોગ્ય સ્વરૂપમાં સૂતર મોકલી આપ્યું. ન્યુયૉર્ક પબ્લીક લાઇબ્રેરીઝવાળો ડૉકટર જે. ઍસ. બિલિંગ્સ તેમનો એજંટ હતો. ન્યુયૉર્ક શહેરમાટે ૬૮ લાઇબ્રેરીઓ સ્થાપી આપવાનું મેં વચન આપ્યું અને તેને માટે એકી કલમે સાડીબાવન લાખ ડૉલર કાઢી આપ્યા. બ્રુકલીન શહેરમાં પણ મેં વીસ લાઇબ્રેરીઓ બંધાવી આપી.

મેં આગળ જણાવ્યું છે તેમ ડન્ફર્મલાઇનના જે પાંચ વણકરોએ પોતાનાં પુસ્તક એકઠાં કરી પોતાના ઓછા નસીબદાર પાડોશીઓને વાચનની અનુકૂળતા કરી આપી હતી, તેમાંના એક મારા પિતા હતા. મેં તેમને પગલે ચાલી મારી જન્મભૂમિને એક લાઇબ્રેરી બંધાવી આપી હતી—એનો પાયો નાખવા-

ની ક્રિયા મારી માએ કરી હતી. એ રીતે આ સાર્વજનિક લાઇબ્રેરી મારી પહેલી બક્ષીસ હતી. પછી મેં અમેરિકાના પહેલા નિવાસસ્થાન એલિધની શહેરને પણ એક લાઇબ્રેરી તથા સાર્વજનિક હૉલ અર્પણ કર્યાં હતાં. પ્રેસિડંટ હૅરિસને મહેરબાની કરી વૉશિંગ્ટનથી મારીસાથે આવી એ મકાનો ખુલ્લાં મૂકવાની ક્રિયા કરી હતી. પછી તરતજ પિટસબર્ગની માગણી ઉપરથી એ શહેરને પણ એક લાઇબ્રેરી આપવામાં આવી. પાછળથી તેમાં સંગ્રહસ્થાન, ચિત્ર-સંગ્રહાલય, ઔદ્યોગિક શાળાઓ અને જુવાન સ્ત્રીઓમાટેની માર્ગારેટ મોરિસન સ્કૂલ, એ બધી સંસ્થાઓનાં મકાનોનો ઉમેરો કરવામાં આવ્યો. આ મકાનો સાર્વજનિક ઉપયોગમાટે ઇ૦ સ૦ ૧૮૯૫ ના નવેમ્બરની પાંચમી તારીખે ખુલ્લાં મૂકવામાં આવ્યાં હતાં. પિટ્સબર્ગમાં રહીનેજ હું તવંગર થયો હતો અને તેથી આ મકાનો પાછળ ખર્ચેલી બે કરોડ ચાળીસ લાખ ડૅાલરની રકમ એ શહેરે મને આપેલી પુંજીનો એક નાનકડો ભાગ છે. (પિટ્સબર્ગના કાર્નેગી ઇન્સ્ટીટ્યુટ પાછળ એકંદરરીતે બે કરોડ એંશી લાખ ડૅાલર ખર્ચવામાં આવ્યા હતા.)

મારી બીજી મોટી બક્ષીસ વૉશિંગ્ટનમાં 'કાર્નેગી ઇન્સ્ટીટ્યુટ' સ્થાપવાને લગતી હતી. ઇ૦ સ૦ ૧૯૦૨ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે મેં આ કાર્યમાટે શરૂઆતમાં પાંચ ટકાના વ્યાજવાળાં એક કરોડ ડૅાલરનાં બૉન્ડ આપ્યાં અને એ નાણાંનો સદ્વ્યય થયાની ખાત્રી મળતાં બીજી રકમો ઉમેરી એકંદર બક્ષીસ અઢી કરોડની કરી આપી. આ બાબતમાં મેં પ્રેસિડન્ટ રૂઝવેલ્ટની પણ સલાહ લીધી હતી અને સ્વદેશ ખાતાના પ્રધાન મિ. જૉન હેને ચેરમૅન થવાનું કબૂલ કરાવ્યું હતું. એમની સાથે ડાયરેક્ટરો તરીકે અબ્રામ એસ. હ્યુએટ, ડૉક્ટર બિલિંગ્સ, વિલિયમ ઇ. ડૉજ, ઇલીહુ રૂટ, કર્નલ હિગિન્સન; ડી. ઓ. મિલ્સ, ડૉક્ટર ઍસ. પિચેલ અને બીજાઓને નિમવામાં આવ્યા હતા.

જે સદ્ગૃહસ્થોએ આ પ્રમાણે સેવા કરવાનું કબૂલ કર્યું હતું, તેમનાં નામોની યાદી મેં પ્રોસડન્ટ રૂઝવેલ્ટને બતાવી, ત્યારે તેમણે કહ્યું 'એટલાં બીજાં નામ તમને મળી શકવાનાં નથી.' તેમની સંપૂર્ણ મદદથી આ સંસ્થા ઇ૦ સ૦ ૧૯૦૪ ના એપ્રીલની ૨૮ મી તારીખે કૅાંગ્રેસના એક કાયદાની રૂએ અસ્તિત્વમાં આવી. તેનો ઉદ્દેશ નીચે મુજબનો દર્શાવવામાં આવ્યો છેઃ—

અન્વેષણ અગર શોધખોળના કાર્યને તથા નવી શોધો કરનારને, તેમજ પ્રાપ્તજ્ઞાનને મનુષ્યજાતની સ્થિતિ સુધારવાના કામમાં ઉપયોગમાં લેવાના માર્ગના અન્વેષણના કાર્યને, અત્યંત વિશાળ દૃષ્ટિથી અને બહુજ ઉદારતાથી, ઉત્તેજન આપવું; અને ખાસ કરીને, વિજ્ઞાન, સાહિત્ય તથા કળાના કોઇ પણ

પ્રદેશ અગર ક્ષેત્રમાં શોધખોળ કરાવવી, તેમજ તેવી શોધખોળોને હરેક રીતે મદદ કરવી; અને આ ઉદ્દેશ પાર પાડવા માટે, સરકાર, યુનિવર્સિટીઓ, કૉલેજો, ઔદ્યોગિક સંસ્થાઓ, વિદ્વાનોનાં મંડળો તથા છૂટક વ્યક્તિઓ, એ તમામની સાથે સહકાર કરવો.

આ સંસ્થાના પહેલા પ્રેસિડન્ટતરીકે ડૉક્ટર ડેનિયલ જે. ગિલ્મૅનની પસંદગી કરી આપવા માટે હું ડૉક્ટર બિલિંગ્સનો આભારી છું. થોડી મુદતમાં એમનું મૃત્યુ થતાં, ડૉક્ટર બિલિંગ્સની ભલામણ ઉપરથી હાલના ફતેહમંદ પ્રેસિડંટ ડૉક્ટર રૉબર્ટ એસ. વુડવર્ડની નિમણૂંક કરવામાં આવી. એ સંસ્થાના કામકાજ ઉપર દેખરેખ રાખવા માટે એ લાંબું આયુષ્ય ભોગવો ! સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકો તથા રિપોર્ટો ઉપરથી એમાં થતા ઉત્તમ કાર્યનો એવો સરસ ખ્યાલ આવી જાય છે કે, આ સ્થળે એનું નિરૂપણ કરવું અનાવશ્યક છે. તેમ છતાં તેણે હાથ ઉપર લીધેલાં બે કાર્ય એવાં અપૂર્વ છે કે તેમના સંબંધમાં અત્રે ઇસારો કર્યા સિવાય મારાથી રહેવાતું નથી. 'કાર્નેગી' નામની લાકડા અને કાંસાની બનાવેલી ક્રીડાનૌકા( યૅાટ )દ્વારા આ સંસ્થા આખી દુનિયાને લાભ થાય એવું કાર્ય કરી રહી છે.આ નૌકા આખી દુનિયાની આસપાસ સફર કરી અગાઉનાં નિરીક્ષણ તથા માપણીમાં થયેલી ભૂલો સુધાર્યા કરે છે. અગાઉનાં હોકાયંત્ર ખામીભરેલાં હોવાને લીધે સમુદ્રની મોજણીમાં ઘણી ભૂલો થઈ ગયેલી છે. કાંસા ઉપર લોહચુંબકની અસર થતી નથી; પણ પોલાદ અને લોખંડ ઉપર તેની ભારે અસર થાય છે, આથી કરીને પહેલાંનાં અવલોકન ભૂલભરેલાં માલમ પડયાં છે. આઝોસના ટાપુ આગળ કયુનાર્ડ કંપનીની આગબોટ લાધી ગઇ હતી, એ આનું એક નોંધ લેવાલાયક દષ્ટાંત છે. 'કાર્નેગી'ના કપ્તાન પિટર્સને આ દાખલાની પરીક્ષા કરી જોવાનું મન થયું. તપાસ ઉપરથી એને માલમ પડયું કે, એ કમનસીબ આગબોટનો કપ્તાન નૌકા ખાતાના નકશા ઉપર દર્શાવેલા માર્ગેજ પોતાની આગબોટને ચલાવતો હતો; અને એ બીલકુલ દોષપાત્ર નહોતો. પ્રથમનું નિરીક્ષણ ભૂલભરેલું હતું. એ ભૂલ તરત સુધારી લેવામાં આવી હતી.

આવી ઘણી ભૂલો સુધારી લેવામાં આવી છે અને તેની દરીઆમાં સફર કરનારી પ્રજાઓને ખબર આપી દેવામાં આવી છે. દુનિયાની પ્રજાઓ એ બદલ અમારો જે ઉપકાર માને છે,તેજ અમારો પૂરતો બદલો છે. બક્ષીસના દસ્તાવેજના લખાણમાં મેં એવી આશા દર્શાવી છે કે, આપણા પ્રજાસત્તાક રાજ્ય ઉપર જૂની દુનિયાનું જે મોટું ઋણ ચઢેલું છે, તે કંઇક અંશે પણ આપણાથી ફીટાડી શકાય તો ઘણું સારૂં. આ પ્રમાણે એ દેવું અદા કરવાની શરૂ-

આત થઇ ચૂકી છે, એ જાણી મને ઘણો સંતોષ થયો છે.

દુનિયાનું પર્યટન કરતી 'કાર્નેગી' જે અપૂર્વ સેવા બજાવી રહી છે, તેની હારમાં કૅલિફોર્નિયામાં માઉન્ટ વિલ્સન ઉપર દરિયાની સપાટીથી ૫૮૮૬ ફીટની ઉંચાઇએ જે વેધશાળા સ્થાપવામાં આવી છે, તેના તરફથી થતી સેવા મૂકી શકાય. તેના ઉપર પ્રૉફેસર હેલની દેખરેખ છે. પ્રતિષ્ઠિત ખગોળવેત્તાઓની એક સાલ રોમમાં જે પરિષદ્ ભરાઇ હતી, તેમાં એણે હાજરી આપી હતી; અને ત્યાં એણે એવાં ચમત્કારિક રહસ્ય પ્રગટ કર્યાં હતાં કે એ વિદ્વાનો એ પરિષદ્‌ની બીજી બેઠક માઉન્ટ વિલ્સન ઉપરજ ભરવાનો ઠરાવ કર્યો અને તે મુજબ ત્યાં પરિષદ્ ભરાઇ હતી.

માઉન્ટ વિલ્સન તે માઉન્ટ વિલ્સનજ છે. પૃથ્વીમાં ૭૨ ફુટની ઉંડાઇએથી નવા નવા તારાના ફોટોગ્રાફ લેવાય છે. પહેલી પ્લેટ ઉપર આશરે સોળ નવા તારાની શોધ થઈ હતી, બીજી પ્લેટ ઉપર સાઠ અને ત્રીજી ઉપર સો કરતાં વધારે નવા તારા માલમ પડયા હતા. આમાંના કેટલાક તારાનું કદ આપણા સૂર્ય કરતાં વીસગણું મોટું છે, એમ કહેવાય છે. કેટલાક તારા એટલા બધા દૂર છે કે ત્યાંના પ્રકાશને આપણી પૃથ્વી ઉપર પહોંચતાં આઠ વરસ લાગે છે. આ ઉપરથી આપણે શિર ઝુકાવી ગણગણીએ છીએ કે આપણે જે જાણીએ છીએ તે આપણને જે અજ્ઞાત છે, તેના પ્રમાણમાં નહિ જેવુંજ છે. અત્યાર સુધી વપરાયલા કાચના કરતાં ત્રણગણો મોટો રાક્ષસી કાચ જ્યારે ઉપયોગમાં લેવાશે, ત્યારે કેવી કેવી નવી વાતો આપણા જાણવામાં આવશે! મારી ખાત્રી કરી આપવામાં આવી છે કે ચંદ્ર ઉપર મનુષ્યની વસ્તી હશે, તો તે સ્પષ્ટ દેખાશે.

ત્રીજું સુંદર કાર્ય (હિરો ફંડ) વીરપુરુષો માટેનું ફંડ છે. આ મારો મુખ્ય મનોરથ હતો. મારા સાંભળવામાં આવ્યું હતું કે પિટસબર્ગ પાસેની એક કોલસાની ખાણમાં ગંભીર પ્રકારનો અકસ્માત્ થયો હતો અને તે સાંભળી અમારો ટેલર, તે વખતે જો કે પોતે બીજા કાર્યમાં રોકાયલો હતો, તેમ છતાં લોકોના જાન બચાવવામાં કોઇ રીતે ઉપયોગી થઇ શકાય, એવી ઇચ્છાથી તરતજ હોનારતવાળી જગ્યાએ દોડી ગયો હતો. દટાયલા માણસોને ખેંચી કાઢવા માટે કેટલાક સ્વયંસેવકોને લઇને તે નીચે ઉતર્યો; પણ અફસોસની વાત છે કે એ બહાદૂર અગ્રણીએ પોતાનો જાન ગુમાવ્યો.

આના વિચાર મારા મગજમાંથી ખસી શક્યા નહિ. મારા પ્યારા મિત્ર મિ. રિચર્ડ વૉટ્સન ગિલ્ડરે મારા ઉપર એક સુંદર કાવ્ય મોકલી આપ્યું હતું, તે હું આ હોનારતવાળી રાત્રી પછીના સવારમાં ફરીથી વાંચી ગયો અને તે

વખતેજ મેં 'હિરોફંડ'–વીર પુરુષો માટેનું ફંડ સ્થાપવાનો નિશ્ચય કર્યો. એ કાવ્યનો ભાવાર્થ નીચે મુજબનો છેઃ–

## સુલેહના સમયમાં

"એમ કહેવામાં આવ્યું હતું કે, જ્યારે રણવાદ્ય વાગતાં બંધ થશે અને લડાઇની ગર્જના શાંત પડી જશે, ત્યારે પૃથ્વી ઉપરથી વીર પુરુષોની ઓલાદ અને વીરત્વનાં કાર્યો નાબુદ થશે.

"પણ એ શબ્દો બોલાઇ રહ્યા નહિ હોય,એટલામાં તો જે અનિષ્ટ હજારો વર્ષથી પોતાના ભોગ થઇ પડેલા પ્રાણીઓને છુંદ્યાં કરતું હતું, તેનો પરાભવ કરી વિજયી નિવડનાર પુરુષે પોતાનો હાથ ઉંચો કર્યો, કોઇ અબળાએ અનિમેષ દૃષ્ટિથી તાકી રહી પોતાનું પાતિવ્રત્ય લૂંટવા ઉદ્યુક્ત થયેલા પુરુષને પોતાના સામર્થ્યનો પ્રભાવ બતાવ્યાનો દાખલો પ્રકાશમાં આવ્યો.

"પોતાની માતાને ક્લેશ ન થાય એટલા ખાતર કોઇ બાળકે પોતાનું અસહ્ય દુઃખ મૌનપણે સહન કર્યું.

"કોઈ સત્યશોધક જિજ્ઞાસુએ સત્યની ખાતર ઉઘાડે છોક બહાર પડી ધર્મસભાની કફામરજી વહોરી લીધી.

"તથા કોઇએ હજારો જાન બચાવવા ખાતર કોઇ જીવલેણ ઉત્પાતને–મહામારીને–પોતાના શરીરનું બલિદાન આપ્યું."

આ ઉપરથી પોતાના જાતભાઇઓને બચાવવા જતાં, અગર તો તેમની સેવા કરતાં, જે વીર પુરુષોના જાન જાય, તેમને ઇનામ આપવા અગર તો તેમના કુટુંબનું પોષણ કરવા, તેમજ અકસ્માતને લીધે જેમનાં કુટુંબ નિરાધાર થઇ પડયાં હોય, તેમના પોષણને માટે મીલમાલેકો અગર બીજાઓ તરફથી ગોઠવણ કરવામાં આવી હોય, તેની પૂર્તિ કરવાને માટે પચાસ લાખ ડૅાલરનું ફંડ ઉભું કરવામાં આવ્યું. ઇ૦ સ૦ ૧૯૦૪ ના એપ્રિલની ૧૫ મી તારીખે સ્થાપવામાં આવેલું આ ફંડ હરેક રીતે ઉપયોગી અને ફતેહમંદ પૂરવાર થયું છે. આ ફંડના તરફ મારો પિતાતરીકેનો ભાવ રહે છે; કેમકે એનો વિચાર મને પોતાનેજ થયો હતો. મારી માહિતી મુજબ આવું ફંડ સ્થાપવાનો ખ્યાલ અગાઉ કોઇને આવ્યો નહોતો, એટલે એ મારી પોતાની 'ધૂન'નું પરિણામ છે. પાછળથી એ ફંડનો લાભ ગ્રેટબ્રિટનને પણ આપી તેનું મુખ્ય મથક ડન્ફર્મલાઇનમાં રાખ્યું છે; અને 'કાર્નેગી ડન્ફર્મલાઇન ટ્રસ્ટફંડ'ના ટ્રસ્ટીઓ તેનો વહીવટ કરે છે. એમનો વહીવટ ઘણો ફતેહમંદ નિવડયો છે. વખતના વહેવાની સાથે એનું ક્ષેત્ર વિશાળ કરી ફ્રાન્સ,જર્મની, ઇટાલી, બેલ્જી–

એમ, હોલેન્ડ, નોર્વે, સ્વિટ્ઝર્લાંડ, સ્વિડન અને ડેન્માર્કને પણ એનો લાભ આપવા માંડયો છે.

જર્મનીમાં આ ફંડનો ઉપયોગ કેવો થાય છે, તેના સંબંધમાં બર્લિન ખાતાના અમેરિકન એલચીએ મારા ઉપર લખેલા પત્રમાંથી નીચેનો ઉતારો હું અત્રે ટાંકુ છું:—

"આ કાગળ લખવાનો મારો હેતુ,જર્મન હિરોફંડના વહીવટથી નામદાર શહેનશાહ કૈસરને કેટલો બધો સંતોષ થયો છે, તે તમને જણાવવાનો છે. એ ફંડના સંબંધમાં એ નામદાર અતિશય ઉત્સાહ ધરાવે છે; અને એ ફંડ સ્થાપવામાં તમારી જે વિવેકબુદ્ધિ અને ઉદારતા રહેલી છે, તેના સંબંધમાં તેમણે તમારી અત્યંત પ્રશંસા કરી છે. અત્યારે એ જે અગત્યનું સ્થાન ભોગવે છે, તેવું તે ભોગવશે, એવી એમને શ્રદ્ધા નહોતી. આ ફંડ ન હોત, તો જેમના સંબંધમાં કંઇ પણ બંદોબસ્ત ન થઇ શકયો હોત, એવા ઘણા હૃદયદ્રાવક દાખલા એમણે મને ગણી બતાવ્યા હતા. એક દાખલો એક છોકરાને ડૂબતો બચાવનાર એક જુવાન પુરુષનો છે. પેલા છોકરાને હોડીમાં લઈ લીધા બાદ જેવા લોકો એને પાણીમાંથી ઉપાડી લેવાનું કરતા હતા, એટલામાં એનું હૃદય બંધ પડી ગયું અને એ ડૂબ્યો. એણે પોતાની પાછળ એક જુવાન સ્ત્રી અને એક છોકરો મૂકેલાં છે. હિરોફંડમાંથી એ બાઇને મદદ આપી એક દુકાન ઉઘાડી આપવામાં આવી છે, એમાંથી એ પોતાનું ગુજરાન ચલાવી શકશે. છોકરો ઘણો ચાલાક છે, તેને ભણાવવાની પણ ગોઠવણ કરી આપવામાં આવશે. આ તો ઘણા પૈકીનો માત્ર એક દાખલો છે.

"પ્રધાનમંડળનો વડો વેલેન્ટિનિ, જે આવા ફંડની જરૂરીઆતના સંબંધમાં શરૂઆતમાં શકમંદ હતો, તે હવે એની પાછળ ગાંડો ગાંડો થઇ જાય છે અને મને જણાવે છે કે, આખું વ્યવસ્થાપક મંડળ, જેના સભ્યો વીણી વીણીને ચુંટી કાઢવામાં આવેલા છે, તે આ ફંડનો સૌથી સારો અને ડહાપણભરેલો ઉપયોગ કરવાના કાર્ય પાછળ ખૂબ લક્ષ આપે છે.એ પોતે પણ તેમના નિર્ણય તપાસી જાય છે.

"એ મંડળે ઇંગ્લાંડનાં અને ફ્રાન્સનાં મંડળોસાથે પત્રવ્યવહાર શરૂ કર્યો છે, રિપોર્ટો આપ-લે કરવાની ગોઠવણ કરી છે; અને એકબીજાના અનુભવનો લાભ લેવાની યોજના કરી છે. અમેરિકાના રિપોર્ટમાંથી તેમને ઘણું શીખવાનું મળ્યું છે."

ઇંગ્લાંડના એડવર્ડ રાજાના ઉપર પણ આ ફંડની ઘણી અસર થઇ હતી. મારી જન્મભૂમિને અર્પણ કરેલાં આ અને બીજાં ફંડની તારીફ કરનારો

તેમના હસ્તાક્ષરનો પત્ર તેમણે મારા ઉપર મોકલાવ્યો હતો, તેને હું બહુજ કિંમતી ગણું છું અને તેથી કરીને હું તે નીચે ઉતારૂં છું:–

વિન્ડસર કેસલ–તા૦ ૨૧ નવેમ્બર, ૧૯૦૮

વહાલા મિ. કાર્નેગી,

તમે આ દેશમાં–તમારી જન્મભૂમિમાં–જે પરોપકારનાં કાર્યો કર્યાં છે, તેમાં વ્યક્ત થતી તમારી ઉદારતાની હું જે કદર પિછાનું છું, તેનો તમને ખ્યાલ આપવા હું લાંબી મુદતથી ઇંતેજાર થઈ રહ્યો હતો. એ ધર્માદા ફંડોનો ગેરઉપયોગ ન થાય, તેને માટે તમે જે કાળજી રાખી છે અને ગોઠવણ કરી છે, તે એ ફંડોના કરતાં કોઇ રીતે ઓછી પ્રશંસાપાત્ર નથી.

તમારી ઉદાર બક્ષીસોની અને તેમને લીધે દેશને થવાના લાભની, હું કેટલી બધી કિંમત આંકુ છું, તે તમને જણાવવા હું બહુ આતુર હતો.

એ પિછાણના એક ચિહ્નતરીકે હું તમારા ઉપર મારી એક છબી મોકલી આપું છું, તે તમે સ્વીકારશો એવી મને આશા છે.

હું છું, તમારો પ્રમાણિક મિત્ર,
એડવર્ડ રાજા અને શહેનશાહ.

અમેરિકાનાં કેટલાંક વર્તમાનપત્રો આ ફંડના ઉપયોગીપણાના સંબંધમાં શકમંદ હતાં અને પહેલા વાર્ષિક રિપોર્ટના સંબંધમાં પ્રતિકૂળ વિવેચન થયાં હતાં; પણ આ બધું હવે બદલાઇ ગયું છે અને હવે ફંડની વ્યવસ્થાની બહુ પ્રશંસા થાય છે. એની જીત થઇ છે અને એનો નાશ થતાં ઘણો કાળ લાગશે. પાછલા જંગલી જમાનાના વીરપુરુષો પોતાના જાતભાઇઓને મારી નાખતા કે ઘાયલ કરતા; આપણા સુધરેલા જમાનાના વીર પુરુષો તેમના જાન બચાવે છે અગર તેમની સેવા કરે છે. શારીરિક અને નૈતિક બળની વચ્ચેનો–જંગલીપણા અને સુધારાની વચ્ચેનો–તફાવત આવા પ્રકારનો છે. પહેલો વર્ગ ટુંક મુદતમાં નાબુદ થઈ જવાનો છે; કારણ કે જે માણસો એકબીજાની કતલ કરે છે તેમને આપણે, જેઓ એકબીજાનું ભક્ષણ કરે છે એવા નરભક્ષક ગણવા લાગ્યા છીએ; પણ જ્યાંસુધી દુનિયા ઉપર માણસની હયાતી હશે, ત્યાંસુધી બીજો વર્ગ નાબુદ થવાનો નથી; કેમકે એ જે વીરત્વ પ્રકટ કરે છે, તે દૈવી છે.

આ હિરોફંડ મુખ્યત્વે કરીને પેન્શનફંડનું સ્વરૂપ લેશે. અત્યાર આગમચ તેમાંથી ઘણા લોકોને પેન્શન અપાવા માંડયાં છે. વીર પુરુષો જાતે કે તેમની પત્નીઓ કે છોકરાં આવાં પેન્સન લેતાં થઇ ગયાં છે. શરૂઆતમાં તેના સંબંધમાં વિચિત્ર પ્રકારની ગેરસમજ ફેલાઇ હતી. ઘણા માણસો એમ ધારતા

હતા કે એનો ઉદ્દેશ લોકોને વીરત્વનાં કામ કરવા ઉશ્કેરવાનો હતો; એટલે કે ઈનામ મેળવવા ખાતર પોતાનો ભાગ ભજવવા લોકોને લલચાવવાની ધારણા રાખવામાં આવી હતી. આવો વિચાર મારા મગજમાં કદી પેઠોજ નહોતો. એ ખ્યાલ મૂર્ખાઇભરેલો છે. ખરા વીરપુરુષો ઇનામનો વિચાર કરતાજ નથી. ઈશ્વરજ એમને એવાં કાર્ય કરવા પ્રેરે છે. તેમને માત્ર પોતાના જાતભાઇઓ ઉપર ગુજરેલા સંકટનોજ ખ્યાલ હોય છે, પોતાની જાતનો વિચાર તેમને કદી આવતોજ નથી. એવો વીર પુરુષ જો અપંગ થઇ જાય, તો તેની જાતને માટે અને જો બીજાઓને બચાવવા જતાં પોતે જાન ગુમાવે તો જેઓ તેનાં આશ્રિત હોય છે, તેમને માટે નિર્વાહનાં સાધન પૂરાં પાડવાનો યોગ્ય બંદોબસ્ત કરવાનો એ ફંડનો ઉદ્દેશ છે. શરૂઆત ઘણી સારી થઈ છે અને જેમ જેમ લોકો એના ઉદ્દેશો તથા હેતુઓ સમજતા થશે, તેમ તેમ તેની લોકપ્રિયતામાં વધારો થતો જશે.

અમેરિકામાં આજ અમારા રજીસ્ટર ઉપર આવાં પેન્શન ભોગવનારાઓનાં ૧૪૩૦ નામ છે.

આ ફંડના પ્રેસિડન્ટતરીકે અમારા જૂના મિત્રમંડળ પૈકીના ચાર્લી ટેલરને મેં પસંદ કર્યો છે. એને માટે પગારની બીલકુલ ગોઠવણ કરવામાં આવી નથી. એ એક સેન્ટ પણ સ્વીકારે નહિ. એ કામ એને એટલું બધું વહાલું છે કે હું ધારૂં છું કે એનો વહીવટ કરવાનો હક મેળવવા માટે એ ભારે કિંમત આપવા કબૂલ થાય. એ કામને માટે એ સર્વ રીતે લાયક છે. કાર્નેગીનાં કારખાનાંના મજુરો માટે સ્થાપવામાં આવેલા કાર્નેગી રિલિફ ફંડની દેખરેખ પણ તેજ રાખે છે. વળી મારા પિટ્સબર્ગ વિભાગના રેલ્વે ખાતાના નોકરોને માટે સ્થાપેલા ફંડનો વહીવટ પણ એને સોંપવામાં આવેલો છે.

ચાર્લી હમેશાં મને બીજાઓના ભલામાટે કંઇક કરવાનો આગ્રહ કર્યાં કરતો, પણ પોતે કશું મહેનતાણું લેતો નહિ; એટલુંજ નહિ પણ કોઇ સ્થળે પોતાનું નામ પણ આપવા દેતો નહિ. એક વખત એનું વેર લેવાનો મને લાગ મળ્યો. એ લેહિઘ યુનિવર્સિટિનો ગ્રેજ્યુએટ છે અને તેનાપ્રત્યે ભારે વફાદારી ધરાવે છે. આ યુનિવર્સિટિને માટે એક મકાનની જરૂર હતી અને ચાર્લી એનો મુખ્ય હિમાયતી હતો. હું કંઇ બોલ્યો નહિ, પણ મકાનને મારી મરજી મુજબનું નામ આપવાની શરતે તેને માટે જોઇતાં નાણાં આપવાની ઇચ્છા દર્શાવનારો પ્રેસિડન્ટ ડ્રિન્કરને મેં કાગળ લખ્યો. તેણે એ શરત કબૂલ રાખી, એટલે મેં તેનું નામ ટેલર હૉલ પાડયું. ચાર્લીને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે એણે તેમ કરવા સામે વાંધો ઉઠાવ્યો, અને મને

કહેવા લાગ્યો કે ‘ આથી મારી સ્થિતિ બહુ કફોડી થઇ પડશે, હું એક સાધારણ ગ્રેજ્યુએટ છું અને મારૂં નામ આવા જાહેર માનને પાત્ર નથી વગેરે વગેરે ’ એની આ દશા જોઇ મને ઘણી ગમ્મત પડી, તેથી એ જ્યાંસુધી બોલતો બંધ થયો ત્યાંસુધી હું કંઈ બોલ્યો નહિ; પણ પછી મેં કહ્યું ‘ જો આ મકાનનું નામ ‘ ટેલર હૉલ’પાડવાની મારી હઠને વળગી રહું તો તું જરા હાંસીને પાત્ર થઇશ એ વાત ખરી છે, પણ લેહિધની ખાતર, તારે કંઇક આત્મભોગ આપવા તૈયાર થવું જોઇએ. જો તું મિથ્યાભિમાની ન હોઉં તો તારી પોતાની યુનિવર્સિટિને જો લાભ થતો હોય, તો તારા નામનો કેવો ઉપયોગ થાય છે તેની તને બહુ પરવા ન હોવી જોઇએ અને વળી ટેલર નામ કંઈ બહુ મહત્ત્વનું નથી. તારા મિથ્યાભિમાનને લીધેજ તેં આ બધું ધાંધલ મચાવ્યું છે. તારે તેનો પરાભવ કરવો જોઇએ. આ વાતનો નિર્ણય તારાજ હાથમાં છે. ગમે તો ટેલર નામનો ભોગ આપ અગર તો લેહીધનો ભોગ આપ. તારી મરજી પડે તેમ કર. ‘ ટેલર ’ નહિ તો ‘ હૉલ ’ પણ નહિ. મેં એને મ્હાત કર્યો. જે મુસાફરો ભવિષ્યમાં એ બાંધકામ ઉપર નજર ફેંકે અને ‘ ટેલર ’ કોણ હશે એવો પ્રશ્ન પૂછે, તેમને હું ખાત્રી આપું છું કે ટેલર એ લેહિધનો વફાદાર પુત્ર હતો. જાતભાઇઓની સેવા કરવાના શાસ્ત્રનો માત્ર ઉપદેશક નહિ, પણ તેને અનુરૂપ વર્તન રાખનારો ફરિસ્તો હતો; અને એક સર્વોત્તમ મનુષ્ય હતો. અમારો લૉર્ડ હાઇ કમિશ્નર ઑફ પેન્શન્સ આવી જાતનો પુરુષ છે.





# પ્રકરણ ૨૦ મું

## કેળવણી અને પેન્શનને લગતાં ફંડ



આ

રી ચોથી મહત્ત્વની બક્ષીસ (ધી કાર્નેગી ફાઉન્ડેશન ફૉર ધી એડવાન્સમેન્ટ ઑફ ટીચીંગ) વિદ્યાવૃદ્ધિ માટેનું કાર્નેગી ધર્માદા ફંડ નામની યુનિવર્સિટિના વયોવૃદ્ધ પ્રૉફેસરોને પેન્શનો આપવાના ઉદ્દેશવાળી દોઢ કરોડ ડૉલરની રકમ હતી. આ ફંડનો વહીવટ કરવા માટે યુનાઇટેડ સ્ટેટ્સની કેળવણીની સંસ્થાઓના પ્રેસિડન્ટોમાંથી ૨૫ ટ્રસ્ટીઓની પસંદગી કરવાની જરૂર હતી. ચિકાગો યુનવર્સિટિનો પ્રેસિડન્ટ હાર્વર મંદવાડને લીધે ગેરહાજર હોવાથી બાકીના ૨૪ ટ્રસ્ટીઓ બંધારણ નક્કી કરવા માટે મારા દિવાનખાનામા ભેગા થયા,ત્યારથી મારો તેમની સાથે મિત્રતાનો સંબંધ બંધાયો. મિ. ફ્રેન્ક એ. વેન્ડરલિપે આવા કાર્યનો વૉશિંગ્ટનમાં અનુભવ મેળવેલો હોવાથી તેમના તરફથી અમને શરૂઆતમાં ઘણી મદદ મળી; અને આ મંડળનો પ્રેસિડન્ટ ડૉક્ટર હેન્રી એસ.પ્રિચેટ આ કામને માટે જેવો જોઇએ તેવોજ માણસ અમને મળી ગયો હતો.

આ ફંડ મને અત્યંત વહાલું છે, કેમકે જેમને એ ફંડનો લાભ મળવાનો છે એમાંના ઘણા વિદ્વાનો સાથે મારો લાંબા સમયનો પરિચય છે; અને તેમની લાયકાત કેવી ઉંચા પ્રકારની છે તથા તેમની આજસુધીની સેવા કેટલી બધી કિંમતી છે, તેનો મને અનુભવ થયો છે. શિક્ષણના ધંધામાં પડેલા વિદ્વાનોને બીજા અત્યંત લાભકારક ધંધાઓના જેટલું મહેનતાણું મળવું જોઇએ, તેને બદલે તેમને સૌથી ઓછું–કંગાળ મહેનતાણું મળે છે. ઉછરતી પ્રજાને તૈયાર કરવાના કાર્યને જે વિદ્વાનો પોતાનું આખું જીવન અર્પણ કરે છે, તેમને માત્ર પેટપૂરતુંજ મહેનતાણું મળે છે. કોર્નેલ યુનિવર્સિટિના ટ્રસ્ટી તરીકે જ્યારે મારી પહેલવહેલી નિમણૂંક થઈ, ત્યારે પ્રૉફેસરોને બહુજ હલકા પગાર મળતા જોઇ મને અત્યંત ખેદ થયો હતો. એમને સાધારણ રીતે અમારા

કારકુનોના કરતાં પણ ઓછા પગાર મળતા હતા. આવા માણસો વૃદ્ધાવસ્થાને માટે કશું ન બચાવી શકે એ ઉઘાડું છે. આથી કરીને જે યુનિવર્સિટિઓમાં પેન્શન ફંડની વ્યવસ્થા નથી હોતી, તેમને જે વિદ્વાનો સશક્ત હોતા નથી તથા જેમની પાસેથી કામ લેવું જોઇએ નહિ, તેમની પાસેથી કામ લેવું પડે છે. આ ફંડના ઉપયોગીપણાના સંબંધમાં બે મત હોઇ શકેજ નહિ. (૧૯૧૯ ની સાલમાં આ ફંડની કુલ રકમ ૨,૯૨,૫૦,૦૦૦ ડૉલરની હતી). આ ફંડનો લાભ લેવાને પાત્ર એવા જે વિદ્વાનોનું પહેલું લીસ્ટ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું, તે જોઇનેજ એ ફંડના સંબંધની શંકા નાબુદ થઇ જાય. એમાંના કેટલાક તો માણસજાતના જ્ઞાનની વૃદ્ધિ કરવામાં એટલો મોટો હિસ્સો આપ્યો હતો કે તેમની કીર્તિ આખી દુનિયા ઉપર પ્રસરી હતી. આવા ઘણા વિદ્વાનો તથા તેમની વિધવાઓ તરફથી મને હૃદયદ્રાવક પત્રો મળ્યા છે. આ કાગળોનો મારાથી નાશ કરી શકાય એમ નથી; કેમકે જ્યારે પણ મને ગમગીની પેદા થાય, ત્યારે એ કાગળો વાંચી જવાથી તે દૂર થઈ જાય છે.

મારા મિત્ર ડન્ફર્મલાઇનવાળા મિ. થૉમ્સન શૉ (હાલ લૉર્ડ શૉ) એ ઈંગ્લાંડના એક માસિકમાં લેખ લખ્યો હતો. તેમાં તેણે જણાવ્યું હતું કે, સ્કૉટલૅન્ડનાં ઘણાં માબાપ બીજાં ખર્ચોમાં ઘણી કાપકુપ કર્યા છતા પણ પોતાનાં છોકરાંની યુનિવર્સિટિની કેળવણી માટેની ફી ભરવા શક્તિમાન થઇ શકતાં નહિ. આ લેખ વાંચ્યા પછી મેં પાંચ ટકા વ્યાજવાળાં એક કરોડ ડૉલરનાં બૉન્ડ અર્પણ કર્યાં. તેની વાર્ષિક ૧,૦૪,૦૦૦ પૌંડની આવકમાંથી અડધની લાયક વિદ્યાર્થીઓની ફી આપવા પાછળ અને અડધની યુનિવર્સિટિઓની સ્થિતિ સુધારવા પાછળ ખર્ચવાની ઠરાવી હતી. આ ફંડનું નામ 'સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓ માટેનું કાર્નેગી ફંડ' એવું રાખવામાં આવ્યું હતું. આ ફંડના ટ્રસ્ટીઓની પહેલી મીટીંગ ઇ૦ સ૦ ૧૯૦૨ માં સ્કૉટલૅન્ડ ખાતાના પ્રધાનની એડિનબરો ખાતેની ઑફીસમાં ભરવામાં આવી હતી અને તેમાં લૉર્ડ બાલ્ફર આફ બર્લે પ્રમુખપદે બિરાજ્યા હતા. આ મંડળમાં બધા પ્રતિષ્ઠિત પુરુષોજ હતા. વડો પ્રધાન બાલ્ફર, સર હેન્રી કેમ્પબેલ બેનરમૅન (જે પાછળથી વડો પ્રધાન થયો હતો), જૉન મોર્લી (હાલમાં વાઇકાઉન્ટ મોર્લી) જેમ્સ બ્રાઇસ (હાલમાં વાઇકાઉન્ટ બ્રાઇસ), અર્લ ઑફ એલ્જીન, લૉર્ડ રોઝબરી, લૉર્ડ રે, મિ. શૉ અને ડન્ફર્મલાઈનવાળા ડૉક્ટર જૉન રોસ. મેં તેમને જણાવ્યું કે, આ ફંડનો વહીવટ તમને સોંપવાનું કારણ એવું છે કે, હાલમાં નિમવામાં આવેલા એક કમીશનનો રિપોર્ટ વાંચ્યાબાદ સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓની કમીટીઓને મારાથી નાણાં સોંપી શકાય એમ નથી. મિ. બાલ્ફર એકદમ બોલી ઉઠયો,

"એક પેન્સ પણ નહિ." અર્લ ઑફ એલ્જીન જે એ કમીશનનો એક સભાસદ હતો તે પણ આ મતને સંમત હતો.

આ ફંડની વીગત વાંચી સંભળાવતાં અર્લ ઑફ એલ્જીને કહ્યું કે, ટ્રસ્ટની શરતો મુકરર અને અસંદિગ્ધ નહિ હોવાથી મારાથી એનો વહીવટ સ્વીકારી શકાશે નહિ; કેમકે મારી ફરજો શી છે તે મારે સ્પષ્ટ જાણવું જોઇએ. મેં ટ્રસ્ટીઓને એવી સત્તા આપી હતી કે, જો પાછળથી તેમના વિચારોમાં એમ આવે કે અત્યારે મુકરર કરેલા કેળવણીના ઉદ્દેશ કે માર્ગ સુધરતા જતા જમાનાને માટે અસંગત કે બીનજરૂરી છે, તો આ ફંડનો લાભ કોને આપવો, તથા ફંડના ઉત્પન્નની વ્યવસ્થા કેવી કરવી, તે નક્કી કરી મૂળની વ્યવસ્થામાં ટ્રસ્ટીઓ વધુમતીથી ફેરફાર કરી શકે. બાલ્ફર ઑફ બર્લે અર્લના મતસાથે મળતો થયો અને વડો પ્રધાન બાલ્ફર તો એમ બોલ્યો કે, આવી સત્તા કોઇ પણ વીલ કરનારે પોતાના ટ્રસ્ટીઓને આપી હોય એમ મેં કદી સાંભળ્યું નથી; અને એવી સત્તા આપવી એ ઠીક પણ નથી.

મેં કહ્યું:–'મિ. બાલ્ફર! કોઇપણ મંડળ આવતા જમાનાને માટે કાયદા ઘડી આ વા માટે લાયક હોય, એમ હું માનતો નથી અને કેટલીક વખત તો પોતાના જમાનાને માટે પણ કાયદા બાંધવાને તેઓ સંપૂર્ણ રીતે ફતેહમંદ નિવડતા હોય એમ લોકો માનતા નથી.'

આ સાંભળી બધા ખડખડ હસી પડયા. પછી વડા પ્રધાને કહ્યું:–"તમારૂં કહેવું બરાબર છે; પણ હું ધારૂં છું કે આવું ડહાપણ ધરાવનારા તમે એકલાજ છો."

મેં એવી સત્તા વધુમતીને આપવા ધારી હતી, પણ લૉર્ડ બાલ્ફરે એવી સૂચના કરી કે એવી સત્તા બે–તૃતીયાંશથી ઓછા ટ્રસ્ટીઓને ન આપવી. અર્લ ઑફ એલ્જીને આ સુધારો કબૂલ રાખ્યો, એટલે બીજા બધાએ મંજુર રાખ્યો. મારી ખાત્રી છે કે આવી છૂટ આવશ્યક અને ડહાપણભરેલી છે. મારી તમામ મોટી બક્ષીસોમાં આવી છૂટ આપવામાં આવેલી છે અને મારી ખાત્રી છે કે, ભવિષ્ય એનું વાજબીપણું પૂરવાર કરી આપશે. ડન્ફર્મલાઇનના અર્લ ઑફ એલ્જીને આ ટ્રસ્ટના ચૅરમૅન થવામાં આનાકાની કરી નહિ. એલ્જીન પાસે આ જવાબદારી સ્વીકારવાનું કબૂલ કરાવી શકાશે, એમ મેં જ્યારે વડા પ્રધાન બાલ્ફરને કહ્યું, ત્યારે તેણે તરતજ કહ્યું:–"આખા બ્રેટબ્રિટનમાં એનાથી વધારે લાયક માણસ તમને મળી શકવાનો નથી." એ સંબંધમાં અમને બધાને પૂરતો સંતોષ થયો છે. એના જેવો બીજો અમને મળી શકશે કે કેમ એજ સવાલ છે.

એ પણ એક વિચિત્ર સંજોગ છે કે, જે પુરુષોને ડન્ફર્મલાઇન શહેરના પૌરજનતરીકે સ્વીકારી છુટાપણાનો હક બક્ષવામાં આવ્યો હોય, એમાંના ચાર હાલ જીવતા છે અને એ ચારે સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓના ટ્રસ્ટની સાથે જોડાયલા છે—સર હેન્રી કેમ્પબૅલ બેનરમૅન, અર્લ ઑફ એલ્જીન, ડૉક્ટર જૉનરોસ અને હું પોતે; પણ જે એકજ સ્ત્રીને ડન્ફર્મલાઇનના છુટાપણાનો હક બક્ષવાનું માન આપવામાં આવ્યું, તેની એટલે મારી પત્નીની, પણ એ મંડળમાં હવે ગણના કરવાની છે. એનો પણ શહેર ઉપર મારા જેટલોજ ભાવ છે.

ઇ૦ સ૦ ૧૯૦૨ સેન્ટ એન્ડ્રુસ યુનિવર્સિટિના રેકટર (ચૅન્સેલર) તરીકે મારી ચુંટણી થઇ. આ બનાવ મારા જીવનમાં બહુ મહત્ત્વનો નિવડયો. આજ સુધી હું યુનિવર્સિટિની દુનિયાથી વેગળો હતો, હવેથી એમાં મારો પ્રવેશ થયો. સીનેટની પહેલી બેઠક થઇ અને સેન્ટ એન્ડ્રુસની સ્થાપના થઇ ત્યારથી પાંચસો વરસદરમિયાન જે જૂની ખુરશી ઉપર અનેક નામાંકિત ચૅન્સેલરો બિરાજેલા, તે ખુરશી ઉપર જ્યારે હું બેઠો ત્યારે મારા ઉપર જે અસર થઈ તેવી મારા જીવનના કોઇ બનાવથી થઇ નથી. મારે ચૅન્સેલરતરીકે જે ભાષણ કરવાનું હતું, તેની તૈયારી કરવા માટે હું પાછલા ચૅન્સેલરોનાં ભાષણ વાંચી ગયો. તે સર્વ પૈકી ડીન સ્ટેન્લીના ભાષણ પૈકીનું વિદ્યાર્થીઓને ઉદ્દેશીને બોલાયલું નીચેનું વાક્ય મને બહુ પસંદ પડયું; 'ધર્મશાસ્ત્ર શીખવા માટે બર્ન્સ વાંચો' ધર્મસમાજનો એક મોટો અધિકારી અને મહારાણી વિકટોરીઆનો માનીતો, જૉન નોક્ષની યુનિવર્સિટિના વિદ્યાર્થીઓને એવી સલાહ આપવાની હિંમત કરે, એ એવું બતાવી આપે છે કે વર્ષો પસાર થતાં બ્રહ્મવિદ્યામાં પણ સુધારો થતો જાય છે. જીવનના મુખ્ય નિયમો બર્ન્સે આપેલા છે.પહેલો; 'તારા આત્માના ઠપકાથીજ તું બીતો રહેજે' આ નિયમને મેં મારા જીવનની શરૂઆતથીજ સૂત્ર–મુદ્રાલેખતરીકે સ્વીકાર્યો હતો. બીજો 'નરકની બીક એ કર્મચંડાળને અંકુશમાં રાખનારી જલ્લાદની ચાબુક જેવી છે; પણ તમે તો જેનાથી તમારી આબરૂને બટ્ટો લાગે તેનેજ તમારી મર્યાદા માનજો.'

સેન્ટ એન્ડ્રુસના વિદ્યાર્થીઓસમક્ષ જૉન સ્ટુઅર્ટમીલે રેકટર તરીકે જે ભાષણ કર્યું હતું તે પણ અજબ તરેહનું હતું. એમણે પોતાના સર્વોત્તમ વિચારો તેમને સંભળાવી નાખવાની ધારણા રાખી હશે.ઉચ્ચ જીવન જીવવામાં અને શુદ્ધ તથા પવિત્ર ભોગવિલાસોનો ઉપભોગ કરવામાં મદદગારતરીકે સંગીત ઉંચું સ્થાન ભોગવે છે, એવો એમનો અભિપ્રાય હતો. મારો અનુભવ પણ તેવોજ છે.

એક વખત મેં સ્કૉટલૅન્ડની ચાર યુનિવર્સિઓના પ્રિન્સિપાલોને તેમની પત્નીઓ તથા પુત્રીઓસહિત, સ્કિબો ખાતે એક અઠવાડીઉં અમારીસાથે ગાળવાનું

આમંત્રણ આપ્યું અને તેથી મને તથા મારી પત્નીને ઘણો આનંદ થયો. સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓ માટેના ટ્રસ્ટીઓના ચૅરમૅન અર્લ ઑફ એલ્જીન અને સ્કૉટલૅન્ડનો સેક્રેટરી લૉર્ડ બાલ્ફર ઑફ બર્લે તથા તેમની પત્ની, એમણે પણ પહેલી મીજલસમાં ભાગ લીધો હતો. ત્યાર પછીથી 'પ્રિન્સિપાલોનું અઠવાડીઉં' એ દરવર્ષનો કાયમનો કાર્યક્રમ થઇ પડયો. અમે અને એ પરસ્પર મિત્રો થયા અને તેઓ કબૂલ કરે છે કે, તેથી યુનિવર્સિટિને ઘણો લાભ થાય છે.અર્થાત્ તેનાથી સહકાર્યની વૃત્તિ જાગ્રત થાય છે. પહેલી બેઠકની સમાપ્તિ થતાં છુટા પડતી વખતે પ્રિન્સિપાલ લૅન્ગે મારો હાથ ઝાલીને કહ્યું:–'સત્રની શરૂઆત કેવી રીતે કરવી, એ શીખવાને સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓના પ્રિન્સિપાલોને પાંચસેં વરસ લાગ્યાં છે. એક અઠવાડીઉં એકઠા રહેવું, એજ એનો ઉકેલ છે!

૧૯૦૬ ના મેળાવડાને પ્રસંગે બેન્જામિન ફ્રેન્કલીનની પ્રપૌત્રી રેડ્કલીફ કૉલેજની ડીન, મિસ ઍગનીસ ઇર્વિંને એ અઠવાડીઉં અમારી સાથે ગાળ્યું અને બધાંને ઘણો આનંદ આપ્યો. ફ્રેન્કલીનને ડૉકટરતરીકેની પહેલવહેલી ડીગ્રી લગભગ ૧૫૦ વર્ષ ઉપર સેન્ટ ઍન્ડ્રુસ યુનિવર્સિટિ તરફથી મળી હતી; એના-જન્મનું બસેંમું વર્ષ ફિલાડેલ્ફિયામાં બહુજ સુંદર રીતે ઉજવવામાં આવ્યું હતું; અને સેન્ટ ઍન્ડ્રુસની તેમજ દુનિયાની ઘણી યુનિવર્સિટિઓએ માનપત્રો મોકલી આપ્યાં હતાં. સેન્ટ ઍન્ડ્રુસે મિસ ઍગ્નીસ ઇર્વિંનને એક ડીગ્રી પણ અર્પણ કરી હતી,અને લૉર્ડ રેકટરતરીકે એ ડીગ્રી એનાયત કરવા માટે મને મોકલવામાં આવ્યો હતો. આ ક્રિયા પહેલે દિવસે મોટી સભા સમક્ષ કરવામાં આવી હતી; અને તે વખતે ૨૦૦ કરતાં વધારે માનપત્ર અર્પણ થયાં હતાં.

સ્વાભાવિક રીતેજ શ્રોતૃગણ ઉપર ભારે અસર થઇ હતી. જે યુનિવર્સિટિએ પ્રપિતામહ ઉપર ડીગ્રીની નવાજેશ કરવાની પહેલ કરી હતી, તેજ યુનિવર્સિટિએ ૧૫૦ વર્ષ પછી પ્રપૌત્રીને તેવીજ ડીગ્રી અર્પણ કરી હતી; (અને તે પણ રેડ્કલીફ કૉલેજની ડીનતરીકે એની પોતાની લાયકાતને લીધેજ). વળી તે પોતાના લૉર્ડ રેકટરને હાથે અર્પણ કરાવવામાટે તેને દરિયાપાર બીજા ખંડમાં મોકલ્યો હતો; જે લૉર્ડ રેકટર પોતે વસવાટ પરત્વે બ્રિટિશપ્રજા નહોતો, પણ જે ફ્રેન્કલીનની માફક જન્મપરત્વે બ્રિટિશપ્રજા હતો અને તેની માફક અમેરિકન શહેરી થયો હતો. વળી તે ક્રિયા જ્યાં ફ્રેન્કલીન અખંડ નિદ્રામાં સૂતો છે, ત્યાં ફિલાડેલ્ફિયામાં અને તેની જયંતી ઉજવવા માટે ભેગા થયેલા પ્રતિષ્ઠિત મંડળની સમક્ષ કરવામાં આવી હતી. સઘળી ઘટના એકંદર રીતે અપૂર્વ હતી; અને આવી સુંદર અને યોગ્ય ક્રિયા

મારે હાથે થઇ, તે બદલ હું પણ મારી જાતને કૃતકૃત્ય માનવા લાગ્યો. ખરેખર સેન્ટ ઍન્ડ્રુસના પ્રિન્સિપાલ ડોનાલ્ડસનને એ વિચાર ઇશ્વરેજ સુઝાડયો હશે.

સેન્ટ ઍન્ડ્રુસના વિદ્યાર્થીઓએ કોઇની પણ હરિફાઇ વગર મને સર્વાનુમતે બીજી વખત પોતાના રેકટરતરીકે ચુંટી કાઢયો, તેની પણ મારા ઉપર ભારે અસર થઇ હતી. રેકટરને કેટલીક રાતો વિદ્યાર્થીઓની સાથે ગાળવાની હોય છે, તે વખતે સીનેટનો કોઇ સભાસદ હાજર રહી શકતો નથી; અને વિદ્યાર્થીઓ તેની સાથે છૂટથી હરી ફરી તથા વાતચીત કરી શકે છે. આવી રાત્રીઓ મને બહુ ગમતી. અમારો સમય બહુજ ગમ્મતમાં પસાર થતો. પહેલી રાત પછી સેક્રેટરીએ મારા વર્તનના સંબંધમાં જે અભિપ્રાય દર્શાવેલો તે પ્રિન્સિપાલ ડોનાલ્ડસનની મારફતે મને પહોંચ્યો હતો.

" ફલાણો રેકટર અમને ઉદ્દેશીને બોલતો; ફલાણો રેકટર અમારી પ્રત્યે બોલતો—અને બન્ને પ્લેટફૉર્મ ઉપર બેસી રહીનેજ બોલતા. મિ. કાર્નેગી અમારા મંડળની વચમાંજ બેઠા હતા; અને અમારી સાથે વાતચીત કરતા હતા."

અમારી પોતાની (અમેરિકાની) ઉંચી કેળવણીની સંસ્થાઓને મદદ આપવાનો પ્રશ્ન મારી સમક્ષ વખતોવખત રજુ થતો હતો, પણ મારી પોતાની માન્યતા એવી હતી કે હર્વર્ડ અને કોલમ્બીઆની સંસ્થાઓમાં દરેકમાં પાંચથી દશ હજાર વિદ્યાર્થીઓ હતા, એટલે એ સંસ્થાઓ જોઇએ તેટલી વિશાળ હતી અને એમના વિસ્તારમાં વધારો કરવાનું ઇચ્છવા લાયક નહોતું; પણ નાની સંસ્થાઓને અને ખાસ કરીને કૉલેજોને મદદની ખાસ જરૂર હતી અને તેથી તેમને મદદ કરવી એજ નાણાંનો સારો ઉપયોગ કર્યો ગણાય.આથી કરીને મેં મારી મદદનું ક્ષેત્ર એ રીતે સંકુચિત રાખ્યું હતું, અને મારો એ વિચાર ડહાપણભરેલો હતો એની મારી ખાત્રી થઇ છે. પાછળથી રોકફેલરનું કેળવણીવિષયક ફંડ સ્થપાયું હતું. સરકારી કેળવણી ખાતું અને અમે આ ક્ષેત્રમાં એકબીજાની સલાહ લીધા સિવાય સ્વતંત્ર રીતે કામ કરતા હતા અને તેને લીધે કેટલીક વખત નહિ ઇચ્છવા લાયક પરિણામ આવતાં હતાં,તેથી મિ.રોકફેલરે મને પોતાના બૉર્ડમાં ઉમેરી લેવાની ઇચ્છા દર્શાવી અને મેં તેમાં જોડાવા હા પાડી. આ પ્રમાણે સહકાર્ય કરવાથી બન્નેને ફાયદો થયો; અને હાલ અમે સંપીનેજ કામ કરીએ છીએ.

કૉલેજોને નાણાંની મદદ આપતી વખતે તેમની સાથે મારા કેટલાક મિત્રોનાં તથા મારા ભાગીદાર ચાર્લી ટેલરનાં નામ જોડીને તેમને પણ માન આપવામાં આવ્યું છે. ડિકિન્સન કૉલેજને અર્પણ કરેલા હૉલને મોન્કયોરડિ કૉન્વેના નામ ઉપરથી કૉન્વે હૉલનું નામ આપવામાં આવ્યું છે.હાલમાં પ્રસિદ્ધ

થયેલા કૉન્વેના આત્મવૃત્તાંતના ગ્રંથોના સંબંધમાં 'આથેનિયમ' માં એવો અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે કે "આત્મવૃત્તાંતરૂપી કચરાના ઢગલાની વચમાં આ એ ગ્રંથો સુંદર રત્નોની માફક ઝળકી રહે છે." એ ઢગલામાં ઉમેરો કરવાની ઇચ્છા રાખનારે આ ઉપરથી કંઇક ધડો લેવાનો છે. કૉન્વેની આત્મકથાનું છેલ્લું પ્રકરણ નીચેના ફકરા સાથે સમાપ્ત થાય છેઃ-

'ઓ મારા વહાલા વાચક ! જેની પાસેથી હવે હું છુટો પડું છું, તે દુનિયા ઉપર સલાહશાન્તિ રહે એવી તું પ્રાર્થના કરજે. ગર્જના કરતાં વાદળાં પાસે શાન્તિમાટે પ્રાર્થના કરતો નહિ; પણ જે પુરુષ, સ્ત્રી કે બાળક, તારા સંસર્ગમાં આવે,તેની પાસે યાચજે.'અમારા જમાનામાં શાન્તિ ફેલાવજે' એટલી પ્રાર્થના કરીનેજ બેસી રહીશ નહિ, પણ એ પ્રાર્થનાને અનુરૂપ વર્તન રાખી તેમાં તારો હિસ્સો પણ આપજે. ત્યારેજ, દુનિયામાં જો કે કજીયાકંકાસ હશે તોપણ તારા અંતરમાં શાન્તિ રહેશે.'

મારા મિત્રે આપણી મોટામાં મોટી નાલાસી ઉઘાડી પાડી છે. સુધરેલા દેશો વચ્ચેના વિગ્રહ અવશ્ય નાબુદ થવા જોઇએ. એડ્વિન એમ. સ્ટેન્ટનની યાદગીરીમાં ઓહિયો સ્ટેટની કેનિયન કૉલેજમાં સ્ટેન્ટન ચૅર ઑફ ઇકોનૉમિક્સ એ નામથી અર્થશાસ્ત્રના વિષયના શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવી છે. પિટસબર્ગમાં હું જ્યારે એમને તાર આપવા જતો, ત્યારે એ મારી સાથે સારી રીતે વર્તતા; અને સેક્રેટરી સ્કૉટના મદદનીશતરીકે હું વૉશિંગ્ટનમાં હતો, ત્યાં પણ મારા ઉપર એ ઘણું હેત રાખતા. હેના, જૉન હે, ઇલિહુ રૂટ, અને મિસિસ ક્લિવલેન્ડ એ પ્રત્યેકના નામ ઉપરથી અનુક્રમે ક્લિવલૅન્ડની વૅસ્ટર્ન રિઝર્વ યુનિવર્સિટીમાં હૅનાચૅર, બ્રાઉન યુનિવર્સિટીમાં જૉન હે લાઇબ્રેરી, હેમિલ્ટનનું ઇલિહુ રૂટ ફંડ અને વેલેસ્લીની મિસિસ ક્લિવલૅન્ડ લાઇબ્રેરી; એ પ્રમાણેનાં ફંડ અગર મકાનો અર્પણ કરવામાં આવ્યાં છે. મને આશા છે કે બીજા જેમને હું ઓળખું છું, ચાહું છું અગર માન આપું છું, તેમની યાદગીરી કાયમ રાખવાનું હજી મારાથી બની શકશે. જનરલ ડૉજ અને ગેઇલી, એમના નામ ઉપરથી મારી પોતાની બક્ષીસોમાંથી જનરલ ડૉજ લાઇબ્રેરી અને ગેઇલી લાઇબ્રેરી, એ બે સંસ્થાઓ સ્થાપવાનો મારો ઇરાદો હતો; પણ તેમને પોતપોતાની યુનવર્સિટિઓ તરફથી એવું માન ક્યારનુંએ મળી ચૂક્યું છે.

હૅમિલ્ટન કૉલેજને અર્પણ કરેલી મારી પહેલી બક્ષીસનું નામ ઇલિહુ રૂટના નામ ઉપરથી ઇલિહુ રૂટ ફાઉન્ડેશન પાડવાનું હતું. એ અત્યંત બાહોશ સ્વદેશ ખાતાનો પ્રધાન હતો અને પ્રેસિડન્ટ રૂઝવેલ્ટના અભિપ્રાય મુજબ 'અત્યંત શાણો પુરુષ હતો.' એણે કૉલેજના અધિકારીઓને મારો ઇરાદો

જણાવ્યોજ નહિ, તેથી મારી ધારણા બર આવી નહિ. મેં એ બાબત એને ઠપકો આપ્યો, ત્યારે એણે હસતાં હસતાં કહ્યું:–"જાઓ, હવે બીજી બક્ષીસ વખતે હું તમને નહિ છેતરી જાઉં." બીજી બક્ષીસ વખતે એ ભૂલ સુધારી લેવામાં તો આવી, પણ આ વખતે મેં એના ઉપરજ સઘળો આધાર નહિ રાખવાની કાળજી રાખી હતી. 'ધી રૂટફન્ડ ઑફ હેમિલ્ટન' એ નામનું ફંડ તેનું નામ જોડીને સ્થાપવામાં આવ્યું છે અને એ હવે એનાથી બદલી શકાય એમ નથી. એ ફંડ ૨૫ લાખ ડૉલરનું છે. રૂટ એક મહાન પુરુષ છે અને સઘળા મોટા માણસોની માફક એ બહુજ સાદો છે. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે એક વખત એમ જાહેર કર્યું હતું કે વ્હાઇટ હાઉસથી કૅપિટોલ સુધીના મારા ઘુંટણીએ ચાલીને જવાથી રૂટની પ્રેસિડેન્ટતરીકેની ઉમેદવારીને વિજય મળતો હોય તો હુ જરૂર તેમ કરૂં; પણ એ વેપારી મહાજનોનો ધારાનો હિમાયતી હતો, લોકનાયક નહોતો અને શરમાળ એકમાર્ગી રાજદ્વારી હતો એટલે મહાજનોને અંકુશમાં રાખવાના કાર્યમાં એ પોચો પડે એમ એના પક્ષવાળા માનતા હતા, +

જે હબસી લોકોને આપણે ગુલામગીરીની બેડીઓથી જકડી રાખ્યા છે, તેમની ઉન્નતિ કરવાનું કાર્ય કરનારી હૅમ્પટન અને ટસ્કેગી ઇન્સ્ટિટયુટ નામની સંસ્થાઓની સાથે મારો સંબંધ જોડાયાથી મને ઘણો સંતોષ થયો છે અને બુકર વૉશિંગ્ટનના પરિચયમાં આવવું એ તો ઈશ્વરનો અનુગ્રહજ ગણાય; જે માણસે પોતાની જાતનો ગુલામગીરીમાંથી ઉદ્ધાર કર્યો હતો, એટલુંજ નહિ પણ જેણે પોતાના લાખો જાત ભાઇઓનો ઉદ્ધાર કરી, તેમને ઉંચા

+ એન્ડ્રુ કાર્નેગીની યાદગીરી કાયમ રાખવાનાં પગલાં ભરવાનો વિચાર કરવા માટે ઈ૦ સ૦ ૧૯૨૦ ના એપ્રીલની ૨૫ મી તારીખે ન્યુયૉર્કમાં એન્જીનિયરીંગ સોસાયટીના મકાનમાં જાહેરસભા ભરવામાં આવી હતી. તેમાં મિ. રૂટે કાર્નેગીના સંબંધમાં નીચેના વિચારો દર્શાવ્યા હતાઃ–" જે લોકોએ અમેરિકા દેશને આબાદ અને સમૃદ્ધિવાન બનાવીને તેને દુનિયાની અનયબીઓના વર્ગમાં મૂકયો છે, તે મંડળમાં એ ઉંચુ સ્થાન ધરાવે છે. એ અત્યંત માયાળુ હતો. સંપત્તિએ એના હૈયાને કઠોર કરી નાખ્યું નહોતું; તેમ તેણે તેને બચપણનાં સ્વપ્નોનું–તરંગોનું વિસ્મરણ પણ કરાવ્યું નહોતું. એ માયાળુ તેમ સ્નેહાળ વૃત્તિવાળો હતો, બીજાને વિશે અભિપ્રાય બાંધવામાં તે ઉદાર દીલ –મોટું મન–રાખતા. એની ભૂતદયા અમર્યાદ હતી અને એના આદેશ પણ ઉમદા હતા; અને તેથી કરીને જે લોકો એને માટે એવો અભિપ્રાય બાંધતા હોય કે એ માત્ર કોટયધિપતિ હોઈ પોતાની વધુકી પુંજી લોકોને આપી દેતો અને એમાં એણે કંઇ વિશેષ કર્યું નથી, તેમણે દુનિયાને ખબર ન પડે એવાં માયાળુપણાનાં કેટલાં બધાં કાર્ય એણે કર્યા છે, તેની તપાસ કરવી ઘટે છે.

પ્રકારના સુધારાને માર્ગે ચઢાવવામાં મદદ કરી છે, તેની આગળ આપણે આપણું શિર ઝુકાવવું જોઇએ. ટસ્કેગી ઇન્સ્ટિટયુટને મેં સાઠ લાખ ડૉલરની મદદ કરી, ત્યારપછી થોડે દિવસે વૉશિંગ્ટને મારી મુલાકાત લઇ મને જણાવ્યું કે, મારે એક સૂચના કરવાની છે. મેં તે સાંભળવા મોટી ખુશીથી હા પાડતાં તેણે કહ્યું:-"બક્ષીસપત્રમાં તમે એમ જણાવ્યું કે મારી તથા મારી પત્નીની હયાતીસુધી અમારા ભરણપોષણ માટે એ ફંડમાંથી અમુક રકમ અલગ રાખવી અને તેને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ; પણ એ રકમ અમારી જરૂરીઆત કરતાં ઘણીજ વધારે છે અને મારી જાતના લોકો એમ માનશે કે, હું તવંગર થઇ ગયો છું. પૈસો બચાવવાની કંઇપણ પરવા કર્યા વગર હું મારી જાતની સેવા કરી રહ્યો છું, પણ હવેથી કેટલાક એમ ધારશે કે હું તેવો નિઃસ્વાર્થપણે સેવા કરનારો નિર્ધન પુરુષ રહ્યો નથી; માટે એ કલમમાં ફેરફાર કરી રકમનો આંકડો છેકી નાખી, 'માત્ર જરૂર જેટલી જોગવાઇ' એવા શબ્દો દાખલ કરવામાં તમને કંઇ અડચણ છે? ટ્રસ્ટીઓ ઉપર મને વિશ્વાસ છે. મારી અને મારી પત્નીની જરૂરીઆતો બહુજ થોડી છે."

મેં તે પ્રમાણેનો ફેરફાર કરી આપ્યો; પણ જ્યારે મિ. બૉલ્ડિવને મારો લખેલો અસલ કાગળ પાછો માગી લઈ તેને બદલે સુધારેલો કાગળ આપવાની ઇચ્છા દર્શાવી, ત્યારે તેમણે અસલ કાગળ પાછો આપવા ના પાડી. એ કાગળ તો સંઘરી રાખી પાછળની સંતતીને વારસામાં સોંપવા માટે એમણે પોતાની પાસેજ રાખ્યો; અને ફાઇલ ઉપર સુધારેલો કાગળ રખાવ્યો.

આ પ્રસંગ એના ઉચ્ચ ચારિત્ર્યનું દિગ્દર્શન કરાવે છે. એના જેવો સાચા દીલનો અને સ્વાર્થત્યાગી વીરપુરુષ બીજો ભાગ્યેજ મળી આવશે. સઘળા સદ્ગુણ એનામાં એકત્ર થયા હતા. આવા શુદ્ધ અને પવિત્ર આત્માના પીછાણમાત્રથી માણસ સુધરે છે. જો આપણને એમ પૂછવામાં આવે કે આપણા જમાનાનો અગર તો ભૂતકાળનો કયો પુરુષ છેક અધમ સ્થિતિમાંથી સર્વોત્તમ સ્થિતિએ પહોંચ્યો છે; તો બુકર વૉશિંગ્ટનનુંજ નામ આપી શકાય. એ ગુલામગીરીની દશામાંથી મુક્ત થઇ એની કોમનો નેતા થયો હતો. અર્વાચીન મોઝીઝ અને જોસ્યુઆ બન્નેનું કાર્ય એણે એકલાએ કર્યું હતું. એણે પોતાની કોમને સુધારાના તેમ ઉન્નતિના બન્ને માર્ગ ઉપર ચઢાવી છે.

આ સંસ્થાઓને અંગે હું તેમના અધિકારીઓ અને ટ્રસ્ટીઓના પરિચયમાં આવવા પામ્યો. હૅમ્પટનનો પ્રિન્સિપાલ હોલિસ બી. ફ્રીસલ, રૉબર્ટ સી. ઑગ્ડન, જ્યૉર્જ ફૉસ્ટર પીબોડી; વી. એવેરિટ મૅસી, જ્યૉર્જ મૅકએનેની અને વિલિયમ એચ. બૉલ્ડિવન. એ બધા બીજાના કલ્યાણમાટે પ્રયાસ કરી

રહ્યા છે. તેમના સ્વભાવનો મને પરિચય થયો, એ એક અલભ્ય લાભ છે. કુપર યુનિયન, કારીગર અને વેપારીવર્ગની સોસાઇટી અને એકંદર રીતે જેની સાથે મારો સંબંધ થયો હશે, * એવી દરેક સંસ્થામાં એવાં અનેક સ્ત્રીપુરુષ છે કે જેઓ પોતાના શરીરની સાથેજ સમાપ્ત થતા અંગત સ્વાર્થની પાછળ પોતાની બુદ્ધિ અને વખતનો વ્યય કરવાને બદલે, પોતાના ઓછા નસીબદાર જાતભાઇઓની જેનાથી ઉન્નતિ તથા સંકટની નિવૃત્તિ થાય, એવાં ઉંચા આશયો પાછળજ પોતાનું જીવન ગાળે છે.

દેવળોમાં વાજીંત્રો આપવાની શરૂઆત મેં ઘણાં વર્ષોથી કરી હતી. સૌથી પહેલી શરૂઆત એલિઘની શહેરની અંદર સ્વિડનબોર્ગિયન ચર્ચથી કરી હતી. એ ધર્મસમાજમાં સૌથી પણ ઓછા સભ્યો હતા; તેથી એટલી નાની સંખ્યાને માટે દેવળ બાંધી આપવાની ના પાડીને મેં તેમને એક વાજીંત્ર અપાવ્યું હતું. ત્યાર પછીથી પિટસબર્ગના કેથોલિક પંથના મોટા દેવળથી માંડીને તે ગામડાના નાના દેવળસુધીનાં તમામ દેવળો તરફથી માગણીઓ આવવા લાગી, અને મારે તો એક ધંધો જાગ્યો. દરેક દેવળ પોતાનું જૂનું વાજીંત્ર કાઢી નાખી નવું લાવવાની માગણી કરતું, અને હું તો નવા વાજીંત્રની પૂરેપૂરી કિંમત જેટલી રકમ આપતો, એટલે જૂના વાજીંત્રનાં ઉપજેલાં નાણાં તેમને પડયાં જડતાં. કેટલાંક તો નવાં વાજીંત્ર પોતે ખરીદી ચૂક્યાં હોય, તોપણ મારી પાસે માગણી કરતાં અને હું જે ચૅક મોકલાવી આપતો, તેનાં નાણાં વટાવી લાવી ગોલખમાં મૂકતાં; પણ આખરે એક ચોક્કસ પદ્ધતિ મુકરર કરવામાં આવી. કોઇ દેવળના તરફથી માગણી આવતાં તેના ઉપર છાપેલા પ્રશ્નોવાળું ફારમ મોકલી આપવામાં આવે છે અને તેના જવાબ આવ્યા પછીજ જે પગલું ભરવું હોય તે ભરાય છે. આ ખાતું હવે બરાબર પદ્ધતિસર કામ કરે છે અને તેનું કામ ઘણું સારૂં ચાલે છે; કેમકે દેવળના કદના પ્રમાણમાં નાનું મોટું વાજીંત્ર આપવાનું મંજુર કરવામાં આવે છે.

ધર્મચુસ્ત લોકો તરફથી મારા ઉપર એવો આરોપ મૂકવામાં આવતો હતો કે દેવળોને વાજીંત્રો આપીને હું પ્રાર્થનાને હલકી પાયરીએ ઉતારી પાડું છું. સ્કૉટલૅન્ડના ચુસ્ત પ્રેસ્બિટેરિયનો હજુ પણ ઇશ્વરની પ્રાર્થના કરવામાં મનુષ્યના કંઠને બદલે 'સિસોટીઓથી ભરેલી પેટી'નો ઉપયોગ કરવાના કાર્યને

---

* એન્ડ્રુ કાર્નેગીએ યુનિવર્સિટીઓ, કૉલેજો અને બીજી કેળવણીની સંસ્થાઓ મળી એકંદર પાંચસેં સંસ્થાઓને નાણાં તથા મકાનો અર્પણ કર્યાં છે. એવાં ફંડની એકંદર રકમ ૨,૭૦,૦૦,૦૦૦ ડૉલરની છે.

નિંદ્ય ગણી વખોડી કાઢે છે. ત્યાર પછીથી મારા 'પાપ' માં ભાગીદાર ઉભો કરવાની ઈચ્છાથી મેં દરેક દેવળ પાસેથી અડધી કિંમત પડાવવાનો નિશ્ચય કર્યો. આ ધોરણે પણ એ ખાતાનો કારભાર હજી ધમધોકાર ચાલે છે અને વાજીંત્રો માટેની માગણીમાં વધારોજ થતો જાય છે. વસ્તીમાં વધારો થવાને લીધે નવાં દેવળો બાંધવામાં આવે છે અને તેમને પણ વાજીંત્રો પૂરાં પાડવાં પડે છે.

આ કારભારનો અંત આવે એમ મને લાગતું નથી. સારાં વાજીંત્રની અડધી કિંમતનો ફાળો આપવાની દેવળોને ફરજ પાડવાથી જરૂરી અને રીતસરનુંજ ખર્ચ થવાની ખાત્રી મળે છે. મારા પોતાના અનુભવ ઉપરથી હું એમ માનું છું કે પ્રાર્થનાદરમિયાન થોડે થોડે અંતરે પવિત્ર સંગીત સાંભળવું અને જે ધર્મોપદેશ (સર્મન) આપણને આકાશી પિતાની બીલકુલ પ્રતીતિ કરાવતો નથી, તે સાંભળ્યા પછી, ભક્તિભાવ ઉત્પન્ન કરે એવાં ગાયન સાંભળતા વીખરાઈ જવું એ હિતકર છે. આથી વાજીંત્રો પાછળ ખર્ચાતા દ્રવ્યનો સારો વ્યય થાય છે એમ હું માનું છું; આથી કરીને વાજીંત્રખાતુ અમે ચાલતુ રાખ્યું છે.*

મારાં પરોપકારનાં તમામ કાર્યોમાં મારા ખાનગી પેન્શન ફંડની યોજનાથી મને પૂરતો અને ઉંચા પ્રકારનો બદલો મળી રહે છે. જે માણસોને આપણે ભલા, માયાળુ અને સર્વ રીતે પાત્ર માનતા હોઈએ છીએ, પણ જેઓ પોતાનો કંઈપણ દોષ નહિ હોવા છતાં, પોતાના ગુજરાનની ચિંતામાંથી મુક્ત રહી, આબરૂભેર દહાડા કાઢવાનાં સાધન ધરાવતા હોતા નથી, તેમને વૃદ્ધાવસ્થાદરમિયાન સંપન્નાવસ્થામાં મૂકી આપવા જેટલી આપણી ગુંજાસ છે, એ વિચારથી આપણને જેટલો સંતોષ થાય છે, તેટલો બીજા કશાથી નથી થતો. નાની રકમોની મદદવડે આવા માણસોને ગુજરાનની ચિંતામાંથી મુક્ત કરી શકાય છે. જે માણસોને થોડી મદદ કરવાથી તેમની દુઃખમય વૃદ્ધાવસ્થાને સુખમય બનાવી શકાય છે, એમની સંખ્યા ઘણી મોટી હોય છે, એ જાણી મને મોટું આશ્ચર્ય થયું હતું. આવા કેટલાક દાખલા હું ધંધામાંથી નિવૃત્ત થયો, ત્યાર પહેલાં મારી નજરે પડયા હતા; અને તેમને મદદ કર્યા બદલ મને અપાર સંતોષ થયો હતો. મદદને સર્વ રીતે પાત્ર ન હોય, એવું એક પણ નામ મારી યાદીમાં નોંધવામાં આવ્યું નથી. સઘળા સુપાત્ર છે.× એમનાં નામ ઉઘાડાં પાડવામાં આવતાં નથી. એવી મદદ કોને કોને અપાય છે, તે કોઈ

* આ ખાતાની મારફતે ૧૯૧૯ સુધીમાં ૭૬૮૯ દેવળોમાં તેટલી સંખ્યામા વાજીંત્રો પૂરાં પાડવામાં આવ્યાં છે. એ પાછળ સાઠ લાખ ડૉલરનો ખર્ચ થયો છે.

× આવું ખર્ચ વાર્ષિક રા લાખ ડૉલરનું હતું.

જાણતું નથી. એ સંબંધમાં કોઇને મોઢે જરાપણ વરાળ કાઢવામાં આવતી નથી.

"મારા ઉપર ઇશ્વરે જે અનુગ્રહ કર્યો છે, તેને પાત્ર થવાને માટે હું શાં સત્કાર્ય કરૂં છું?" આ પ્રશ્ન મારા મગજમાંથી કદી ખસતો નથી. મારા પેન્શન લીસ્ટ ઉપર જે આપ્તજનોનાં નામ છે, તે આ પ્રશ્નનો સંતોષકારક જવાબ આપે છે; અને મારો પોતાનો જવાબ પણ એજ છે. જીવનનાં સુખ મને મારા હિસ્સા કરતાં વધારે મળેલાં છે, તેથી મારે પોતાને માટે જગન્નિયંતા પાસે હું કશું માગતો નથી. આપણે કશાની પણ માગણી કર્યા વગર, કશાની પણ ધારતી રાખ્યા વગર અને આ લોકમાં કે પરલોકમાં કોઇપણ ફળની આશા રાખ્યા સિવાય,+ માત્ર પ્રાપ્તકર્તવ્યનું પાલન કરતા રહીને, આપણું શિર ઝુકાવીને આપણા અંતરમાં બિરાજેલા ન્યાયાધીશને આધીન રહેવું જોઇએ.

દાન ગ્રહણ કરવા કરતાં દાન કરવું એ વધારે સુખકર છે. જો મારા એ વ્હાલા મિત્રોની અને મારી સ્થિતિનું પરિવર્તન થાય-હું જે સ્થિતિમાં છું તે સ્થિતિમાં એ હોય અને એમની સ્થિતિમાં હું હોઉં-તો હું તેમને માટે જે કરી રહ્યો છું તે તેઓ પણ મારે માટે તેમજ મારાં આશ્રિતોને માટે કરેજ, એની મને ખાત્રી છે. તેમના તરફથી મારો ઉપકાર માનનારા ઘણા પત્રો મને મળ્યા છે.કેટલાક મને એમ જણાવવાની હિંમત કરે છે કે 'અમે સવારસાંજ પ્રાર્થનામાં તમને સંભારીએ છીએ અને તમારે માટે આશીર્વાદ માગીએ છીએ.' તેના જવાબમાં મારાથી ઘણી વખત તેમને મારી ખરી લાગણીથી માહિત કર્યા વગર રહેવાતું નથી. હું તેમને કહું છું "મહેરબાની કરીને મારે માટે કંઇપણ વધુ માગતા નહિ. મને અત્યાર આગમચ મારા હિસ્સા કરતાં વધારે મળી ચૂક્યું છે. મારા ઉપર નવાજેશ થયેલી ઇશ્વરી બક્ષીસોના વાસ્તવિકપણાની તપાસ કરવા નિમાયલી કોઈપણ નિષ્પક્ષપાતી કમીટી, તેમાંથી અડધ ઉપરાંતની પાછી લઇ લેવાની ભલામણ કર્યા વગર રહે નહિ." આ કંઈ પોકળ શબ્દો નથી. તેમનું યથાર્થપણું મને બરાબર સમજાય છે.

રેલ્વે પેન્શન ફંડ પણ તેવાજ પ્રકારનું છે. તેમાંથી પિટસબર્ગ વિભાગના ઘણા જૂના બૉઇઝ (મારા સાથીઓ) ની અગર તેમની વિધવાઓની સંભાળ લેવાય છે. તેની શરૂઆત ઘણાં વર્ષોથી કરવામાં આવી હતી;અને તેમાં સુધારા-વધારા થતાં તે હાલની સ્થિતિએ પહોંચ્યું છે. હું પેન્સિલ્વેનિયા રેલ્વેનો સુપરિન્ટેન્ડન્ટ હતો, તે વખતે રેલ્વેના જે માણસો મારા હાથ નીચે નોકરી કરતા હતા, તે પૈકી જેમને અગર જેમની વિધવાઓને મદદની, જરૂર હોય

+ कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन ॥ ભગવદ્‌ગીતા

તેમને તેમાંથી મદદ અપાય છે. હું જ્યારે પહેલવહેલો તેમના સમાગમમાં આવ્યો, ત્યારે હું કિશોર અવસ્થામાં હતો અને તેમને નામથી ઓળખવા લાગ્યો હતો. તેઓ મારાપ્રત્યે બહુ માયાળુપણે વર્તતા હતા. એ ફંડનો લાભ લેનારા કેટલાક મરદોને હું જાતે ઓળખું છું.

મીલોમાં કામ કરનારા જે મજુરોના લાભમાટે મેં ચાળીસ લાખ ડૉલરનું ફંડ (સ્ટીલ વર્કર્સ પેન્શન ફંડ) અર્પણ કર્યું છે, તેમાંના ઘણાને હું જો કે નજરે દીઠે ઓળખતો નથી, તોપણ એમાંના કેટલાકને તો હું સારી રીતે પિછાનું છું અને તેથી એ ફંડ પણ મને ઘણું વહાલું છે.





# પ્રકરણ ૨૧ મું

## સુલેહમંદિર અને પીટનકીફ



ઈ નહિ તો ઈંગ્રેજીભાષા બોલનારી પ્રજાઓ વચ્ચેની એક-સંપી–સુલેહના સંબંધના વિચારો *મારા મગજમાં લાંબી મુદતથી ઘોળાયા કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૯ માં જ્યારે બ્રિટને 'મૉનર્ક' નામનું રાક્ષસી લડાયક બારકસ દરિયામાં ઉતાર્યું, ત્યારે હાલ ભુલી જવાયલા કોઈ કારણસર એમ વાતો થતી હતી કે એ એક પછી એક આપણાં (અમેરિકાનાં) તમામ શહેરો પાસેથી ખંડણી ઉઘરાવશે. કશું તેની સામે ટકી શકે એમ નહોતું. જૉન બ્રાઇટ તે વખતે પ્રધાન મંડળમાં હતો, તેને તાર કરી મેં જણાવ્યું: "પીબૉડીના× મૃત શરીરને સ્વદેશ પહોંચાડવું, એ મૉનર્કની પહેલી અને સર્વોત્તમ સેવા છે."

એના ઉપર મેં મારી સહી કરી નહોતી. આશ્ચર્યકારક ઘટના છે કે મારી ઇચ્છા મુજબ કરવામાં આવ્યું અને આ પ્રમાણે મૉનર્કે સુલેહના દૂતનું કામ કર્યું–વિનાશનું નહિ. ઘણાં વર્ષ પછી એક મીજલસમાં હું મિ. બ્રાઇટને મળ્યો અને તેમને મેં જણાવ્યું કે પેલો નનામો તાર મૂકનાર હું હતો. તાર ઉપર સહી નહિ હોવાથી તેમને નવાઈ લાગી હતી; તેમણે વધારામાં જણાવ્યું કે 'એ વાત મારા મનમાંજ હતી.' હું પણ એ હકીકત માનું છું. એ વાતનો બધો જશ તેમનેજ ઘટે છે.

સિવિલ વૉર (આંતર્વિગ્રહ) વખતે અમેરિકાને જ્યારે મિત્રોની જરૂર હતી, ત્યારે એમણે મિત્રની ગરજ સારી હતી. જાહેર જીવનના વીરપુરુષ (હીરો)

---

* લોકો ભલે અમે એમ બોલતા, પણ હું તો કહું છું કે જેવી રીતે પ્રથમ બ્રિટન અને અમેરિકાના એકત્ર રાજ્ય ઉપર સૂર્ય પ્રકાશતો હતો, તેવીજ રીતે તે આગળ ઉપર એ ફરીથી એકત્ર થયેલાં એ રાજ્યો ઉપર ફરીથી ઉગશે અને પ્રકાશશે. (ઍન્ડ્રૂ કાર્નેગીના એક ભાષણમાંથી.)

× અમેરિકાનો વેપારી અને પરોપકારી પુરુષ જ્યૉર્જ પીબૉડી ૧૮૬૯ લંડનમાં મૃત્યુ પામ્યો હતો.

તરીકે હું એમને પૂજતો હતો. શરૂઆતમાં લોકો એમને ઉદ્ધત અને ઉથલ-પાથલ કરાવનારા વિચારો ધરાવનારા રૅડીકલતરીકે વખોડી કાઢતા હતા; પણ પ્રજા આખરે એમના મતને સંમત થઇ ત્યાંસુધી એમણે ખંતથી કામ કર્યાં કર્યું. એ હમેશાં સુલેહને ચહાતા હતા અને એમનું ચાલ્યું હોત, તો એ ક્રિમિયાના વિગ્રહમાં ઇંગ્લાંડને ભળવા દેત નહિ. લૉર્ડ સૉલ્ઝબરીએ પાછળથી કબૂલ કર્યું હતું તેમ ઇંગ્લાંડે આ વિગ્રહમાં ખોટા પક્ષને મદદ કરી હતી. પાર્લામૅન્ટના મકાનમાં બ્રાઇટનું જે કંગાળ પુતળું અગાઉ મૂકવામાં આવ્યું હતું, તેને ખસેડી તેની જગ્યાએ સારૂં બાવલું મૂકવાની એમના કુટુંબે મને પરવાનગી આપી, એ મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો એમ હું માનું છું.

ઇંગ્લાંડની મારી શરૂઆતની મુલાકાતોદરમિયાન ગ્રેટબ્રિટનની પીસ સોસાઇટી( વિગ્રહ નાબુદ કરી દુનિયામાં સુલેહ જાળવી રાખવાનો પ્રયાસ કરનારી મંડળી )માં હું રસ લેતો થયો હતો, અને તેની ઘણી બેઠકોમાં મેં ભાગ લીધો હતો; અને પાછળથી મજુરપક્ષના પ્રતિનિધિ મિ. ક્રેમરે સ્થાપેલા પાર્લામૅન્ટરી યુનિયનમાં પણ હું જવા લાગ્યો હતો. એ વર્ષમાં સુલેહને માટે સૌથી સારૂં કામ કરનાર તરીકે એને જ્યારે ૮૦૦૦ પૌંડનું નોબેલ પ્રાઇઝ મળ્યું, ત્યારે તેણે ખાસ જરૂરીઆતોને પહોંચી વળવા માટે ૧૦૦૦ પૌંડ રાખી બાકીના આર્બિટ્રેશન કમીટી( લવાદ મંડળ )ને આપી દીધા હતા. આ આત્મભોગ ઉંચા પ્રકારનો હતો. ખરા વીરપુરુષને પૈસાની કિંમત કચરા જેટલી છે. મિ. ક્રેમરને પાર્લામૅન્ટના મેમ્બરતરીકે લંડનમાં રહેવાથી થતા ખર્ચ બદલ તેના મહાજન તરફથી દર અઠવાડીએ માત્ર થોડા ડૉલર મળે છે અને તેને એકદમ ગંજાવર રકમ પ્રાપ્ત થઈ હતી, છતાં તેણે તે સુલેહના કાર્યમાટે આપી દીધી વીરત્વનું આ અત્યંત સૂક્ષ્મ સ્વરૂપ છે.

ઇ૦ સ૦ ૧૮૮૭ માં મેં એ કમીટીને વૉશિંગ્ટનમાં પ્રેસિડંટ ક્લિવલૅન્ડની મુલાકાત કરાવી હતી. એમણે કમીટીના સભ્યોનો ખરા દીલથી સત્કાર કરી તેમને પોતાના સહકારની ખાત્રી આપી હતી. તે દિવસથી વિગ્રહનું નામ-નિશાન નાબુદ કરવાનો પ્રશ્ન મને વધારે અને વધારે મહત્ત્વનો લાગવા માંડયો; અને આખરે બીજા બધા વિચારો દબાઈ જઇ એનાજ વિચાર મારા મગજને ચકડોળે ચઢાવવા લાગ્યા. દુનિયા ઉપર સુલેહનું સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર કરવા માટે હેગ ખાતે ભરવામાં આવેલી પહેલી સુલેહ પરિષદ ( પીસ કૉન્ફ-રન્સ ) તરફથી જે આશ્ચર્યકારક કામ કરવામાં આવ્યું હતું તે જોઇ મને અપાર આનંદ થયો હતો. પરિષદ ભરવાનો મૂળ હેતુ લશ્કર ઘટાડવાની યોજના નક્કી કરવાનો હતો,તે સંબંધમાં તો કંઈ થઇ શક્યું નહિ;પણ મોટાં રાજ્યોની

અંદર અંદરની તકરારોનો સમાધાનીથી નિકાલ લાવી આપવા માટે કાયમની લવાદ કૉર્ટ સ્થાપવાનું સંગીન કામ એ પરિષદમાં કરવામાં આવ્યું. દુનિયા ઉપર સુલેહ સ્થાપવા માટે આજસુધી ભરવામાં આવેલાં પગલાંમાં આ સૌથી મહત્ત્વનું પગલું હતું અને તે પણ અગાઉથી કંઈ વિચાર કરી રાખ્યા સિવાય; એકાએક જાણે દૈવી પ્રેરણાથીજ એ વિચાર ઉપડ્યો હતો. એ શ્રેષ્ઠ માર્ગને પરિષદે આદરપૂર્વક વધાવી લીધો એમાં કંઈ નવાઇ નથી.

જો મિ. હોલ્સ આજે હયાત હોત અને પોતાના ઉપરી ઍન્ડ્રુ ડી. વ્હાઇટની સાથે બીજી સુલેહ પરિષદમાં પ્રતિનિધિતરીકે હાજર થઇ શક્યો હોત તો મારી ખાત્રી છે કે એ બન્ને મળી લડાઇને નાબુદ કરવા માટે ઇન્ટરનેશનલ કૉર્ટ સ્થાપવાના કાર્યને શરાડે ચઢાવી શકત.ઉપરીની સૂચના ઉપરથી એ જાતે હેગ ખાતેથી રાતોરાત નીકળી જર્મની જઇ શહેનશાહને તેમજ પરદેશ ખાતાના પ્રધાનને મળ્યો અને આખરે તેમની પાસેથી લવાદમાટે હાઇકૉર્ટ સ્થાપવાના કાર્યને સંમતિ આપવાનું તથા પોતાના પ્રતિનિધિઓને પાછા નહિ બોલાવી લેવાનું કબૂલ કરાવી આવ્યો. આ સેવા માટે મિ. હોલ્સ માણસજાતના સર્વોત્તમ સેવકની ગણનામાં મૂકાવાને પાત્ર થયો છે. અફસોસની વાત છે.કે એ જુવાનીના પૂર બહારમાં હતો તે વખતે નિર્દય કાળે એને ઉપાડી લીધો. જે દિવસે ઇન્ટર નેશનલ કૉર્ટ ( દેશ પરદેશને લગતી તકરારોનો સમાધાનીથી નિકાલ લાવી આપનારી લવાદ કૉર્ટ ) સ્થાપવાનું નક્કી કરવામાં આવશે, તે દિવસ દુનિયાની તવારીખમાં યાદગાર દિવસતરિકેની પ્રસિદ્ધિને પામશે.* તે દિવસથી માણસોનો ઘાત કરવારૂપી અત્યંત નિંદ્ય ગુન્હા થતા અટકશે. એ દિવસ સઘળા દેશોમાં ઉજવવો જોઇએ; અને હું ધારૂં છું કે, એ દિવસ હવે બહુ દૂર નથી. આજસુધી જેમની વીરપુરુષોતરીકે પૂજા થાય છે, તેમને એ જમાનામાં કોઈ સંભારશે પણ નહિ.

ઍન્ડ્રુ ડી. વ્હાઇટ અને મિ. હોલ્સે હેગ ખાતેથી પાછા ફર્યા પછી ત્યાં સુલેહનો મહેલ (પીસપૅલેસ) બંધાવી આપવાની મારી પાસે માગણી કરી, ત્યારે મેં એવો જવાબ આપ્યો કે, એવી રીતે મારી મેળે એ કામમાં આગળ

* હેગ ખાતેના 'પીસ પૅલેસ' માં ૧૯૧૩ના અગષ્ટની ૨૯મી તારીખે વિલિયમ રૅન્ડોલ ક્રેમરનું બાવલું ખુલ્લું મૂકતી વખતે મિ. કાર્નેગીએ નીચે મુજબના વિચાર જણાવ્યા હતા:-" મારો અભિપ્રાય એવો છે કે દુનિયાની સુલેહ જાળવવા માટે જે સૌથી અગત્યનો ઉપાય છે તે એ છે કે, ત્રણ કે ચાર મોટાં રાજ્યોએ ( અને બીજાં જેટલાં સામેલ થવા માગતાં હોય તેટલાંએ-જેમ વધારે જોડાય તેમ વધારે સારૂં) એકત્ર થઈ, જે કોઈ દુનિયાની સુલેહને ખલેલ પહોંચાડવા તૈયાર થાય તેની સામે પડવાના કોલકરાર કરવા."

પડવાનું સાહસ હું કદી કરી શકીશ નહિ; પણ જો નેધર્લૅન્ડસની સરકાર એવા મંદિરની જરૂરીઆત જણાવી જોઇતાં નાણાંમાટે મને પૂછાવે, તો હું એના સંબંધનો વિચાર કરૂં. કોઇ ગવર્મેન્ટ પાસે એવી માગણીની આશા રાખી શકાય નહિ એમ જણાવી તેમણે મારી સૂચના સામે વિરોધ દર્શાવ્યો, ત્યારે મેં કહ્યું કે, એમ હશે તો હું પણ એ બાબતમાં આગળ પડવા માગતો નથી.

આખરે ડચ ગવર્મેન્ટે પોતાના વૉશિંગ્ટન ખાતાના એલચી બેરન ગેવર્સની મારફતે તેવી માગણી કરી એટલે મને આનંદ થયો; છતાં જવાબમાં મેં ચોખવટ કરી કે હું અગાઉથી નાણાં નહિ મોકલી આપું, પણ એ બદલ મારા ઉપર હુંડીઓ લખવામાં આવશે તે હું શીકારીશ. એ મુજબ મેં હુંડીઓ શીકારી અને એ પંદર લાખની હુંડીઓનાં ખોખા મેં સ્મારકચિહ્નતરીકે સાચવી રાખ્યાં છે. સુલેહના મંદિરની સ્થાપના કરવા જેવા પવિત્ર કાર્યનો જશ એક વ્યક્તિને આપવો, એ મને બહુ ભારે પડતી વાત લાગતી હતી. આવું મંદિર દુનિયામાં સૌથી વધારે પવિત્ર ગણાય; કેમકે તેનો ઉદ્દેશ અત્યંત પવિત્ર છે. ઇશ્વરના ગૌરવનું ભાન કરાવવા માટે સ્થાપવામાં આવેલાં સેન્ટ પિટરનું દેવળ કે બીજાં મકાનો કરતા પણ એ મંદિરને હું વધારે પવિત્ર ગણું છું. લ્યુથર કહે છે કેઃ–'આપણે ઇશ્વરની કોઈ સેવા કરી શકવાના નથી કે તેને કોઇ જાતની મદદ કરી શકવાના નથી; આપણા તરફની કોઇ મદદની એને ગરજ નથી.' એનાં કુછંદે ચડેલાં સંતાનોને માટે જે સૌખ્ય અને સુલેહની અત્યંત આવશ્યકતા છે, તે આ મંદિર પૂરાં પાડશે.§ "માણુસજાતની સેવા કરવી એ ઇશ્વરની સર્વોત્તમ ભક્તિ છે." લ્યુથર અને ફ્રૅન્કલિનની માફક હું તો એમ માનું છું.

ઇ૦ સ૦ ૧૯૦૭ માં કેટલાક મિત્રોએ મારી પાસે આવીને,પોતે ન્યુયૉર્ક-માં સ્થાપવા ધારેલી પીસ સોસાઇટી (સુલેહ સમિતિ)નું પ્રમુખપદ સ્વીકારવા મને જણાવ્યું, ત્યારે બીજાં કામની જંજાળનું કારણ બતાવી મેં તેમની માગણીનો અસ્વીકાર કર્યો. આ વાત મુદ્દે ખરી હતી, છતાં પાછળથી મારૂં અંતઃકરણ મને ડંખવા લાગ્યું. હું જ્યારે સુલેહના કામમાટે આત્મભોગ આપવા તૈયાર નથી, તો પછી ક્યા કામમાટે હું સ્વાર્થત્યાગ કરવાનો હતો ? હું દુનિયાને શા કામનો છું ? સદ્‌ભાગ્યે થોડા દિવસમાં રેવરન્ડ લાયમૅન ઍબટ, રેવરન્ડ મિ. લિન્ચ અને સાર્વજનિક કાર્યોમાં આગેવાનીભરેલો ભાગ લેનારા બીજા

§ મનુષ્યના મનોરથો કેવા નિષ્ફળ છે ! સુલેહની વાતો કેવી પોકળ છે, તે લવાદ કૉર્ટોએ અને લીગ ઑફ નેશન્સે (પ્રજાસંઘે) પૂરવાર કરી આપ્યું છે.(ભા. ક.)

કેટલાક ગૃહસ્થો મારો વિચાર ફેરવવાનો મને આગ્રહ કરવા માટે મારી પાસે આવ્યા. તેમનો વિચાર જાણી જઇ મેં તેમને ખુલ્લું કહી દીધું કેઃ—" તમારે બોલવાની જરૂર નથી. પ્રેસિડન્ટનો હોદ્દો સ્વીકારવાની ના પાડવા માટે મારૂં અંતઃકરણ મને ડંખ્યાં કરે છે, માટે હવે હું તેનો સ્વીકાર કરીશ અને મારી ફરજ યથાશક્તિ અદા કરીશ." ત્યારપછીના એપ્રીલ માસમાં પીસ સોસાઇટી ( સુલેહ સમિતિ ) ની બેઠક થઈ, તેમાં ઘણા પ્રતિષ્ઠિત પરદેશીઓ ઉપરાંત યુનાઈટેડ સ્ટેટસનાં પાંત્રીસ સંસ્થાનોના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.+

ત્યાર પછી મને અણધારી રીતે પહેલવહેલો ચાંદ મળ્યો. ફ્રેંચ ગવર્મેંટે મને 'નાઇટ કમાન્ડર ઑફ ધી લિજીયન ઑફ ઑનર' ( કે. સી. એલ. એચ. ) નો ઇલકાબ આપ્યો અને પીસ સોસાઈટીને અપાયેલી મીજલસમાં હું પ્રમુખ-પદે બિરાજ્યો હતો, તે વખતે બેરન ડી એસ્ટુરનેલ્સે તખ્તા ઉપર આવી એક સુંદર ભાષણ કરી મંડળીની તાળીઓના ગડગડાટ વચ્ચે મને એ ઇલિકાબનાં ચિહ્ન ચંદ્રક વગેરે અર્પણ કર્યાં. આ એક મોટું માન હતું; અને દુનિયાની સુલેહના સંબંધના મારા કાર્યને અંગે અપાયલું હોઇ હું તેને અત્યંત કિંમતી ગણું છું. આવાં માન અકરામ મને નમ્ર બનાવે છે; ગર્વિષ્ઠ બનાવતાં નથી, તેથી તેઓ ભલે આવે. *

તેઓ મને યાદ દેવડાવે છે કે, જે ઉંચે દરજ્જે હું પહોંચી ચૂકયો છું એવું ભાષણ કરનારા ભૂલભરેલી રીતે માની લે છે તેના માર્ગ તરફ પ્રયાણ કરી તેની નજીક પણ જઇ પહોંચાય એટલા માટે મારે પ્રથમના કરતાં વધારે સખ્ત કોશીશ કરવી જોઇએ તથા મારા દરેક કૃત્ય તથા શબ્દ ઉપર વધારે સારી દેખરેખ રાખવી જોઇએ.

મેં જે અનેક બક્ષીસો કરી છે, અગર હવે પછી કરીશ તેમાંની એકેય

+ કાર્નેગીએ ઈ૦ સ૦ ૧૯૧૦ ના ડીસેમ્બર માસમાં ટ્રસ્ટીઓનું બૉર્ડ નીમી તેમને એક કરોડ ડૉલર સોંપ્યા હતા; એ વાત તેમણે આ વૃત્તાંતમાં જણાવી નથી. આ રકમના વ્યાજનો ઉપયોગ સુધારાના કલંકરૂપ વિગ્રહને નાબુદ કરવાના કાર્યમાં કરવાનો હતો. ઇલિહુ રૂટ આ બૉર્ડનો પ્રેસિડન્ટ છે.

*આ ઉપરાંત કાર્નેગીને હોલેન્ડ તરફથી 'ગ્રાન્ડ ક્રૉસ ઑર્ડર ઑફ ઑરેન્જ-નૅસો'નો અને ડેન્માર્ક તરફથી 'ગ્રાન્ડ ક્રૉસ ઑર્ડર ઑફ ડેનબ્રોગ'નો ઇલકાબ મળ્યો હતો; અમેરિકાનાં ૨૧ સંસ્થાનો તરફથી સોનાનો ચાંદ તથા અનેક યુનિવર્સિટિઓ અને કૉલેજો તરફથી ડૉકટરની ડીગ્રીઓ મળી હતી. વળી તે અનેક સંસ્થાઓ, વિદ્વાનોની મંડળીઓ વિ. નો સભ્ય હતો—જેની સંખ્યા ૧૯૦ થી વધારે હતી.

ડન્ફર્મલાઇનની પિટનક્રિફ્ ગ્લેન( ગુફા )ની બરાબરી કરી શકવાની નથી. તેને બચપણના અત્યંત શુદ્ધ અને સાત્ત્વિક સંસ્કારોનો પટ લાગેલો છે; માટે મારે એ વાત કહેવી જોઇએ.

મારાં બચપણનાં સ્મરણો પૈકીનું સૌથી પહેલું ડન્ફર્મલાઇનના રહીશોના ઍબી (મઠ)ના અંગની કેટલીક છૂટી જમીન અને રાજમહેલનાં ખંડેરો ઉપર પોતાનો હક સ્થાપિત કરવાના પ્રયાસોને લગતું છે. એ લડત કાં તો મારા વડવા મોરિસને શરૂ કરી હશે, અગર તો તે શરૂઆત કરનારા પૈકીનો એક હશે. એ લડત મારા કાકા અને મામા લૉડર અને મોરિસને ચાલુ રાખી હતી, તેમાં મોરિસનને તો એકાદ દિવાલ તોડી પાડવા માટે એક ટોળી ઉભી કરી તેની આગેવાની લીધાના તહોમતને પાત્ર થવાનું માન મળ્યું હતું. સૌથી ઉપલી અદાલતમાં શહેરના લોકોની જિત થઇ, ત્યારપછી ઇનામદારે હુકમ ફરમાવ્યો કે ‘ મોરિસન કુટુંબના કોઈ માણસને ગ્લેન(ગુફા)માં પગ મૂકવા દેવો નહિ. ’ હું પણ મારા મોળાઇ ભાઇ ‘ડૉડ’ની માફક મોરિસન કુટુંબનો હોવાથી મને પણ એ પ્રતિબંધ લાગુ પાડવામાં આવ્યો. પિટનક્રિફ્ના ઇનામ-દારો કેટલીય પેઢીઓથી શહેરના રહીશોના વિરોધીઓ હતા.

મારી જાણ મુજબ આ ગુફા અદ્વિતીય છે. તે ઍબી અને રાજમહેલનાં ચોગાનની નજીક આવેલી છે; અને ઉત્તર તથા પશ્ચિમ તરફ તે શહેરના બે ધોરી રસ્તાને પડખે આવેલી છે. એનો વિસ્તાર સાઠથી સિત્તેર એકરનો છે અને તેમાં પુષ્કળ વૃક્ષો આવી રહેલાં છે. એની ઉંચી ટેકરીઓ ઉપર ઘીચ ઝાડી આવેલી છે. ડન્ફર્મલાઇનના બાળકોને મન તો એ પેરેડાઇઝ—નંદનવન-સમાન હતી. કંઈ નહિ તો મારે મન તો તે તેવીજ હતી. જ્યારે હું પેરેડાઇઝની વાતો સાંભળતો, ત્યારે મારી નજરસમક્ષ પિટનક્રિફ્ની ગુફા ખડી થતી; કારણકે મારા અભિપ્રાય મુજબ પૅરેડાઈઝની સરખામણીમાં કંઈ પણ મૂકી શકાય એમ હોય તો તે પિટનક્રિફ્ની ગુફા હતી. દરવાજો ઉઘાડો રહી જવાને લીધે, અગર તો દિવાલ ઉપર ચઢીને કે બીજી કોઇ રીતે જો અમને અંદરની સુંદરતાની ઝાંખી થતી, તો અમે ખુશખુશ થઇ જતા.

દર રવિવારે લૉડર કાકા મને તથા ‘ડૉડ’ને ઍબીની આસપાસ ફેરવી, જ્યાંથી ગુફાના પ્રદેશ ઉપર નજર પડી શકે, એવા સ્થળ આગળ લઇ જતા. અંદરનાં ઝાડો ઉપર કાગડા ઉડાઉડ કરી મૂકતા અમારી દૃષ્ટિએ પડતા. એનો ઇનામદાર અમો છોકરાંને મન તો દ્રવ્ય અને દરજ્જાના મૂર્તિમંત સ્વરૂપસમાન હતો.અમે જાણતા હતા કે મહારાણી વિન્ડસર કૅસલમાં રહેતાં હતાં,પણ એમના તાબામાં કંઇ પિટનક્રિફ્ હતી ? નહિજ. પિટનક્રિફ્નો માલીક કર્નલ હન્ટ તેમની

સાથે કે કોઇની સાથે એ ગુફાનો બદલો કરવાની હા પાડેજ નહિ, એની અમને ખાત્રી હતી કે; કેમકે અમે કોઈ દહાડો તેવી હા પાડીએ નહિ. હું બચપણમાં અને કિશોરવયમાં ઘણા હવાઇ કિલ્લા બાંધતો, પણ સુંદરતામાં પિટનક્રિફની બરાબરી કરી શકે એવી કશાની કલ્પના હું કરી શકતો નહિ. હું જ્યારે યુવાવસ્થાએ પહોંચ્યો, ત્યારે મારા કાકા લૉડરે મારા સંબંધમાં ઘણી આગાહી કરી હશે અને કરી હતી; પણ જો તેણે એવી ભવિષ્યવાણી ભાખી હોત કે આગળ ઉપર હું એવો પૈસાદાર અને ભાગ્યશાળી નિવડીશ, કે હું પિટનક્રિફનો ઇનામદાર થઇશ, તો તે સાંભળી મારૂં મગજ ભમી ગયા વગર રહેત નહિ; અને વળી મારા એ બચપણના પૅરેડાઇઝને સાર્વજનિક ઉદ્યાન તરીકે ડન્ફમલાઇનને બક્ષીસ આપવા શક્તિમાન થવું! રાજ્યગાદી મળે તોપણ હું એ હકનો બદલો ન કરૂં.

ડૉક્ટર રૉસે જ્યારે મારા કાનમાં કહ્યું કે, કર્નલ હન્ટ પિટનક્રિફ વેચી નાંખવા કબૂલ થાય ખરો, ત્યારે મારા કાન એકદમ ખડા થઇ ગયા. ડૉક્ટરને એમ લાગ્યું કે, એ જે કિંમત માગે છે તે જુલમી છે; અને તેથી થોડો વખત તો એ વાત ખોળંબે પડી. ૧૯૦૨ માં જ્યારે લંડનમાં મારી પ્રકૃતિ અસ્વસ્થ થઇ, ત્યારે મારૂં મન એ વિષય ઉપર ચોંટયું અને મેં ડૉક્ટર રૉસને તાર કરી બોલાવવાનો વિચાર કર્યો. એવામાં એક દિવસ સવારમા મારી પત્નીએ મારા ખંડમાં આવી મને કહ્યું કેઃ–'કોઇ તમને મળવા આવ્યું છે, તે કોણ હશે તે કહો જોઇએ.' મેં ડૉક્ટર રૉસની અટકળ કરી; અને તે ખરી પડી. ડૉક્ટર રૉસ આવીને મારી આગળ ખડો થયો. અમે પિટનક્રિફના સંબંધમાં વાતો કરી અને મેં એવી સૂચના કરી કે જો આપણો મિત્ર મિ. શૉ (લૉર્ડ શૉ ઑફ ડન્ફર્મલાઈન) કર્નલ હન્ટના માણસોની ભેગો થાય અને તેમને એમ સમજાવે કે, કર્નલ હન્ટ આ તક ગુમાવે છે, એ બદલ એને પાછળથી પસ્તાવો થશે; કેમકે બીજો એવો ગરજવાન ખરીદદાર મળવો મુશ્કેલ છે અને મારો પણ મોહ ઉતરી જાય કે હું મરી જાઉં, તો મળતો નફો ગુમાવી બેસવા જેવું થશે, તો હું ધારૂં છું કે ઘાટ બેસે ખરો. ડૉક્ટરે મિ. શૉને આ વાત કરી, ત્યારે તેણે કહ્યું કે મારે આવતી કાલે બીજા કોઈ કામ પ્રસંગે હન્ટના વકીલને મળવાનું છે અને તે પ્રસંગે હું એ વાત કરીશ.

ત્યાર પછી થોડી મુદતે હું ન્યુયૉર્ક જવા ઉપડી ગયો અને ત્યાં મને મિ. શૉ તરફથી એક તાર મળ્યો કે 'ઇનામદાર ચાળીસ હજાર ડૉલર માગે છે, હા પાડવી છે?' મેં જવાબ આપ્યોઃ–'હા, જો રૉસની શરતો મુજબ હોય તો.' બેસતા વર્ષને દિવસે મને શૉ તરફથી જવાબ મળ્યો 'પિટનક્રિફના ઇનામ-

દાર! સાલ મુબારક!' આ પ્રમાણે મારી ગણના મુજબ હું સૌથી મોટો હોદ્દેદાર થયો. રાજા–એ તો માત્ર રાજાજ કેની! એ કંઈ માલ્કમ રાજાનો ટાવર, સેન્ટ માર્ગરેટનું દેવળ અને પિટનક્રિફ ગ્લેન–એનો માલીક ઓછોજ હતો! એ બિચારો શી રીતે થઇ શકે? હું થઇ શકયો હતો; અને જો રાજા કોઇ દિવસ ડન્ફર્મલાઇન આવશે, તો હું એમના ઉપર અનુગ્રહ કરીને એ ભંડાર એમને બતાવીશ!

જો પરોપકારી પુરુષોના હાથમાં પૈસા સોંપવામાં આવે, તો તેવડે તેઓ સામાન્ય જનસમૂહનું–આમવર્ગનું કેટલું કલ્યાણ સાધી શકે છે, એ જાણવાની, પાર્ક (બગીચો) અને ગ્લેન (ગુફા) મારે સ્વાધીન થયાથી, મને તક મળી. માત્ર બગીચાના સંબંધમાં ડૉ. રૉસને મેં મારા વિચારોથી વાકેફગાર કર્યો અને તેમની સલાહ મુજબ, કેટલાક માણસોને ટ્રસ્ટીઓતરીકે નિમવાનું નક્કી કર્યું અને તેમને રિકબો બોલાવી, એ સંબંધી સઘળી ગોઠવણ કરવા જણાવ્યું. તેમણે એમ ધાર્યું કે, બાગ શહેરના લોકોને માટે ખુલ્લો મૂકવાની વ્યવસ્થા કરવાની હશે; ડૉકટર રોસને પણ બીજી કોઈ વાતનો ઇસારો સરખો કરવામાં આવ્યો નહોતો. જ્યારે તેમણે સાંભળ્યું કે, પાંચ ટકાના વ્યાજવાળાં પાંચ લાખ પૌંડનાં બૉન્ડ ડન્ફર્મલાઇનના હિતની ખાતર તેમને સોંપવાનાં છે, ત્યારે તેઓ આશ્ચર્યચકિત થયા. એ ગુફા ટ્રસ્ટીઓને સ્વાધીન કર્યાને બાર વરસ થઇ ગયાં છે અને લોકોને એ બહુ ગમી છે. લોકો હમેશાં તેનો ઉપભોગ કરે છે; પડોશનાં શહેરોના લોકો પણ એની સુંદરતાથી આકર્ષાય છે; વર્ષનો એક દિવસ છોકરાંના ઉત્સવના દિવસતરીકે ઉજવાય છે; ફૂલનાં પ્રદર્શન ભરાય છે; અને ટ્રસ્ટના દસ્તાવેજમાં જે રીતે વર્તવાની ટ્રસ્ટીઓને સૂચના કરવામાં આવી છે, તે પ્રમાણે વર્તવામાં તેઓ સંપૂર્ણ રીતે ફતેહમંદ નિવડયા છે. એ સૂચનાઓ નીચે મુજબની છે:—

'આખો જન્મારો વૈતરૂં કૂટનારા ડન્ફર્મલાઇનના લોકસમૂહનાં શુષ્ક–એકરંગી–જીવનમાં 'માધુર્ય અને પ્રકાશ'નો અંશ દાખલ કરવો; તેમને અને ખાસ કરીને ઉછરતા વર્ગને, બીજા કોઇ સ્થળના વસવાટથી ન મળી શકે એવી મોહિની, એવું સુખ અને એવા જીવનને ઉન્નત કરનારા સંજોગો અને સંસ્કારોનો ઉપભોગ કરાવવો—કે જેને લીધે, મારી જન્મભૂમિનો હરેક બાળક, ઘરથી ગમે એટલે દૂર ભટકતો હોય તોપણ, જ્યારે તે પાછળ દૃષ્ટિ ફેંકે, ત્યારે તેને એમ લાગે કે માત્ર ડન્ફર્મલાઇનનો વતની હોવાને કારણેજ મારૂં જીવન વધારે સુખી અને વધારે ઉન્નત થવા પામ્યું છે. તમારા પ્રયાસનું ફળ જો આ પ્રમાણેનું આવે તોજ તે સફળ થયો ગણાય;નહિ તો તમારી નિષ્ફળતા ગણાય.'

આ ફકરાને લીધેજ મારે અર્લ ગ્રે કે જે પહેલાં કૅનેડાનો ગવર્નર જનરલ હતો તેની સાથે ઓળખાણુ થયું હતું. એણે ડૉકટર રૅાસને લખ્યું કે 'જે માણસે 'ટાઇમ્સ'માં એ દસ્તાવેજનો ખરડો છપાવ્યો છે, તેને મારે મળવું છે.'

અમે લંડનમાં મળ્યા અને તરતજ અમારા બેના જીવ મળ્યા. એ મહાત્મા તરતજ બીજાના હૃદયમાં સ્થાન મેળવે છે અને ત્યાં રહે છે. યુનાઇટેડ કિંગડમના લાભાર્થે અર્પણુ કરવામાં આવેલા એક કરોડ ડૉલરના ફંડના લૉર્ડ ગ્રે હજીપણુ ટ્રસ્ટી છે.+

આ પ્રમાણે પિટનક્રિફ્ ગ્લૅન મારા આત્માને સૌથી વિશેષ સંતોષ આપનારી સાર્વજનિક બક્ષિસ છે. પોતાના જમાનાના નેતા થૉમસ મોરિસનનો પૌત્ર તેના પુત્ર અને વારસ બેઇલી મોરિસનનો ભાણેજ અને પુણ્યાત્મા પિતાનો તથા વીરત્વવિભૂષિત માતાનો પુત્ર એવો પાકે કે તે ઇનામદારો પાસેથી બાગ તથા ગુફા ખરીદી લે અને ડન્ફર્મલાઇનના રહીશોને હમેશને માટે અર્પણુ કરી દે, એ ઇશ્વરી ઘટનાજ કહેવાય. એ ઘટના અદ્દ્ભુત હોઇ હવાઇ

---

+ અર્લ ગ્રેનો પ્રસંગ નીકળતાંજ કાર્નેગી આ ફંડનો ઉલ્લેખ કરે છે. વૃત્તાન્તની સંકલનાને અંગે જે ફંડનો સંબંધ આવતો હોય તેટલાં ફંડજ એમણે જણાવેલાં છે. તે સિવાયનાં ઘણાં જણાવ્યા વગર રહી ગયાં છે. એમણે ચર્ચપીસ યુનિયનને ૨૦ લાખ ડૅાલર, યુનાઇટેડ એન્જીનિયરીંગ સોસાઇટીને ૧૫ લાખ ડૅાલર, ઈન્ટર નેશનલ બ્યુરો ઑફ અમેરિકન રિપબ્લીકસને સાડાઆઠ લાખ ડૅાલર અને દવાખાનાં તથા કેળવણી અને શોધખોળની વીસ સંસ્થાઓને મળી એક લાખથી પાંચ લાખ ડૅાલર આપ્યા છે. જૂદાં જૂદાં શહેરો અને નગરોને છ કરોડ ડૅાલરથી વધારે કિંમતનાં છે. ૨૮૦૦ થી વધારે લાઇબ્રેરીઓ માટેનાં મકાન બંધાવી આપ્યાં છે.સૌથી મોટામાં મોટી બક્ષીસ તો એમણે દર્શાવીજ નથી. આ બક્ષીસ સાડાબાર કરોડ ડૅાલરની હતી અને તે ન્યુયૅાર્કના કાર્નેગી કૉરપોરેશનને સ્વાધીન કરવામાં આવી હતી. વળી કાર્નેગીના વીલની રૂઇએ વ્યવસ્થા કરતાં વધે તેટલી તમામ રકમ આ કૅારપોરેશનને મળવાની છે અને એ રકમ કેટલી થશે, તે હજી જણાયું નથી. આ કૅારપોરેશનનો ઉદ્દેશ મી કાર્નેગીના પોતાના જણાવ્યા મુજબ નીચે પ્રમાણેનો છેઃ—

"હુન્નરઉદ્યોગનું શિક્ષણ આપતી શાળાઓ, ઉંચી કેળવણી આપનારી સંસ્થાઓ, લાઈબ્રેરીઓ, શાસ્ત્રીય શોધખોળ, વીરપુરૂષો માટેનાં ફંડ વગેરેને મદદ આપીને ઉપયોગી ગ્રંથો છપાવીને તથા મૂળ ઉદ્દેશ પાર પાડવા માટે, જે જે બીજા માર્ગો વાસ્તવિક લાગે, તેની મારફતે, યુનાઇટેડ સ્ટેટ્સના લોકોનાં જ્ઞાન અને સમજશક્તિની વૃદ્ધિ તથા ખીલવણી કરવી."

કાર્નેગીની બક્ષીસો બધી મળીને એકંદર ૭૫ કરોડ ડૅાલરથી વધારે કિંમતની છે—આટલી ગંજાવર રકમ એક માણસ કમાય અને વાપરી નાખે, એ ખરેખર આશ્ચર્યજનક છે.

કિલ્લા બાંધવાના તુરંગોની કે કલ્પિત કથાની કલ્પનામાં આવીશ કે એવી નથી. એમાં દૈવનોજ હાથ હોય એમ સમજાય છે; અને મારા કાનમાં ભણકારા સમજાય છે કે 'તારૂં જીવ્યુ વ્યર્થ નથી ગયું' મારી કાર્કિર્દીની આ સૌથી ઉજ્જ્વળ ફતેહ છે. મારી સર્વ સાર્વજનિક બક્ષીસોમાં એને હું જૂદાજ વર્ગમાં મૂકું છું. ખરેખર કાળચક્ર કોઇ કોઇ વખત વિચિત્ર રીતે વેર લે છે.

મેં દ્રવ્યની કમાણી કરવાનું બંધ કર્યું અને વહેંચણી કરવાનું શરૂ કર્યું તેને તેર વરસ થઈ ગયાં છે. ધંધામાંથી નિવૃત્ત થવામાં મેં ગુજરાનનાં સાધન માત્રનોજ વિચાર કર્યો હોત, પણ મારો વખત કેવી રીતે ગાળવો એનો પણ સાથે સાથે વિચાર ન કર્યો હોત, તો હું એમાંથી એકેમાં ફતેહમંદ ન નિવડત; પણ મેં ધંધો છોડયો, ત્યાર અગાઉ મેં જે વિદ્વાન પુરુષોનાં ઓળખાણ અને મિત્રતા સંપાદન કર્યાં હતાં તેમના સહવાસનો લાભ મને મળી શકે એમ હતું. વળી મને વાચનનો, લેખનનો અને પ્રસંગોપાત ભાષણો કરવાનો શોખ હતો. કેટલાંક વર્ષોસુધી તો મારાં જૂનાં કારખાનાંની મુલાકાત લઈ આવવાના વિચારોને મારે જોરથી દબાવી રાખવા પડતા; કેમકે ત્યાં જવાથી મારી અગાઉ ચાલ્યા ગયેલા મારા જૂના મિત્રો સાંભરી આવી મને ખેદ થાત. મારા જે જૂના સાથીઓ ઉમળકાથી મારો સત્કાર કરતા, તેમાંનો એકાદ પણ ભાગ્યેજ હયાત હશે. મને 'એન્ડી' કહી સંબોધનાર એક કે બેજ નીકળત.

તેમ છતાં એમ ધારશો નહિ કે મેં મારા છેવટના અને જુવાન ભાગીદારોને વિસારી મૂકયા હતા; અગર તો એમ પણ નહિ ધારતા કે નવી વસ્તુસ્થિતિને અનુકૂળ થવાના પ્રયાસમાં તેમણે મને અગત્યની મદદ નહોતી કરી. તેમની સૌથી વિશેષ સાંત્વનદાયક પ્રવૃત્તિ કાર્નેગી વેટેરન એસોસિએશન નામની મંડળી સ્થાપવાને લગતી હતી. છેલ્લો સભ્ય ગુજરી જાય ત્યારેજ એ મંડળનું અસ્તિત્વ બંધ પડે, એવી ગોઠવણ રાખવામાં આવી હતી. પ્રતિવર્ષે અમે ન્યુયૉર્કવાળા અમારા નવા મકાનમાં એકઠા થઇએ છીએ અને એકબીજાના સહવાસનો લાભ લઈ મીજબાની કરી વેરાઇ જઇએ છીએ. આ મીજલસથી અમને ઘણો આનંદ પ્રાપ્ત થાય છે—અરે, એ આનંદ બીજે વર્ષે તેવો પ્રસંગ આવતા સુધી પહોંચે છે. કેટલાક તો એ મીજલસમાં ભાગ લેવા માટે દૂરથી આવે છે અને અમે ભેગા થઇ જે રીતે વખત પસાર કરીએ છીએ તેને લીધે એ મેળાવડા મારા જીવનના સૌથી આનંદજનક પ્રસંગોની ગણુનામાં આવી જાય છે. મારા 'બૉઇઝ' (કિશોર અવસ્થાના સાથીઓ) મારા ઉપર ઘણો ભાવ રાખે છે, એની મારી ખાત્રી છે. એમાં જરાપણ શક નથી, કારણકે મારૂં મન સાક્ષી પૂરે છે, મારૂં હૃદય તેમના તરફ ખેંચાય છે. આને

હું ઇશ્વરના મારા ઉપરના એક અનુગ્રહતરીકે માનું છું; અને ગ્લાનિના પ્રસંગોએ એ આનંદ મને યાદ આવે છે, ત્યારે હું મારી જાતને કહું છું:– 'આના સિવાય કરોડપતિપણું હોય, તેના કરતાં સમૃદ્ધ ન હોય, પણ એ હોય, એ વધારે સારૂં છે–હા, હજારવાર સારૂં છે.'

હું અને મારી પત્ની ઘણાં સ્ત્રીપુરુષોની સાથે દોસ્તીનો નાતો ધરાવીએ છીએ છતાં તેને લીધે, આ 'બોઇઝ' ને માટે અમારો જે સ્નેહ છે, તેમાં લેશમાત્ર પણ ઘટાડો થયો નથી; મારી પત્નીનો પણ તેમની ઉપર મારા જેટલોજ ભાવ છે. અમારા ન્યુયૉર્કવાળા મકાનના વાસ્તુમાં અમારા વેટેરન ઍસોસીએશનનું પહેલું ખાણું ઠરાવનાર એજ હતી. 'ભાગીદારો પહેલા' એમજ એ હમેશાં બોલતી. તેમણે મારી સ્ત્રીને પહેલી ઑનરરી મેમ્બર તરીકે અને મારી પુત્રીને બીજા ઑનરરી મેમ્બરતરીકે નીમી. એ એમણે માત્ર દેખાડ કર્યો હતો એમ નહોતું. અમારા હૃદયમાં એમને કાયમનું સ્થાન મળી ચૂકેલું છે. ઉંમરમાં જો કે હું બધાના કરતાં મોટો હતો,છતાં ભેગા થઇએ ત્યારે અમે બધા 'બોઇઝ'–છોકરા હતા. એકબીજાના ઉપર સંપૂર્ણ વિશ્વાસ તથા અપાર હેત અને એકબીજાના ભલાનાજ વિચાર, એ બધાને લીધે અમારામાં બંધુ-ભાવ ઉત્પન્ન થયો હતો. અમે સઘળા પહેલા મિત્રો અને પછી ભાગીદાર હતા. આ પ્રમાણે પીસ્તાળીસ ભાગીદારો પૈકી તેંતાળીસ ભાગીદારો જીંદગીભરનાં બંધનથી બંધાયા છીએ.

બીજો જે એક વાર્ષિક બનાવ શિષ્ટપુરુષોનું આકર્ષણ કરે છે, તે અમારા ઘર આગળની સાહિત્યપ્રેમીઓની મીજલસ–સાહિત્ય સંમેલન છે. એને લગતી સઘળી વ્યવસ્થા 'સેન્ચ્યુરી' પત્રનો તંત્રી અમારો પ્રિયમિત્ર મિ. રિચર્ડ વૉટ-સન ગિલ્ડર કરી લે છે. એની કરામત એવી સુંદર હોય છે તથા પ્રત્યેક વર્ષના મહેમાનતરીકે જે સાક્ષરને પસંદ કરવામાં આવેલો હોય છે, તેના ગ્રંથો, લેખો તથા પ્રસંગોપાતના ઉદ્ગારોમાંથી એણે એવી સરસ તથા પ્રસંગને અનુરૂપ ચુંટણી કરી દરેક મહેમાનના ટેબલસાથે ગોઠવી દીધી હોય છે કે તે વાંચી સર્વને ઘણી ગમ્મત પડે છે. વધારામાં ઉછરતા સાક્ષરોનાં ભાષણોને લીધે પણ ખૂબ આનંદ જામતો. ઇ૦ સ૦ ૧૮૯૫ માં જૉન મોર્લી જ્યારે અમારો મહેમાન હતો, ત્યારે કરવામાં આવેલા સાહિત્યસંમેલનમાં એમના લખાણોમાંના ફકરા દરેક મહેમાનની રકાબી નીચે ગોઠવી દેવામાં આવ્યા હતા.

એક વખતની મીજલસમાં મહેમાનોને બેસવાની જગ્યા નક્કી કરી આપવા માટે ગિલ્ડર મારા દિવાનખાનામાં વહેલો આવ્યો; એના આવતા પહેલાં એ

ગોઠવણ કરી દેવામાં આવી હતી; પણ તેમાં કંઇક ફારફેરી કરી મારી પાસે આવી એણે કહ્યું:–" હું એ ગોઠવણ તપાસી ગયો એ સારૂં થયું. પ્રથમની ગોઠવણમાં જૉન બરોઝ અને અર્નેસ્ટ થૉમ્સન સેટનની ખુરસીઓ સાથે સાથે રાખવામાં આવી હતી, પણ હાલમાં તેઓ પશુઓ અને પક્ષીઓની ખાસિયતોના સંબંધમાં ગરમાગરમ વાદવિવાદ ચલાવી રહ્યા છે અને એ ચર્ચામાં એટલી બધી કડવાશ દાખલ થઇ ગઇ છે કે બન્ને લઢી પડવાની તૈયારીમાં છે. આથી કરીને તેમને બેને જોડાજોડ બેસાડવા એ ઇચ્છવા જોગ નથી અને તેથી મેં એમને છૂટા પાડયા છે. એ વખતે હું કંઈ બોલ્યો નહિ, પણ પછીથી મેં છાનામાના ભોજનગ્રહમાં જઇ તેમના નામની ચીઠ્ઠીઓ પ્રથમની માફક જોડાજોડની ખુરશીઓ ઉપર ચોઢી દીધી. ખાણાવખતે જ્યારે ગિલ્ડરે બન્નેને જોડાજોડ બેઠેલા જોયા, ત્યારે એની અજાયબીનો પાર રહ્યો નહિ; પણ પરિણામ મેં ધાર્યું હતું તેવુંજ આવ્યું. બન્નેની વચ્ચે સમાધાની થઈ ગઇ અને તેઓ પ્રથમના જેવાજ મિત્રો તરીકે છૂટા પડયા. આ ઉપરથી સાર લેવાનો એ છે કે, જો તમારે બે પ્રતિપક્ષીઓ વચ્ચે સમાધાની કરાવવી હોય, તો ખાણા વખતે તેમને બેને જોડાજોડજ બેસાડવા, એટલે તેમનો એકબીજા સાથે સભ્યતાથી વર્ત્યા સિવાય છૂટકોજ થશે નહિ.

'બરોઝ અને સેટન બન્નેને માટે મેં જાળ ગોઠવી હતી, તે જાણી અમને ઘણી મઝા પડી.ખરી વાત તો એ છે કે જેમને આપણે પિછાનતા નથી હોતા, તેમનેજ આપણે ધિક્કારીએ છીએ. તમારા પ્રતિપક્ષીને ખાણા માટે આમંત્રણ આપવું અને એ આમંત્રણનો સ્વીકાર કરાવવા માટે પૂરતો આગ્રહ કરવો અને આખરે હા પડાવવી, એ તેની સાથે સલાહ કરવાનો સર્વોત્તમ ઉપાય છે. ઘણી તકરારો તીવ્ર સ્વરૂપ ધારણ કરી દે છે, એનું કારણ એ હોય છે કે પક્ષકારો એકબીજાના ભેગા થતા નથી કે પત્રવ્યવહારમારફતે ખુલાસા કરતા નથી, પણ બીજાની વાતો સાંભળીને તેમને ખરી માની બેસે છે. આથી કરીને તેઓ સામા માણસનું દષ્ટિબિંદુ બરાબર સમજી શકતા નથી, અગર તો તેની તરફેણમાં શું શું કહેવા જેવું હોય છે, તે જાણી શકતા નથી. મિત્રની સાથે મતભેદનો પ્રસંગ ઉપસ્થિત થતાં જે તેનો ગમે તે રીતે તોડ કાઢે છે, તે સુખી થાય છે; અને જે સમાધાનીના માર્ગનો સ્વીકાર કરતો નથી, તેને મરણપર્યંત દુઃખ રહે છે. જેને તમે મિત્રતરીકે માન્યો હોય, એના ઉપરના તમારા ભાવમાં ઘટાડો થયો હોય તોપણ તેને ગુમાવી બેસવાથી–તેની મિત્રતા તોડવાથી, તમને જે નુકસાન થાય છે, તેનો બદલો, બીજો ગમે તેવો લાભ થતો હોય તેનાથી પણ વળી શકતો નથી. અત્યારે ગમે તેમ

હોય તોપણ એક વખત તમારૂં દીલ એની સાથે મળેલું હતું; એટલે વૃદ્ધાવસ્થામાં એ તમને ઘણો કામ લાગશે. ઘડપણમાં મિત્રો એક પછી એક ખરતા જાય છે અને તમે એકલા પડી જવાના છો.

દુનિયા ઉપર એકપણ માણસ એવો નથી કે જેને સુખ, દીર્ઘાયુષ્ય અને લાયકાત મુજબનો વિજય મળે, એવો અભિલાષ હું ન ધરાવું, એવું જે માણસ માની શકે છે; અર્થાત્ દુનિયા ઉપર કોઈપણ માણસને સુખ, આયુષ્ય કે સાફલ્ય ન મળે, એવું જે માણસ નથી ધારતો, તેને ધન્ય છે. તેજ પ્રમાણે જે માણસ કોઇના પણ માર્ગમાં અંતરાય નાખવા માગતો નથી, અગર કોઇની પણ સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે યથાશક્તિ સેવા કરવાની ના નથી પાડતો, તેને પણ ધન્ય છે. વળી જે માણસ દુષ્ટ વર્તનને લીધે ચોખ્ખી રીતે નાલાયક સાબીત થયો હોય, તેને મિત્રતરીકે ચાલુ રાખ્યા સિવાય પણ ઉપર પ્રમાણેનું વર્તન રાખી શકાય છે. આવા માણસો દયાનેજ પાત્ર છે, માટે તેમના તરફ તમારે અનુકંપાજ દર્શાવવી જોઇએ. વળી એવો મિત્ર ગુમાવ્યાથી તમને પોતાને જે નુકસાન છે, તેને માટે તમારી જાતની પણ તમારે દયાજ ખાવી જોઇએ; કેમકે માત્ર સાચી મિત્રતાનું પોષણ સદ્ગુણોજ છે.

"જ્યારે પ્રેમ શિથિલ થઇ ક્ષીણ થવા માંડે છે, ત્યારે મરજીવિરુદ્ધના શિષ્ટાચારનો આશ્રય લેવો પડે છે."

પહેલાંના જેવી પ્રસન્નતા તો નજ રહે, તોપણ એકબીજાને સુખ પ્રાપ્ત થાય એવી દુવા નહિ દેવાનું કંઇ કારણ નથી.

હું ધંધામાંથી ફારગ થયો, તેને માટે માર્કટવેઇનના જેટલી ખુશાલી બીજા કોઇએ પ્રદર્શિત કરી નથી. જે વખતે વર્તમાનપત્રોમાં મારા તવંગરપણાના સંબંધમાં ખૂબ લખાણ લખાતાં હતાં, તે વખતે મને તેમના તરફથી નીચે મુજબની ચીઠ્ઠી મળી:—

પ્યારા સાહેબ અને મિત્ર,

આજકાલ તમે સમૃદ્ધિવાન થઇ ગયા હો એમ લાગે છે. તમારા એક ચહાનારને પ્રાર્થનાપોથી ખરીદવા માટે તમે દોઢ ડૉલર ઉછીનો આપી શકશો? જો તેમ કરશો, તો ઈશ્વર તમારૂં ભલું કરશે. મારૂં અંતઃકરણ એ બાબતની સાક્ષી પૂરે છે, તેથી હું પણ એવી આશા રાખું છું. જો બીજી માગણીઓ આવી પડી હોય, તો આને ગણત્રીમાં લેવી નહિ. તમારો—, માર્ક

તા. ક. પ્રાર્થનાપોથી મોકલતા નહિ. પૈસાજ મોકલજો. એની પસંદગી હું જાતેજ કરી લઈશ. મા.

ન્યુયૉર્કમાં એ જ્યારે માંદગીને બિછાને પડયો હતો, ત્યારે હું ઘણીવાર એને જોવા જતો અને અમે ઘણો વખત સાથે પસાર કરતા; કેમકે પથારીવશ હોવાછતાં પણ એની બુદ્ધિ અગાઉના જેવીજ તેજ હતી. એક વખત તો સ્કૉટલૅન્ડ જવા માટે નીકળતા પહેલાં હું એને છેલ્લીવારનું મળી લેવા માટે ગયો હતો. મારા ઉપડી ગયા પછી તરતજ યુનિવર્સિટીના પ્રૉફેસરોને માટે પેન્શન ફંડ સ્થાપવાની વાતને પ્રસિદ્ધિ આપવામાં આવી હતી. માર્ક ટ્વેઇને એના સંબંધમાં 'સેન્ટ એન્ડ્રુ' ( મહાત્મા એન્ડ્રુ ) ના સરનામાથી લખેલો પત્ર મને સ્કૉટલૅન્ડમાં મળ્યો. એમાંથી હું નીચેનો ફકરો ટાંકું છું:–

'હું તમને મારૂં તેજોમય ચક્કર (હેલો) આપું છું. તમે જે વખતે મારી પથારી પાસે હતા, તે વખતે જો તમે મને આ વાત કરી હોત, તો હું તે ત્યાંને ત્યાંજ તમારે સ્વાધીન કરત. તે ચોખ્ખી કલ્લાઇનું છે અને જ્યારે તે નીચે આવ્યું ત્યારે તેની 'ડયુટી' જકાત ભરી દેવામાં આવી છે.'

જેઓ મિ. ક્લેમન્સ ( માર્ક ટ્વેઇન ) ની સાથે ગાઢા પરિચયમાં આવવા પામ્યા છે, તેઓ ખાત્રીપૂર્વક જણાવી શકે છે કે એનામાં બધાને મુગ્ધ કરી નાખવાની શક્તિ હતી. રીતભાતમાં અને બોલીમાં તો જેફરસનનેજ એની સરખામણીમાં મૂકી શકાય. બન્નેનું વશીકરણ એકજ જાતનું હતું. આવા માણસો એમના મિત્રોનાં જીવનને ઉલ્લાસમય બનાવે છે, એમને પોતાની જાતની દરકાર હોતી નથી. તેઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં આનંદની રેલછેલ કરી મૂકે છે. એવા માણસો નિઃસ્વાર્થી હોય છે અને તેમનાં હૃદયે પ્રેમાળ હોય છે.

દુનિયા મિ. ક્લેમન્સની એક બાજુનીજ માહિતી ધરાવે છે. એ એને વિનોદી પુરુષતરીકેજ પિછાને છે. રાજકીય અને સામાજિક વિષયોના સંબંધમાં એ ચોક્કસ વિચારો ધરાવતો હતો અને એનું નૈતિકવર્તન ઉંચા પ્રકારનું હતું, એ બહારની દુનિયા જાણતી નહોતી. દૃષ્ટાંતતરીકે એગ્વિનૅલ્ડો દગાથી સર કરવામાં આવ્યું તે વખતની એની કલમ બધાના કરતાં તીક્ષ્ણ હતી. એની સરખામણીમાં જુનિયસના ચાબખા પણ ઓછા સખ્ત હતા.

એની સિત્તેરમી વર્ષગાંઠ ઉજવવા માટે ભરવામાં આવેલો મેળાવડો અપૂર્વ હતો. સાક્ષરવર્ગે મોટી સંખ્યામાં હાજરી આપી હતી, પણ કરોડપતિ મિ. ઍચ. ઍચ રૉજર્સ, જેણે ખરી અણીને પ્રસંગે એને મદદ કરી હતી, તેને પોતાની પાસે બેસાડવાની એણે ખાસ કાળજી રાખી હતી. એક પણ અપવાદસિવાય, તમામ સાક્ષરોએ પોતાનાં ભાષણમાં એની સાહિત્યસેવાનોજ ઉલ્લેખ કર્યો હતો. જ્યારે મારી વારી બોલવાની આવી, ત્યારે એના

સંબંધમાં ઇસારો કરી વધારામાં મેં જણાવ્યું કે 'મનુષ્યતરીકે એમણે જે કાર્ય કર્યું છે, તે પણ જ્યાંસુધી એમનાં લખાણ કાયમ રહેશે, ત્યાંસુધી કાયમ રહેશે. સર વૉલ્ટર સ્કૉટ અને માર્ક ટવેઇન બન્નેનું જીવન એકસરખું હતું. સ્કૉટની માફક આપણો મિત્ર પણ ભાગીદારોની કસુરોને લીધે ખુવાર થયો હતો, એને માટે બે માર્ગ ખુલ્લા હતા. પહેલો કાયદેસર માર્ગ—એ સીધો, સરળ અને ટુંકો હતો. તમારી સઘળી મીલ્કત રજુ કરી દઈ, નાદારીમાં નામ નંધાવી દો અને ફરી એકડે એકથી શરૂ કરો. એના લેણદારો એની પાસે એટલાનીજ આશા રાખી શકે. બીજો માર્ગ લાંબો, કાંટાવાળો અને નિર્જન હતો—સઘળાનો ભોગ આપીને આખા જીવનપર્યંત તરફડીઆં માર્યાં કરવાં. એ બે માર્ગના સંબંધમાં એનો નિર્ણય નીચે મુજબનો થયોઃ—'મારા લેણદારોની પ્રત્યે મારી શી ફરજ છે, એ વાતનો વિચાર કરવાનો નથી, પણ મારી જાતપ્રત્યે મારી શી ફરજ છે, એ ધોરણે વર્તવાનું છે!'

'ઘણા માણસોના ઉપર એવા પ્રસંગો ગુજરે છે કે જેનાથી તેઓ કથીર છે કે કંચન, તેની કસોટી થાય છે. એવે પ્રસંગે તે કેવો માર્ગ ગ્રહણ કરે છે, તે ઉપરથી એમની પરીક્ષા થાય છે. આપણો મિત્ર એવી ધગધગતી ભઠ્ઠીમાં દાખલ થઈ વીરપુરુષતરીકે બહાર નીકળ્યોછે. દુનિયામાં ફરી ભાષણો આપીને તેની કમાણીમાંથી એણે પોતાનું તમામ દેવું ચૂકવી આપ્યું, 'માર્ક ટવેઇન, એક વિનોદી પુરુષ હતો,' એમ કહેવું એ ઠીક છે, પણ મનુષ્યતરીકે અને વીરપુરુષતરીકે એ કેવો હતો? સર વૉલ્ટર સ્કૉટની માફક એ ખરેખરો મનુષ્ય હતો, તેમ વીરપુરુષ પણ હતો અને તે પણ ઉંચા દરજ્જાનો.'

એની પત્ની પણ એક વીરરમણી હતી. સંભાળ રાખનાર દેવદૂતની માફક સઘળે તેની સાથેને સાથે રહેનાર અને સર્વ સંજોગોમાં તેને ટકાવી રાખનાર તેજ હતી. એની મદદને લીધેજ તે સ્કૉટની માફક વિજયી નિવડયો હતો. પોતાના અંગત દોસ્તોને આ વાત જણાવ્યા સિવાય તે રહેતો નહિ. એ રમણી આ દુનિયા છોડી ચાલી ગઇ, તે પ્રસંગે હું માર્ક ટવેઈનને મળવા ગયો, તે વખતના એમના ઉદ્‌ગાર સાંભળી મને જે દુઃખ થયું હતું, એવું બીજા કોઇ પ્રસંગે થયું નથી. સદ્‌ભાગ્યે ત્યાં હું તે વખતે એકલોજ હતો; અને હું એકપણ શબ્દ બોલું ત્યાર પહેલાં તેણે મારો હાથ જોરથી દબાવી કહ્યું—'મારૂં નસીબ ફુટી ગયું—મારૂં ઘર ભાગ્યું!' હું કંઇપણ બોલી શકયો નહિ. એ વાતને કેટલાંક વર્ષ વીતી ગયાં છે, છતાં એ ઉદ્‌ગાર અત્યારે પણ મારા કાન સાથે અથડાય છે અને મારૂં હૈયું ભરાઈ આવે છે. જે અનુકંપાથી આપણા વડીલો બેનસીબ રહેતા તે આપણે આ જમાનાના લોકો અનુભવીએ છીએ. આપણો

અંતરાત્મા જો એવો નિર્ણય આપે કે આપણે આપણું જીવન સારી રીતે ગાળ્યું છે, તો પછી આપણે બીજા કોઇ ન્યાયાધીશની ધાસ્તી રાખવાનું કારણ નથી.

"તું તારી જાતના પ્રત્યે સાચો રહેજે, એટલે જેમ દિવસની પછી રાત્રી આવે છે, તેમ એ પણ ચોક્કસ છે કે તું બીજા કોઇ મનુષ્યપ્રત્યે અસત્ય આચરણ નહિ આદરે."

દુનિયા ઉપરનાં થોડાં વર્ષની કસુરોને માટે જાથુની યાતના ભોગવવી પડે, એ ઇશ્વરના સ્વભાવના વિરુદ્ધની વાત કહેવાય. સેતાન પણ એમ કરતાં આચકો ખાય.





# પ્રકરણ ૨૨ મું

## મૅથ્યુ આર્નોલ્ડ અને બીજા સ્નેહીઓ



મારા તેમજ જોન મોર્લિનો બન્નેનો અભિપ્રાય એવો છે કે મૅથ્યુ આર્નોલ્ડ સામાને મુગ્ધ કરી નાખે એવો પુરુષ હતો. એમની હાજરીની અને વાતચીતની સામાના ઉપર જે અસર ઉત્પન્ન થતી, તેને જાદુ કે વશીકરણનુંજ નામ આપી શકાય. એમની દૃષ્ટિ તથા એમનું મૌન એ પણ આપણને મુગ્ધ કરી નાખતાં.

વિલ્યમ બ્લૅક અને એડ્વિન એ ઍબીની સાથે દક્ષિણ ઇંગ્લાંડની ઘોડાગાડીની સફરમાં એ અમારી સાથે હતા. માર્ગમાં એક નાનું ગામડું આવતાં થોડી મુદત માટે ત્યાં ઘોડાગાડી થોભાવવાની માગણી કરી તેણે જણાવ્યું કે, આ ગામમાં મારા ધર્મપિતા બિશપ કેબલની સમાધિ છે, તેની મુલાકાત લઇ આવવાની મારી ઇચ્છા છે. પછી તેણે ઉમેર્યું 'અરે, પ્યારા કેબલ!' બ્રહ્મવિદ્યાને લગતા પ્રશ્નોના સંબંધના મારા વિચારોને લીધે મેં એમને ઘણો ખેદ ઉત્પન્ન કરાવ્યો હતો અને એ રીતે એમને ઘણું માઠું લાગેલું છતાં એમનો મારા ઉપર ઘણો ભાવ હોવાને લીધે, તે ઑક્સફર્ડ જઇ અને ઇંગ્રજી કવિતાનો પ્રૉફેસર નિમવાની તરફેણમાં મત આપી આવ્યા હતા.

સ્મશાનભૂમિ ઉપર અમે બન્ને સાથે ગયા. કેબલની સમાધિની પાસે જઇ ઉભા રહેતાં આર્નોલ્ડને વિચારમાં તલ્લીન થઇ ગયેલો જોતાં મારા ઉપર ભારે અસર થઇ. પાછળથી એમના ધર્મવિચારોના સંબંધમાં વાત નીકળતાં એમણે કહ્યું કેઃ—" તેમને લીધે મારા સાચા મિત્રોને ઘણું દુઃખ થયું હતું. મિ. ગ્લૅડસ્ટને એક વખત પોતાને થયેલી ભારે નિરાશાની તથા કંઇક ઉદ્વેગની લાગણીને પ્રદર્શિત કરતાં કહ્યું હતું કે 'તેં બિશપ થવાની તક ગુમાવી છે.' ખરૂં છે કે મારાં લખાણોને લીધેજ હું બિશપ થતો અટકયો હતો, તેમજ તેને લીધેજ

મારા મિત્રોને પણ દુઃખ થયું હતું; પણ હું તેમાં નિરુપાય હતો. મારે મારા સાચા વિચારો પ્રસિદ્ધ કરવાજ જોઈએ.'

આ શબ્દો કેવા ખેદની લાગણીસહિત અને ધીમેથી બોલવામાં આવ્યા હતા, તે મને બરાબર યાદ છે એ શબ્દો અંતઃકરણના ઊંડાણમાંથી બહાર નીકળ્યા હતા. એમને દુનિયાને કંઈ સંદેશો પહોંચાડવાનો હતો. જમાનો ધીમે ધીમે એ સંદેશો ઝીલવા તૈયાર થતો જાય છે. એમના વિચારોની આજ કોઈ નિંદા કરતું નથી. એ એક ખરેખરો ધર્મિષ્ઠ પુરુષ હતો. એમના મોંમાંથી કદી અધાર્મિક શબ્દ નીકળતો નહિ. આ બાબતમાં એ અને ગ્લૅડસ્ટન બન્ને સરખા છે; છતાં તેમણે એકજ વાકયથી અલૈકિકપણાનો નાશ કર્યો છે. 'ચમત્કારોના સંબંધનો કેસ–મુકર્દમો પૂરો થયો છે, ચમત્કાર જેવું કશું છેજ નહિ.'

ઈ૰ સ૰ ૧૮૮૩ માં અમે જ્યારે ન્યુર્યૉર્કમાં હતા, ત્યારે એ અને એની પુત્રી મિસિસ વ્હિટિજ બન્ને અમારાં મહેમાન થયાં હતાં, તેમજ એલિબની પર્વત ઉપરના અમારા ઉનાળાના મકાનમાં પણ એ અમને મળવા આવ્યાં હતાં; એટલે મને એમનો ઠીક ઠીક પરિચય થયો હતો. ન્યુર્યૉર્કમાં એમણે જ્યારે પહેલવહેલું જાહેર ભાષણ આપ્યું, ત્યારે હું અને મારી મા બન્ને સભાના સ્થાનકે તેમની સાથે ગયાં હતાં. ભાષણ સાંભળવા પુષ્કળ લોક એકઠા થયા હતા, પણ જાહેરમાં સારી રીતે બોલવાનો તેમને મહાવરો નહિ હોવાથી લોકોની ઉપર સારી છાપ પડી નહિ; તેમ લોકોને સાંભળવામાં રસ પણ પડયો નહિ. અમે જ્યારે ઘર તરફ પાછાં ફર્યાં, ત્યારે તેમનો પહેલોજ પ્રશ્ન એ થયો કે 'કહો, ભાષણ કેવું હતું? ભાષણકારતરીકે હું નભી શકીશ ખરો?'

એમને ભાષણકારતરીકે દીપી નીકળેલા જોવાને હું એટલો બધો ઇંતેજાર હતો કે મેં કંઈપણ આનાકાનીવગર એમને કહી દીધું કેઃ– 'જાહેરમાં બોલવાની લાયકાત મેળવ્યા સિવાય તમારાથી આગળ વધી શકાવાનું નથી. તમારે કોઈ વકતૃત્વશિક્ષક પાસેથી બે–ત્રણ બાબતોના સંબંધમાં શિક્ષણ લેવું પડશે' અને આ મેં એટલા આગ્રહસાથે કહ્યું કે તેમણે તેમ કરવા હા પાડી. અમે બધા બોલી રહ્યા ત્યારપછી મારી માના તરફ ફરીને તેમણે પૂછ્યુંઃ–

"વહાલાં મિસિસ કાર્નેગી! બીજા બધાએ તો પોતાના અભિપ્રાય જણાવ્યા, પણ અમેરિકા ખાતાના મારા પહેલા ભાષણના સંબંધમાં તમારો શો અભિપ્રાય છે તે મારે જાણવું છે."

તેમણે ધીમેથી જવાબ આપ્યોઃ–" મિ. આર્નોલ્ડ! તમારું ભાષણ પાદરીના

મોંમાં વધારે શોભે એવું છે." આ જવાબ તેમને સચોટ અને મુદ્દાસર લાગ્યો. પશ્ચિમની સફર પૂરી કરીને એ જ્યારે ન્યુયૉર્ક પાછા આવ્યા, ત્યારે એમની બોલવાની ઢબમાં એટલો બધો સુધારો થયો હતો કે એમનો ઘાંટો બ્રુકિલન ઍકેડેમી ઑફ મ્યુઝિકમાં બેઠેલા બધા સાંભળી શકતા. તેમણે બોસ્ટનના એક વક્તૃત્વ શિક્ષક પાસેથી થોડું શિક્ષણ લીધું હતું અને ત્યારથી એમનું કામ રાગે પડી ગયું હતું.

પ્રખ્યાત ઉપદેશક મિ. બીચરનાં ભાષણ સાંભળવાની એમની ઘણી મરજી હતી, તેથી એક રવિવારના સવારે અમે બ્રુકલીન જવા નીકળ્યા. ધર્મોપદેશ પૂરો થયા બાદ એ મિ. આર્નોલ્ડને મળવા ચાહે, એ હેતુથી અમે તેમને અમારા આવ્યાની ખબર આપી દીધી હતી. મેં તેમને મિ. આર્નોલ્ડનો પરિચય કરાવ્યો, ત્યારે તેમણે તેમનો ઘણા ભાવસાથે સત્કાર કર્યો. જેમના આત્માસાથે એમને લાંબી મુદ્દતથી પરિચય થયો હતો, તેમના દેહની મુલાકાત થવાથી તેમણે પોતાને ઘણો સંતોષ થયાનું જાહેર કર્યાબાદ આર્નોલ્ડનો હાથ પકડી તેમણે કહ્યું:–"મિ. આર્નોલ્ડ! તમારાં તમામ લખાણ હું એકથી વધારે વખત કાળજીપૂર્વક વાંચી ગયો છું અને તેથી મને પ્રત્યેક વખત ઘણો લાભ થયો છે."

આર્નોલ્ડે કહ્યું:–"અરે, ત્યારે તો એમાં તમને ઉદ્દેશીને કેટલાંક લખાણ છે, જે મારે નહોતાં લખવાં જોઇતાં."

બીચરે હસતાં હસતાં કહ્યું:–"શામાટે? એવાં લખાણે તો મને સૌથી વિશેષ ફાયદો કર્યો છે." પછી બન્ને હસ્યા. મિ. બીચર જવાબ આપવામાં કદી ગુંચાતા નહિ. તેમની સાથે મિ. આર્નોલ્ડનું ઓળખાણ કરાવ્યા બાદ તેમને કર્નલ ઇંગરસોલની પુત્રીનું ઓળખાણ કરાવતાં મેં કહ્યું:–"મિ. બીચર! મિસ ઇંગરસોલે આજ પહેલવહેલો ખ્રિસ્તી દેવળમાં પગ મૂકયો છે." તેમણે પોતાના બન્ને હાથ લંબાવી તેણીના હાથ પકડી, તેણીની સામે તાકીને જોઇને ધીમેથી કહ્યું:—

"ત્યારે તો મારા જોવામાં આવેલા તમામ નાસ્તિકોમાં તમે સૌથી સુંદર નાસ્તિક છો." જેમણે મિસ ઇંગરસોલને ભરજુવાનીમાં જોઈ હશે, તેઓ તેણીની સુંદરતાના સંબંધમાં મિ. બીચરના અભિપ્રાયને મળતા થયા વગર રહેશે નહિ. પછી તેમણે પૂછયું:–"મિસ ઇંગરસોલ! તમારા પિતાની તબીઅત કેવી છે? સારી છેની? હું અને એ બન્ને ઘણી વખત એકજ તખ્તા ઉપર સાથે ઉભા રહ્યા છીએ અને અમે બન્ને એકજ પક્ષના હતા એ શું મારું સદ્ભાગ્ય નહોતું?"

બીચર એક ભલો ઉદાર દીલનો અને વિશાળ હૃદયનો પુરુષ હતો. સારૂં જ્યાં જ્યાં નજરે પડે, ત્યાંથી તે ઉપાડી લેતો. સ્પેન્સરનું તત્ત્વજ્ઞાન, આર્નોલ્ડની દીર્ઘદૃષ્ટિ અને ઇંગરસોલનો રાજપ્રકરણી સવાલોને મજબૂત ટેકો, એ બધાં રાષ્ટ્રની પ્રગતિમાં સાધનભૂત થતાં. મિ. બીચર બધાની કદર પીછાનવા જેટલું મોટું મન બનાવતો અને એ સઘળા માણસોને મદદગાર મિત્રોતરીકે વધાવી લેતો. ઇ૦ સ૦ ૧૮૮૭ માં અમે સ્કૉટલૅન્ડમાં હતાં, ત્યારે આર્નોલ્ડ ત્યાં અમને મળવા આવ્યા હતા. એક દિવસ શિકારના સંબંધની વાત નીકળતાં તેમણે કહ્યું કે, 'હું કદી શિકાર કરતો નથી; જેને પાંખો હોય અને ઉંચે ભુરા આકાશમાં ઉડી શકે તેની ઘાત કરતાં મારો જીવ ચાલતો નથી; પણ માછલાં પકડવાનું મારાથી બંધ કરી શકાતું નથી; એક ઉમરાવ તરફથી વરસમાં બેત્રણ વખત માછલાં પકડવાની પરવાનગી મળવાથી મને ઘણો આનંદ થાય છે.' એ માયાળુ ડ્યુકનું નામ હું ભૂલી ગયો છું, પણ એનામાં કંઇક ખાંપણ હતું અને તે એમણે અમને જણાવ્યું હતું. આવા માણસની સાથે ગાઢો સંબંધ શી રીતે બંધાયો, એમ પૂછવામાં આવતાં, તેમણે કહ્યું:–

" ઉમરાવ લોકોને અમે મોટા માણસો ગણીએ છીએ. તેમનામાં અક્કલ કે ચારિત્ર્ય એકેય ન હોય, તોપણ એ મોટા માણસો ગણાય છે. અમે બધા મોટા માણસની સાથે મહોબત હોવાનો ડોળ રાખનારા હલકા માણસો છીએ. સેંકડો વર્ષોના સંસ્કારે અમને એવા બનાવી દીધા છે. એ બાબતમાં અમે નિરુપાય છીએ. એ ખ્યાલ અમારા રક્તમાં ભળી ગયો છે."

આ ઉદ્‌ગાર તેમણે હસતાં હસતાં કાઢ્યા હતા; એ પોતે તેવા નહોતા, પણ જેઓ ઘણી પેઢીઓથી ઉતરી આવેલા હોવાને લીધે કુલીનપણાની ડંફાસ મારી ખાય છે, તેમને એ હસી કાઢતા. એ લોકો ઘણી પેઢીઓ સુધીની પોતાની વંશાવળી ઉપજાવી શકે છે, એની તો કોઇથી ના પાડી શકાય એમ નથી; છતાં ઉંચા દરજ્જાના કુલીન અને તવંગર માણસોની હકીકતથી વાકેફ થવાનું એમને ઘણું મન થતું. મને યાદ છે કે, એ જ્યારે ન્યુયૉર્કમાં હતા, ત્યારે એમણે મિ. વૅન્ડરબિલ્ટને મળવાની ખાસ ઇચ્છા દર્શાવી હતી, તે ઉપરથી મેં એમને એમ કહ્યું પણ ખરૂં કે એનામાં અને બીજા માણસોમાં કંઇ બહુ ફેર નથી–એ માણસ જેવો માણસ છે. તેમણે જવાબ આપ્યો:–

" ખરી વાત છે, પણ દુનિયાના સૌથી તવંગર માણસને ઓળખવો, એ કંઇ ફેંકી દેવા જેવી વાત નથી. ખરેખર, જે માણસ આપકમાઇથી તવંગર થાય છે, તે જે માણસો બીજાની પાસેથી કુલીનપણાનો વારસો મેળવે છે, તેમના કરતાં ચઢીઆતો છે."

એક દિવસ મેં એમને પૂછ્યું કે, વિવેચકની દૃષ્ટિથી તમે શેકસપીઅરના સંબંધમાં કેમ કંઇ લખ્યું નથી? કવિઓમાં એનું જે ઉચ્ચ સ્થાન છે, તે તમારે નક્કી કરી આપવું જોઇએ. એમણે જવાબ આપ્યો કેઃ–"એવા વિચારો મારા મગજમાં ઘણી વખત ઉદ્‌ભવ્યા હતા, પણ પછી શાંતિથી વિચાર કરી જોતાં મને એમ લાગતું કે શેકસપિયરના સંબંધમાં કંઇપણ લખવાની મારી ગુંજાશ નથી, તો તેના ઉપર ટીકા કરવાનું તો મારૂં શું ગજું? એ એમ માનતા કે, એ વાત બની શકે એવીજ નથી. શેકસપિયર સાની ટોચે છે. સમાલોચનાના કોઈપણ નિયમોવડે એમનું માપ કાઢી શકાય એમ નથી. એમના અપ્રતિમ બુદ્ધિકૌશલ્યની પ્રશંસા કરવા બેસવાનું મને કોઇ કોઇ વખત મન થઇ આવતું, પણ એ વિષયને અડવા જતાંજ હું હમેશાં બીને પાછો ભાગતો." મેં કહ્યું, તમે જે અપૂર્વરીતે એમની પ્રત્યેનું ઋણ અદા કર્યું છે, તે જાણ્યા પછી, તમારા આ વિચારો સાંભળવાને હું તૈયારજ હતો. એમ કહી એમના એક ખંડ-કાવ્યમાંથી મેં કેટલીક લીટીઓ ગાઇ બતાવી.

હું મિ. શૉ (જૉશ બિલિંગ્સ) ને ઓળખતો હતો; અને મિ. આર્નોલ્ડ કે જે માધુર્ય અને પ્રકાશનો ફરિસ્તો હતો, એમનો અને એ અણઘડ રત્નનો મેળાપ થાય એ માટે હું બહુ ઉત્સુક હતો. એ અણઘડ હતો. ઓપ્યા વગરનો હતો, પણ હીરો તો હતોજ. સદ્‌ભાગ્યે જૉશ જાતેજ વિન્ડસર હૉટેલમાં જ્યાં મારો મુકામ હતો, ત્યાં મને મળવા માટે આવી ચઢ્યો; અને અમારા મહેમાનના સંબંધમાં વાત નીકળતાં, એણે એમના સંબંધમાં કેટલાક પ્રશંસાત્મક ઉદ્‌ગારો કાઢ્યા. તે ઉપરથી મેં તેને કહ્યુંઃ–'આજ સાંજે તારે એમની સાથે જમવા બેસવાનું છે. સ્ત્રીવર્ગ બીજે ઠેકાણે જમવા જવાનો છે અને હું તથા આર્નોલ્ડ એકલા છીએ. તું આવીશ એટલે ત્રિપુટી પૂરી થશે. ના પાડીશ તે ચાલવાનું નથી. મારી ખાતર તારે આવવુંજ પડશે.' એનાથી ના પડાઇ નહિ. ખાણા વખતે હું એ બેની વચમાં બેઠો અને એમની વાતચીતમાંથી ઝરતો રસ ઝીલવા લાગ્યો. આર્નોલ્ડને મિ. શૉની લોકોને સમજાવવાની રીતમાં બહુ રસ પડયો તથા એની અંગત વાતો તથા કહાણીઓ સાંભળીને પણ તેમને ઘણી ગમ્મત પડી તથા ખૂબ હસવું આવ્યું. મિ. શૉએ પંદર વર્ષસુધી યુનાઇટેડ સ્ટેટ્સનાં દશ હજાર અગર તેથી વધારે વસ્તીવાળાં શહેરોમાં ભાષણો કર્યાં હતાં અને તે દરમિયાનના પોતાના અનુભવના પ્રસંગો એમણે એક પછી એક વર્ણવવા માંડયા. પોતાનાં ભાષણો માટેનો લોકોનો ઉત્સાહ તે શીરીતે ટકાવી રાખતો એવી જાણવાની આર્નોલ્ડની વૃત્તિ થતાં તેણે કહ્યુંઃ–

"જુઓ, તમારે તેમને બહુ વખતસુધી હસાવ હસાવ કરવા નહિ; નહિ

તો તેઓ એમ ધારશે કે તમે તેમની હાંસી કરો છો. શ્રોતૃગણને થોડીવાર મઝા કરાવ્યા પછી તમારે ગંભીર થઇ જવું—ગાંભીર્યનો સ્વાંગ ધારણ કરી એ ઢબે ભાષણ આગળ ચલાવવું. દાખલાતરીકે, 'આ દુનિયામાં બે વાતો એવી છે કે જેને માટે લોકો તૈયાર હોતા નથી. આ બે ચીજો કયી છે તે કોઈ કહી શકશે?' એક જણ બોલી ઉઠે છે કે 'મોત' ઠીક, 'હવે બીજી ચીજનું નામ કોઇ દઇ શકશે?' ઘણા માણસો બોલી ઉઠે છે–દ્રવ્ય, સુખ, સામર્થ્ય, લગ્ન, કર; એમ જૂદાં જૂદાં નામ આપવામાં આવે છે. આખરે હું ગાંભીર્યસાથે બોલું છું 'તમારામાંથી કોઈ બીજી ચીજનું નામ આપી શકયા નથી. આ દુનીઆ ઉપર એવી બે ચીજો છે કે જેને માટે લોકો તૈયાર હોતા નથી—અને એ બે ચીજો તે જોડકાં છે.' આ સાંભળી આખી સભામાં હસાહસ થઇ રહે છે." મિ. આર્નોલ્ડ પણ હસી પડયા.

પછી તેમણે પૂછ્યું:—'તમે હમેશાં નવી નવી વાતો જોડી કાઢો છો?'
"હા. હમેશાં નવી નવી વાતો જોડી કાઢવીજ જોઈએ. જો તમે નવી વાતો જોડી કાઢો નહિ, તો તમારાથી વર્ષોનાં વર્ષોસુધી ભાષણ કરી શકાયજ નહિ; અને કેટલીક નવી વાતો પણ મોહ ઉપજાવી શકતી નથી. મેં એક વાત જોડી કાઢી હતી અને મને ખાત્રી હતી કે લોકો એ નુકતો સાંભળી હસ્યા વગર રહેશે નહિ; પણ મેં ઘણી ઘણી રીતે કોશીશ કરી છતાં મારૂં કંઇ વળ્યું નહિ; એનું કારણ એ હતું કે એક મુદ્દાનો શબ્દ મારે હાથ લાગ્યો નહોતો. એક વખત હું મિચિધાનમાં સઘડી પાસે બેસી તાપતો હતો. તે વખતે એ શબ્દ મારા મગજમાં આવી ગયો અને મારી ખાત્રી થઈ કે, હવે ધાર્યું કામ થઈ શકશે. મેં એ પ્રયોગ છોકરાં ઉપર અજમાવી જોયો અને તેમાં હું ફતેહમંદ નિવડયો. એ નુકતો ઘણાં ભાષણોસુધી મને કામ લાગ્યો હતો."

મિ. શૉ એક વખત બ્રોડવેને રસ્તે થઇ પસાર થતો હતો, તે વખતે એક અજાણ્યા માણસે તેને પૂછ્યું:—'હું ધારૂં છું કે તમે જૉશ છો?'

"હા, લોકો મને એ નામથી બોલાવે છે ખરા"

"મારે તમને પાંચ હજાર ડૉલર આપવાના છે અને તે અત્યારે મારા ખીસ્સામાંજ છે."

"ડેલ્મિોનિકોનું ઘર અહીંઆં નજીકમાં છે, ત્યાં આવીને મને એ સંબંધની બધી વાત કહો."

બેઠા પછી પેલા અજાણ્યા પુરુષે કહ્યું:—'કૅલિફોર્નિયાની સોનાની ખાણમાં હું એક ભાગીદાર છું. તેની માલકીના સંબંધમાં ભાગીદારોમાં અંદર અંદર તકરાર પડી. તે ઉપરથી એનો તોડ કાઢવા બધા એકઠા થયા, પણ બધા

વઢી પડ્યા અને વેરાઇ ગયા. મેં કહ્યું કે, હું મારો ભાગ એમ છોડી દેનાર નથી, હું સાંઢની સામે થઇશ. તેનાં શીંગડાં પકડી હું તેને મ્હાત કરીશ. હું તમારી સાથે લઢીશ અને કાયદેસર પગલાં ભરીશ. બીજે દિવસે હું ભાગીદારોની સભામાં ગયો અને તેમને જણાવ્યું કે, જૉશ બિલિંગ્સનું પંચાંગ ઉથલાવી જોતાં તેમાંથી આજની તારીખની શીખામણમાં એવું નીકળ્યું કે 'જ્યારે તમારે સાંઢની સાથે લઢવું હોય, ત્યારે તમારે તેની પુછડી પકડવી, એમ કરવાથી તમે તેને સારી રીતે પકડી રાખી શકશો અને મરજીમાં આવે ત્યારે છોડી દઈ શકશો.' આ ઉપરથી અમે સઘળા ખૂબ હસ્યા અને અમને એમ લાગ્યું કે,એ શીખામણમાં ઘણું રહસ્ય રહેલું છે. પછી અમે તમારી સલાહપ્રમાણે ચાલી તકરારનો તોડ કાઢી મિત્રોતરીકે છૂટા પડ્યા. એક ભાગીદારે તમને પાંચ હજાર ડૉલર આપવાની દરખાસ્ત કરી અને તે પસાર થતાં મારે આ તરફ આવવાનું હતું તેથી એ રકમ મને સોંપવામાં આવી. તે આ રહી લો, સંભાળી લ્યો."

છૂટા પડતી વખતે આર્નોલ્ડે કહ્યું:–"મિ. શૉ, ભાષણો કરવામાટે જો તમારી ઇંગ્લાંડ આવવાની મરજી થાય, તો જરૂર મને મળજો. હું તમને પહેલા ભાષણની સઘળી ગોઠવણ કરી આપીશ; તથા શ્રોતાવર્ગને તમારૂં ઓળખાણ કરાવી આપીશ. હું તમને એ બાબતમાં મદદ કરી શકું, તે કરતાં 'લૉર્ડ' સંજ્ઞા ધારી કોઈ મૂર્ખ માણસ તમને વધારે મદદ કરી શકે, પણ મારેજ તમારૂં એટલું કામ કરી આપવું છે."

મૅથ્યુ આર્નોલ્ડ જેવો માધુર્ય અને પ્રકાશનો ફરિસ્તો જૉશ બિલિંગ્સ જેવા મશ્કરાનું લંડનના સુશિક્ષિત શ્રોતાવર્ગને ઓળખાણ કરાવે, એ ઘટના કેવી અતર્ક્ય દેખાય છે?

પાછળના પત્રવ્યવહારમાં મિ. આર્નોલ્ડ કદી મિ. શૉને સંભાર્યા વગર રહેતો નહિ. આ ખાણા પછી એક વખત મિ. શૉ વિન્ડસર હૉટેલમાં મારી ભેગો થઇ ગયો, તે વખતે તેણે પોતાના ખીસ્સામાંથી એક નોંધપોથી કાઢી મને કહ્યું:–

"આર્નોલ્ડ હાલ કયાં છે? આ વાત સાંભળી એ શું કહેશે? 'સેન્ચ્યુરી' પત્રમાં રમુજી ફકરા મોકલી આપવા બદલ એ પત્રના તંત્રીએ મને દર અઠવાડીએ સો ડૉલર આપવાનું કબૂલ કર્યું છે. એ પ્રમાણે દર અઠવાડીએ હું કંઈનું કંઇ મોકલી આપું છું. મારી સાપ્તાહિક નોંધમાં એક ફકરો નીચે મુજબનો છે; 'ટીકાકાર ગ્રંથકર્તા કરતાં મોટો માણસ છે. જે માણસ બીજાએ કરેલી ભૂલો બતાવી શકે, તે જેણે તે ભૂલો કરી હોય તેના કરતાં વધારે ચાલાક હોવોજ જોઇએ!"

ચિકાગો શહેરને લગતી એક વાત મેં મિ. આર્નોલ્ડને કહી હતી. ચિકાગો-ની એક છોકરીનાં લગ્ન થવાનાં હતાં, તે ઉપર તેની એક સહીઅર બોસ્ટન-નથી ત્યાં આવી હતી. આ સ્ત્રી શિષ્ટ સમાજમાં ફરનારી હતી અને ચિકાગો-માં તેનો અતિશય આદરસાથે સત્કાર થયો હતો. બધા તેની સેવામાં હાજર ને હાજર રહેતા. એક વખત એક પ્રતિષ્ઠિત શહેરીએ તેને પૂછયું કેઃ'-ચિકાગોમાં તમને સૌથી વધારે શું પસંદ પડયું?' ત્યારે તેણે સભ્યતાથી જવાબ આપ્યોઃ-

'તમારી ધંધારોજગારની ધમાલ, કે તમારાં જંગી મકાન, કે તમારી ઐહિક સંપત્તિ જોઈ મને તાજુબી થઇ નથી; પણ તમારી સંસ્કૃતિ તથા શિષ્ટતા જોઇને હું તાજુબ થઈ છું; ' પેલા માણસે તરતજ જવાબ આપ્યોઃ- " અરે સંસ્કૃતિ પાછળ તો અમે ગાંડા થઇ જઇએ છીએ." ચિકાગોની મુલાકાતથી આનંદ મળવાની મિ. આર્નોલ્ડે વકી રાખી નહોતી; છતાં ત્યાં એટલી બધી શિષ્ટતા તથા સંસ્કૃતિ જોઇ તેમને ઘણી નવાઇ લાગી. ચિકાગો જવામાટે નીકળતા પહેલાં તેમણે મને પૂછયું કે, ત્યાં સૌથી વિશેષ જોવા લાયક શું છે? મેં હસીને કહ્યું કે, પ્રથમ હું તમને ત્યાંની સૌથી આશ્ચર્યકારક વસ્તુ જોવા તેડી જઇશ. એ વસ્તુ ત્યાંનું કતલખાનું છે. એની યંત્રસામગ્રી એવી સંપૂર્ણ અને સુધરેલી ઢબની છે કે એક છેડેથી ડુક્કરને અંદર દાખલ કરવામાં આવે, તો તેની ચીસ આપણા સાંભળ્યામાં આવે એટલામાં તો બીજે છેડેથી તેનું સૂકવેલું માંસ બહાર નીકળે. પછી થોડી વાર વિચાર કરીને તેમણે પૂછયુંઃ-" પણ કતલખાનામાં જવાની શી જરૂર છે? ડુક્કરોને ચીસો પાડતાં સાંભળવાનું શું પ્રયોજન છે?" આનો જવાબ હું કંઇ આપી શકયો નહિ, એટલે એ વાત એટલેથી અટકી.

ઓલ્ડ ટેસ્ટામેન્ટ(બાઇબલના જૂના કરાર) માંથી ઇસૈયા મિ. આર્નોલ્ડને અત્યંત પ્રિય હતો-બલ્કે એના ઘણા ફકરા એ વખતોવખત ટાંકી બતાવતો, તે ઉપરથી લોકો તો એમ માનતા. દુનિયાની મુસાફરીદરમિયાન મને સમજાયું હતું કે, બીજા ધર્મોનાં ધર્મશાસ્ત્રોને કલ્પિત કથાઓના અંગનો જે કચરો વળગેલો હતો, તે સાફ કરવામાં આવ્યો હતો. મિ. આર્નોલ્ડનો અભિપ્રાય એવો હતો કે બાઇબલને વળગેલો કચરો પણ એવી રીતે સાફ થવો જોઇએ. કૉન્ફ્યુસિયસ અને બીજાઓનાં જે વચનામૃત દુનિયાને મુગ્ધ કરી રહ્યાં છે, તે અત્યંત સંભાળપૂર્વક ચુંટી કઢાયલાં હોઇ 'સંગ્રહ' તરીકે પ્રસિદ્ધ કરવામાં આવેલાં હોય છે. ભૂતકાળની અજ્ઞાન પ્રજાઓએ તેમાં જે વાંધાભરેલા સુધારાવધારા કરેલા હોય છે, તે પડતા મૂકવામાં આવેલા હોઇ એ શાસ્ત્રોના અભ્યાસીઓ આગળ તે રજુ થતા નથી.

આ બાબતનો જેમ વધારે વિચાર કરવામાં આવે છે, તેમ વધારે ખાત્રી થતી જાય છે કે, પૂર્વના દેશોના ધર્મોની માફક ખ્રીસ્તીધર્મરૂપી ઘઉંમાંથી પણ છોડાં અને ફોતરાં ઝાટકી કાઢવાં પડશે–ધર્મને વળગેલો કચરો ફોતરાં કરતાં પણ ખરાબ છે; કેમકે એ કચરો અવશ્ય કરીને નુકસાનકારક અને ઝેરી છે. આપણે પણ ઉપયોગી ફકરા ચુંટી કાઢીને તેમનોજ ઉપયોગ કરવો જોઇએ. બીજી બાબતોની માફક આ બાબતમાં પણ, જે માણસનું ઓળખાણ થવા બદલ હું અત્યંત ઋણી છું તથા જેને હું મિત્ર કહેવાનો દાવો કરી શકું એમ છું, તે જમાનાની આગળ વધીને સાચા શિક્ષકનું કામ કરી રહ્યો છે.

એલિઘની પર્વત ઉપરના ક્રેસન આગળના અમારા ઉનાળાના મકાનમાંથી મિ. આર્નોલ્ડને હું એક વખત પિટ્સબર્ગ જોવા તેડી ગયો. એડ્ગર થૉમ્સન સ્ટીલ વર્કસવાળા કારખાનામાંથી સ્ટેશન જવાના રસ્તામાં રેલ્વે ઓળંગવાના પૂલ ઉપર ચઢવાનાં પગથીઆંના બે મજલા આવે છે, તેમાં બીજો મજલો જરા વધારે ઉભેડુ છે. અમે એ મજલાનો ત્રીજો ભાગ ચઢ્યા હોઇશું એટલે એ એકદમ શ્વાસ લેવામાટે થોભ્યા. કઠેરાને અઢેલીને તથા પોતાની છાતી ઉપર હાથ મૂકીને તેમણે મને કહ્યું:–"આ કોઇ દિવસ, મારા બાપની માફક મારો પણ જીવ લેશે."

એમનું હૃદય નબળું હશે, એમ તે વખતે મને માલૂમ પડ્યું નહોતું, પણ એ બનાવ મારા સ્મરણમાંથી ખસ્યો નહોતો; અને ત્યારપછી થોડે દહાડે, ઇંગ્લાંડમાં એક અંતરાય ઓળંગી જવામાં પડેલા શ્રમને લીધે, તેમનું એકાએક મૃત્યુ થયાના દુઃખદ સમાચાર મને મળ્યા, ત્યારે મને એ વાત ખેદસાથે યાદ આવી કે તેમણે આ ભવિષ્ય ભાખેલુંજ હતું.

આ પ્રસંગે મને મારા એક પ્યારા મિત્રનું નામ યાદ આવે છે. બોસ્ટનવાળો ડૉક્ટર ઑલિવર વેન્ડેલ હોલ્મ્સ માણસમાત્રનો ડૉક્ટર હતો. મંદવાડ એ શું ચીજ છે, એ એણે કદી જાણ્યું નથી. એંસી વરસની ઉંમર એજ એનો છેલ્લો અને પહેલો મંદવાડ હતો. છેલ્લી ઘડીસુધી એ છોકરા જેવો હતો. જ્યારે મૅથ્યુ આર્નોલ્ડનું મૃત્યુ થયું, ત્યારે કેટલાક મિત્રોએ એનું સ્મારક ફંડ ઉભું કરવાનો વિચાર કર્યો. જાહેર માગણી કરી ફંડ કરવાનો વિચારજ રાખ્યો નહોતો. આ ફંડમાં નાણા ભરવાની છૂટ મળવી એ એક ખાસ હક ભોગવવા સમાન હતું. જે કોઇ એવો હક ભોગવવા હકદાર નહોતું તે એ ફંડમાં નાણાં ભરી શકતું નહિ; અને તેથી કેટલાક મિત્રોએજ જોઇતી રકમ ઉભી કરી હતી. આ મંડળમાં દાખલ થવાનો હક મને પણ મળ્યો હતો અને અમેરિકામાં એ પ્રવૃત્તિ ઉપાડી લેવાનું મને સોંપવામાં આવ્યું હતું. કોઇ

ગ્રંથકારને કે વૈદક વગેરે ધંધામાં પડેલા ધંધાદારીને આ ફંડમાં નાણાં ભરવાનું કહેવાનું રાખ્યું નહોતું, કેમકે ઘણી વખત તો એમને પોતાનેજ એવાં ફંડની મદદની જરૂર હોય છે. એ કારણુસર મેં ડૉક્ટર હોલ્મ્સને એ સંબંધી વાત કરવાનો વિચારજ રાખ્યો નહોતો; પણ એક દિવસે સવારમાં મને એમના તરફથી ચીઠ્ઠી મળી તેમાં લખ્યું હતું કે, ' આવી કોઇ હીલચાલ ઉભી થઇ હોય એમ મેં સાંભળ્યું છે અને તમે તેમાં કરતાકારવતા છો, તો મારૂં નામ જો એ માનપ્રદ યાદીમાં દાખલ કરવા જેટલી મારી લાયકાત તમે માનતા હો, તો તેથી મને ઘણો સંતોષ થશે.' એમની લાયકાત ગણવામાં આવી હતી એ કહેવાની જરૂર નથી.

આવી જાતના સ્મારકની કોને ઇચ્છા ન થાય ? હું કહેવાની હિંમત કરૂં છું કે જેમણે એ ફંડમાં નાણાં ભર્યાં છે, તે પૈકીનો એક પણ માણસ એવો નહિ હોય કે જે પોતાને એવી તક મળ્યા બદલ પોતાને ભાગ્યશાળી નહિ માનતો હોય.





# પ્રકરણ ૨૩ મું

## ઈંગ્લાંડના રાજપ્રકરણી નેતાઓ




આશરે ૧૮૮૫માં હું ઇંગ્લાંડમાં હતો, તે વખતે લૉર્ડ રોઝબરી, કે જે ગ્લૅડસ્ટનના પ્રધાનમંડળમાં હતો અને ખ્યાતિમાં આવવા લાગ્યો હતો, તેણે મને ગ્લૅડસ્ટનની મુલાકાત કરાવી આપવા માટે પોતાને ત્યાંના ખાણામાં આમંત્રણ આપ્યું હતું; અને એ પ્રમાણે દુનિયાના પહેલા નંબરના નાગરિકના સમાગમનો લાભ મને લૉર્ડ રોઝબરીની મારફતે મળ્યો હતો. આ બનાવ ઘણું કરીને ૧૮૮૫ માં બન્યો હતો, કેમકે મારું 'ટ્રાયમ્ફન્ટ ડૅમોક્રસી' નામનું પુસ્તક ૧૮૮૬ માં પ્રસિદ્ધ થયું હતું; અને એ પુસ્તકમાટે મેં જે આંકડા ભેગા કર્યા હતા, તે મેં એ ખાણા પ્રસંગે ગ્લૅડસ્ટનને આપ્યા હતા. પછીથી મને તેમની સાથે જમવાનું પહેલવહેલું આમંત્રણ તેમના તરફથી મળ્યું, તે વખતે મને બીજે ઠેકાણેથી જમવાનું આમંત્રણ મળી ચૂક્યું હતું; અને ઇંગ્લાંડના વાસ્તવિક રાજાના તરફથી મળેલા આમંત્રણને મુકુટધારી રાજાના તરફથી આવેલા આમંત્રણની માફક હુકમતરીકે માનીને પ્રથમના આમંત્રણને બાજુએ મૂકી ગ્લૅડસ્ટનના આમંત્રણનો સ્વીકાર કરવાનું મને ઘણું મન થઇ ગયું હતું; પણ તેમ નહિ કરતાં ગ્લૅડસ્ટનના સમાગમનો લાભ જતો કરવાનુંજ મને વાસ્તવિક લાગ્યું. સામાજિક વ્યવહારમાં મને જે વાસ્તવિક લાગ્યું તેજ કરવા માટે જેટલો સ્વાર્થત્યાગ મેં આ પ્રસંગે બતાવ્યો હતો, તેટલો બીજા કોઇ પ્રસંગે ભાગ્યેજ બતાવ્યો હશે. સદ્દભાગ્યે એ અમૂલ્ય લાભ મને પાછળથી હાવર્ડન ખાતે મળ્યો હતો.

મેં અર્પણ કરેલી સૌથી પહેલી લાઇબ્રેરી એટલે ડન્ફર્મલાઇનવાળી લૉર્ડ રોઝબરીએ ખુલ્લી મૂકી હતી અને છેલ્લી અર્પણ કરવામાં આવેલી સ્ટોર્નોવેની લાઇબ્રેરી પણ તેમણે હાલમાં (૧૯૦૫ માં) ખુલ્લી મૂકી છે. એમની ન્યુયૉર્કની છેલ્લી મુલાકાત વખતે હું એમને ઘોડાગાડીમાં બેસાડી નદીકાંઠે

ફેરવી આવ્યો હતો, તે વખતે તેમણે કહ્યું હતું કે, દુનિયાના કોઈ પણ શહેરમાં આવું આકર્ષક દૃશ્ય નથી. એ બહુજ ઉંચા પ્રકારની બુદ્ધિશકિત ધરાવતા હતા; પણ એ પોતાના નિશ્ચય અને નિર્ણયને ઠેઠસુધી વળગી રહેતા નહિ. એમનો જન્મ જો આમવર્ગમાં થયો હોત અને કંઇપણ પ્રયાસસિવાય ઉમરાવોની સભામાં જઈ બેસવાને બદલે, ચુંટણીની ધમાલમારફતે એ જુવાની-માંજ આમની સભાના સભાસદ થયા હોત, તો જીવનના કલહની ધમાધમ-માં ઘડાઇને એ વધારે પાકા થાત; કારણ કે એ બહુ લાગણીવાળા પુરુષ હતા; અને રાજકીય પ્રવૃત્તિમાં નેતાતરીકે કામ કરવાને માટે અડગપણું આવશ્યક છે તે એમનામાં નહોતું. એ એક સમર્થ વક્તા હતા. એમની ભાષણ કરવાની ઢબ અપૂર્વ હતી.

એક દિવસ અગાઉથી મુકરર કરી રાખ્યા મુજબ હું એમને મળવા ગયો. એકબીજાની કુશળતા પૂછ્યા પછી ટેબલ ઉપરથી એક પરબીડિયું ઉઠાવીને મને આપતાં તેમણે કહ્યું:–

"મારી એવી ઇચ્છા છે કે તમે તમારા સેક્રેટરીને બરતરફ કરો." મેં કહ્યું:–"નામવર ! એ હુકમ જરા ભારે પડતો છે. એના વગર મારે ચાલે એમ નથી અને વળી તે સ્કૉટલૅન્ડનો રહીશ છે. એનો શો વાંક છે ?" "જુઓ આ અક્ષર તમારા નથી, એના છે. જે માણસ 'રોઝબરી'માં રને ર જોડી 'રોઝબર્રી' લખે એને તમે કેવો ગણો ?"

મેં કહ્યું:–'જો એવી વાતોથી હું ખોટું લગાડું–દુભાઉં, તો મારૂં જીવન અસહ્ય થઈ પડે. હું જ્યારે અમેરિકામાં હોઉં છું" ત્યારે મને દરરોજ અનેક પત્રો મળે છે અને એમાંના ત્રીસ ટકામાં મારા નામની જોડણીમાં ભૂલો કર-વામાં આવતી હોય છે, એવી મારી ખાત્રી છે."

પણ એમને તો એવી ભૂલો બહુ ગંભીર પ્રકારની લાગતી. આવી નાની નાની બાબતોથી એ અતિશય ચીડાઇ જતા. કામ કરવાની ઇચ્છાવાળા માણસો-એ તો આવી નાની બાબતોને હસી કાઢવી જોઇએ, નહિ તો એમની મોટાઈ ચૂંઇ જશે. એ જો કે એક અજબ પુરુષ હતો; છતાં શરમાળ, તીવ્ર લાગણી વાળો, તુરંગી અને ભારેખમ હતો. થોડાં વર્ષ જો એ આમની સભામાં રહ્યો હોત, તો તેમની આ ખોડ સુધરત.

એક લિબરલ (ઉદાર વિચાર ધરાવનાર રાજદ્વારી) તરીકે એ જ્યારે ઉમરાવોની સભામાં સંક્ષોભ ઉત્પન્ન કરતો હતો, ત્યારે પ્રજાતંત્રને લગતા મારા વિચારો એમના મન ઉપર ઠસાવવા માટે હું તેમને કહેતો કે, 'હિંમત બતાવીને પાર્લામેંટના પક્ષમાં ઉભા રહો. તમારા વંશપરંપરાના દરજ્જાને

લાત મારીને એમ જાહેર કરો કે જે હક ભોગવવા પ્રત્યેક શહેરી હકદાર નથી, એવા ખાસ હક મારે જોઈતા નથી. આ પ્રમાણે તમે આમવર્ગના ખરા નેતા થશો; પણ જ્યાંસુધી તમે ઉમરાવ હશો, ત્યાંસુધી તમે તેવા નેતા થઇ શકવાના નથી. તમે જુવાન, બુદ્ધિશાળી અને ઉંચા પ્રકારની વક્તૃત્વ શક્તિ ધરાવતા હોવાથી આકર્ષક છો. જો તમે આ પ્રમાણે ઝોકાવશો, તો તમને વડા પ્રધાનને હોદ્દે ચઢતાં વાર લાગવાની નથી."

તેમણે ઠંડેપેટે કહ્યું:–" પણ હું ઉમરાવવર્ગનો હોવાથી આમની સભા મને. સંઘરશે નહિ."

"હું તો એટલુંજ માગું. હું જો તમારી જગ્યાએ હોઉં અને મારો અસ્વીકાર થાય તો બેઠક ખાલી પડતાં હું ફરીથી ઉમેદવારતરીકે બહાર પડું અને એ પ્રશ્નનો નિર્ણય કરવાની ફરજ પાડું. હું એવો આગ્રહ કરૂં કે, વંશ-પરંપરાના હકનો ત્યાગ કરવાથી હું શહેરીતરીકેના હક ભોગવવા હકદાર થયો છું અને જે જે જગ્યાને માટે મને ચુંટી કાઢવામાં આવે, તે દરેક જગ્યાને માટે હું હકદાર છું. આમ કરવાથી વિજય મળ્યા વગર રહેજ નહિ. ત્યારેજ ક્રૉમ્વેલનો ભાગ ભજવ્યો કહેવાય. જૂનો વહીવટ તોડનારને અગર તો નવો વહીવટ પાડનારને ડૅમોક્રસી (આમવર્ગ) પૂજે છે. આ વાદવિવાદ પછી અમે આગળ લંબાવ્યો નહિ. મોર્લિને કાને આ વાત નાંખતો, તેણે જે ટીકા કરી હતી તે હું કદી ભૂલવાનો નથી:–" મારા મિત્ર! ક્રૉમ્વેલ બર્કલી સ્કવૅરમાં નં. ૩૮ આગળ રહતો નથી." આ શબ્દો, ધીમેથી, ગંભીરતા સાથે, પણ મક્કમપણે બોલવામા આવ્યા હતા.

રોઝબરી એક ફાંકડો પુરુષ હતો, પણ ઉમરાવવર્ગમાં જન્મ થવાને લીધે તે આગળ વધી શક્યો નહોતો. બીજી બાજુએ મોર્લિ આમવર્ગમાંથી આગળ આવેલો હોવાને લીધે, લોકો હજી પણ તેને (ઑનેસ્ટ જૉન) 'પ્રમાણિક જૉન' તરીકે ઓળખે છે. એની લાયકાતને લીધે એને કહેવાતું–ઉમરાવપદ આપવામાં આવ્યું હતું અને 'લિજીયન ઑફ ઑનર'નો ઇલકાબ આપવામાં આવ્યો હતો, છતાં એ જરાપણ બદલાયો નહોતો. 'બૉબ' રીડ જે અર્લ લૉર્બર્ન અને લૉર્ડ હાઇ ચૅન્સેલર થયો હતો તે, એની પાછળ ચૅન્સેલરનો હોદ્દો ભોગવનાર લૉર્ડ હાલ્ડેન, એસ્ક્વિથ, વડો પ્રધાન લૉઇડ જ્યૉર્જ અને બીજાઓના સંબંધમાં પણ એમજ બન્યું હતું. આપણા પ્રજાસત્તાક રાજ્યના અગ્રેસરો પણ એમના જેટલા ડેમોક્રેટીક (લોકસત્તાવાદી) કે સંપૂર્ણ રીતે આમવર્ગ પૈકીના નથી.

જ્યારે ગ્લૅડસ્ટન ચાલ્યો ગયો, ત્યારે સવાલ એ ઉભો થયો કે, એમની જગ્યાએ કોને નિમવો ? એ જગ્યાને માટે કોણ લાયક છે ? હાર્કોટ કે કૅમ્પબૅલ બેનરમૅન ? પ્રધાનમંડળના જુવાન સભ્યોએ એનો નિકાલ કરવાનું મોર્લિને સોંપવાનું કબૂલ કર્યું. હાર્કોટની વિરુદ્ધ એકજ બાબત હતી; પણ તે અનુલ્લંઘનીય હતી–એ પોતાના મિજાજને કાબુમાં રાખી શકતો નહિ. કમનસીબે, આ પ્રશ્નની ચર્ચાને અંગે એ એટલા બધા આવેશમાં જઇ ગમે એમ બોલી નાખતો કે તેને લીધે તે નેતા થવાને માટે નાલાયક પુરવાર થયો. એ જગ્યાને માટે તો શાંત, ગંભીર પ્રકારની અને અકુંઠિત વિવેકબુદ્ધિવાળો અગ્રણી જોઇએ એમ નક્કી થયું.

હાર્કોટના ઉપર મારો બહુ પ્રેમ હતો અને એ પણ અમેરિકાના પ્રજાસત્તાક રાજતંત્રની બહુ પ્રશંસા કરતો હતો–મોર્લિની પુત્રીના પતિને એજ છાજે. અમારા છાપેલા રિપોર્ટો તેને પહોચાડવાની હું અત્યંત કાળજી રાખતો; અને એ પણ તેમને બહુ ઉત્સાહપૂર્વક વાંચી જતો. કૅમ્પબૅલ બૅનરમૅન મારા વતન ડન્ફ્મલાઇનનો પ્રતિનિધિ હતો અને તેથી એ વડો પ્રધાન થતાં મને શુદ્ધ સાત્વિક આનંદ થયો; વળી તેને આપવામાં આવેલા અભિનંદનના જવાબમાં તેણે જણાવ્યું હતું કે: 'મારી ચુંટણીને માટે હું મારા ચૅરમૅન બેઇલી મોરિસનનો ઋણી છુ" એને લીધે મને વિશેષ આનંદ થયો. આ બેઇલી મોરિસન મારો મામો હતો. અમારાં બન્ને કુટુંબ (કાર્નેગીનું અને મોરિસનનું) રૅડિકલ પક્ષનાં હતાં અને છે; અને પ્રજાસત્તાક રાજ્યતંત્રને અત્યંત ચાહનારાં છે.

ઈ૦ સ૦ ૧૯૦૫ ની પાનખર ઋતુમાં અમારા મિત્ર, કાર્નેગી ડન્ફ્મ્લાઇન ટ્રસ્ટ ફંડના ચૅરમૅન અને શહેરના કલ્યાણને માટે ઉત્સાહપૂર્વક કામ કરનારા, ડૉક્ટર જૉન રોસ એમ.ને ડન્ફ્મલાઇન શહેરના શહેરીતરીકે હક અર્પણ કરવાના સમારંભમાં મેં અને મારી પત્ની બન્નેએ હાજરી આપી હતી. શહેરના અગ્રેસર ( પ્રોવોસ્ટ ) મૅકબેથે પોતાના ભાષણમાં જણાવ્યું કે 'આવું માન બહુજ કંજુસાઇથી આપવામાં આવે છે; માત્ર ત્રણ જીવતા માણસો અત્યારે આ શહેરના છૂટાપણાનો હક ભોગવે છે–એક તો આપણો પાર્લામેન્ટનો પ્રતિનિધિ–હાલનો વડો પ્રધાન કૅમ્પબૅલ બૅનરમૅન; બીજો અર્લ ઑફ઼ ઍલ્જીન, ( હિંદુસ્તાનનો માજી વાઇસરોય અને હાલ સંસ્થાન ખાતાનો પ્રધાન, ) અને ત્રીજો એન્ડ્રુ કાર્નેગી.' હું સરકારી હોદ્દેદારોના વર્ગ પૈકીનો નહોતો, તેથી મને એમના મંડળમાં દાખલ કરવામાં આવ્યો હતો, એ મોટી વાત હતી.

અર્લ ઑફ઼ ઍલ્જીન રૉબર્ટ બ્રુસનો વંશજ છે. એમના કુટુબીઓની સમાધિની મહેરાબ ડન્ફ્મલાઇન ઍબીમાં ઘંટની નીચે જ્યાં આગળ એમનો,

પ્રખ્યાત મૂળ પુરુષ ચીરસમાધિમાં સૂતો છે, ત્યાં છે. આગળ જણાવવામાં આવ્યું છે કે જનરલ ગ્રાન્ટને જોઇને સેક્રેટરી સ્ટેટને આખી મંડળીમાંથી 'એ તો ગ્રાન્ટ હોઇ શકેજ નહિ' એમ ધાર્યું હતું. અર્લ ઑફ એલ્જીનના સંબંધમાં પણ એવી ભૂલ થાય એમ હતું. સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓની સુધારણા કરવાની કમીટીમાં એ અર્લ બીજા નંબરનો સભ્ય હતો. કૉન્ઝરવેટિવ ગવર્મેન્ટે બોઅરવિગ્રહના સંબંધમાં તપાસ ચલાવવા માટે પોતાના તરફથી કમીટી નીમી, તેમાં એ અર્લ લિબરલ પક્ષનો હોવા છતાં, ચૅરમૅન નિમાયો હતો;જ્યારે ઉમરાવોની સભાના ફેંસલાને પરિણામે સ્કૉટલૅન્ડના યુનાઇટેડ ફ્રી ચર્ચની સંસ્થા ગોટાળામાં આવી પડી, ત્યારે એનો તોડ કાઢવામાટે નિમાયલી કમીટીનો એ ચૅરમૅન હતો. એના રિપોર્ટને પાર્લામેન્ટે કાયદાના ખરડાના સ્વરૂપમાં ફેરવી નાખીને જ્યારે કાયદાતરીકે પસાર કર્યો, ત્યારે તેનો અમલ કરવાનું કામ પણ તેને સોંપ્યું. સ્કૉટલૅન્ડની યુનિવર્સિટિઓ માટેના ફંડના ટ્રસ્ટીઓની પસંદગી કરતી વખતે મેં વડા પ્રધાન બાલ્ફરને જણાવ્યું કે, અર્લ ઑફ એલ્જીન પાસે એ મંડળના ચૅરમૅન તરીકેનો હોદ્દો સ્વીકારવાનું હા પડાવી શકાશે, ત્યારે એમણે કહ્યું હતું કે આખા ગ્રેટબ્રિટનમાં એનાથી વધારે સારો અગર લાયક માણસ મળી શકવાનો નથી. એ અભિપ્રાય ખરો પૂરવાર થયો છે. લૉર્ડ મોર્લિ પાછળથી એ ટ્રસ્ટ ફંડનો ટ્રસ્ટી થયો હતો અને એક સભ્યતરીકે અર્લ એલ્જીનના ચૅરમૅન તરીકેના કામનો એમને અનુભવ થયો હતો; પણ એ ટ્રસ્ટના સભ્યતરીકે નિમાતા અગાઉ તેમણે મને કહ્યું હતું કે, એલ્જીન પોતાના મોટા હોદ્દાનું કામ બરાબર રીતે કરી શકશે એ બાબતનો મને શક હતો, પણ હવે હું એને સૌથી બાહોશ ગણું છું. એમને બોલવાનું પસંદ નથી પણ એ કામ કરવાનું પસંદ કરે છે; વાતોને બદલે વિવેકબુદ્ધિનો એ વિશેષ ઉપયોગ કરે છે." બ્રુસનો આજનો વંશજ આવા પ્રકારનો છે. એ લાયકાત અને શાણપણ બંનેના એકત્ર મૂર્તિમંત સ્વરૂપસમાન છે.

મને શહેરીતરીકેના હક મળવાની શરૂઆત થઇ, એટલે પછી એનો પ્રવાહ અટકે એમ લાગતું નહોતું. × ૧૯૦૬ માં હું લંડનમાં મુખ્ય મથક રાખી રહ્યો હતો, ત્યારે લાગલાગટ ૭ દિવસમાં મને ૭ શહેરના હક મળ્યા હતા; અને બીજા અઠવાડીઆમાં બે શહેરના હક મળ્યા હતા. કદાચ એમ ધારવામાં આવશે, કે આ તમામ ક્રિયાઓ એકસરખી હોઇ કંટાળાભરેલી થઇ પડી હશે; પણ એમ

× કાર્નેગીને ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડનાં બધાં મળી ૫૪ શહેરના શહેરીતરીકેના હક મળ્યા હતા. આટલું માન બીજા કોઈને મળ્યું નહોતું–ગ્લૅડસ્ટનને ૧૭ શહેરોના હક મળ્યા હતા. એમનો નંબર બીજો આવે છે.

બન્યું નહોતું. પ્રત્યેક શહેરના સંજોગો નોખા નોખા હતા. હું શહેરસુધરાઇને લગતા કામમાં સંબંધ ધરાવનારા કોટવાળ, અધ્યક્ષો અને આગેવાન શહેરીઓના સમાગમમાં આવતો. પ્રત્યેક લોકસમાજે પોતપોતાને ફાવતું ધોરણ સ્વીકારેલું હતું. દરેકના પ્રશ્નો જૂદા જૂદા હતા, દરેકની હાર અને જિતની કહાણીઓ જૂદી જૂદી હતી. પ્રત્યેક સમાજ એક ઇપ્સિત સુધારણા ઉપર બીજા તમામ પ્રશ્નો કરતાં વિશેષ લક્ષ આપતો. દરેક શહેર એકેક જૂદી જૂદી દુનિયા હોય એમ લાગતું હતું. સીટી કાઉન્સીલ એટલે શહેરસમિતિ નાના પાયા ઉપરના પ્રધાનમંડળ જેવી હતી; અને તેનો મયર ( પ્રમુખ ) વડા પ્રધાન જેવો હતો. સ્થાનિક રાજપ્રકરણી પ્રશ્નોમાં લોકો તલ્લીન રહેતા. બીજાં શહેરો સાથેના પ્રશ્નોના પણ તેમને ઉકેલ કાઢવા પડતા. પીવાનું પાણી, ગૅસ કે વીજળી પૂરી પાડવાની યોજનાઓ કેટલાંક શહેરોએ એકઠાં મળી ગોઠવેલી હોય છે; એટલે તેમના સંબંધમાં ભરાતી પરિષદોમાં સંધિવિગ્રહના—એકસંપી કરવાના અને છૂટા પડવાના ઠરાવો કરવામાં આવે છે.

સ્થાનિક સ્વરાજ્યના વહીવટના સંબંધમાં જૂની અને નવી દુનિયાની વચ્ચે જેટલો તફાવત છે, એટલો બીજી કોઇ બાબતમાં નથી. જૂની દુનિયામાં કેટલાંક કુટુંબો કેટલાય જમાનાથી પોતાની જન્મભૂમિમાં રહેતાં હોય છે અને તેથી એ શહેરના ઉપરની તથા તેની આજુબાજુના પ્રદેશો ઉપરની તેમની મમતામાં વધારો થતો જાય છે. બાપ મેયર થવા પામ્યો હોય તો તેને લીધે પુત્ર તેવી લાયકાત મેળવવાનો પ્રયાસ કરવા લલચાય છે. શહેર માટેના મમત્વરૂપી અમૂલ્ય સદ્‌ગુણમાંથી જન્મભૂમિ ઉપરની અદ્‌ભુત પ્રીતિનો જન્મ થાય છે. પ્રત્યેક શહેરી પોતાના સમયમાં પોતાના શહેરનું કંઇક પણ કલ્યાણ કરી પોતાના જીવનનું સાર્થક કરી શકે, એટલા ખાતર સમિતિના સભ્ય થવાનો પ્રયાસ કરે છે. પ્રત્યેક ઉત્તમ શહેરી આવા પ્રકારની પ્રશંસનીય લોભવૃત્તિ રાખતો હોય છે. માત્ર થોડાજ માણસોની દૃષ્ટિ એ મર્યાદાની બહાર જાય છે. પાર્લામેન્ટના મેમ્બરોને કંઇ પણ બદલો લીધા સિવાય લંડનમાં રહેવું પડે છે, તેને લીધે જેઓ સંપત્તિવાળા હોય છે, તેટલાજ એ પદની અભિલાષા રાખે છે; પણ ઇગ્લાંડમાં પણ હવે મેમ્બરોને મહેનતાણું આપવાનો વહીવટ દાખલ થવાનો છે. ( ૧૯૦૮ ની સાલથી મેમ્બરોને ચારસેં પૌંડનું સાલિયાણું આપવાનો વહીવટ શરૂ થયો છે ).

આ પછી પાર્લામેંટનું કામકાજ દિવસના વખતમાં કરવાનો વહીવટ પણ ત્યાં દાખલ થશે, એવી આશા રાખવામાં આવે છે. આખો દિવસ ધંધાના

અંગનું કાર્ય કરી, થાકેલા મગજથી જમ્યા પછી દેશનો કારોબાર ચલાવવાનું કામ કરવાને બદલે, જે વખતે સભાસદો તાજા હોઇ તેમનાં મગજ તર હોય છે, તે વખતે એટલા દિવસના વખતમાંજ એવું વિકટ કામ થવું જોઇએ.

ઇગ્લાંડનાં શહેરોની સમિતિઓના સભ્યોતરિકે શહેરના ઉત્તમ પુરુષોનીજ ચુંટણી કરવામાં આવે છે. એ સઘળા કોઇ જાતની લાલચમાં ન ફસાય એવા સાર્વજનિક કામ કરવાના ઉત્સાહવાળા અને પોતાના વતનને માટે ગર્વ વહન કરનારા તથા તેના ઉપર પ્રીતિ રાખનારા માણસો હોય છે. અમેરિકામાં આ દિશામાં પ્રગતિ થવા લાગી છે, પણ હજી આપણે બહુ પાછળ છીએ; છતાં જેમ જેમ વસ્તી ઘીચ થતી જાય છે, તેમ તેમ લોકો જાથુનો વસવાટ કરવાના વિચાર કરવા લાગ્યા છે.

સ્કૉટલૅન્ડનાં શહેરોના પ્રોવોસ્ટ (વડા માજીસ્ટ્રેટ)ના હોદ્દા માટે અગાઉ સ્થાનિક ઉમરાવોનેજ હકદાર ગણવાનો વહીવટ માત્ર એક જમાનાથીજ શરૂ થયો છે. અંગ્રેજ લોકો ઉમરાવોને બહુ સ્નેહથી ચાહે છે, એ કથન હજી પણ સત્ય છે; પણ એ ચાહના ઝપાટાબંધ નાબુદ થતી જાય છે.

ધ્રરટબોર્ન, કિજસલીન, સૅાલ્ઝબરી, ઇલ્કસ્ટન અને બીજાં ઘણાં જૂનાં શહેરોના મેયરો (પ્રમુખ-કોટવાલ) આમવર્ગમાંથી નીકળેલા હોઇ હાથની મજુરીથી પોતાનું ગુજરાન ચલાવતા. મ્યુનીસીપાલીટીના સભ્યોનો મોટો ભાગ પણ એ વર્ગ પૈકીનો હતો. સઘળા કંઇ પણ મહેનતાણું લીધા વગર શહેરની સેવા કરતા. ઈંગ્લાંડ, સ્કૉટલૅન્ડ અને આયર્લૅન્ડનાં અનેક શહેરોના કોટવાળ તથા અગ્રણીઓના પરિચયમાં આવવાથી મને ઘણો આનંદ થતો. કૅાર્ક, વૅાટરફર્ડ અને લિમરિકમાં મને અસાધારણ માન મળ્યું હતું.

શહેરીતરીકેના હકો મળવાથી બ્રિટનની સ્થાનિક સ્વરાજ્યની પ્રવૃત્તિનો તથા લોકોની સ્વદેશપ્રીતિનો મને જે અનુભવ થયો, તે બીજા કશાથી થઇ શકત નહિ; તેમ એવો અનુભવ ન મળતો હોત તો મને આવા હકનો કંટાળોજ આવત. શહેરના અગ્રેસરો સાથે મારો જીવ એટલો બધો મળી જતો અને એમના કાર્યને હું એટલે બધે અંશે મારૂં પોતાનું માની લેતો કે અમારા ચાલવાના માર્ગમાં તથા બારીઓમાં ઉડતા વાવટાની તથા લોકોનાં ટોળાંની ધમાલને પણ હું એ દિવસના કર્તવ્યના એક અંગતરિકે માની લેતો અને મને જે માનપત્ર મળતાં તેનાં લખાણમાં પણ જીવનની જૂદી જૂદી સ્થિતિઓના ઉલ્લેખ કરવામાં આવતા, જેને લીધે મને જવાબમાં કંઇ ને કંઇ નવું બોલવાનું મળતું.

હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે બીજા કોઇ પણ દેશના કરતાં ઇંગ્લાંડની મ્યુનીસીપાલીટીઓના લોકોએ ચુંટી કાઢેલા સભ્યો દેશની વધારે સેવા બજાવી રહ્યા છે; અને એ અગત્યના ખાતામાં સઘળું સર્વાંગે શુદ્ધ છે. પાર્લામેન્ટ પણ એ મ્યુનીસીપાલીટીઓના મેમ્બરોમાંથી ચુંટી કાઢેલા મેમ્બરોની બનાવવામાં આવે તો તે ઓછી કાર્યસાધક નિવડે નહિ. હું ધારૂં છું કે પાર્લામેંટના મેમ્બરોને જ્યારે પૂરતું મહેનતાણું આપવામાં આવશે, ત્યારે આ કાઉન્સીલોમાંના ઘણા સભ્યો પાર્લામેન્ટમાં જઇને બેસશે અને તેથી દેશને વિશેષ લાભ થશે.





# પ્રકરણ ૨૪ મું

## ગ્લૅડસ્ટન અને મોર્લિ



ઈ૦ સ૦ ૧૮૯૨ ના એપ્રીલમાં હું અને મારી પત્ની હાવર્ડન ખાતે ગ્લૅડ-સ્ટનનાં મહેમાન હતાં,તે વખતે તેમણે મારા 'અમેરિકન ફોર–ઈન–હૅન્ડ ઇન ઈંગ્લાંડ' એ નામના પુસ્તકની પ્રશંસા કરવા જેવું કર્યું હતું. એક દિવસ એમણે એવી સૂચના કરી કે મારે મારી લાઇબ્રેરી-નાં પુસ્તકો ગોઠવવાં છે, તે વખતે તમે પણ ત્યાં હાજર રહેશો, તો આપણે વાત કરતાં જઇશું અને હું મારૂં કામ કરતો જઇશ. ગ્લૅડસ્ટન બીજા કોઇને પોતાનાં પુસ્તકોને અડકવા દેતા નહિ. અભરાઇઓ ઉપરનાં પુસ્તકો ઉથામતાં એક કિંમતી પુસ્તક મારા હાથમાં આવ્યું, તે ઉપરથી ગ્લૅડસ્ટન કે જે મારાથી થોડે દૂર નીસરણી ઉપર ચઢી ભારે પુસ્તકો ગોઠવી રહ્યા હતા, તેમને બૂમ મારી મેં કહ્યું:—

"મિ. ગ્લૅડસ્ટન ! 'ડન્ફર્મલાઇન વર્થીઝ' નામનું એક પુસ્તક મારા હાથમાં આવ્યું છે, તે મારા પિતાના મિત્રનું રચેલું છે. હું જ્યારે નાનો હતો, ત્યારે એમાંના કેટલાક શિષ્ટ પુરુષોને હું ઓળખતો હતો."

તેમણે કહ્યું:–"ખરી વાત છે; અને જો તમે ડાબા હાથ તરફના ચોથા પાંચમા પુસ્તક ઉપર હાથ નાખશો, તો ડન્ફર્મલાઇનના બીજા એક માણસનું રચેલું પુસ્તક તમારા હાથમાં આવશે."

મેં તેમ કર્યું તો મારૂં 'અમેરિકન ફોર–ઇન–હૅન્ડ ઇન ઇંગ્લાંડ' એ નામનું પુસ્તક હાથમાં આવ્યું; પણ એટલામાં તો સીડીને મથાળેથી સુંદર રીતે લલકારેલું સંગીત મારા સાંભળવામાં આવ્યું 'મુસલમાનો મક્કાને, હિંદુઓ કાશીને અને ખ્રિસ્તીઓ જેરૂસલમને જેવું ગણે છે, તેવું મારે મન ડન્ફર્મ-લાઇન છે.' આ શબ્દો મારે કાને પડયા, ત્યારપછી થોડી મુદત પછીજ મને યાદ આવ્યું કે, આ શબ્દો તો મારા પોતાના છે અને ડન્ફર્મલાઇન જ્યારે

પહેલવહેલું મારી નજરે પડ્યું, ત્યારે એ ઉદ્‌ગારો મારા મોંમાંથી નીકળ્યા હતા.

મેં પૂછ્યું:–"આ પુસ્તક તમારા હાથમાં શી રીતે આવ્યું ? મેં જ્યારે એ પુસ્તક લખ્યું ત્યારે હું આપને ઓળખતો નહોતો, તેથી મેં તો તમને એ મોકલાવી આપ્યું ન હોય."

તેમણે કહ્યું:–"ખરી વાત છે, મને તે વખતે તમારું ઓળખાણ નહોતું, પણ રોઝબરીએ કે કોઇએ મને એ પુસ્તકના સંબંધમાં વાત કરેલી, તે ઉપરથી મેં તે મંગાવેલું અને વાંચેલું. તેમાં તમે ડન્ફર્મલાઈનપ્રત્યે જે આભારની લાગણી પ્રદર્શિત કરી છે તે મને એવી અસાધારણ લાગી કે એ શબ્દો મારા મગજમાં રમી રહ્યા છે અને એનું મને કદી વિસ્મરણ થતું નથી.

મારું પુસ્તક છપાયા પછી આઠ વર્ષે આ વાત બની હતી અને તે ગ્લૅડ-સ્ટનની આશ્ચર્યકારક યાદદાસ્તનો એક વધુ પૂરાવો પૂરો પાડે છે.

ગ્લૅડસ્ટન દર રવિવારે ઉઘાડી રીતે દેવળમાં પ્રાર્થના કરવા જતા; પણ જે રાજપ્રકરણી પુરુષ આવું વર્તન રાખે, તેના ઉપર લોકો સ્વાભાવિક રીતે શકની નજરથી જુએ છે. મારે કબૂલ કરવું જોઇએ કે જ્યાંસુધી મેં ગ્લૅડસ્ટ-નને બરાબર રીતે પીછાન્યા, ત્યાંસુધી મારા મનમાં પણ વખતોવખત એ વિચાર ઉઠ્યાં કરતો કે 'ગ્લૅડસ્ટનને એમ નહિ લાગતું હોય કે આને લીધે હું કેટલાક વોટ ગુમાવી બેસીશ', પણ જ્યારે ગ્લૅડસ્ટનનું ખરું ચારિત્ર્ય મારા જાણ-વામા આવ્યું, ત્યારે આવા તમામ વિચારો મારા મગજમાંથી નાબુદ થયા. એ ખરેખરા શ્રદ્ધાળુ અને ધર્મિષ્ઠ હતા. એમણે પોતાની ડાયરીમાં એક ઠેકાણે નોંધ કરી છે કે 'હું જ્યારે આમની સભામાં બજેટ ઉપર ભાષણ કરતો અને સભાસદો મારા વિચારોને તાળીઓથી વધાવી લેતા, ત્યારે મને એમ લાગતું કે દૈવી સત્તા મને મદદ કરી રહી છે!' આ નોંધ પણ તેમની ખરેખરી લાગણીને વ્યક્ત કરે છે.

સમગ્ર વિશ્વમાં એક નાના બિંદુ જેવી આપણી પૃથ્વી અને તેમાં એક ઝીણા ટપકા જેવો ઇંગ્લાંડ દેશ, તેને માટે ગ્લૅડસ્ટન જેવા એ માનવીએ તૈયાર કરેલા બજેટની આ જગતના સરજનહારને કંઈ પણ પડી હોય, એમ માનવું એ મોટી ધૃષ્ટતા કરી કહેવાય, એમ બીજાઓને ભલેને લાગતું હોય, પણ ગ્લૅડસ્ટન જેવા અપાર શ્રદ્ધાવાળા માણસને ઇશ્વરની પોતાને સહાય છે એવી શ્રદ્ધાને લીધે, પોતાના કાર્યમાં ઘણું પ્રોત્સાહન તથા સામર્થ્ય પ્રાપ્ત થાય, એની કોણ ના પાડી શકે એમ છે? ગ્લૅડસ્ટનને આવી રીતની શ્રદ્ધા હતી એમ સૌ કોઈ જાણે છે. આપણે સૌ જાણીએ છીએ કે, આવી ધાર્મિક શ્રદ્ધાથી પ્રેરાઇને, પોતાને ઇશ્વરનું કાર્ય કરવા માટે પેદા કરવામાં આવ્યા છે, એવી

માન્યતાને વશ થઇને ઘણા માણસોએ અદ્‌ભુત કાર્યો કર્યાં છે.

ઇ૦ સ૦ ૧૮૮૭ ના જુન માસમાં મહારાણી વિક્ટોરીઆની જ્યુબીલીને દિવસે મને અને મિ. બ્લેઇનને પિકાડીલીમાં લૉર્ડ વુલ્વર્ટનને ત્યાં જમવાનું આમંત્રણ હતું. આ ખાણું મિ. બ્લેઇનને ગ્લૅડસ્ટન અને તેમનાં પત્નીની સાથે ઓળખાણ કરાવવાના ઉદ્દેશથી ગોઠવવામાં આવ્યું હતું. અમે મેટ્રોપોલ હૉટેલ-માંથી ત્યાં જવા માટે ભાડાની ગાડી કરી વેળાસર નીકળ્યા, પણ માર્ગમાં ભીડ એવી ભારે હતી કે સેન્ટ જેમ્સના મહેલ્લાની વચમાં અમારે ગાડી છોડી દેવી પડી. ફરસબંધીવાળી પગથીએ પહોંચતાં મેં એક પોલીસ અમલદારને શોધી કાઢયો અને મારી સાથે કોણ હતો અને અમારે કયાં જવાનું હતું, એ બધી હકીકત તેને સમજાવી અમને ત્યાં પહોંચાડવાની તેને વિનંતિ કરી. તેણે પોતાની સત્તાને જોરે અમને માર્ગ કરી આપ્યો, એટલે અમે એની પાછળ પાછળ ચાલી ભીડ ઓળંગી ગયા; પણ અમે લૉર્ડ વુલ્વર્ટનના મુકામે પહોંચ્યા, ત્યારે નવ વાગ્યા હતા. અગીઆર વાગ્યે અમે ત્યાંથી છૂટયા.

ગ્લૅડસ્ટન અને તેમનાં પત્ની હાઇડપાર્કમાં થઈ પાછલે રસ્તે ત્યાં આવવા પામ્યાં હતાં; અને એજ રસ્તે પોતાને ઘેર પાછા જવાનો તેમનો વિચાર હતો. ગ્લૅડસ્ટન તે વખતે કાર્લ્ટન ટૅરેસમાં રહેતા હતા. મેં અને મિ. બ્લેઇને રસ્તા-માંની રોશની જોતા જોતા હૉટેલમાં પાછા જવાનો વિચાર રાખ્યો હતો. તેથી અમે લોકની મેદનીમાં ધક્કા ખાતા અમારો માર્ગ કાપવા લાગ્યા. એ પ્રમાણે ટોળા ભેગા ધીમે ધીમે માર્ગ કાપતાં અમે રિફૉર્મ કલબ વટાવી આગળ ચાલ્યા; એટલામાં મારા જમણા હાથપરના એક મકાન પાસે કોઇના એકાદ બે બોલ મારા સાંભળવામાં આવ્યા. એ સાંભળી મેં મિ. બ્લેઇનને કહ્યું:–' એ સાદ ગ્લૅડસ્ટનનો છે. '

તેણે કહ્યું:–' એ વાત અસંભવિત છે. એમને ઘર તરફ વળતા જોઇને, આપણે એમનાથી છૂટા પડયા છીએ. '

મેં કહ્યું:–' એ ગમે તેમ હોય; ચહેરા કરતાં અવાજ હું વધારે સારી રીતે ઓળખી શકું છું અને એ અવાજ ગ્લૅડસ્ટનનો છે એની મને ખાત્રી છે. '

વધુ ખાત્રી કરવા માટે અમે થોડાં કદમ પાછા ફર્યા, તો એક અંધાર-પિછેડો ઓઢેલી આકૃતિ અમારી નજરે પડી. મેં તેની પાસે જઈ ધીમેથી કહ્યું:–' ઠરેલ અને ઠાવકા માણસો રાતના બાર વાગ્યે પથારીમાંથી બહાર નીકળતા હશે ખરા કે ? '

ગ્લૅડસ્ટન ઓળખાઇ ગયા. મેં તેમને કહ્યું કે:–' તમે તમારા સાથીસાથે ધીમેથી વાત કરતા હતા, તે તમારા સાદ ઉપરથી મેં તમને ઓળખી કાઢયા

હતા.' પછી મેં ઉમેર્યું:–' ત્યારે તો નામના રાજામાટે તૈયાર કરેલી રોશની જોવા માટે ખરા રાજા બહાર નીકળેલા જણાય છે!'

તેમણે કહ્યું:–' આ તો તમારે સૂઇ રહેવાનો વખત છે.'

અમે થોડો વખત તેમની સાથે રહી પછી છૂટા પડયા. એ બધો વખત એમણે તો પોતાના મુખારવિંદ તથા શરીરને ઢાંકનારૂં આચ્છાદન તેમની ઉપર બરાબર લપેટી રાખ્યું હતું. મધરાત વીતી ગઇ હતી અને એમની ઉંમર એંસી વર્ષની હતી, છતાં પોતાની પત્નીને ઘેર પહોંચાડી આવ્યા પછી તે એક જુવાનીઆની માફક તમાશો જોવા બહાર નીકળ્યા હતા.

ખાણા વખતે ગ્લૅડસ્ટન અને બ્લેઇન વચ્ચેની વાતચીતનો વિષય ગ્રેટ-બ્રિટન અને અમેરિકાની પાર્લામેન્ટ કામ કરવાની રીતો વચ્ચેના તફાવતને લગતો હતો. મિ. બ્લેઇન અમેરિકાની આમની સભા (હાઉસ ઑફ રિપ્રેઝેન્ટેટીવ્ઝ) નો સ્પિકર (પ્રમુખ) હતો. તેથી ગ્લૅડસ્ટને એ સભાની કામ કરવાની રીતના સંબંધમાં તેની બારીક ઉલટતપાસ કરી. અમેરિકામાં બીનજરૂરી ચર્ચા ઉપર અંકુશ મૂકવાના જે નિયમો છે, તે એમને બહુ પસંદ પડયા હોય એમ મને સમજાયું. વચમાં વચમાં વાતચીતનું ક્ષેત્ર વિશાળ પણ થતું.

ગ્લૅડસ્ટન જેટલા વિષયોમાં જીવ ઘાલતા તથા ઉત્સાહ ધરાવતા, તેટલા વિષયોમાં ગ્રેટબ્રિટનનો બીજો કોઇ પણ પુરુષ ભાગ્યેજ ધરાવતો હશે. છેલ્લી વખત હું જ્યારે સ્કૉટલૅન્ડમાં આર્મિસ્ટેડના મકાનમાં એમની સાથે હતો, ત્યારે એમનું મગજ અગાઉના જેટલુંજ જુસ્સાદાર અને સ્પષ્ટ હતું; અને રાજપ્રકરણમાં પણ તે પ્રથમના જેટલોજ ઉત્સાહ ધરાવતા હતા. જે વિષયમાં તેમને સૌથી વિશેષ રસ પડતો, તે અમેરિકાનાં ઉંચાં લોખંડનાં મકાનોને લગતો હતો. એ મકાનોના સંબંધમાં એમના સાંભળવામાં ઘણી વાતો આવી હતી અને તેથી એમના સંબંધમાં એ મને અસંખ્ય સવાલો પૂછતા. જે કોયડાનો એમને ઉકેલ નહિ જડતો, તે ત્રીજા અગર ચોથા મજલાનું ઇંટચૂનાનું બાંધકામ પૂરૂં થતા પહેલાં પાંચમા અગર છઠ્ઠા મજલાનું બાંધકામ શી રીતે થઇ શકતું હશે, તે પ્રશ્નને લગતો હતો. આ બાબતનો ખુલાસો મેં તેમને સંતોષકારક રીતે કરી આપ્યો હતો. દરેક બાબતનું મૂળ શોધી કાઢવામાં તેમને બીલકુલ થાક કે કંટાળો લાગતો નહિ.

'ફૉર્ટનાઇટ્લી રિવ્યુ'ના તંત્રીતરીકે જૉન મોર્લિ લાંબી મુદતથી અમારો મિત્ર થઇ રહ્યો હતો. ઈંગ્લાંડનાં માસિકો પૈકી એ માસિકમાંજ મારા લેખ સૌથી પ્રથમ પ્રસિદ્ધ થયા હતા. એ દોસ્તી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં વિશેષ દૃઢ અને વિશાળ થતી ચાલી, તે એટલે સુધી કે હાલ અમે એકબીજાને દીલોજાન

દોસ્ત માનીએ છીએ. અંદરથી વિચાર થઈ આવે તો અમે રવિવારે એકબીજાને ટુંકા અગર કોઈ કોઇ વખત લાંબા પત્રો લખીએ છીએ. અમારામાં સામ્યતા નથી—અરે ખરી રીતે જોતાં તો અમે વિરોધી ગુણ ધરાવીએ છીએ. અમારા વિરોધી ગુણો એકબીજાને લાભકારક છે, તેને લીધે અમે પરસ્પર ખેંચાયા છીએ. હું આશાવાદી છું—હું સર્વ વાતોની ઉજળી બાજુ ઉપરજ મારૂં લક્ષ્ય લગાડું છું. એ નિરાશાવાદી છે. આવતી આફતો એમને અત્યંત ગંભીર સ્વરૂપવાળી દેખાય છે—એ સર્વત્ર ભયજ જોયાં કરે છે, કોઇ કોઇ વખત વિનાકારણ ભયની કલ્પના કરી દુઃખી થાય છે. મને દુનિયા ઉજળી—સુખમય દેખાય છે. હું એટલો બધો સુખી છું અને મારા સદ્‌ભાગ્ય બદલ હું દૈવનો એટલો બધો ઉપકાર માનું છું કે ઘણી વખત આ સંસાર મને ખરેખરા સ્વર્ગસમાન લાગે છે. મોર્લિ કોઇપણ વાતના સંબંધમાં અમર્યાદિત ઉત્સાહ ભાગ્યેજ બતાવે છે. એ હમેશાં પુખ્ત વિચાર કર્યા પછીજ કોઇપણ વાતના સંબંધમાં અભિપ્રાય બાંધે છે. સૂર્ય ઉપરનાં ધાબાંજ એમની નજરે હમેશાં ચઢે છે.

મેં એક વખત એમને એક નિરાશાવાદી તથા એક આશાવાદીની વાત કહી. નિરાશાવાદીને કશાથી સંતોષ થતો નહિ; આશાવાદીને કશાથી અસંતોષ કે ખેદ થતો નહિ. દૈવયોગે બન્નેને સ્વર્ગમાં દાખલ થવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું; અને તે બદલ દેવદૂતે તેમને અભિનંદન આપ્યું. એ સાંભળી નિરાશાવાદી બોલ્યો:—"હા, આ સ્થાનક છે તો સારૂં, પણ ગમે તે કારણસર, આ મારા મસ્તકની આસપાસનું તેજોમય ચક્કર (હૅલો) મારા મસ્તકને બરાબર બેસતું આવતું નથી."

પેલા આશાવાદીએ આ સાંભળી તેને બીજા એક માણસની વાત કહી સંભળાવી. યમના દૂતો એ માણસને નરકમાં નાખવા માટે ઘસડી જતા હતા, એટલામાં રસ્તામાં એક વહેળો આવ્યો; અને તાપ બહુજ સખ્ત પડતો હતો, એટલે પેલા દૂતો એને કાંઠા ઉપર મૂકી પોતે પાણી પીવા ગયા. એની આ દશા જોઇ એના એક જૂના ઓળખીતાએ એને કહ્યું:—"કેમ ભાઇ! તમારી તો પૂરેપૂરી કમબખ્તી બેઠી દેખાય છે. આમાંથી તમારો છૂટકારો થાય એવો કાઇ સંભવ દેખાતો નથી. તમારૂં તો આવીજ બન્યું હોય એમ દેખાય છે."

પેલાએ કહ્યું:—"ઉતાવળા બોલશો નહિ; નહિ તો વળી આથી પણ વધારે ભુંડી વલે થશે."

"આથી વળી વધારે ભુંડી વલે કેવી હશે? તમને અપાર ઉંડાઇવાળા નરકના ખાડામાં નાખવા તો ઘસડી જાય છે, હવે તમારે શાની બીક છે?"

પેલા યમદૂતો તરફ આંગળી કરીને તેણે કહ્યું:—" નહિ કેમ? હજી તો

ઠીક છે કે એ લોકો મને ઘસડે છે, પણ ધારો કે એમના મનમાં એવી મોજ આવે કે મારે ખભે બેસીને પોતાને ઉંચકાવીને એમને હીંડાડે તો ?"

મારી માફક મોર્લિને પણ સંગીતનો ભારે શોખ હતો; અને રિકબો ખાતે મોટે મળસકે વાજીંત્ર ( શરણાઇઓ ) વગડાતાં સાંભળીને એ ખુશખુશ થઇ જતા. આર્થર બાલ્ફરની માફક એમને પણ સંગીતના જલસામાં હાજરી આપવાનો ઘણો શોખ હતો. ક્રિસ્ટલ પૅલેસ (કાચ મહેલ) માં થતા એવા જલસામાટે બન્ને સાથે ટીકીટો ખરીદતા એમ મને યાદ છે. બન્ને શાણા પણ તત્ત્વજ્ઞાની છે; અને મારી સમજપ્રમાણે તત્ત્વજ્ઞાનીતરીકે તેમનામાં ઘણો ભેદ નથી; પણ બાલ્ફરનાં હાલ પ્રસિદ્ધ થયેલાં કેટલાંક લખાણો ઉપરથી તે કલ્પનાના ક્ષેત્રમાં વધારે આગળ વધેલો જણાય છે. મોર્લિએ એ ક્ષેત્ર ખેડવાની કોશીશજ નથી કરી. એ તો કઠણ જમીન ઉપરજ પોતાનો પગ મૂકી રાખે છે; અને જ્યારે માર્ગ સાફસુફ થયેલો માલમ પડે છે, ત્યારેજ આગળ પગલું ભરે છે. રસ્તો ખોળવા જતાં જંગલમાં ભૂલા પડી જવાની એમના સંબંધમાં ધાસ્તી રહેતી નથી.

દુનિયાના પત્રકારોની લંડનમાં પરિષદ્ ભરાઇ હતી, તેની સમક્ષ મોર્લિએ જે વિચારો પ્રદર્શિત કર્યા હતા, તે અદ્ભુત હતા. ભાષણોદરમિયાન કોઇએ એવી ટીકા કરી હતી કે કેટલાક લખાયલા કે બોલાયલા શબ્દો જાતે પ્રત્યક્ષ બનાવોસમાન હોય છે. તેમાં જેનું નિરૂપણ કરવામાં આવ્યું હોય છે તે પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. આ કથનની પુષ્ટિમાં ટૉમ પેઇનના 'રાઇટ્સ ઑફ મૅન' (મનુષ્યના હક)નું દૃષ્ટાંત આપવામાં આવ્યું હતું. આના જવાબમાં મોર્લિએ એમ જણાવ્યું હતું કે હાલની રાજકીય તથા સામાજિક સ્થિતિ સુધારા ઉપર લાવી મૂકવામાં તથા તેને તેજ સ્થિતિમાં ટકાવી રાખવામાં હજારો અગ્રલેખોનો જે કંઇ ફાળો હશે, તે કરતાં બર્ન્સ કવિની થોડીજ કડીઓએ વધારે ફાળો આપ્યો છે.

આ પરિષદ્ સમાપ્ત થતાં અમે રિકબો ગયા. ત્યાં આના સંબંધમાં અમારી વચ્ચે ચર્ચા ચાલી. તેમણે બર્ન્સનાં અને તેમની છ લીટીઓનાં જે વખાણ કર્યાં હતાં, તેની તેમને યાદ દેવડાવતાં તેમણે મને પૂછ્યું કે, એ છ લીટીઓ કયી છે તે તમારે જાણવું છે ? મેં ઉત્તર આપ્યો કે 'ના, એ લીટીઓ મારે મોઢે છે !'

પાછળથી મોન્ટ્રોઝના બાગમાં બર્ન્સ કવિનું બાવલું ખુલ્લું મૂકતી વખતના ભાષણમાં એ છ લીટીઓ મેં ગાઇ બતાવી, તે વખતે, એજ લીટીઓને ઉદ્દેશીને પોતે અગાઉ ભાષણ કર્યાનું તેમણે કબૂલ કર્યું હતું. આ આશ્ચર્યકારક

ઘટના છે કે ઘણાં વર્ષો અગાઉ અમને બન્નેને એકી વખતે મોન્ટ્રોઝ શહેરના શહેરી તરીકેના હક મળ્યા હતા.

આખરે મેં મોર્લિને અમેરિકાની મુલાકાત લેવાનું કબૂલ કરાવ્યું; અને તેથી ૧૯૦૪ માં તેમણે અમેરિકાનાં ઘણાં સંસ્થાનોમાં સફર કરી.એમના જેવાજ મોટા અને પ્રતિષ્ઠિત માણસોનો અમે એમને ભેટો કરાવ્યો હતો.મારા આગ્રહથી સિનેટર ઇલિહુ રૂટ પણ એક દિવસ તેમને મળવા આવ્યા હતા અને એ એની વચ્ચે લાંબા વખતસુધી વાતચીત ચાલી હતી. એમના ગયા પછી મોર્લિએ મને કહ્યું કેઃ–'રૂટના સમાગમથી મને ઘણો આનંદ થયો છે અને અમેરિકાના સર્વ રાજપ્રકરણી પુરુષોમાં હું એમનેઅગ્રસ્થાન આપું છું.' આ તેમનો અભિપ્રાય વાસ્તવિક હતો. સંગીન પ્રકારની સમજશક્તિ–વિવેકબુદ્ધિ અને સાર્વજનિક કામકાજનું વિશાળ જ્ઞાન, એ બે બાબતમાં એ એક્કો હતો.

પછીથી મોર્લિએ વ્હાઇટ હાઉસ જઈ પ્રેસિડંટ રૂઝવેલ્ટની મુલાકાત લીધી, અને એ અસાધારણ પુરુષ સાથે કેટલાક દિવસ ગાળ્યા. પાછા આવતાં મોર્લિએ મને કહ્યું:–"અમેરિકામાં મેં બે અજાયબીઓ જોઇ–રૂઝવેલ્ટ અને નાયગ્રાનો ધોધ."

આ સરખામણી અક્ષરશઃ ખરી હતી. બંને થાક્યા વગર મોટી ગર્જના, ખળખળાટ અને ધમાલ સાથે આગળ ધસ્યાં કરતા હતા–છતાં દરેક પોતાનું પ્રાપ્ત કર્તવ્ય બજાવ્યાંજ કરતા હતા.

લૉર્ડ ઍક્ટનની લાઇબ્રેરીનો સૌથી સારો ઉપયોગ મોર્લિ એકલા કરી શકે એમ હતું; અને તેથી એ લાઇબ્રેરી તેમને અર્પણ કરવાનો યોગ નીચે મુજબ બન્યો. ગ્લૅડસ્ટને લૉર્ડ ઍક્ટનની આર્થિક સ્થિતિવિષે મને માહિતિ આપી, ત્યારે મેં તેમની સૂચના ઉપરથી લૉર્ડ ઍક્ટનની હયાતી સુધી તેમને એનો વાપર કરવા દેવાના શરતે એ લાઇબ્રેરી ખરીદી લેવાનું કબૂલ કર્યું. કમભાગ્યે, લૉર્ડ ઍક્ટન એનો વાપર કરવા બહુ વરસ જીવ્યા નહિ, એટલે થોડાં વર્ષમાંજ એ લાઇબ્રેરી મારા હાથમાં આવી. મેં મારા મનસાથે નિશ્ચય કર્યો કે, એ લાઇબ્રેરીનો સૌથી સારો ઉપયોગ મોર્લિ કરી શકશે અને પોતાના મરણ બાદ સુપાત્ર સંસ્થાનેજ એ તેનો વહીવટ સોંપશે. એ લાઇબ્રેરીનો માલીક હું થઈ ચૂક્યો છું, એમ કહેવાની શરૂઆત કરતાની સાથેજ એ મને અટકાવી બોલી ઉઠ્યાઃ– "મારે તમને કહેવું જોઇએ કે જે દહાડાથી તમે એ લાઇબ્રેરી ખરીદી લીધી ત્યારથી એ વાત હું જાણું છું. લૉર્ડ ઍક્ટન પોતાની હયાતીસુધી એ લાઇબ્રેરીનો લાભ લઈ શકશે, એ જાણી ગ્લૅડસ્ટનને એટલો બધો હર્ષ થયો હતો કે એ વાત એ મારાથી છુપી રાખી શક્યા નહોતા."

હવે અમે બન્ને એકબીજાના ગાઢા સહવાસમાં આવેલા હતા, છતાં ખરી વસ્તુસ્થિતિના સંબંધમાં અમે એકબીજાને ઇસારો સરખો પણ કર્યો નહોતો; તેમ છતાં આ વાત સાંભળી મોર્લિને આશ્ચર્ય ન થયું તેની મને નવાઇ લાગી. આ પ્રસંગ ઉપરથી ગ્લૅડસ્ટન અને મોર્લિ, એ બેની વચ્ચેનો સંબંધ કેવો ગાઢો હતો તે પૂરવાર થાય છે. તે લૌકિક બાબતોને લગતા પોતાના આનંદમાં મોર્લિને ભાગીદાર બનાવવાની લાલચને દબાવી શકતા નહિ; પણ ધાર્મિક બાબતોના સંબંધમાં ગ્લૅડસ્ટન તથા એકટન વચ્ચે જ્યારે સામ્ય હતું, ત્યારે એ બેની વચ્ચે વૈષમ્ય હતું.

સ્કૉટલૅન્ડની યુનિવર્સિટીઓમાટે મેં ફંડ અર્પણ કર્યું, ત્યાર પછી બીજે વર્ષે મોર્લિને નામદાર શહેનશાહના તહેનાતી પ્રધાનતરીકે તેમની પાસે બાલ્મોરલમાં રહેવાનું થયું હતું. હું અમેરિકા જવા માટે ઉપડવાની તૈયારીમાં હતો, એટલામાં તેમણે મને તાર કરી ત્યાં બોલાવ્યો અને મને જણાવ્યું કેઃ-"તમે યુનિવર્સિટીઓને અને તમારી જન્મભૂમિની બીજી સંસ્થાઓને જે ફંડ અર્પણ કર્યાં છે, તેથી નામદાર શહેનશાહને અતિશય આનંદ થયો છે અને તેથી તેમણે મને પૂછ્યું કેઃ-'મારા તરફની કયી ભેટ એમને (મને) પસંદ પડશે?"

મેં તેમને પૂછ્યું કેઃ-'તમે શો જવાબ આપ્યો?'

તેમણે જવાબ આપ્યોઃ-"એવી કોઇ ભેટ મારા ખ્યાલમાં આવતી નથી."

મેં કહ્યુંઃ-"તમે જે જવાબ આપ્યો, તે વાસ્તવિકજ છે; પણ નામદાર શહેનશાહે તમારી સમક્ષ જેવો પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો, તેવોજ સંતોષ દર્શાવનારો એક પત્ર મારા ઉપર લખી મોકલે, તો તેથી મને ઘણો આનંદ થાય; અને મારા વારસોને વારસામાં સોંપવાની એ એક એવી કિંમતી વસ્તુ થઇ પડે, કે જેને લીધે તેઓ ગર્વ વહન કરે." આ પ્રમાણે કરવામાં આવ્યું.શહેનશાહના હસ્તાક્ષરના આ પત્રનો ઉતારો મેં આગળ આપ્યો છે.

સ્કિબો મોર્લિને માટે હવાફેરનું એક સર્વોત્તમ સ્થાન પૂરવાર થયું છે, એ અમારા સદ્ભાગ્યની વાત છે; કેમકે તેને લીધે એ પ્રત્યેક ઉનાળામાં ઘણી વખત આવીને અમારી સાથે રહી જાય છે. તેમનાં પત્ની પણ તેમની સાથે આવે છે. એમને પણ ક્રીડાનૌકાનો મારા જેટલોજ શોખ છે; અને આ પણ એક બીજી સદ્ભાગ્યની વાત છે કે એ અમારા બન્નેને માટે સર્વોત્તમ ઔષધની ગરજ સારે છે. મોર્લિ એ હમેશાં પ્રમાણિક જૉન(ઑનેસ્ટ જૉન)જ છે. બેબોલી કે વાક્છળ શું છે તે એ સમજતાજ નથી, ખોટા બકવાટનો એમનામાં લેશ પણ અંશ નથી, સઘળી બાબતોમાં અને સઘળા સંજોગોમાં એમનું વલણ ખડકના જેવું અડગ હોય છે; છતાં એમનું લક્ષ ચોતરફ ફરતું હોય

છે; એમના વિશાળ હૃદયની સર્વ વૃત્તિઓ હમેશાં વ્યક્ત થતી નથી; પણ યોગ્ય સમયે અને કોઇ કોઇ પ્રસંગે, તે પોતાના અસ્તિત્વ તથા પ્રાબલ્યનું દર્શન કરાવ્યા વગર રહેતી નથી અને તેવી ઝાંખી કરાવ્યા બાદ તે પાછી એકાએક અંતર્ધાન થઇ જાય છે.

આગળ વધેલા રાજકીય વિચારો ધરાવનારા રેડિકલ પક્ષના રાજપ્રકરણી પુરુષોતરીકે ચેમ્બરલેન અને મોર્લી અગાઉ દિલોજાન દોસ્તો હતા;અને ઇંગ્લાંડમાં હોઉં ત્યારે હું પણ ઘણી વખત તેમની મસલતમાં ભળતો. આયર્લૅન્ડને હોમરૂલ (સ્વરાજ્ય) આપવાનો પ્રશ્ન જ્યારે ચર્ચાવા લાગ્યો, ત્યારે અમેરિકાની સંયુક્ત પદ્ધતિ (ફેડરલ સિસ્ટમ) ના સંબંધમાં ઇંગ્લાંડના લોકો ઘણો રસ લેવા લાગ્યા. લોકોના આગ્રહ ઉપરથી હું ઘણાં શહેરોમાં એ વિષય ઉપર ભાષણો આપતો અને અમેરિકાના સંયુક્ત રાજતંત્રનું સ્વરૂપ સમજાવતો–અનેક અંગો મળી એક અંગ કેવી રીતે બન્યું હતું, અંગોને સંપૂર્ણ સ્વરાજ્ય આપવાથી, સમગ્ર અંગ કેવી રીતે પ્રબળ થવા પામ્યું હતું, તે હું સમજાવતો. ચેમ્બર્લેનની માગણી ઉપરથી મિસ એના ઍલ. ડૅાસનું રચેલું 'હાઉ વી આર ગવર્ન્ડ' (અમારૂં રાજતંત્ર કેવું છે) એ નામનું પુસ્તક મેં તેમના ઉપર મોકલી આપ્યું હતું અને મોર્લિ, ગ્લૅડસ્ટન અને બીજા રાજદ્વારીઓ સાથે એ વિષયની ઉહાપોહ કરી હતી.

પહેલું 'હોમરૂલ બીલ' મને પસંદ પડયું નહોતું, એમ મારે મોર્લિને લખવું પડયું હતું; અને તેનાં કારણો પણ મેં તેમને જણાવ્યાં હતાં. હું જ્યારે ગ્લૅડસ્ટનને મળ્યો, ત્યારે તેમણેૈ આ બદલ પોતાનો ખેદ પ્રદર્શિત કર્યો અને પછી એના ઉપર અમે ખૂબ વાદવિવાદ ચલાવ્યો. આયર્લાંડના સભાસદોને પાર્લામેન્ટમાંથી બાતલ રાખવાની ગોઠવણને આયર્લાંડને વાસ્તવિક રીતે 'છૂટું' પાડવા જેવું ગણી મેં તેની સામે વિરોધ દર્શાવ્યો. મેં કહ્યું કે, દક્ષિણનાં સંસ્થાનો વૅાશિંગ્ટનમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનું બંધ કરે–અટકાવે–એ અમે કદી કબૂલ રાખીએ નહિ.

તેમણે પૂછયું:–"જો તેઓ પ્રતિનિધિઓ મોકલવાનું ના પાડે તો તમે શું કરો?"

મેં જવાબ આપ્યો:–"સુધારાનાં સઘળાં સાધનોનો ઉપયોગ કરીએ–પહેલું તો, ટપાલનો વ્યવહાર બંધ પાડીએ."

તે થોડીવાર થોભી બોલ્યા:–"ટપાલનો વ્યવહાર બંધ પાડવો" આથી સઘળું તંત્ર કેવું અટકી પડે, એ તેમને સમજાયું. એટલે એ બોલતા બંધ થયા, અને તેમણે વાતનો વિષય બદલ્યો; મને પૂછવામાં આવતા સવાલોના જવાબમાં

હું હમેશાં જણાવતો કે જેવી રીતે અમેરિકામાં ધારાસભાઓ ઘણી છે પણ કૉંગ્રેસ માત્ર એકજ છે, તેવીજ રીતે ગ્રેટબ્રિટને તેના દાખલાનું અનુકરણ કરીને માત્ર એકજ પાર્લામેન્ટ રાખવી અને આયર્લાંડ, સ્કૉટલૅન્ડ અને વેલ્સને જૂદી જૂદી ધારાસભાઓ આપવી; અને તે મુલકોને ન્યુયૉર્ક અને વર્જીનિયાના જેવાં સંસ્થાન બનાવવાં; પણ અમેરિકામાં જૂદી જૂદી ધારાસભાઓએ પસાર કરેલા કાયદા પોતપોતાની સત્તા મુજબના છે કે નહિ, તે નક્કી કરવાને માટે જેવી સુપ્રિમ કૉર્ટ (મુખ્ય અદાલત) સ્થાપવામાં આવી છે અને તેથી કરીને સર્વોપરી સત્તા ન્યાયની કૉર્ટને આપવામાં આવી છે પણ રાજકીય સભાને આપવામાં આવી નથી; તેવી સુપ્રિમ કૉર્ટ ગ્રેટબ્રિટનમાં નથી, માટે આયર્લાંડની ધારાસભાએ પસાર કરેલા કાયદા તેની સત્તાની હદની અંદરના છે કે સત્તા ઉપરાંતના, તે છેવટની સર્વોપરી રાષ્ટ્રીય સત્તાતરીકે નક્કી કરવાનો અખ્તીઆર પાર્લામેન્ટને આપવો. આથી કરીને આયર્લાંડની સ્થાનિક ધારાસભાએ પસાર કરેલો કાયદાનો ખરડો આમની સભાની ત્રણ માસની ચાલુ બેઠકદરમિયાન સભાના ટેબલ ઉપર રહેવા દેવો અને તેને નામંજુર કરવાની આમની સભાને છૂટ આપવી; પણ જો તે તેવી રીતે નામંજુર કરવામાં ન આવે તો મંજુર થયેલો ગણી તેનો અમલ કરવો. જ્યાંસુધી ગેરવાજબી કાયદા પસાર ન કરવામાં આવે, ત્યાંસુધી આ સત્તા નિરર્થકતરીકે પડી રહેવાની; પણ જ્યારે કોઈ ગેરવાજબી કાયદો પસાર કરવામાં આવે, ત્યારે તે સત્તા બહુ ઉપયોગી થઇ પડવાની. એવી સત્તાનો અમલ કરવાની જરૂરજ નહિ પડે, એવી બીકણ માણસોને ખાત્રી કરી આપવા માટેજ આવી કલમ દાખલ કરવાની જરૂર છે, એમ હું બધાને જણાવતો.

પાછળથી મારો આ અભિપ્રાય મોર્લિને જણાવતાં તેમણે કહ્યું કે પાર્નેલની આગળ આવી દરખાસ્ત રજુ કરવામાં આવી હતી, પણ તેણે તેનો અસ્વીકાર કર્યો હતો. તો તે વખતે ગ્લૅડસ્ટને તેને એમ કહેવું જોઇતું હતું કેઃ—"મારે માટે અગર મારા જેવા વિચાર ધરાવનારાઓ માટે આ કલમ જરૂરની નથી, પણ ઇંગ્લાંડના લોકોને આપણા પક્ષમાં લેવા માટે તેની જરૂર છે; પણ તમે એ વાત કબૂલ રાખતા નથી, તેથી કરીને મારાથી એ પ્રશ્ન ઉપાડી શકાતો નથી અને તેની જવાબદારી તમારે શિર છે."

હું ગ્લૅડસ્ટનની સાથે હાવર્ડન હતો, ત્યારે એક વખત તેમની પત્નીએ મને કહ્યુંઃ—"મારા પતિ વિલિયમ કહે છે કે તમારી સાથે તેમને અસાધારણ પ્રકારની વાતો ચાલે છે."

આ વાત ખરી છે. ખરેખરા રિપબ્લીકનની તડ અને ફડ વાતો એમન

સાંભળવામાં બહુ આવતી નહિ અને તેથી વંશપરંપરાના જૂદા જૂદા હોદ્દા અને દરજ્જાના ખ્યાલ મારા ભેજામાં કેમ ઉતરી શકતા નહિ હોય, એ એમના સમજવામાં આવતું નહિ. પોતાનાં માબાપોએ પોતાને આપેલાં નામ માણસો ઇરાદાપૂર્વક ત્યજી દઇ શકે એ મને બહુ તાજુબીભરેલું લાગતું. વળી નવા નવા ઇલકાબ આપી જે નવા ઉમરાવો ઉત્પન્ન કરવામાં આવે છે, એમની સ્થિતિ વિશેષ તાજુબીભરેલી છે. આવા ઇલકાબ એકાદ રાજદ્વારી પક્ષના ફંડમાં દશ હજાર કે ઓછાવત્તા પૌંડ આપવાથી ખરીદી શકાતા; અને તેથી તેમનો સમાગમ થતાં જૂના ઉમરાવોને પોતાને હસવું આવતું અટકાવતાં બહુ મહેનત પડતી.

આ અરસામાં બ્લેઇન અમારી સાથે લંડનમાં રહેતો હતો; અને મેં એક વખત ગ્લૅડસ્ટનને કહ્યું કે તમે શિયાળાની કકડતી ટાઢમાં આટલી ઉંમરે ટોપી હાથમાં ઝાલી ઇલકાબધારી શોભાનાં પુતળાંનું સન્માન કરવા માટે ગાર્ડન પાર્ટીમાં હાજરી આપો છો, એ દેખી એમને (બ્લેઇનને) ઘણી નવાઇ લાગી હતી તથા દીલગીરી થઇ હતી. અમારી વાતચીતદરમિયાન રાજસત્તા અને ધર્મ-સમાજના જોડાણના પ્રશ્નના સંબંધમાં પણ વાદવિવાદ ચલાવવામાં આવ્યો હતો. બ્રિટિશ ટાપુઓના વિસ્તારમાં વધારો થઇ શકે એમ નહિ હોવાથી,ઇંગ્લાંડ-ની અને અમેરિકાની-અંગ્રેજ પ્રજાનું પાછું ફરીથી જોડાણ થશે, એવી આગાહી કરનારા વિચારોનું પ્રતિપાદન કરનારા મારા 'લૂક એહેડ' (આગળ નજર કરો) એ નામના પુસ્તકના સંબંધમાં આ વાતચીત દરમિયાન ઇશારો કરવામાં આવ્યો હતો. મેં એ પુસ્તકમાં એમ પ્રતિપાદન કર્યું છે કે પ્રોટેસ્ટંટ પંથને ઇંગ્લાંડનો સ્થાપિત ધર્મ ઠરાવવામાં આવ્યો છે, તે વહીવટ જ્યારે ત્યારે રદ થયા સિવાય રહે-વાનો નથી. અંગ્રેજ પ્રજાએ બીજા કોઇ મુલકમાં એમ કર્યું નથી. બધા ધર્મોનું પોષણ કરાય છે ખરૂં, પણ કોઈ ધર્મમાટે પક્ષપાત બતાવવામાં આવતો નથી. આ ઉપરથી ગ્લૅડસ્ટને મને પૂછ્યું કે, એ ફેરફાર તમારા ધારવા પ્રમાણે કેટલાં વર્ષ પછી થશે ?

મેં જવાબ આપ્યો કે,મારાથી કંઈ મુદત ઠરાવી શકાય એમ નથી; ઉલટો એ બાબતનો અનુભવ તમને વધારે છે. આ સાંભળી તેમને હસવું આવ્યું.પછી મેં એમ જણાવ્યું કે,બીજા મોટા વિસ્તારવાળા દેશોની સરખામણીમાં ઇંગ્લાંડની વસ્તીમાં વધારે ઘટાડો થશે; ત્યારે તેમણે પૂછ્યું:–"ઇંગ્લાંડનું ભાવી તમે કેવું ધારો છો?" જૂની પ્રજાઓમાંથી ગ્રીસનો દાખલો આપીને મેં કહ્યું કે ચૉસર, શેક્સપિયર, સ્પેન્સર, મિલ્ટન, બર્ન્સ, સ્કૉટ, સ્ટિવન્સન, બેકન, ક્રોમ્વેલ, વૉલેસ, બ્રુસ, હ્યુમ, વૉટ, ડાર્વિન અને બીજા નામાંકિત પુરુષો ઇંગ્લાંડમાં પાકયા છે એ માત્ર આકસ્મિક સંજોગને લીધે બન્યું નથી. બુદ્ધિના પ્રાદુર્ભાવનો આધાર

પાર્થિવ સાધનોપર–ભૌતિક સમૃદ્ધિપર નથી. પોતાની પડતીના કારણે નહિ, પણ બીજા દેશોની પ્રગતિ પ્રમાણમાં વધારે ઝડપથી થતી જવાને લીધે, ઇંગ્લાંડ દેશ જ્યારે ઔદ્યોગિક પ્રજાતરીકે આગળ પડતો ભાગ લેતું બંધ પડશે, ત્યારપછી ઘણાં વર્ષે મારા અભિપ્રાય મુજબ ઇંગ્લાંડ અર્વાચીન ગ્રીસનું સ્થાન લેશે; અને બીજી પ્રજાઓમાં નૈતિક સરસાઈ ભોગવશે.

"નૈતિક સરસાઈ" એ શબ્દો એમને બહુ રુચ્યા અને એ શબ્દોનો ઉચ્ચાર બે ત્રણવાર કરી તેમણે કહ્યું:–"એ મને ઘણું રુચે છે, એ મને ઘણું રુચે છે."

એમના સમાગમથી મને જેટલો આનંદ થયો, તેટલો બીજી કોઇ વખત મને થયો નથી. ફરીથી પણ હું તેમને હાવર્ડન ખાતે જઇ મળી આવ્યો હતો, પણ તેમની સાથેની મારી છેલ્લી મુલાકાત ઇ૦ સ૦ ૧૮૯૭ ના શિયાળામાં કૅન્સ ખાતે લૉર્ડ રેન્ડોલના મકાનમાં થઇ હતી. આ વખતે એ ભારે મંદવાડ ભોગવતા હતા. અત્યારે પણ તેમનો સહવાસ પ્રથમના જેવોજ મનોહર હતો. મારી સાથે મારા ભાઇની વિધવા લ્યુસી પણ હતી. એને ગ્લૅડસ્ટનનો આ પહેલોજ પરિચય હતો. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં એણે તેને 'દુઃખી ગરુડ'ની ઉપમા આપી હતી. તે દિવસની તેમની સ્થિતિનું આથી સુંદર વર્ણન બીજું ભાગ્યેજ હોઇ શકે. એ એક મોટો માણસ હતો એટલુંજ નહિ, પણ ખરેખરો સત્પુરુષ હતો. 'દુનિયાનો અગ્રગણ્ય દેશજન' (ફોરમોસ્ટ સીટીઝન ઑફ ધી વર્લ્ડ) એવો જે એમને ઇલ્કાબ મળ્યો હતો, તેને તે સર્વરીતે પાત્ર હતા.

ઇંગ્લાંડમાં ઇ૦ સ૦ ૧૮૮૧ ની સાલમાં હું ધંધાને અંગે સૅમ્યુઅલ સ્ટોરી નામના એક પાર્લામેન્ટના સભાસદના સમાગમમાં આવ્યો હતો. એ એક બાહોશ પુરુષ હતો અને રાજપ્રકરણી બાબતોમાં આગળ પડતા વિચારો ધરાવતો હોઇ, સાચા દીલનો પ્રજાતંત્રવાદી હતો. ઇંગ્લાંડનાં અનેક વર્તમાનપત્રો ખરીદી લઇને અમે રેડીકલ પક્ષના રાજદ્વારી વિચારોનો પ્રચાર કરવાની હીલચાલ શરૂ કરી. પાસ્મોર એડ્‌વર્ડ્સ અને બીજાઓ અમારી હીલચાલમાં જોડાયા, પણ પરિણામ જોઇએ તેવું સંતોષકારક આવ્યું નહિ. મારા અંગ્રેજ સાથીઓ એકદીલથી કામ કરી શકયા નહિ, જેથી આખરે મારે તેમાંથી નીકળી જવું પડ્યું. સદ્‌ભાગ્યે મારે કંઈ ખોટ ભોગવવી પડી નહિ.

અમેરિકાના સંબંધમાં પરદેશીઓ તેમજ અંગ્રેજ લોકોપણ ઘણીજ ઓછી માહિતિ ધરાવતા હતા અને તે થોડી માહિતિ પણ ગેરસમજભરેલી હતી. આ ઉપરથી મને 'ટ્રાયમ્ફન્ટ ડેમોક્રસી' (વિજયી પ્રજાસત્તાક રાજતંત્ર) એ નામનું પુસ્તક લખવાનો વિચાર સૂઝેલો. સાહિત્યના ક્ષેત્રમાં આ મારૂં

ત્રીજું સાહસ હતું.પ્રતિષ્ઠિત અંગ્રેજોપણ યુનાઈટેડ સ્ટેટસના રાજતંત્રના સંબંધમાં કેટલું બધું અજ્ઞાન ધરાવતા હતા,એ આશ્ચર્યકારક હતું.ગ્લૅડસ્ટનની સાથે ઈ૦ સ૦ ૧૮૮૨ માં મારે જે પહેલી વારની વાતચીત થઇ, તે કદી ભૂલાય એમ નથી. પ્રસંગોપાત્ મેં એમ પ્રતિપાદન કર્યું કે અંગ્રેજીભાષા બોલનારી પ્રજાનો મોટો ભાગ પ્રજાસત્તાક રાજતંત્રવાદી હતો અને માત્ર નાનો ભાગ રાજસત્તાવાદી હતો, ત્યારે તેમણે કહ્યું:—"કેમ ? કેવી રીતે ?"

"ગ્રેટબ્રિટન અને તેનાં તમામ સંસ્થાનોની વસ્તીના કરતાં વધારે સંખ્યાવાળી અંગ્રેજી ભાષા બોલનારી પ્રજા ઉપર પ્રજાસત્તાક રાજ્યનો અમલ ચાલે છે."

"કેવી રીતે ? તમારી વસ્તી કેટલી છે ?"

"૭ કરોડ સાઠ લાખની; અને તમારી એના અડધથી વધારે નથી ?"

"હા, ખરી વાત, આ વાત આશ્ચર્યજનક છે !"

રાષ્ટ્રોની સમૃદ્ધિના સંબંધમાં પણ તેમણે જ્યારે સાંભળ્યું કે, સો વરસની ઉંમરવાળા યુનાઇટેડ સ્ટેટસના પ્રજાસત્તાક રાજ્યની દોલત એટલી બધી છે કે, તે આખા ગ્રેટબ્રિટનને અને તેની તમામ મુડીને સામટી ખરીદી લે અને ઇંગ્લાંડનું તમામ દેવું ચૂકવી આપે, છતાં એ દોલત ખૂટે નહિ, એવું ૧૮૮૦ ના વસ્તીપત્રક ઉપરથી પૂરવાર થયું છે, ત્યારે પણ તેમને તેટલીજ તાજુબી લાગી; પણ અબાધિત વ્યાપારના પ્રશ્નના સંબંધમાં ઉહાપોહ ચાલી તે વખતે મેં જે કથનનું પ્રતિપાદન કર્યું હતું તે સાંભળી વળી તેમને સૌથી વધારે નવાઈ લાગી હતી. મેં એમ પ્રતિપાદન કર્યું હતું કે, આજકાલ અમેરિકામાં સૌથી વધારે માલ ઉત્પન્ન થાય છે. (પાછળથી લૉર્ડ ચૅન્સેલર હૅલ્ડેને પણ એવીજ ભૂલ કરી એમ જાહેર કર્યું હતું કે દુનિયામાં સૌથી વધારે માલ ગ્રેટબ્રિટનમાં પેદા થાય છે, પણ તેમની તે ભૂલ સુધારવા બદલ તેમણે મારો ઉપકાર માન્યો હતો.) મેં મુલ્હૉલના આંકડા ટાંકી બતાવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૮૦ માં ઇંગ્લાંડમાં એકાશી કરોડ સાઠ લાખ પૌંડનો માલ ઉત્પન્ન કરવામાં આવ્યો હતો અને અમેરિકામાં એક અબજ બાર કરોડ અને સાઠ લાખ પૌંડનો માલ ઉત્પન્ન કરવામાં આવ્યો હતો.×

એ માત્ર એકજ શબ્દ બોલ્યા "અવિશ્વસનીય !"

મેં બીજાં આશ્ચર્યકારક કંથન સંભળાવ્યાં, તે ઉપરથી તેમણે આખરે

× ઈ૦ સ૦ ૧૯૦૦ ની સાલમાં ગ્રેટબ્રિટનમાં ઉત્પન્ન કરવામાં આવેલા માલની કિંમત પાંચ મહાપદ્મ ડૉલરની અને યુનાઇટેડ સ્ટેટસમાં ઉત્પન્ન કરવામાં આવેલા માલની કિંમત તેર મહાપદ્મની અડસટ્ટવામાં આવી હતી. ૧૯૧૪ માં યુનાઈટેડ સ્ટેટસનો માલ ચોવીસ મહાપદ્મ ઉપર જઈ પહોંચ્યો હતો.

કહ્યું:–"એકાદ લેખક આ વિષય હાથમાં લઇને ખરી હકીકત સાદા અને સીધા સ્વરૂપમાં દુનિયા આગળ કેમ નહિ રજુ કરતો હોય!"

વાસ્તવિક રીતે જોતાં હું મારા 'ટ્રાયમ્ફન્ટ ડૅમોક્રસી' નામના પુસ્તકમાટે વિગતો એકઠી કરતો હતો, એટલે તેમણે સૂચવ્યા મુજબનું કામજ હું કરી રહ્યો હતો. 'રાઉન્ડ ધી વર્લ્ડ' અને 'અમેરિકન ફૅાર-ઇન-હૅન્ડ' એ બે પુસ્તક રચવામાં મને બીલકુલ શ્રમ પડયો નહોતો, પણ 'ટ્રાયમ્ફન્ટ ડૅમોક્રસી' ની વાત જૂદીજ હતી. એ પુસ્તક રચવામાં સ્થિર અને અવિશ્રાંત મહેનતની જરૂર હતી. આંકડા એકઠા કરી તપાસી જઇ યોગ્ય રીતે ગોઠવવાના હતા, પણ એ કામમાં હું જેમ જેમ આગળ વધ્યો, તેમ તેમ મને આનંદજનક લાગવા માંડયું. કેટલાક માસસુધી તો મારા મગજમાં જાણે આંકડાજ ભરી રાખ્યા હોય એમ થતું. વખત કયાં ચાલ્યો જતો તે સમજાતુંજ નહિ. હું બપોર ધારૂં તે વખતે સાંજ પડી ગઇ હોય. મને જે બીજો ભારે મંદવાડ લાગુ થયો, તેની શરૂઆત આ કામમાં મને પડેલા અતિશય શ્રમને આભારી છે, કેમકે મારે ધંધામાં પણ જીવ પરોવવો પડતો. આંકડાના જેવા આકર્ષક વિષયમાં માથું મારતા પહેલાં હવેથી હું બે વખત વિચાર કરીશ.





# પ્રકરણ ૨૫ મું

## હર્બર્ટ સ્પેન્સર અને તેમનો શિષ્ય




સ૦ ૧૮૮૨ માં મેં લીવરપુલથી ન્યુયૉર્ક સુધી 'સર્વિયા' આગબોટમાં સફર કરી, તે વખતે હર્બર્ટ સ્પેન્સર અને તેમનો મિત્ર મિ. લૉટ મારા સાથી હતા. મેં મોર્લિપાસેથી ભલામણપત્ર મેળવી રાખ્યો હતો, પણ ત્યાર પહેલાં લંડનમાં એ તત્ત્વવેત્તાનો મારે મેળાપ થયો હતો. હું એમનો શિષ્ય હતો. મેં ઘણી વખત દરિયાની મુસાફરી કરેલી હતી, એટલે મેં એ બન્ને મિત્રોની સરભરા કરવાનું તથા દેખરેખ રાખવાનું કાર્ય ઉપાડી લીધું. મુસાફરીદરમિયાન અમે એકજ ટેબલે બેસી ખાણું લેતા.

મોટા માણસોને આપણે પહેલવહેલા જોઇએ, ત્યારે આપણા ઉપર કેવી અસર થાય છે, એ એક દિવસ અમારી વચ્ચેની વાર્તાનો વિષય થયો. અગાઉથી આપણે તેમને જેવા ધાર્યા હોય, તેવા એ નીકળે છે કે નહિ ? દરેકે પોતપોતાનો અનુભવ કહી બતાવ્યો. મારો અનુભવ એવો હતો કે, આપણે તેમને જેવા કલ્પ્યા હોય તેમાં અને તેમના પ્રત્યક્ષ દર્શનમાં ઘણો મોટો તફાવત હોય છે.

સ્પેન્સરે પૂછયું:–"દાખલાતરીકે મારા સંબંધમાં તમારો અનુભવ એવો થયો હતો ?"

મેં જવાબ આપ્યો:–"હા, તમારા સંબંધમાં તો વળી બીજાના કરતાં પણ વધારે તફાવત પડયો હતો. મેં મારા ગુરુને ( તમને ) એવા કલ્પ્યા હતા કે તે બુદ્ધની માફક એક તત્ત્વજ્ઞાનીને છાજે એવી રીતે બધો વખત ચિંતનમાં મગ્ન રહેતા હશે; અને તેમની મુખમુદ્રા ઉપર કોઇ વખત વિકાર થતો નહિ હોય. અમુક જાતની પનીર જોઇતી હોય અને બીજી જાતની મળે, તો તેથી તેઓ ચીઢાઇ જાય–ઉશ્કેરાઈ જાય, એવો મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો." આગલે દિવસે એમ બન્યું હતું કે, એમણે માગેલી પનીરને બદલે બીજી જાતની પનીર ખાણા વખતે રજુ થતાં, તેમણે ચીઢાઇને તેની રકેબી આવી

ખસેડી મૂકી હતી અને ગુસ્સામાં આવી જઇ કહ્યું હતુ કે:-'મારે આવી પનીર નથી જોઇતી. 'ફલાણી જાતની' જોઇએ છીએ!' મારો આવો અનુભવ સાંભળી બધાને ખડખડ હસવું આવ્યું અને મારા ગુરુજી પણ તેમાં ભળ્યા. પોતાના આત્મવૃત્તાંતમાં તેમણે આ પ્રસંગનું નિરૂપણ કર્યું છે.

સ્પેન્સરને વાતો સાંભળવી ઘણી ગમતી; અને એ છૂટે મોઢે હસતા. તેમાં વળી બીજી વાતો કરતાં અમેરિકાની વાતો તેમને વિશેષ ગમતી. આવી ઘણી વાતો હું તેમને સંભળાવતો અને એ સાંભળી તેમને ખૂબ હસવું આવતું. તે વખતે યૂરોપખંડમાં યુનાઇટેડ સ્ટેટ્સનાં પાશ્ચાત્ય સંસ્થાનો તરફ લોકોનું ધ્યાન વિશેષ ખેંચાવા લાગ્યું હતું; અને તેથી તેમને પણ એમના સંબંધમાં માહિતી મેળવવાની ભારે ઇંતેજારી થતી. ટેક્ષાસ સંસ્થાનને લગતી એક વાત સાંભળી તેમને ઘણી ગમ્મત પડી હતી. એક માણસ ત્યાં વસવાટ કરી આવી નિરાશ થઈ પાછો ફર્યો હતો તેને (તે વખતના) એ વેરાન મુલકના સંબંધમાં પૂછતાં તેણે કહ્યું:-

"અજાણ્યા આદમી! ટેક્ષાસના સંબંધમાં મારે જે કહેવાનું તે એટલુંજ છે કે જો ટેક્ષાસ અને નર્ક એ બેના ઉપર મારું સ્વામીત્વ હોય, તો હું ટેક્ષાસ વેચી નાખું."

આજ વસ્તુસ્થિતિ કેવી બદલાઇ ગઇ છે! ટેક્ષાસમાં હાલ ચાળીસ લાખ કરતાં વધારે માણસોની વસ્તી છે અને એની ભૂમિ એવી રસાળ છે, કે ઇ૦ સ૦ ૧૮૮૨ માં આખી દુનિયામાં જેટલો કપાસનો પાક ઉતર્યો હતો, તેટલો ત્યાં ઉતરે એમ છે.

હું એ જ્ઞાની પુરુષને પિટ્સબર્ગ તેડી ગયો હતો, ત્યાંથી પગે ચાલી મુકામપર જતાં મને બીજી એક વાત યાદ આવી. એક મહેમાને બાગમાં ફરી આવી ઘર તરફ આવવા માટે બાગનો દરવાજો ઉઘાડયો, એટલામાં ઘર આગળનો એક વિકરાળ કૂતરો તેના ઉપર ધસી આવ્યો. આ ઉપરથી તેણે પાછા હઠી બરાબર વખતસર બાગનો દરવાજો બંધ કરી દીધો, પણ તે વખતે ઘરધણી ઘાંટો પાડી કહેવા લાગ્યો:-"શું કામ બીહો છો? એ તમને અડકનાર નથી. તમે જાણોજ છો કે ભસ્યા કુત્તા કાટે નહિ!"

મહેમાને ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું:-"ખરી વાત છે, હું એ વાત જાણું છું, અને તમે પણ જાણો છો, પણ કૂતરો જાણે છે?"

એક દિવસ અમારા સૌથી મોટા ભત્રિજાએ અમે બેઠા હતા એ ખંડનું બારણું ધીમેથી ઉઘાડી અંદર ડોકીઉં કરી લીધું. પછીથી એની માએ એને

એમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે એ અગીઆર વરસના ચબરાક છોકરાએ જવાબ આપ્યો:–' માજી ! જે માણસે એક પુસ્તકમાં લખ્યું છે કે વ્યાકરણ ભણવામાં કશો સાર નથી, તેને મારે જોવો હતો.'

આ વાત સાંભળી ત્યારે સ્પેન્સરને ઘણો આનંદ થયો. આ વાત એ ઘણી વખત કહી બતાવતા. એ છોકરાના ભાવીના સંબંધમાં એમને ઘણી શ્રદ્ધા હતી.

એક દિવસ મેં એમને કહ્યું કે, કેલે અને ડોવરની વચ્ચે સુરંગ ખોદવાની વિરુદ્ધની અરજી ઉપર તમે સહી કરી હતી, એ સાંભળી મને ઘણી નવાઇ લાગી હતી. ત્યારે તેમણે ખુલાસો કર્યો કે, હું પણ એ ભોંયરાના સંબંધમાં બીજાના જેટલોજ ઇંતેજાર છું અને તેની સામે જે વાંધા રજુ કરવામાં આવે છે, તેમાંના એકેયને હું વાસ્તવિક ગણતો નથી; પણ મેં એના સંબંધની વાંધા–અરજી ઉપર એટલા કારણસર સહી કરી હતી કે મારા સ્વદેશબંધુઓ એવા મૂર્ખ છે કે જો લશ્કર અને નૌકા ખાતાના માણસો તેમને ભડકાવી મૂકે, અને તેમની લડાયક વૃત્તિને ઉશ્કેરે; તો એનું પરિણામ એ આવે કે લોકો લશ્કરમાં અને નૌકાસૈન્યમાં વધારો કરવાની માગણી કરે. એમણે એક દાખલો આપી જણાવ્યું કે,એક વખત લોકો એટલા બધા ભડકી ગયા હતા કે કિલ્લેબંધી મજબૂત કરવા પાછળ લાખો પૌંડનો ખર્ચ કરવામાં આવ્યો,પણ પાછળથી એ બધું નકામું માલમ પડયું.

એક દિવસ અમે ગ્રાન્ડ હૉટેલમાં ટ્રફાલ્ગર સ્કવૅર તરફની ઓરડીઓમાં બેઠા હતા, એટલામાં લાઇફગાર્ડની ટુકડી ત્યાં થઇને પસાર થઈ. તે ઉપરથી અમારી વચ્ચે નીચે મુજબની વાતચીત થઈ.મેં કહ્યું:–" મિ. સ્પેન્સર ! હું જ્યારે લોકોને લશ્કરી સિપાઇઓના પોષાકમાં સજ્જ થયેલા જોઉં છું, ત્યારે મને ખેદ અને ગુસ્સો થયા વગર રહેતો નથી, કે ઓગણીસમા સૈકામાં પોતાને સુધરેલી કહેવરાવતી કોમમાંથી માણસોના જીવ લેવાના અમોઘ ઉપાય શોધી કાઢવાનો પ્રયાસ કરવાનો ધંધો પસંદ કરનારા માણસો હજી પણ મળી આવે છે. "

તેમણે કહ્યું:–" મને પણ તેવીજ લાગણી થાય છે; પણ હું મારા ગુસ્સાને કેવી રીતે દાબી દઉં છું, તે હું તમને જણાવું. જ્યારે જ્યારે મારામાં ગુસ્સાનો મનોવિકાર ઉત્પન્ન થતો મને સમજાય છે, ત્યારે ત્યારે એમર્સનની નીચેની વાત યાદ લાવી હું શાંત થાઉં છું:–ગુલામીના વેપારની વિરુદ્ધ ભાષણ કરવા માટે તેને ફેન્યુઇલ હૉલમાંથી તિરસ્કારપૂર્વક હાંકી કાઢવામાં આવ્યો, તે ઉપરથી એ ગુસ્સાથી બળી જતો પોતાને ઘેર જતો હતો; દરમિયાન બાગનો દરવાજો ઉઘાડી પોતાના નાના મકાન અને દરવાજાની વચ્ચે ઉગેલાં મોટાં

એલ્મ નામનાં ઝાડનાં ડાળાંની પાર આકાશ તરફ ઉંચે નજર કરતાં તેના જોવામાં તારા આવ્યા. 'વાહ! મારા નાના સાહેબ! આટલા બધા ગરમ કેમ થઇ ગયા છો?' એમ એ તારા એને કહેતા હોય એમ એને સમજાયું." આ સાંભળી મને હસવું આવ્યું, તે ઉપરથી એ પણ હસ્યા; અને મેં એ વાત સંભળાવ્યા બદલ એમનો ઉપકાર માન્યો. જ્યારે જ્યારે મને ગુસ્સો થઇ આવે છે, ત્યારે ત્યારે "મારા નાના સાહેબ, આટલા બધા ગરમ કેમ થઈ ગયા છો?" એ વાકય હું યાદ લાવતો, એટલે ગુસ્સો ઠંડો પડી જતો.

સ્પેન્સરની અમેરિકાની મુલાકાતદરમિયાન ડેલ્મોનિકોના મકાન આગળ તેમના માનમાં મીજલસ કરવામાં આવી હતી. હું તેમને મારી ગાડીમાં બેસાડી ત્યાં તેડી ગયો, પણ ત્યાં પહોંચ્યા પછી સભાજનોને દેખી તેમને સભાક્ષોભ થયો હોય એમ મને સમજાયું. પોતાને જે ભાષણ આપવાનું હતું તેનાજ વિચાર તેમને આવ્યાં કરતા.[1] હું ધારૂં છું કે, ત્યાર પહેલાં કોઈ વખત તેમણે જાહેરમાં ભાષણ આપ્યું નહિ હોય. એમને મોટી દહેશત એ લાગતી હતી કે જે અમેરિકાના લોકોએ મારા કાર્યની પહેલવહેલી કદર કરી હતી, તેમને કંઈપણ લાભ થાય એવું મારા ભાષણમારફતે તેમને મારાથી કંઇપણ કહી શકાશે નહિ. એમણે ઘણી મીજલસોમાં હાજરી આપી હશે, પણ જેમાં આ

---

૧ જે વખતે, મારે બીજા કોઈ પણ વખત કરતાં, શારીરિક અને માનસિક સ્વસ્થતા સાચવી રાખવાની વધારે આવશ્યકતા હતી, એવા એક પ્રસંગે હું અગાઉના બીજા કોઇપણ પ્રસંગ કરતાં વધારે અસ્વસ્થ થઈ ગયો હતો. આ પ્રસંગના સંબંધમાં મારી ડાયરીમાં એવી નોંધ છે કે 'રાત મેં બહુજ ખરાબ રીતે પસાર કરી હતી. ઉંઘ બીલકુલ આવી નહોતી.આખો દિવસ હું મારી ખોલીમાંજ ભરાઈ રહ્યો હતો,'અને હું મૂર્છિત થઈ જઈશ, એવી મને બહુ ધાસ્તી રહેતી હતી. ડેલ્મોનિકોના મકાનમાં મીજલસ હતી, ત્યાં જવાનો સમય જેમ જેમ નજદીક આવતો ગયો, તેમ તેમ મારા ગભરાટમાં એટલો બધો વધારો થતો ગયો કે મેં મારા મિત્રોને કહ્યું કે મને છેલ્લી ઘડીસુધી એક ઓરડીમાં છુપાવી રાખજો કે જેથી હું લોકોનાં ઓળખાણ કરવાની અને મુબારકબાદીઓ સાંભળવાની ધમાલમાંથી બચી જઉં; અને સભાના પ્રમુખ મિ. ઈવર્ટ્સ મને સભામંડપમાં તેડી ગયા ત્યારે મેં તેમને આજીજી કરી કે, તમે મારી સાથે જેમ બને તેમ થોડી વાતો કરજો અને બહુજ ટુંકા જવાબોથી સંતોષ માનજો. આ કસોટીમાંથી પસાર થવાનો મારા મગજ ઉપર જોકે ભારે બોજો હતો, છતાં પરિણામ હું ધારતો હતો તેવું ભયંકર આવ્યું નહિ; અને મિ. ઈવર્ટ્સે પ્રસંગોચિત પ્રશંસાત્મક વ્યાખ્યાન પૂરૂં કર્યું, ત્યારપછી હું મારૂં તૈયાર કરેલું ભાષણ કંઇ પણ મુશીબતસિવાય વાંચી જવા શકિતમાન થયો—જો કે તે બહુ અસરકારક નિવડયું નહોતું.

(સ્પેન્સરની ઑટોબાયોગ્રાફી–પુસ્તક ૨જું, પૃષ્ઠ ૪૭૯)

વખતના જેવા પ્રતિષ્ઠિત અને વિદ્વાન પુરુષો હાજર હોય એવી કોઇ મીજલસમાં ભાગ્યેજ હાજરી આપી હશે. આ મેળાવડો અજબ તરેહનો હતો. ઉત્તમ ઉત્તમ વિદ્વાનોએ તેમની જે પ્રશંસા કરી તે અપૂર્વ હતી, પણ અપૂર્વતાની પરાકાષ્ઠા તો ત્યારે આવી હતી કે જ્યારે હેરી વૉર્ડબીચરે પોતાના ભાષણની સમાપ્તિ કરતાં તેમના તરફ ફરી આ પ્રમાણે કહ્યું:–" મારા ભૌતિક દેહમાટે હું મારાં માતપિતાનો ઋણી છું; પણ મારા માનસિક દેહમાટે હું તમારો ઋણી છું. ખરી કટોકટીના પ્રસંગે કીચડ અને કાદવવાળો પ્રદેશ ઓળંગી જવાનો સહીસલામત માર્ગ બતાવનાર તમેજ હતા; તમે મારા ગુરુ હતા."

આ શબ્દો પૂર્ણ ગંભીરતાપૂર્વક ધીમેથી બોલવામાં આવ્યા હતા. આવી ઉંડી લાગણી પહેલાં કદી મારા જોવામાં આવી નહોતી. ઉપકાર નીચે દબાયલા ઋણી પુરુષના એ ઉદ્દગાર હતા એમ સ્પષ્ટ સમજાતું હતું. ત્યારપછી મિ. બીચરે ઉત્ક્રાન્તિવાદ ( ઈવૉલ્યુશન ) ના સંબંધના પોતાના વિચારો દર્શાવનારી વ્યાખ્યાનમાળા શરૂ કરી. આ વ્યાખ્યાનોની સમાપ્તિ કેવી રીતે થાય છે તેની બહુ ઈંતેજારીપૂર્વક રાહ જોવાતી હતી; કેમકે સ્પેન્સરને તેમણે પોતાના ગુરુતરીકે સ્વીકાર્યા હતા, તેથી ધર્મસમાજનાં મંડળોમાં બહુ ચર્ચા ઉભી થઇ હતી. મને જો બરાબર યાદ હોય તો છેવટના લેખમાં તેમણે એમ પ્રતિપાદન કર્યું હતું કે, જો કે હું ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદને અમુક હદસુધી સ્વીકારૂં છું, તોપણ હું એમ માનું છું કે મનુષ્ય જ્યારે મનુષ્યતરીકેની ઉંચામાં ઉંચી પાયરીએ પહોંચ્યું, ત્યારે જગન્નિયંતાએ એનામાં પોતાના ઈશ્વરી અંશ ( હોલી સ્પિરિટ )નો સંચાર કર્યો અને તેમ કરી તેને તેણે દૈવી મંડળમાં લઇ લીધું. પોતાના ઉપરની ટીકાનો-તેમનો જવાબ આ પ્રમાણેનો હતો:–

સ્પેન્સર યાંત્રિક કરામતોના સંબંધમાં ઘણો રસ લેતો. મારી સાથે અમારા કારખાનાંની મુલાકાત લેતાં તેમાં દાખલ કરવામાં આવેલી નવી નવી હિકમતો જોઇ તેમના ઉપર ભારે અસર થઇ હતી; અને પાછલાં વર્ષોમાં એ હિકમતોને ઉદ્દેશીને બોલતાં તે એમ જણાવતા કે અમેરિકાના લોકોની શોધક બુદ્ધિ અને સાહસવૃત્તિના સંબંધમાં મેં જે અટકળ બાંધી હતી તે એ હિકમતોએ ખરી પૂરવાર કરી છે. અમેરિકામાં એમનો જે સત્કાર થયો હતો તેથી એમને ઘણો સંતોષ થયો હતો એમ સ્પષ્ટ સમજાતું હતું.

દરિયો દેખી એમને ઘણી શાંતિ મળતી, તેથી સમુદ્રની ઝાંખી હમેશાં થયાં કરે એ હેતુથી એ બ્રાઇટન રહેવા ગયા, ત્યાર પછી હું પણ જ્યારે જ્યારે ઇંગ્લાંડ જતો, ત્યારે ત્યારે તેમને મળી આવ્યા વગર રહેતો નહિ. એ પ્રત્યેક કાર્યનું અને પ્રત્યેક શબ્દનું–ગમે તેવા ક્ષુલ્લકનું પણ–કાળજીપૂર્વક

અવલોકન અને સમીક્ષણુ કરતા. દરેક કાર્યમાં તે પોતાના અંતઃકરણના અવાજને અનુસરીનેજ ચાલતા. એ ધાર્મિક બાબતોનો તિરસ્કાર કરતા નહિ; પણુ ધાર્મિક શિષ્ટાચારને માટે તેમને લેશ પણુ માન નહોતું. એ એમ માનતા કે તેને લીધે મનુષ્યની પ્રગતિ અટકી પડે છે. પાપ અને પુણ્યની પ્રાપ્તિના સિદ્ધાંતના સંબંધમાં એ એમ કહેતા કે એ તો બહુ અધમ જીવોને સારે માર્ગે દોરવાની લાલચ આપવા સમાન છે, છતા ધર્મશાસ્ત્રોના સિદ્ધાંતોની અવગણુના કરવામાં તે ટેનિસનના જેટલી હદે કદી ગયા નથી.

સ્પેન્સર એક શાંત તત્ત્વજ્ઞાની હતો. હું માનું છું કે બચપણુથી માંડીને તે વૃદ્ધાવસ્થામાં જીવનયાત્રા પૂરી થતાં સુધીમાં તેમણે એકપણુ અનીતિમય કૃત્ય કર્યું નથી; તેમ કોઇપણુ મનુષ્ય પ્રાણીને અન્યાય કર્યો નથી. સર્વ કામમાં તે સંપૂર્ણ ઇમાનદારીથી અને ન્યાયી દૃષ્ટિથી વર્તતા.

શાશ્વત સુખને માટે જે સત્ય અને એકનિષ્ઠાની આવશ્યકતા છે,તે ધર્મના સંપ્રદાયોએ પ્રતિપાદન કરેલા સિદ્ધાંતો મારફતે મળી રહે છે, એવી શ્રદ્ધા ધરાવનારા ધર્મિષ્ઠ પુરુષોની વચમાં ઉછરેલા ઘણા વિચારશીલ યુવકોની પાછળથી એ સિદ્ધાંતો ઉપરથી શ્રદ્ધા ઉડી જાય છે. તેમની બુદ્ધિનો વિકાસ અમુક હદસુધી થયો હોય છે, ત્યાંસુધી તો તેઓ એમ માને છે કે જેમની પાસેથી આપણે શિક્ષણુ લેવાનું છે અને જેમને પગલે આપણે ચાલવાનું છે, તેવા આપણી આસપાસના ઉત્તમ અને ઉંચા માણસો જે વાત માનતા હોય તે આપણે માનવીજ જોઇએ. એના ઉપર જો જરાપણુ અશ્રદ્ધા ઉત્પન્ન થવા લાગે તો એમને એમ લાગે છે કે સેતાન આપણુને અવળે રસ્તે ચઢાવવા મથે છે, તેથી જો આપણે શ્રદ્ધા નહિ રાખીએ તો જરૂર તે આપણુને ફસાવશે; પણુ ક્રમભાગ્યે એમને એવો અનુભવ થતો જાય છે કે સર્વ સ્થળે શ્રદ્ધા આવીને ખડી થતી નથી. તેઓ એમ ધારે છે કે મનુષ્યનાં મૂળ પુરુષોએ જે પાપ કર્યું હતું, તેને લીધેજ અમારી શ્રદ્ધા શિથિલ થતી જાય છે. આથી તેમને એમ લાગે છે કે અમારો વિનાશ ચોક્કસ છે;બીજા પતિત જીવોના જેવીજ અમારી દશા થવાની છે. ઇશ્વરના માનીતા જીવોના વર્ગમાં અમારી ગણુના થવી અસંભવિતજ છે, કેમકે જેઓ ધર્મોપદેશકો હોય, અગર ચુસ્ત ધાર્મિક પુરુષો હોય તેજ એ વર્ગમાં દાખલ થવાને પાત્ર ગણાય છે.

આથી તેઓ બીજાના જેવા ધાર્મિક દેખાવાનો ડોળ કરે છે. બહારથી તેઓ અમુક સંપ્રદાયના તમામ સિદ્ધાંતો માનતા હોય એવો દેખાવ રાખે છે, પણુ એમના સંશય નિર્મૂળ થયેલા હોતા નથી. જો એ યુવક બુદ્ધિશાળી અને સદાચરણી હોય તો એકજ પરિણામ આવી શકે અને તે કાર્લાઇલના સંબંધમાં

બન્યું હતું તેવું. કેટલાંય અઠવાડીઆંસુધી આવા પ્રકારની માનસિક વ્યથા અનુભવ્યા પછી તેણે આખરે પોતાનો નિર્ણય જાહેર કર્યો કેઃ—"જો આ વાતો ના માની શકાય એવી હોય, તો ઇશ્વરને ખાતર, એનું ભોપાળું બહાર પાડી દેવું જોઇએ." આ નિશ્ચય થતાં સંશય અને ભીતિનો બોજો હમેશને માટે નાબુદ થયો.

હું અને મારા ત્રણ ચાર ગોઠીઆ પણ આવા અનુભવમાંથી પસાર થયા હતા. સદ્‌ભાગ્યે 'ધી ડેટા ઑફ્ એથીક્સ' 'ફ્રસ્ટ પ્રિન્સિપલ્સ' 'સોશીઅલ સ્ટેટીક્સ,' 'ધી ડીસેન્ટ ઑફ્ મેન' એ વગેરે ડાર્વિન અને સ્પેન્સરના ગ્રંથો મારે હાથ આવી ચઢ્યા. માણસ જેટલો માનસિક ખોરાક પોતાને પથ્ય હોય છે એટલો પચાવી જાય છે—જેટલો હિતાવહ હોય છે, તેટલો રાખી લે છે અને જેટલો હાનિકારક હોય છે તેટલાનો ત્યાગ કરે છે, એ વિચારશ્રેણીનું પ્રતિપાદન કરનારા ફકરા મારા વાંચવામાં આવતાં, મારા અંતઃકરણમાં ઉજાશ થઇ ગયો અને મને સઘળું સ્પષ્ટ સમજાવા લાગ્યું. મેં ધાર્મિક સિદ્ધાંતોનો ત્યાગ કર્યો; એટલુંજ નહિ, પણ વધારામાં ઉત્ક્રાન્તિવાદનું રહસ્ય મને સમજાયું. "સઘળું સારૂં છે, કેમકે સઘળુંવધારે સારા થવાનો પ્રયાસ કરી રહ્યું છે, (ઑલ ઈઝ વૅલ સીન્સ ઑલ ગ્રોઝ બૅટર) એ મારો મુદ્રાલેખ થયો. તેમાંથી મને ખરૂં સાંત્વન મળવા લાગ્યું. માણસ અધોગતિએ જવાને સર્જાયલું નથી, પણ તે અધમ અવસ્થામાંથી ઉન્નત સ્થિતિએ પહોંચ્યું છે. કયી સ્થિતિએ પહોંચવાથી તે સંપૂર્ણતાની ટોચે પહોંચ્યુંકહેવાય, એની કોઇનાથી કલ્પના કરી શકાય એમ નથી. એનું પ્રકાશ તરફ ફરેલું છે, એ પ્રકાશમાં ઉભું છે અને એની દષ્ટિ ઉંચી છે.

મનુષ્યસૃષ્ટિ એક યંત્ર જેવી છે, તે સ્વાભાવિક રીતેજ જેટલું હિતાવહ છે તેટલાનો સંગ્રહ કરે છે અને જેટલું હાનિકારક એટલે અનિષ્ટ છે તેટલું ફેંકી દે છે. આપણે એમ માની લેવું જોઇએ કે જો ઇશ્વરની મરજી હોત તો તે આ જગતને અને મનુષ્યને સંપૂર્ણ (દુઃખ અને દુષ્ટતામાંથી મુક્ત)બનાવત; પણ જોકે તેણે તેમ નથી કર્યું છતાં તેણે મનુષ્યને અધોગતિએ જવાને બદલે ઉન્નત અવસ્થાએ પહોંચવાની શક્તિ આપેલી છે. જૂના અને નવા કરારનાં ધર્મશાસ્ત્રો, બીજા દેશોનાં ધર્મશાસ્ત્રોની માફક, ભૂતકાળની તવારીખતરીકે, અને તેમાંથી જેટલું સારૂં શીખવાનું મળે, તેટલા પૂરતાં, કાયમ રહેશે. બાઈબલના જૂના લેખકોની માફક આપણે આ જીવનઅને તેનાં પ્રાપ્ત કર્તવ્યોનોજ વિચાર કરવાનો છે. મહાન ઉપદેશક અને સંતપુરુષ કૉન્ફ્યુસિયસ કહે છે તેમ, 'હવે પછીની દુનિયાની ભાંજગડમાં નહિ પડતાં આ દુનિયાનાં પ્રાપ્ત કર્તવ્યોનું બરાબર પાલન કરવું, એમાંજ ખરૂં શાણપણ રહેલું છે.' આપણને જ્યારે બીજી દુનિયામાં લઈ જવામાં—મૂકવામાં આવશે, ત્યારે આપણે તે દુનિયાનો અને તેના

અંગનાં કર્તવ્યોનો વિચાર કરીશું.

આ અગમ્ય,ગૂઢ,અવ્યક્ત સૃષ્ટિમાં આપણે સૂર્ય ઉપરની ધૂળના એક રજકણ જેવા છીએ—અરે એવડા પણ નથી. એવો વિચાર આવતાં હું થાકીને પાછો હઠું છું. મને માત્ર એકજ સત્ય પ્રતીત થાય છે; અને તે ફ્રૅંકલિને વ્યક્ત કર્યું છે. "મનુષ્યજાતિની સેવા એ ઇશ્વરની સર્વોત્તમ પૂજા છે" આવી માન્યતા રાખ્યા છતાં પણ જીવાત્માના અમરત્વની અમર આશાનો લોપ થતો નથી. પુનર્જન્મને પ્રાપ્ત થઇ નવું જીવન જીવવાની સ્થિતિમાં મૂકાવું એ હાલનું જીવન જીવવા માટે જન્મવાના કરતાં વધારે અદ્દભુત ઘટના નથી. આ જીંદગી ઉત્પન્ન કરવામાં આવી છે તો પછી બીજી ઉત્પન્ન કરવામાં આવે, એમાં શી મોટી વાત છે ? એટલે જીવાત્મા અમર છે એવી આશા રાખવા માટે સંગીન કારણ છે. ત્યારે આપણે એવી આશા શામાટે ના રાખીએ ?"





# પ્રકરણ ૨૬ મું

## બ્લેઇન અને હેરિસન



જેવી રીતે માણસ કેવો છે તે એના સોબતીઓ કેવા છે, તેના ઉપરથી સમજાય છે, તેવી રીતે એ કેવી વાતો કહે છે, તેના ઉપરથી પણ સમજાય છે. વાતો કહેવામાં બ્લેઇન એક્કો હતો. એ એક મોજીલો ખુશમિજાજી માણસ હતો અને દરેક પ્રસંગને ઉચિત સચોટ વાતોનો તેની પાસે ભંડાર હતો.

બ્લેઇને યૉર્કટાઉનમાં જે ભાષણ કર્યું હતું, તે બહુ વખણાયું હતું. તેમાં અંગ્રેજીભાષા બોલનારી કોમની બે શાખાઓ વચ્ચે જે એખલાસભર્યો સંબંધ બંધાતો હતો, તેના તરફ ખાસ લક્ષ દોરવામાં આવ્યું હતું અને છેવટે તેમાં એવી આશા બતાવવામાં આવી હતી કે એ બે પ્રજાઓ વચ્ચેનો સદ્‌ભાવ અને સંપ ઘણાં સૈકાંસુધી ટકી રહેશે. આ ભાષણ મને પ્રથમ વાંચી સંભળાવવામાં આવ્યું હતું, ત્યારે એમાંનો 'ઘણાં' શબ્દ મને ખુંચ્યો, તેથી મેં કહ્યું:– "મંત્રીજી, આમાંથી એક શબ્દ બદલી નાખવાની મારી સુચના તમે માન્ય રાખશો? 'ઘણાં' શબ્દ મને ગમતો નથી. 'તમામ' શબ્દ શામાટે નથી મૂકતા?"

"બરાબર છે, એ શબ્દજ યોગ્ય છે."

આ ઉપરથી ભાષણમાં "'તમામ' સૈકાંસુધી". એમ કહેવામાં આવ્યું હતું.

યૉર્કટાઉનથી અમે પાછા ફર્યા તે રાત અત્યંત ખુશનુમા હતી; અને અમે વહાણના તુતક ઉપર બેઠા હતા અને લશ્કરી વાજાં વાગી રહ્યાં હતાં તે વખતે સંગીતની અસર કેવી થાય છે, એ વિષય ઉપર અમે ચર્ચા કરવા લાગ્યા. બ્લેઇને કહ્યું કે:–"પ્રેસિડન્ટ ગાર્ફિલ્ડની પાયદસ્ત વખતે હાલનાજ બૅન્ડે (સ્વીટ બાય ઍન્ડ બાય)થી શરૂ થતું જે ગાયન ગાયું (વગાડ્યું) હતું, એ મને અતિશય પ્રિય છે અને તે વખતે એ ગાયન સાંભળી મારા ઉપર જેવી અસર થઈ હતી તેવી મારી આખી જીંદગીમાં બીજી કોઇ વખત થઇ નહોતી. આજ

પણ સૂવામાટે ઉઠતી વખતે એજ ગાયન ગવરાવો તો ઘણું સારું." ગ્લૅડસ્ટન અને બ્લેઇન બન્નેને સાદું સંગીત બહુ પ્રિય હતું.

અમેરિકાની કૉંગ્રેસ ( રાષ્ટ્રીય મહાસભા )માં તેમના સાંભળવામાં આવેલાં ભાષણોમાં સૌથી વધારે અસરકારક ભાષણ કોનું હતું, એવા મારા પ્રશ્નના જવાબમાં તેમણે પેન્સિલ્વેનિયાના માજી જર્મન ગવર્નર રિટરનું નામ આપ્યું. દેશના અંદરના ભાગમાં મીઠું પાણી પૂરું પાડવા માટે નાણાં મંજુર કરવાના પહેલા બીલ( કાયદાના ખરડા )ના સંબંધમાં કૉંગ્રેસ વિચાર ચલાવતી હતી. સભા બે મતમાં વહેંચાઈ ગઇ હતી. કાયદાના સાંકડા શબ્દાર્થ મુજબ આ કાર્ય બંધારણવિરુદ્ધનું હતું, કેમકે ખારા સમુદ્રને કાંઠે આવેલાં બંદરોજ સંયુક્ત રાજસત્તા ( ફેડરલ ગવર્નમેન્ટ )ની સત્તા નીચે હતાં. બે પક્ષ વચ્ચેની તકરારે બહુ ગંભીર સ્વરૂપ પકડયું હતું અને પરિણામ અનિશ્ચિત હતું; એટલામાં સભાની અજાયબીવચ્ચે ગવર્નર રિટર પહેલવહેલાજ ભાષણ કરવા ઉભા થયા. એકદમ સઘળે શાંતિ પ્રસરી. જેમણે આજસુધી કોઈ વખત મહાસભામાં ભાષણ કર્યું નથી, તે જર્મન માજી ગવર્નર શું કહેવા માગતા હશે? માત્ર આટલુંજ:-"પ્રમુખ મહાશય! બંધારણનાં વિગતોનું મને બહુ જ્ઞાન નથી, પણ આટલું તો હું જાણું છું કે જે બંધારણ ખારા પાણીની માફક મીઠા પાણીના પ્રવાહને પણ ન ખેંચી લાવે, તેને માટે હું એક ખોટો સેન્ટ ( ફુટી બદામ )પણ ન આપું." આખી સભા ખડખડ હસી પડી અને ખરડો પસાર થયો.

આ નવો વહીવટ આ પ્રમાણે પડયો અને તેમ થવાથી સરકારી નાણાં પ્રજાના હિતને માર્ગે ખર્ચવાની છૂટ થઇ, તથા જમીનના અને ખુશ્કીના લશ્કરના અંગના ઇજનેરોને માટે કામ નીકળ્યું. સરકાર તરફથી બીજા કોઇપણ કાર્ય પાછળ ખર્ચવામાં આવતાં નાણાંનો આવો સારો બદલો મળતો નથી. વધતી જતી વસ્તીની જરૂરીઆતોને પહોંચી વળવા માટે આપણા રાજ્યબંધારણમાં આ પ્રમાણે સુધારાવધારા થતા રહે છે. હાલના જમાનાના લોકોને બંધારણનો અર્થ કરવાની છૂટ રહેતી હોય, તો એ બંધારણ ઘડનાર ગમે તે હોય તેની ફિકર નથી.

બ્લેઇનની અનેક ઉત્તમ વાતોમાંથી જો કોઈપણ વાતને સર્વોત્તમ કહી શકાય એમ હોય તો તે નીચેની છે.

ગુલામીના વેપારની જે વખતે છૂટ હતી, તે વખતે ઓહિયો નદીના કાંઠા ઉપર ગેલિપોલિસ નજીક ન્યાયમૂર્તિ ફ્રેંચ નામનો એક નામાંકિત ડૅમોક્રેટ રહેતો હતો. તેણે પોતાના મિત્રોને કહ્યું કે નદી ઓળંગી સામે કાંઠે નાસી છૂટનારા પહેલા હબસીને તમે મારી પાસે લાવજો. એ લોકો નાસી જવાનું શાથી

પસંદ કરતા હશે, તે એમના ખ્યાલમાં આવી શકતું નહોતું. તેમની સૂચના મુજબ એવા એક હબસીને તેમની પાસે રજુ કરવામાં આવતાં તેમની વચ્ચે નીચે મુજબના સવાલ જવાબ થયાઃ-

ન્યાયાધીશઃ-તું કેન્ટકીમાંથી નાસી છૂટયો છે નહિ વારૂ ? હું ધારૂં છું કે તારો શેઠ ખરાબ હશે. "

ગુલામઃ-" ના, નામદાર! મારો શેઠ અત્યંત ભલો અને માયાળુ છે. "

ન્યાઃ-" એ તારી પાસે સખત કામ લેતો હશે ? "

ગુઃ-" ના જી, મારી આખી ઉંમરમાં કોઇ વખત મેં ગજાઉપરાંતનું કામ કર્યું નથી. "

ન્યાઃ-(અચકતાં અચકતાં) એ તને પેટપૂરતું ખાવાનું નહિ આપતો હોય ? "

ગુઃ-" કેન્ટકમાં પેટ પૂરતું ખાવાનું નહિ ? શી વાત કરો છો ? ખાવાનું પુષ્કળ મળતું હતું. "

ન્યાઃ-" એ તને પહેરવાનાં લૂગડાં સારાં નહિ આપતો હોય ? "

ગુઃ-" નાજી, મને પૂરતાં લૂગડાં મળતાં હતાં. "

ન્યાઃ-" તને રહેવા માટે સગવડભરેલું મકાન નહિ મળ્યું હોય ? ".

ગુઃ-" અરે, નામદાર ! એ મારૂં સુંદર નાનું લાકડાનું ઘર મને યાદ આવે છે, ત્યારે મને રડવું આવે છે. "

ન્યાઃ-(થોડું થોભ્યા બાદ) " તારો શેઠ ભલો અને માયાળુ હતો, તારે ગજા ઉપરાંતનું કામ કરવું પડતું નહોતું, ખાવાનું પુષ્કળ હતું, પહેરવાનું પૂરતું મળતું, સુંદર મકાન હતું; ત્યારે તારે શામાટે નાસી જવું પડયું, તે મારાથી સમજાતું નથી. "

ગુઃ-" જુઓ નામદાર, એ મારી જગ્યા મેં ખાલી રાખી છે, તમે જઇને તરત તે લઇ લો. "

ન્યાયાધીશની આંખો આગળનાં પડળ તરત ખસી ગયાં.

" સ્વતંત્રતામાં એટલું બધું સુખ રહેલું છે કે તેનો સ્વાદ ગુલામો ગમે એટલા સંતોષી અને સુખી હોય છતાં કદી ચાખી શકતા નથી."

અનેક હબસી લોકો સ્વતંત્રતાની ખાતર પોતાનું સર્વસ્વ જોખમમાં નાખતા, એજ બતાવી આપે છે કે તેઓ ધીમે ધીમે પણ ચોકસપણે શહેરીઓતરીકેના હક સંપાદન કરતા જશે અને આખરે સમાનતા પ્રાપ્ત કરશે.

ફ્લેઇન અમારી સાથે કલનીમાં રહ્યો હતો, તેટલો વખત એને ઘણો આનંદ થયો હતો. એને ફરીથી બચપણ પ્રાપ્ત થયું હતું, અને અમે સઘળા સાથે

ગમ્મત કરતા. એણે અગાઉ કદી માછલાં પકડવાની કોશીશ કરી નહોતી, તેથી હું જ્યારે એને લૉક લૅગન ઉપર શિકાર માટે તેડી ગયો, ત્યારે એણે અત્યંત કઢંગી રીતે શરૂઆત કરી, પણ આખરે એને માછલાં પકડવાની રીત આવડી ગઇ. એણે પહેલું માછલું પકડયું, તે વખતનો એનો આનંદ હું કદી વિસરી શકનાર નથી.

"મારા મિત્ર! તેં મને આનંદ પ્રાપ્તિનો એક નવો માર્ગ સુઝાડ્યો છે. મેઈનમાં સેંકડો સરોવરો છે, એટલે હવેથી હું મારા તહેવારના દિવસો એ સરોવરો ઉપર માછલાંનો શિકાર કરવામાં ગાળીશ.

કલનીની આગળ જુન માસમાં રાત હોતી નથી; એટલે અમે સંધ્યાના ઝાંખા પ્રકાશમાં મોડાસુધી મેદાનમાં નૃત્ય કરતા. બ્લેઇન અને તેમનાં પત્ની, મિસ ડૉજ્જ અને બીજા મેમાનો હાઇલૅન્ડરોની માફક નૃત્ય કરતાં અને એ રીતે બે અઠવાડીઆં અમે ખૂબ ગમતમાં પસાર કર્યાં. પાછળથી મેં અમારા ન્યુયૉર્ક-વાળા મકાનમાં અમારા કલનીવાળાં મહેમાનોને ખાણું આપ્યું હતું તે વખતે બ્લેઇને મંડળીમાં જાહેર કર્યું હતું કે ખરો તહેવારનો દિવસ કોને કહેવાય તે મને કલનીમાં સમજાયું હતું. " છેક ક્ષુલ્લક બનાવો જ્યારે જીવનના ગંભીર પ્રસંગો બને છે, ત્યારેજ તહેવારની ખરી મોજ માણી શકાય છે. "

ઈ૦ સ૦ ૧૮૮૮ માં બ્લેઇન જ્યારે અમારી સાથે ઘોડાગાડીની સફરમાં હતો, તે વખતે તેને પ્રેસિડંટના હોદ્દામાટે હેરિસનની ઉમેદવારીના સમાચાર મળ્યા હતા. બ્લેઇન અને તેમની પત્ની તથા પુત્રી માર્ગરેટ, સિનેટર મિ. હેલ અને તેમની પત્ની, મિસ ડોજ્જ અને વૉલ્ટર ડૅમરોસ્ક, એ બધાં લંડનથી કલની કેસલસુધી અમારી સાથે ઘોડાગાડીમાં હતાં. એડિનબરોથી નીકળી લિન્લિથ્ગો પહોંચતાં એ શહેરના કોટવાળ અને માજીસ્ટ્રેટોને અમે હૉટેલ આગળ અમારો સત્કાર કરવા સજ્જ થઈ ઉભેલા જોયા. હું એમની સાથે દિવાનખાના-માં બેઠો હતો, તે વખતે બ્લેઇન પોતાના હાથમાં એક તાર લઈ મારી પાસે આવ્યો અને તે મને બતાવી એની મતલબ મને પૂછવા લાગ્યા. તારની ભાષા છુપી સંજ્ઞાવાળી હતી; અને તે ચિકાગો ખાતેથી સિનેટર એલ્કિજન્સ તરફથી મૂકવામાં આવ્યો હતો. બ્લેઇને પહેલાં તાર કરી જણાવ્યું હતું કે ઓહિયોવાળો સેક્રેટરી શર્મન સંમત ન હોય, તો મારે પ્રેસિડંટના હોદ્દામાટે ઉમેદવારી કરવી નથી. એલ્કિન્સે છુપીભાષા એટલા માટે વાપરી હતી કે તાર ખરી રીતે બ્લેઇનના હાથમાં આવે અને બીજો કોઈ એનો દુરુપયોગ ન કરી શકે; અને જવાબ પણ એ ભાષામાં માગ્યો હતો. મેં બ્લેઈનને કહ્યું કે આપણે અમેરિકાથી ઉપડ્યા ત્યાર અગાઉ એલ્કિન્સ મને મળ્યો હતો અને તેણે એવી

સૂચના કરી હતી કે, મુખ્ય ઉમેદવારોનાં નામ માટે આપણે સંજ્ઞાઓ નક્કી કરવી. તે ઉપરથી મેં કેટલાંક નામ માટે સંજ્ઞાઓ નક્કી કરી આપી હતી અને તેની નકલ એક ચબરકી ઉપર કરી રાખી તે મારી નોંધપોથીમાં મૂકી રાખી હતી. સદ્ભાગ્યે એ ચબરકી મને મળી આવી. બ્લેઇનની સંજ્ઞા 'વિકટર' ની હતી; હેરિસનની, 'ટ્રમ્પ' ની અને ન્યુજર્સીના ફેલ્પ્સની 'સ્ટાર'ની હતી. મેં 'ટ્રમ્પ' અને 'સ્ટાર' માટે તાર કર્યો. આ બધું સાંજે બન્યું.

રાતે અમે સૂઈ રહ્યા અને સવારમાં ઉઠયા ત્યારે તો આખો ધોરી રસ્તો અને મહેલનું ચોગાન ધજાપતાકાથી સુશોભિત કરી નાખેલું અમારા જોવામાં આવ્યું. શહેરના તમામ અધિકારીઓ ભપકાબંધ પોશાકમાં સજ્જ થઇ રસ્તામાં ઉભા રહેલા હતા. અમારો સત્કાર કરનારાં ભાષણો થયાં અને તેમના જવાબ અપાયા. પછી લોકોની માગણી ઉપરથી બ્લેઇને પણ ટુંકું ભાષણ કર્યું. તેજ વખતે એક તાર તેમના હાથમાં મૂકવામાં આવ્યો. તેમાં જણાવ્યું હતું કે, હેરિસન અને મૉર્ટનની ઉમેદવારી મંજુર રાખવામાં આવી છે. ફેલ્પ્સે ઉમેદવારતરીકે બહાર પડવા ના પાડી હતી. આ પ્રમાણે મોટામાં મોટો રાજકીય હોદ્દો ભોગવવાની તક બ્લેઇનના હાથમાંથી હમેશને માટે સરી ગઇ.

હૅરિસનના પ્રધાનમંડળમાં સ્વદેશખાતાના પ્રધાનતરીકેનો બ્લેઇનનો કારભાર સંપૂર્ણ રીતે ફતેહમંદ નિવડયો હતો; અને પાન–અમેરિકન કૉંગ્રેસ એ એની ઉજ્જવળ ફતેહ હતી. મેં કોઇપણ રાજકીય હોદ્દો ભોગવ્યો હોય તો તે આ કૉંગ્રેસમા યુનાઇટેડ સ્ટેટ્સ તરફના પ્રતિનિધિતરીકેનો હતો. આને લીધે મને દક્ષિણ અમેરિકાનાં રાજતંત્રોનો તથા તેમના અનેક પ્રશ્નોનો પુષ્કળ અનુભવ મળ્યો. બ્રાઝિલસિવાયનાં સઘળાં પ્રજાસત્તાક રાજ્યના પ્રતિનિધિઓ એકઠા બેસતા. એક દિવસ એવું જાહેર કરવામા આવ્યું કે, નવું બંધારણ મંજુર રાખવામાં આવ્યું છે અને તેની રૂઇએ બ્રાઝિલ પણ તેમાં સામેલ થયું છે. એ રીતે તે વખતે ૧૭ રાષ્ટ્રો એકત્ર થયાં હતાં–હાલ ૨૧ છે. બ્રાઝિલના પ્રતિનિધિઓને આ પ્રમાણે ઉંચો દરજ્જો પ્રાપ્ત થતાં તેમને અંતઃકરણપૂર્વકનું અભિનંદન આપવામાં આવ્યું અને સર્વત્ર ખુશાલી પ્રસરી; પણ દક્ષિણનાં રાષ્ટ્રો યુનાઇટેડ સ્ટેટ્સની મુરાદના તરફ કંઇક શંકિત દૃષ્ટિથી જોતાં હોય એમ મને સમજાયું. તમામ રાજ્યોને સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવવાની ઉમેદ હતી અને તેમની તેવી લાગણીને માન આપવાની અમારી ચોખ્ખી ફરજ હતી. અમે તો જો કે તેમ કરી શકયા હતા, પણ હવે પછીની સરકારે આપણા દક્ષિણના પડોશીઓની રાષ્ટ્રીય લાગણીને માન આપવાની કાળજી રાખવી જોઇશું. આપણે તેમના ઉપર અધિકાર ભોગવવાની લાલસા રાખવી નહિ, પણ સંપૂર્ણ

સમાનતાના નાતાથી ઐચ્છિક અને મિત્રતાભરેલા સહકારની અપેક્ષા રાખવી જોઇએ.

મેન્યુઅલ કિવન્ટાના જે પાછળથી આર્જેન્ટિનાનો પ્રેસિડંટ થયો હતો, તેની પાસે હું બેઠો હતો. સભાના કામકાજમાં તે બહુ રસ લેતો હતો; પણ એક દિવસ એક નજીવા મુદ્દાના સંબંધમાં એણે બહુ રકઝક કરવા માંડી તેથી તેની અને સભાપતિ બ્લેઇનની વચ્ચે ગરમાગરમ ચર્ચા ચાલી. હું ધારું છું કે એનું મૂળ એક ભાષામાંથી બીજી ભાષામાં ભૂલભરેલો તરજુમો કરવામાં રહેલું હતું. હું ઉઠીને ચુપકીદીથી સભાપતિની પાછળ જઈ પહોંચ્યો અને તેના કાનમાં કહ્યું કે જો સભા મુલત્વી રાખવામાં આવે તો મતભેદ દૂર કરી શકાશે. તેણે તેમ કરવા હા પાડી. મેં મારી જગ્યા ઉપર આવી સભા મુલત્વી રાખવાની દરખાસ્ત મૂકી અને તે પસાર થઇ. આ પ્રમાણે મળેલા વખતમાં બેની વચ્ચેનો વિરોધ સંતોષકારક રીતે શમાવવામાં આવ્યો. અમે સભાનું સ્થાન છોડી જવા માટે પ્રતિનિધિઓની પાસે થઇ પસાર થતા હતા, એવામાં એક પ્રતિનિધિએ પોતાનો એક હાથ મારી ગરદને વીંટાળી, બીજા હાથથી મારી છાતી થાબડી પોતાના ખિસ્સા તરફ નજર ફેંકી કહ્યું:–'મિ. કાર્નેગી! તમારી પાસે આના (ખિસ્સાના) કરતાં અહીં (છાતીમાં) વધારે સત્વ રહેલું છે' આપણા દક્ષિણનાં સંસ્થાનોવાળા ભાઇઓ બહુ હેતાળ છે. ગરમ પ્રદેશના લોકોનાં હૃદય પણ ગરમ–સ્નેહાળ હોય છે.

મેં આગળ જણાવ્યું છે તેમ, મેં એલિઘની શહેરને જે હૉલ અને લાઇબ્રેરી અર્પણ કર્યાં હતાં, તે ખુલ્લાં મૂકવાની ક્રિયા કરવા માટે ઇ० સ० ૧૮૯૧ માં પ્રેસિડંટ હૅરિસન મારી સાથે પિટ્સબર્ગ આવ્યા હતા. અમે વૉશિંગ્ટનથી નીકળી દિવસના બાલ્ટિમોર અને ઓહિયો રેલ્વે મારફતે મુસાફરી કરી હતી અને એ પ્રદેશની લીલોતરીવાળાં દશ્ય જોઇ એમને ઘણો આનંદ થયો હતો. અંધારું પડતામાં પિટ્સબર્ગ પહોચતાં ભડકે બળતા કોલસાના ચુલા અને ધુણીના ગોટેગોટ જોઈ એમને ઘણું આશ્ચર્ય થયું. પર્વતની ટેકરી ઉપરથી પિટ્સબર્ગ ઉપર નજર ફેંકતાં એ 'ઢાંકણાવગરના નરક' જેવું દેખાય છે, એ વર્ણન તેમને યથોચિત લાગ્યું. પિટ્સબર્ગની મુલાકાત લેનાર એ પહેલાજ પ્રેસિડંટ હતા. એમના દાદા પ્રેસિડંટ હૅરિસન ચુંટણી પછી વૉશિંગ્ટન જતાં આ શહેર આગળ આગબોટમાંથી ઉતરી ખાડીના મછવામાં બેઠા હતા.

પ્રેસિડંટની હાજરીને લીધે લાઇબ્રેરી ખુલ્લી મૂકવાના સમારંભમાં ઘણા માણસોનો જમાવ થયો હતો, પણ સઘળુ સમાધાનીથી પસાર થઈ ગયું. એમને અમારૂં પોલાદનું કારખાનું જોવાની ઇચ્છા થવાથી બીજે દિવસે એમને ત્યાં તેડી જઇ બધે ફેરવવામાં આવ્યા હતા. મજુરવર્ગ તરફથી તેમનું સારૂં

સન્માન કરવામાં આવ્યું હતું. ચાલતાં ચાલતાં મેં કારખાનાના દરેક ખાતાના મૅનેજરને બોલાવી પ્રેસિડંટની સાથે ઓળખાણ કરાવ્યું. છેવટે જ્યારે મિ. સ્કવૉલનું ઓળખાણ કરવામાં આવ્યું, ત્યારે તેમણે મારા તરફ ફરી મને પૂછયું:—"મિ. કાર્નેગી! તમે માત્ર છોકરાઓને મારી સમક્ષ રજુ કરો છો એનું કારણ શું છે?"

મેં કહ્યું:—"પણ એ છોકરા કેવી જાતના છે, તે તમે નિહાળ્યું?"

"હા, દરેકે દરેક ચાલાક છે."

તેમનું કથન વાસ્તવિક હતું. દુનિયામાં બીજી કોઇ જગ્યાએ આવાં કામ ઉપર આવા જુવાનીઆ દીઠામાં આવશે નહિ. એ સઘળાને ભાગીદાર બનાવવામાં આવ્યા હતા; પણ તે બદલ તેમને બીલકુલ દામ બેઠા નહોતા, કે નહોતું તેમને કોઇ જોખમમાં ઉતરવું પડયું. નફામાંથી તેમના શૅરની કિંમત વસુલ ન થઈ શકે, તો તેની વતીની તેમને માથે કોઇ જાતની જવાબદારી પડતી નહિ. બીજી સંસ્થાઓમાં 'નોકરો' ને મહેનતાણા આપવામાં આવે છે, તેના કરતાં 'ભાગીદારો' ને આ રીતે શૅર આપવામાં આવે છે, એ વહીવટ જૂદીજ જાતનો છે.

પ્રેસિડંટની એલિધનીની મુલાકાતથી એક લાભકારક પરિણામ આવ્યું. પિટસબર્ગની શહેરસમિતિએ (સીટી કાઉન્સીલે) મને યાદ દેવડાવ્યું કે, મેં પ્રથમ પિટસબર્ગમાં લાઇબ્રેરી તથા હૉલ બાંધી આપવા માટે નાણાં આપવાની ઇચ્છા દર્શાવી હતી; પણ તેનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો અને તે ઉપરથી એલિધની શહેરની માગણી ઉપરથી એ શહેરને એ નાણાં આપવામાં આવ્યાં હતાં. એ લાઇબ્રેરી તથા હૉલ ખુલ્લાં મૂકવાની ક્રિયા પ્રેસિડંટના હાથથી થાય અને પોતાની અવગણના થાય એ પિટસબર્ગથી સહન થઇ શકયું નહિ. તેથી તેના અધિકારીઓએ બીજે દિવસે મારી પાસે આવી મને જણાવ્યું કે, જો તમે પ્રથમની માફક અમને લાઇબ્રેરી તથા હૉલ બાંધી આપો, તો તેના નિભાવખર્ચમાં અમે પ્રથમના કરતાં વધારે ફાળો આપીએ. મને તો આ વાત રુચતીજ હતી અને વળી મેં વધારે વિશાળ યોજના ધારી મૂકી હતી, એટલે મેં બે લાખ પચાસ હજાર ડૉલરને બદલે દશ લાખ ડૉલર આપ્યા. આ રીતે કાર્નેગી ઇન્સ્ટીટયુટની સ્થાપના કરવામાં આવી.

પિટસબર્ગના આગેવાન શહેરીઓ કળાકૌશલ્યનાં કાર્યો પાછળ છૂટથી નાણાં ખર્ચે છે. કેટલાંક વર્ષથી તેમણે કાયમની સંગીત મંડળીની યોજના કરેલી છે—આવી યોજના અમેરિકાનાં તમામ શહેરો પૈકી માત્ર બોસ્ટન અને ચિકાગોમાં છે. પાછળથી ત્યાં પ્રાણિશાસ્ત્રવેત્તા મંડળ તથા ચિત્રશાળા સ્થા-

પવામાં આવ્યાં છે. એક ગંજાવર મકાનમાં લાઇબ્રેરી, કલામંદિર, સંગ્રહસ્થાન અને સંગીતશાળા—એવી ચાર સંસ્થાઓ સુવ્યવસ્થિત કાર્ય કરી રહી છે, એ જોઇ મને ઘણો સંતોષ થાય છે. આજ મારૂં સ્મારક છે, કેમકે મારૂં બચપણ અહીં ગાળવામાં આવ્યું હતું, મારી જીવનયાત્રાની શરૂઆત આ સ્થળેથી થઈ હતી અને આજે પણ હું મારા પ્રિય પિટસબર્ગનો આસક્ત પુત્ર છું.

હર્બર્ટ સ્પેન્સર જ્યારે પિટસબર્ગમાં અમારી સાથે હતા, ત્યારે મેં પિટસબર્ગને લાઇબ્રેરી અર્પણ કરવા ધારેલી તેનો અસ્વીકાર થયેલો એવું તેમના સાંભળ્યામાં આવ્યું હતું. મે જ્યારે બીજી વખત તેવી ઈચ્છા દર્શાવી, ત્યારે તેમણે મને લખ્યું કેઃ—“ તમારી આવી મનોવૃત્તિ સમજી શકાય એવી નથી; હું તો કદી એમ કરૂં નહિ; એવી ઉદારતાને એ લોકો પાત્ર નથી.” મેં જવાબમાં તેમને જણાવ્યું કેઃ—“ ઉપકાર કે કીર્તિની આશાથી જો મેં પિટસબર્ગને પહેલી વખતની બક્ષીસ આપવા ધારી હોત, તો લોકો મારા ઉપર જે આરોપ મૂકે છે કે હું કીર્તિની આશાથી કે મારી યાદગીરી કાયમ રાખવાની દાનતથી પરોપકારનાં કાર્ય કરૂં છું, એ આરોપ ખરા ઠરત; અને મને પણ તમારા જેવીજ લાગણી થાત; પણ જે લોકોની વચમાં રહીને મેં દ્રવ્ય સંપાદન કર્યું હતું, તેમનું કેવી રીતે કલ્યાણ કરવું એજ મારા મનમાં નિરંતર રમી રહેતું હતું. તેથી કરીને તેમના વિચારો ઉન્નત થાય, એવા ઉપાયો યોજી તેમનું કલ્યાણ કરવાની મારી મનોવૃત્તિને એવા આક્ષેપોએ ઉલટી વધારે સતેજ બનાવી હતી.હું દૈવનો આભાર માનું છું કે મેં સ્થાપેલું ઇન્સ્ટીટ્યુટ એ કાર્ય કરી રહ્યું છે. પિટસબર્ગે પોતાનો ભાગ ઉત્તમ રીતે ભજવ્યો છે.





# પ્રકરણ ૨૭ મું

## વૉશિંગ્ટન ખાતાની રાજપ્રકરણી બાબતો



પ્રેસિડંટ હૅરિસન અગાઉ એક સૈનિક હતો અને તેથી પ્રેસિડંટ તરીકે લડાઇ તરફ તેમનું જરા વલણ રહેતું. એમના એ વલણને લીધે એમના કેટલાક મિત્રોના જીવ ઉંચા રહેતા જ્યારે લોર્ડ સૉલ્ઝબરીએ કૅનેડાના દબાણને વશ થ બહેરિંગ સમુદ્રને લગતા પ્રશ્નના સંબંધમાં બ્લેઇને નિકાલ કાઢયો હતો, તે નાકબૂલ રાખ્યો, ત્યારે પ્રેસિડં હૅરિસન સમાધાનાનો માર્ગ પકડવાને બદલે છેવટનાં પગલાં ભરવા તત્પર થા ગયા હતા; પણ આખરે શાંતિ રાખવાની સલાહનો અમલ થયો. તેજ પ્રમાણે દક્ષિણનાં સંસ્થાનોની સામે જાસ્તીનાં પગલાં ભરવાનો પણ તેમણે નિશ્ચય કર દીધો હતો.

જ્યારે ચિલિની સાથે વિરોધ જાગ્યો, ત્યારે થોડો સમય તો પરિણામે લડાઇ વ્હોરવી પડે, એવાં પગલાં ભરતાં પ્રેસિડંટને અટકાવવાનું લગભગ અશક્ય થઇ પડયું હતું. વળી તેમને ગુસ્સો ચઢવાનું અંગત કારણ પણ ઉપસ્થિત થયું હતું, કેમકે તેમના કાયના સંબંધમાં ટીકા કરવામાં ચિલિના અધિકારીઓ વિવેકની મર્યાદા ઓળંગી ગયા હતા. લઢવા તૈયાર થયેલા પક્ષ કારોને બની શકે તો શાંત પાડવાની કોશીશ કરી જોવા હું વૉશિંગ્ટન ગયો, કેમકે પહેલી પાન–અમેરિકન કૉન્ફરન્સના પ્રતિનિધિતરીકે હું દક્ષિણનાં રાજ્યોના પ્રતિનિધિઓને પિછાનતો હતો તથા તેમની સાથે સારો સંબંધ ધરાવતો હતો.

દૈવયોગે શોરહામ હૉલમાં પગ મૂકતાંની સાથે મેં મિસૌરી સ્ટેટવાળા સિનેટર હૅરિસનને જોયો. એ પણ પેલી કૉન્ફરન્સમાં પ્રતિનિધિતરીકે મારા પરિચયમાં આવ્યો હતો. તેણે મારો સત્કાર કરી રસ્તાની સામી બાજુએ આવેલા મકાન તરફ દષ્ટિ કરી મને કહ્યું:—

"પેલા પ્રેસિડંટ તમને ઇશારતથી બોલાવે છે"

રસ્તો ઓળંગી હું તેમની પાસે ગયો; એટલે તેમણે મને પૂછ્યું "અરે કાર્નેગી! તમે ક્યારે આવ્યા?"

"આ ચાલ્યો આવું છું. હું હૉટેલમાં દાખલ થતો હતો ને તમે મને બોલાવ્યો."

"કેમ આવવું થયું છે?"

"તમારી સાથે જરા વાત કરવા."

"આવો, ત્યારે આપણે ચાલતાં ચાલતાં વાત કરીએ."

પ્રેસિડંટે મારો હાથ પકડયો અને સમીસાંજના ઝાંખા પ્રકાશમાં અમે એક કલાક કરતાં વધારે વખત વૉશિંગ્ટનના રસ્તા ઉપર રખડયા. આ વખત દરમિયાન અમારી વચ્ચે જરા ગરમાગરમ વાદવિવાદ ચાલ્યો. મેં એમને કહ્યું કેઃ– "તમેજ પ્રતિનિધિતરીકે મને કૉન્ફરન્સમાં મોકલી આપ્યો હતો; અને જ્યારે દક્ષિણ અમેરિકાના પ્રતિનિધિઓ વિદાય થતા હતા, ત્યારે તમેજ તેમને કહ્યું હતું કેઃ–' મેં તમારા માનમાં જે લશ્કરનું રિવ્યુ ' કરાવ્યું છે, તે અમારી પાસે લશ્કર છે, એવું તમને બતાવવા ખાતર નહિ, પણ અમારી પાસે લશ્કર નથી અને અમારે લશ્કરની જરૂર નથી, એવું તમને બતાવવા ખાતર, કરાવ્યું છે. અમે તમારા સઘળાના વડીલ ભાઇને ઠેકાણે છીએ અને જો આપણી વચ્ચે કંઇ પણ વિરોધ જાગશે, તો તેનો નિકાલ પંચમારફતે કરી લેવામાં આવશે.' આથી કરીને તમે આથી જૂદોજ માર્ગ ગ્રહણ કરવા અને નજીવી તકરારને ખાતર નાનકડા ચિલિ સાથે લડાઇ લડવા તત્પર થયા છો, એ જોઇ મને ખેદ તથા આશ્ચર્ય થાય છે."

"તમે ન્યુયૉર્કના રહીશ છો; એટલે તમને તમારા ધંધા અને ડૉલરો- સિવાય બીજા કશાનો ખ્યાલ નથી. ન્યુયૉર્કના રહીશોની રીત એવીજ છે; રાજ્યની પ્રતિષ્ઠા અને આબરૂની તેમને જરા પણ પરવા હોતી નથી."

"પ્રેસિડંટ સાહેબ! જો લડાઈ જાગે તો, આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં સૌથી વધારે લાભ મનેજ થવાનો છે. મારા કારખાનામાં સૌથી વધારે પોલાદ નીપજતું હોવાથી મને કરોડો ડૉલરની પ્રાપ્તિ થશે."

"કદાચ તમારા સંબંધમાં એ વાત ખરી હશે. આ બીનાનું મને વિસ્મરણ થયું હતું."

"બીજું હું જો લડવાનું મન કરૂં, તો મારા બરોબરીઆનેજ શોધી કાઢું."

"સામું રાજ્ય નાનું હોય, માટે તે તમારી અવગણના કે માનહાનિ કરે તે તમે સહન કરશો?"

"પ્રેસિડંટ સાહેબ! મારી આબરૂને બટ્ટો લગાડનાર મારી જાતસિવાય બીજું કોઇ નથી. ઈજ્જત ઉપર ઘા થાય તે જાતે કરીએ તોજ થાય."

"તમે જાણો છો કે કાંઠા ઉપર ઉતરેલા આપણા ખલાસીઓ ઉપર હુમલો કરવામાં આવ્યો છે અને બેને ઠાર કરવામાં આવ્યા છે; એ તમે દરગુજર કરશો?"

"જુઓ સાહેબ! જ્યારે જ્યારે દારૂ પી છાકટા બનેલા ખલાસીઓ બખેડો કરે, ત્યારે ત્યારે યુનાઇટેડ સ્ટેટસની આબરૂ લેવામાં આવી છે, એમ હું તો ગણું નહિ. બીજું આ ટોળીમાં અમેરિકાના ખલાસીઓ નહોતા. એમનાં નામ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે એ લોકો પરદેશી હતા. મારા હાથમાં સત્તા હોય તો હું તો, જે વખતે શહેરમાં તોફાન ચાલતું હતું અને સુલેહનો ભંગ-થયેલો હતો, તેવે વખતે ખલાસીઓને કાંઠા ઉપર ઉતરવા દેવા માટે, વહાણના કપ્તાનને શિક્ષા કરૂં." અંધારૂં પડી ગયું અને અમે વ્હાઇટ હાઉસ ( પ્રેસિ-ડંટના નિવાસસ્થાન ) ના બારણા આગળ આવી પહોંચ્યા, ત્યાંસુધી વાદ-વિવાદ ચાલ્યો. પ્રેસિડંટે મને કહ્યું કે, આજ મને કોઇને ત્યાં જમવા જવાનું આમંત્રણ મળ્યું છે, પણ આવતી કાલે તમે મારે ત્યાં જમજો. તે વખતે કોઈ બહારનું આવવાનું નથી એટલે આપણે વાતો કરીશું.

મેં કહ્યું:-"આ આમંત્રણથી મારી જાતને મોટું માન મળ્યું, એમ હું સમજું છું.આવતી કાલે હું જરૂર આપને ત્યાં આવીશ." બીજે દિવસે સવાર-માં હું સ્વદેશ ખાતાના પ્રધાન મિ. બ્લેઈનને મળવા ગયો. તે પોતાની બેઠકેથી ઉઠી બન્ને હાથ મારા તરફ લંબાવી બોલ્યો:-"કાલે તમે અમારે ત્યાં જમવા કેમ ન આવ્યા? પ્રેસિડંટ સાહેબે જ્યારે મારી પત્નીને કહ્યું કે, તમે શહેરમાં આવ્યા છો, ત્યારે તેણીએ કહ્યું:-'અરે, કાર્નેગી શહેરમાં આવ્યા છે અને મારે અહીં એક ભાણું પીરસેલું પડી રહ્યું છે. એ અહીં આવ્યા હોત તો કેવું સારૂં?"

મેં કહ્યું:-"હું તમને નથી મળ્યો, એ સારૂંજ થયું છે" એમ કહી મેં પ્રેસિડંટસાથે બનેલો વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો.

તેમણે કહ્યું:-"એ સારૂંજ થયું; નહિ તો પ્રેસિડંટ સાહેબ એમ ધારત કે આપણે બે મળી ગયા છીએ."

આ વખતે બ્લેઇનનો દીલોજાન દોસ્ત અને પ્રેસિડંટનો પણ મિત્ર વેસ્ટ-વર્જીનિયાવાળો સિનેટર ઍલ્કિન્સ ત્યાં આવી ચઢ્યો. તેણે કહ્યું કે, હું પ્રેસિડંટને

મળ્યો, ત્યારે તેમણે મને કહ્યું કે, ચિલિના પ્રકરણના સંબંધમાં કાલે તમારે એમની સાથે વાત થઈ હતી અને તમે જરા તપી જઇને બોલ્યા હતા. તે ઉપરથી મેં કહ્યું:–" જુઓ, પ્રેસિડંટ સાહેબ! મિ. કાર્નેગી મારી સાથે જેટલી છૂટથી બોલે એટલું તમારી સાથે બોલે એ સંભવિત નથી. તેમને એ સંબંધમાં ઘણું લાગી આવ્યું છે, પણ તમારી સાથે બોલવામાં એ સ્વાભાવિક રીતેજ જરા સંકોચ રાખીને બોલે."

પ્રેસિડંટે કહ્યું:–" હું તમને ખાત્રી આપું છું કે તે જરાપણ સંકોચથી બોલ્યા નથી."

મિ. બ્લેઇન સુલેહને ચાહતા હતા, તેથી તેમના પ્રયાસથી એ પ્રશ્નનો નિકાલ સમાધાનીથી લાવવામાં આવ્યો. હું મારી જાતમાહિતી ઉપરથી કહી શકું છું કે,એમણે એકથી વધારે વખત યુનાઇટેડ સ્ટેટ્સને પરદેશો સાથેની તકરારોમાં ગુંચવાઇ પડતું અટકાવ્યું હતું. લોકો એને ધુસણીઓ માનતા,એને લીધે બીજાના કરતાં એ જે છુટછાટ મૂકવાની સલાહ આપે, તે લોકો ખુશીથી સ્વીકારતા.

ખાણા વખતે પાછા મારે પ્રેસિડન્ટ સાથે એ વિષયના સંબંધમા લંબાણથી અને શાંતિપૂર્વક વાત થઇ હતી; પણ એમની તબિયત સ્વસ્થ જણાતી નહોતી. મેં એમને આરામ લેવાની સલાહ આપવાની હિંમત કરી. તેમણે કહ્યું, હું લાંબી મુદતથી એનો વિચાર કર્યાં કરું છું, પણ વડી અદાલતના ન્યાયાધીશ ન્યાયમૂર્તિ બ્રૅડલી ગુજરી ગયા છે અને તેમની જગ્યાએ મારે લાયક માણસ મૂકવો જોઇએ. મેં કહ્યું:–"મારી ભાળમાં એક માણસ છે, પણ હું તેને માટે ભલામણ કરી શકતો નથી; કેમકે અમે બન્ને મિત્રો હોવાથી એકબીજાના સંબંધમાં નિષ્પક્ષપાતી અભિપ્રાય આપી શકીએ નહિ, માટે તમે તપાસ કરજો. એ માણસ પિટ્સબર્ગનો શિરાઝ છે." તેમણે તપાસ કરી એનેજ પસંદ કર્યો. મિ. શિરાઝને બધાના તરફથી ટેકો મળ્યો હતો. પ્રેસિડન્ટ હેરિસની એ માણસ એ જગ્યામાટે સર્વ રીતે લાયક હોવાની ખાત્રી ન થઇ હોત તો મારી અગર બીજા કોઇની ભલામણ કંઇપણ કામમાં ન આવત.

બેહરિંગ સમુદ્રને લગતી તકરારનો સમાધાનીથી નિકાલ કરવામાટે જે શરતો નક્કી કરવામાં આવી હતી, તે લૉર્ડ સૉલ્ઝબરીએ નામંજુર રાખવાથી પ્રેસિડંટ હૅરિસન તેમના ઉપર ગુસ્સે થયા હતા અને તેથી એ પ્રશ્નનો નિકાલ પંચ પાસે કરાવી લેવાની સામી માગણીનો અસ્વીકાર કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.બ્લેઇન પણ આ બાબતમાં પ્રેસિડન્ટના મત સાથે મળતા થતા હતા. તેમની જે યોજનાને અગાઉ લૉર્ડ સૉલ્ઝબરીએ પોતાના એલચીમારફતે વખાણી

હતી, તેનો પાછળથી તિરસ્કાર થવાથી બ્લેઇન પણ તેમના ઉપર ચીડાયા હતા. બેમાંથી એકે પોતાનો આગ્રહ છોડવા કબૂલ થાય એમ દેખાતું નહોતું; તેમાં વળી પ્રેસિડન્ટ તો બ્લેઇનના કરતાં પણ વધારે મક્કમ જણાતા હતા. મેં પ્રથમ બ્લેઇનની સાથે એ સંબંધમાં વાત કરીને તેમને સમજણ પાડી કે, આ બાબતમાં લૉર્ડ સૉલ્ઝબરીનું બીલકુલ ચલણ નથી. એમણે કેટલીક શરતો અગાઉ કબુલ કરી દીધી હતી ખરી, પણ કૅનેડાનો તેની સામે વિરોધ જણાતાં હવે એમનાથી એ શરતો કબૂલ રખાવી શકાય, એમ રહ્યું નથી. વળી ઈંગ્લાંડને તે અરસામાં ન્યુફાઉન્ડલૅન્ડ સાથે તકરાર ઉપસ્થિત થઈ હતી, એટલે વધારામાં કૅનેડાની ઇતરાજી વહોરી લેવા ઇંગ્લાંડનો કોઇ રાજદ્વારી પુરુષ તૈયાર થાયજ નહિ. સૉલ્ઝબરી પોતાનાથી બનતું સઘળું કરી ચૂક્યો હતો. આખરે બ્લેઇનને મારી દલીલોની સચ્ચાઇ સમજાઇ, એટલે પછી તેમણે પ્રેસિડન્ટના વિચાર પણ ફેરવ્યા. બેહરિંગ સમુદ્રના પ્રશ્નના સંબંધમાં બીજી પણ કેટલીક ગુંચવણભરેલી સ્થિતિઓ ઉભી થવા પામી હતી. એક દિવસ કૅનેડાનો વડો પ્રધાન સર જૉન મૅકડોનલ્ડ પોતાના મંત્રીમંડળ સાથે વૉશિંગ્ટન આવ્યો અને બ્લેઇનને મળી આ પ્રશ્નના સંબંધમાં પ્રેસિડન્ટ સાથે વાતચીત કરવાની અનુકૂળતા કરી આપવાની તેણે માગણી કરી. બ્લેઇને જવાબ આપ્યો કે, પ્રેસિડન્ટને મળી સવારે જવાબ આપીશ.

આ પ્રસંગ વીત્યાબાદ થોડી મુદતમા બ્લેઇન મારી ભેગા થયા, તે વખતે તેમણે મને કહ્યું:–"હું સારી રીતે જાણતો હતો કે, પ્રેસિડન્ટથી સર જૉન મૅકડોનલ્ડને સરકારી રીતે મળી શકાય એમ હતુંજ નહિ;એટલે બીજે દિવસે મેં તેમને તેવોજ જવાબ આપ્યો." તે ઉપરથી સર જૉને તેમને એવો જવાબ આપ્યો કે, ન્યુયૉર્કનું સંસ્થાન જેવું સ્વતંત્ર રાજ્ય છે, તેવુંજ કૅનેડા પણ સ્વતંત્ર રાજ્ય છે. મિ. બ્લેઇને તેમને કહ્યું કે, જો તમે કોઈ દિવસ કૅનેડાના વડા પ્રધાનતરીકે ન્યુયૉર્કના અધિકારીઓની મુલાકાત લેશો, તો હું ધારૂં છું કે તમારે વૉશિંગ્ટનની સરકાર તરફથી કંઇક સાંભળવું પડશે; અને તેજ પ્રમાણે ન્યુયૉર્કના અધિકારીઓને પણ સાંભળવું પડે."

પ્રેસિડન્ટ અને બ્લેઇન બન્નેની ખાત્રી થઇ કે, બ્રિટિશ ગવર્મેન્ટ નક્કી થયેલી શરતો પ્રમાણે વર્તવાની સ્થિતિમાં નહોતું અને લૉર્ડ સૉલ્ઝબરીએ પોતાનાથી બનતું કર્યું હતું, ત્યારેજ તેમણે પંચ નિમવાની વાત કબૂલ રાખી; છતાં તેમ કરવાથી બ્લેઇનને ભારે નિરાશા ઉપજી હતી.એમની સૂચના એવી હતી કે બ્રિટન અને અમેરિકા દરેકે બેહરિંગ સમુદ્રમાં પોતાનાં બબ્બે વહાણુ રાખવાં અને તેમને, ગમે તે રાજ્યનો વાવટો ધરાવનારાં વહાણુ એ સમુદ્રમાં માછલાં પકડવા

ફરતાં માલુમ પડે, તેમને પકડી લઇ જપ્ત કરવાના સરખા હક આપવા (એવાં વહાણુ ઇંગ્લાંડનો કે અમેરિકાનો વાવટો ધરાવતાં હોય, તેમના ઉપર પણુ એ સત્તા વાપરવા દેવી) એટલે કે આ વહાણો સંયુક્ત પોલીસની ગરજ સારત. સૉલ્ઝબરીને ન્યાય આપવાની ખાતર જણાવવું જોઇએ કે, આવી 'સુંદર સૂચના' કરવા બદલ બ્લેઇનને મુબારકબાદી આપવાનો તાર તેમણે અંગ્રેજ એલચી સર જુલિયન પૉન્સી ફોટ ઉપર કરી દીધો હતો. આ સૂચનાનો અમલ થયો હોત, તો તવારીખમાં પહેલી વખત બન્ને રાજ્યો સરખા અને સંયુક્ત હક ભોગવત. સર જુલિયને આ તાર બ્લેઇનને બતાવ્યો હતો. આ વાતનું અત્રે નિરૂપણુ કરવાનું કારણુ એટલુંજ છે, કે તે ઉપરથી એમ સાબીત થાય છે કે, સહકાર કરવાને ઇંતેજાર, એવા સમર્થ રાજપુરુષો પણુ કેટલીક વખત પોતાનું ધાર્યું કરી શકતા નથી.

બ્લેઇન ખરેખર એક બાહોશ રાજદ્વારી પુરુષ હતો. એના વિચારો ઉદાર અને વિશાળ હતા, એની વિવેકબુદ્ધિ પાકટ હતી અને એ હમેશાં સુલેહને ચાહતો. ચિલિ સાથેનો વિગ્રહ, ફીર્સબીલ અને બહેરિંગ સમુદ્રનો પ્રશ્ન, એ ત્રણુ બાબતોના સંબંધમાં એણે શાંતિથી, શાણુપણુથી અને મગજનું સમતોલપણું જાળવીને કામ લીધું હતું. ખાસ કરીને અંગ્રેજી ભાષા બોલનારી પ્રજા સાથે ગાંઢો અને ગાઢો સંબંધ બાંધવા તે હમેશાં ઇંતેજાર રહેતો. ઈંગ્લાંડથી છૂટા પડવાના 'સ્વતંત્રતાના વિગ્રહ'માં ફ્રાન્સે આપણુને જે મદદ કરી હતી, તેને માટે એના હૃદયમાં અપાર ઉપકારની લાગણીએ વાસ કર્યો હતો, પણુ તેને લીધે તેણે પોતાના મગજનું સમતોલપણું ગુમાવ્યું નહોતું.

લંડનમાં એક ખાણા વખતે બ્લેઇનને વાગ્યુદ્ધમાં ઉતરવું પડયું હતું. એક રાજદ્વારીએ એમ જાહેર કર્યું કે, બ્લેઇન હમેશાં ઇંગ્લાંડની સામે વૈરભાવ રાખે છે. બ્લેઇને આ વાતનો ઇનકાર કર્યો અને એનો ઇનકાર યથાર્થ હતો; કેમકે હું એમના વિચારોથી માહિતગાર હતો. એમના ઉપરના આરોપના ખરાપણાના પુરાવાતરીકે ક્લેટન–બુલ્વર ટ્રીટીના નામથી ઓળખાતી સુલેહનો દાખલો રજુ કરવામાં આવ્યો, ત્યારે તેના જવાબમાં તેમણે કહ્યું:–"હું જયારે સ્વદેશખાતાનો પ્રધાન થયો અને એ પ્રશ્નનો નિકાલ કરવાનું કામ મારા હાથમાં આવ્યું, ત્યારે પત્રવ્યવહારમાં તમારો પરદેશ ખાતાનો પ્રધાન હમેશાં એવી મતલબનું લખાણુ કરતો કેઃ–"નામદાર શહેનશાહ એવી 'અપેક્ષા રાખે છે' (એક્સપેક્ટસ) કે વી–" (એટલે કે અમારે અમુક રીતનું વર્તન રાખવું એવું નામદાર શહેનશાહ અમારી પાસે માગે છે); પણુ અમારો પ્રધાન તમારા તરફ એવી મતલબનું લખાણુ કરતો કેઃ–"પ્રેસિડન્ટ સાહેબ 'એવી ઉમેદ રાખવાની હિંમત

કરે છે' (વેનચર્સ ટુ હોપ) કે વી." આવો વહીવટ જોઇ મને ઘણી નવાઇ લાગી.પાછળથી મારે જ્યારે પત્રવ્યવહાર કરવાનો પ્રસંગ આવ્યો,ત્યારે "નામદાર શહેનશાહ એવી અપેક્ષા રાખે છે કે વી." એવી મતલબનું લખાણ જ્યારે મને મળતું, ત્યારે સામા જવાબમાં હું પણ લખતો કે "પ્રેસિડન્ટ સાહેબ એવી અપેક્ષા રાખે છે કે વી."

"ત્યારે તમે કબૂલ કરો છો કે તમે પત્રવ્યવહારનો વહીવટ બદલ્યો" એવો એમને ચાબકો મારવામાં આવતાં તેમણે તરતજ જવાબ આપ્યો:- "સંજોગો જેટલે અંશે બદલાયા હતા, તેથી વધારે અંશે નહિ. જે રાજ્ય યુનાઇટેડ સ્ટેટ્સ પાસે અમુક કામ કરાવવાની અપેક્ષા રાખતું હોય (એક્સપેક્ટ) તેની પાસેથી તેવી જાતના કામની ઉમેદ રાખવાની હિંમત કરવાના (વેનચર ટુ હોપ)ના નબક્કામાંથી યુનાઇટેડ સ્ટેટ્સ નીકળી આગળ વધેલું હતું. મેં માત્ર તમારાજ દાખલાનું અનુકરણ કર્યું હતું; અને જો તમારા તરફથી 'ઉમેદ રાખવાની હિંમત કરવાનું' લખવામા આવશે, તો અમારા તરફથી પણ તેમ કરવામાં આવશે; પણ જ્યાં તમે 'અપેક્ષા' રાખશો, ત્યાંસુધી યુનાઇટેડ સ્ટેટ્સ પણ હમેશાં સામી બાજુથી 'અપેક્ષા રાખશે.'

એક ખાણામાં જોસફ ચેમ્બરલેન અને સ્કૉટલૅન્ડ સ્ટીલ કંપનીના પ્રેસિડન્ટ સર ચાલર્સ ટેનન્ટ, મહેમાનો હતા. વાતચીતદરમિયાન ચેમ્બરલેને એમ કહ્યું કે:-'કાર્નેગી અમારા મિત્ર છે અને એમને ધંધામાં સાફલ્ય મળતું જોઇ અમે ખુશી થઇએ છીએ; પણ પોલાદની રેલો બનાવવાથી એ લોકોના ઉપર મહેરબાની કરતા હોય, તેમ તેમને યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે દરસાલ દશ લાખ પૌંડ કે તેથી વધારે રકમની મદદ શામાટે કરવી જોઇએ એ અમારાથી સમજાતું નથી."

બ્લેઇને કહ્યું:-'એ પ્રશ્ન તરફ અમે એવી દૃષ્ટિથી જોતા નથી. અમારે પોલાદની રેલોની જરૂર છે અને અગાઉ અમારે તમને દર ટનના નેવુ ડૉલર મુજબનો ભાવ આપવો પડતો.હવે,હું આ તરફ આવવા અમેરિકામાંથી નીકળ્યો, ત્યાર પહેલાં અમારા લોકોએ કાર્નેગી સાથે દર ટનના ત્રીસ ડૉલરના ભાવથી મોટી રકમનો કંટ્રાક્ટ કર્યો છે અને મારૂં માનવું એવું છે કે કાર્નેગી અને તેના મિત્રોએ અમેરિકામાં પોલાદની રેલો બનાવવાના હુન્નરની ખીલવણી કરવા માટે ભારે મુડી રોકવાનું જોખમ ખેડયું ન હોત, તો આજપણ અમારે તમને દર ટનના નેવુ ડૉલર મુજબનો ભાવ આપવો પડત."

આ વખતે સર ચાલર્સ વચમાં બોલી ઉઠયા:- "એ વાત તો ખરીજ છે. તમો પરદેશીઓ માટે અમે નેવુ ડૉલરનો ભાવ નક્કીજ કરી રાખ્યો હતો."

આ સાંભળી બ્લેઇને હસીને કહ્યું:– "મિ. ચેમ્બરલેન ! હું ધારૂં છું કે, તમે અમારા મિત્ર કાર્નેગી સામેનો કેસ (મુકર્દમો) પૂરવાર કરી શકયા નથી."

તેમણે કહ્યું:–"નહિજ. સર ચાર્લ્સ જેવા અમારી વિરુદ્ધ ફરી બેસે, એટલે પછી અમે શી રીતે એવી આશા રાખી શકીએ?" આ સાંભળી બધા હસી પડયા.

બ્લેઇન ઉત્તમ પ્રકારનો હાજરજવાબી પુરુષ હતો; અને એમના સંભાષણની ખાસ ખુબી એ હતી કે, એમના મુખમાંથી એકપણ શબ્દ એવો નહોતો નીકળતો કે જે સારામાં સારી શિષ્ટ મંડળીમાં ન વાપરી શકાય. એ અજબ પ્રકારના હાજરજવાબી હતા અને એમની સોબતમાં રહેવાથી ખૂબ મઝા પડતી. મેં એમને કોઈ વખત ઉથલપાથલ કરાવનારા વિચારો દર્શાવતા સાંભળ્યા નથી અને બીજાં રાજ્યો સાથેના પ્રશ્નોના સંબંધમાં તે હમેશાં સુલેહ જાળવવા તરફનુંજ વલણ બતાવતા. એ એક ઉત્તમ પ્રેસિડન્ટ નિવડત.





# પ્રકરણુ ૨૮ મું
## હે અને મૅકકિન્લી



જૉન હે ઘણી વખત અમારો મહેમાન થઇ ઇંગ્લાંડમા તથા સ્કૉટલૅન્ડમાં આવતો; અને ઇ૦ સ૦ ૧૮૯૮ માં તે અમારી પાસે સ્કિબો ખાતે આવવાની તૈયારીમાં હતો, એટલામાં પ્રેસિડન્ટ મેકકિન્લીએ એને સ્વદેશ ખાતાના પ્રધાનના હોદ્દાનો ચાર્જ સંભાળી લેવા માટે બોલાવી લીધો. એ ઑફીસમાં એના જેવું સુંદર કામ બીજા કોઇ પ્રધાને ભાગ્યેજ કર્યું હશે. એના પ્રમાણિકપણા ઉપર લોકોનો સંપૂર્ણ ઇતબાર બેસતો અને એના મનોરથો હમેશાં ઉંચા દરજ્જાના હતા. લડાઇને તે હમેશાં ધિક્કારતો અને કહેતો કે, એ માણસજાતની અત્યંત ભયંકર, છતાં અર્થવગરની મૂર્ખાઇ ( ફ્યુટાઇલ ફૉલી ) છે.

ન્યુયૉર્ક જતાં તે તથા હેન્રિ વ્હાઇટ મને લંડનમાં મળ્યા.તે વખતે ફિલિપ્પાઇન ટાપુઓ ખાલસા કર્યાનો સવાલ બહુ જોશભેર ચર્ચાતો હતો. બન્ને મારા અભિપ્રાય સાથે મળતા થતા હતા કે, એ ટાપુઓને ખાલસા કરવાનું કામ યુનાઇટેડ સ્ટેટ્સની મુકરર થયેલી રાજનીતિવિરુદ્ધનું હતું. એ રાજનીતિ એવી હતી કે, આપણા સામ્રાજ્યની સરહદ અમેરિકા ખંડની બહાર લઈ જવી નહિ અને દૂરના મુલકો જીતી લેવાની લાલસા રાખવી નહિ. હેની લંડન ખાતાની ઑફીસમાં અમે આ પ્રમાણેનો નિશ્ચય કર્યો, ત્યાર પહેલાં તેણે મને નીચે મુજબનો પત્ર લખ્યો હતોઃ—

લંડન તા. ૨૨ ઑગષ્ટ ૧૮૯૮

મારા વહાલા કાર્નેગી,

તમારા માયાળુ પત્ર માટે હું તમારો આભાર માનું છું.

“નૉર્થ અમેરિકન’ માંનો તમારો લેખ મેં બહુ ઉત્સાહપૂર્વક વાંચ્યો છે. હું તમારા વિચારો સાથે કેટલો મળતો થાઉં છું,તે મારી હાલની પરિસ્થિતિમાં મારાથી કહી શકાય એમ નથી. અત્યારે માત્ર એટલોજ વિચાર મારી

આગળ તર્યાં કરે છે, કે ફિલિપ્પાઇન ટાપુઓનો કબજો છોડવા આપણે કેવી રીતે શક્તિમાન થઇ શકીએ ? આ મહત્ત્વના પ્રશ્નનો નિકાલ કરવાનું મારે માથે નથી આવી પડયું એ મારૂં સદ્‌ભાગ્ય છે."

પણ દૈવની ગતિ એવી વિચિત્ર છે કે જે કાર્યમાંથી મુકત રહેવા બદલ તે પોતાની જાતને અભિનંદન આપતો હતો તેજ કાર્ય તેને કરવું પડયું હતું!

બોઅર લોકોના બળવાની શરૂઆતમાં ચીનના પક્ષમાં તે એકલોજ હતો, તેમ સુલેહ વખતે ચીનને લાભકારક શરતો નક્કી કરવામાં પણ તેનો ઘણો હાથ હતો. ઈંગ્લૅન્ડના પ્રત્યે પણ તેનો ભારે સદ્‌ભાવ હતો અને આ બાબતમાં તો પ્રેસિડન્ટ પણ તેવાજ મનોભાવવાળો હતો. કયુબાના વિગ્રહમાં સ્પેનનો પક્ષ કરનારાં બીજાં યૂરોપી રાજ્યોની વિરુદ્ધ પડવા માટે તે બ્રિટનનો ઉપકાર માનતો હતો. પનામાની નહેરના સંબંધમાં હે અને પોન્સીફોર્ટ, એ બેએ નક્કી કરેલી શરતો ઘણાંને અસંતોષકારક લાગતી હતી. સિનેટર એલ્કિન્સે મને કહ્યું કે, ન્યુયૉર્ક ટ્રિબ્યુનમાં તમે પ્રસિદ્ધ કરેલી એની વિરુદ્ધની દલીલો હું એના સંબંધમાં બોલવાનો હતો તેને આગલે દિવસે મારા હાથમાં આવી હતી અને તે મને બહુ કામ લાગી હતી. આ લેખ પ્રસિદ્ધ થયા પછી થોડા દિવસમાં હું વૉશિંગ્ટન ગયો હતો, ત્યારે સિનેટર હેનાની સાથે પ્રેસિડન્ટની પાસે જતાં એ કોલકરારની વિરુદ્ધ સીનેટમાં જે સુધારો રજુ થયો હતો, તેથી એમના મનમાં ઘણી ગુંચવણ ઉત્પન્ન થઇ હોય એમ જણાતું હતું. સીનેટની જે માગણીઓ હતી, તે ઇંગ્લાંડ ખુશીથી કબૂલ રાખશે, એવી મારી ખાત્રી હતી; અને મેં પ્રેસિડન્ટને પણ તે પ્રમાણે જણાવ્યું. આ કાર્યમાટે જોઈતાં નાણાં આપણે પૂરાં પાડવાનાં હતાં; અને આપણાથી બીજા નંબરનો સંગીન લાભ એમને થવાનો હતો, તેથી આપણી વાજબી માગણીઓ તે ખુશીથી કબૂલ રાખે એમાં નવાઇ નહોતી.

સીનેટર હેનાએ મને પૂછયું કે, તમે 'જૉન' ને મળ્યા છો ? (એ અને પ્રેસિડન્ટ મૅકકિન્લી બન્ને હેને એ નામથી બોલાવતા.) મેં નકારમાં જવાબ આપ્યો એટલે એમણે મને કહ્યું કે, તમે જઇને તેમને હિંમત આપી આવો; કેમકે સુધારા રજુ થયેલા હોવાથી એમનું મન પણ વ્યગ્ર થયું હતું. મેં જઇને તેમને કહ્યું કે, કલેટન–બુલ્વરવાળા કોલકરારમાં પણ સીનેટે સુધારાવધારા દાખલ કર્યા હતા, પણ હાલ કોઇ એ વાત જાણતુંય નથી તેમ કોઇને એની પરવા પણ નથી. તેજ પ્રમાણે હે–પોન્સીફોટવાળા કોલકરાર પણ સુધરેલા સ્વરૂપમાં મંજુર થઇ જશે, તો પાછળથી કોઇ તપાસ કરવાની દરકાર કરવાનું નથી કે એ તે મૂળસ્વરૂપમા મંજુર થયા છે કે સુધરેલા સ્વરૂપમાં; પણ એમને

એ બાબતની શંકા હતી અને એ એમ માનતા હતા કે, ઇંગ્લાંડ હવે પાછું હઠશે નહિ. આ બનાવ બન્યા પછી થોડે દિવસે હું એમની સાથે ખાણું લેતો હતો તે વખતે એમણે મને કહ્યું કે, તમારૂં ધારવું ખરૂં પડયું છે અને બધું ઠીકઠાક ચાલે છે.

એ વાત ખરી હતી. ગ્રેટબ્રિટને વાસ્તવિક રીતે એમ જણાવી દીધું હતું કે અમારે તો માત્ર એ નહેર તૈયાર થાય એટલુંજ જોઇએ છીએ અને બીજી બાબતોમાં તમે જેમ કહેશો તેમ વર્તવા અમે તૈયાર છીએ. આ પ્રમાણે આ નહેર આપણે જેવી જોઇએ તેવીજ થવા પામી છે. એના વહીવટમાં કોઈ પરરાજ્ય તરફથી દખલ થવાનો સંભવ રહ્યો નથી. કદાચ એ વખતે એ નહેર બાંધવા પાછળ કરેલો ખર્ચ આવશ્યક નહોતો; પણ કલ્પિત દુશ્મનોનો નાશ કરવા માટે વિનાશકારી દરિયાઇ રાક્ષસો (લડાયક મનવાર) તૈયાર કરવા પાછળ પૈસા ખર્ચવા તે કરતાં એની પાછળ જે ત્રણ ચાર અબજ ડૉલરોનો ખર્ચ કરવામાં આવ્યો એ વધારે પસંદ કરવા લાયક છે. નહેર ખોદવાથી બહુમાં બહુ તો ખોટ જાય,પણ ત્યાંથી એ વાત અટકે; પરંતુ લડાયક મનવારો તો લડાઇને જન્મ આપે, કેમકે કેટલીક વખત દુષ્કર્મ કરવાનાં સાધનોના દર્શનમાત્રથીજ દુષ્કર્મ થવા પામે છે.

મિ. હે સીનેટને ધોધર જેવી દેખતો. એની વાત આવે એટલે એને યોગ્યાયોગ્યતાનો વિચાર રહેતો નહિ. ઇ૦ સ૦ ૧૯૦૫ની આર્બિટ્રેશન ટ્રીટીમાં માત્ર એક ઠેકાણે 'એગ્રીમેન્ટ' (કબુલત) શબ્દ વાપરવામાં આવેલો હતો,પણ તે શબ્દ ફેરવીને તેની જગ્યાએ સીનેટે (ટ્રીટી) 'કોલકરાર' શબ્દ દાખલ કર્યો, એટલા ઉપરથી તો એ રાતો પીળો થઇ ગયો. હું માનું છું કે, આમ થવાનું મુખ્ય કારણ એમની નબળી તબિયત હતી,કેમકે એ વખતે એના અંગત મિત્રોને એની તબિયત અતિશય લથડી ગયાનું સ્પષ્ટ સમજાયું હતું.એમના ઘર આગળના ખાણા વખતે મેં એમને છેલ્લા જોયા હતા. આ વખતે સીનેટ તરફના સુધારાવધારા સાથેના કોલકરાર (આર્બિટ્રેશન ટ્રીટી) ની મંજુરી માટે પ્રેસિડન્ટના તરફ રવાના કરવામાં આવ્યા હતા. સ્વદેશ ખાતાના માજી પ્રધાન ફોસ્ટરની આગેવાની નીચેનો એક પક્ષ આ પ્રમાણેના સુધરેલા કોલકરાર મંજુર રાખવા પ્રેસિડન્ટને આગ્રહ કરી રહ્યો હતો. પ્રેસિડન્ટનું વલણ પણ તે તરફનું જણાતું હતું, પણ પાછળથી સેક્રેટરી હે સાથેની વાતચીત ઉપરથી મને એમ સમજાયું કે, જો પ્રેસિડંટ એ કોલકરાર મંજુર રાખશે તો હેને ઘણું લાગી આવશે. પોતાના જૂના મિત્ર જૉન હેને એના છેલ્લા મંદવાડ વખતે સાંત્વન આપવાની ખાતરજ જો પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે એ કોલકરાર નામંજુર કર્યાં હોય,

તો તેથી મને અચંબો લાગશે નહિ—અર્થાત્ એટલાજ ખાતર તેમણે એ કોલ-કરાર નામંજુર કર્યા હતા.મારી ખાત્રી છે કે એ ઉમદા પુરુષનો જીવ દુઃખાય એવું કાર્ય, હું નાછૂટકેજ કરૂં. આ બાબતમાં હેએ બરાબર હઠ પકડી હતી કે, સીનેટને નમ્યું નજ આપવું. એમનાથી છૂટો પડીને મેં ઘેર આવી મારી પત્નીને કહ્યું હતું કે ફરીથી એમનો મેળાપ થશે કે કેમ, એની મને શંકા પડે છે. ખરેખર તેમજ બન્યું—અમારો મેળાપ નજ થયો.

વૉશિંગ્ટન ખાતાના કાર્નેગી ઇન્સ્ટીટયુટના ટ્રસ્ટીઓના બોર્ડમાં હે શરૂઆતથીજ એક ટ્રસ્ટી તથા ચૅરમૅન હતો;અને તેના કામકાજ ઉપર તે ખૂબ ધ્યાન આપતો; તથા તેના સંબંધમાં અમને વખતોવખત કિંમતી સલાહ આપતો. એક રાજપ્રકરણી પુરુષતરીકે તેણે થોડા વખતમાં સારી નામના મેળવી હતી; તેમ ખરા જીગરના દોસ્તો પણ તેણે ઘણા સંપાદન કર્યા હતા. એમનો એક કાગળ મેં જીવની પેઠે સાચવી રાખ્યો છે. એમનો સ્વભાવ અતિશય સ્નેહાળ હતો અને મિત્રોને માટે તે બહુ સદ્ભાવ ધરાવતા. અત્યારે એ આ દુનિયા ઉપર નથી, તેને લીધે દુનિયા મને તેટલે અંશે નિર્જન લાગે છે.

કયુબાના બળવા દરમિયાન અત્યાચારો કરવામાં આવ્યાનાં જે બ્યાન પ્રગટ થતાં, તેને લીધે લોકલાગણી ઉશ્કેરાવાને પરિણામે સ્પેનનો વિગ્રહ ઉપસ્થિત થવા પામ્યો હતો. પ્રેસિડન્ટ મૅકકિન્લીએ એ વિગ્રહ ઉપસ્થિત થતો અટકાવવા માટે ઘણી મહેનત લીધી હતી. સ્પેનનો એલચી જ્યારે વૉશિંગ્ટન છોડીને ચાલ્યો ગયો, ત્યારે ફ્રાન્સના એલચીએ તેની વતીથી સ્પેનના પ્રતિનિધિતરીકે સુલેહના સંદેશા ચાલુ રાખ્યા. સ્પેને 'કયુબાને સ્વરાજ્ય આપવાનું કબૂલ કર્યું'. પ્રેસિડન્ટે જવાબ આપ્યો કે 'સ્વરાજ્ય' એટલે શું, એ મારાથી બરાબર સમજાતું નથી; પણ મારી ઇચ્છા એવી છે કે કૅનેડા જેવા હક ભોગવે છે તેવા હક કયુબાને મળવા જોઇએ. સ્પેન આ વાત કબૂલ રાખે છે, એવી મતલબનો તાર ફ્રાન્સના એલચીએ પ્રેસિડન્ટને બતાવ્યો, એટલે એ ભલો માણસ એમ સમજ્યો કે, હવે કંઇક કરવાનું રહેતું નથી! અને બધું નક્કી થઇ ગયું. દેખાવમાં તો તેમજ હતું.

હું જ્યારે ન્યુયૉર્કમાં હોઉં, ત્યારે સીનેટનો સ્પીકર (સભાપતિ) રીડ દર રવિવારે સવારમાં મારે ત્યાં આવતો. એ મુજબ તે સાલ હું યૂરોપમાંથી પાછો આવ્યો કે તરતજ એ મારી પાસે આવ્યો અને મને કહ્યું કે, આ વખતે સીનેટ ઉપરનો કાબુ હું જેવી રીતે ગુમાવી બેઠો છું, તેવો મેં કદી અગાઉ ગુમાવ્યો નહોતો. સભાને શાંત પાડવા માટે એને ખુરસી છોડી સઘળી પરિસ્થિતિ સભાને સમજાવવાનું પણ મન થઈ ગયેલું. કયુબાને સ્વરાજ્ય આપવા

સ્પેન કબૂલ થયું છે અને એવી મતલબનો તાર પ્રેસિડન્ટને મળી ચૂકયો છે, એમ જાહેર કરવા છતાં પણ સભાસદોનો પિત્તો નરમ પડયો નહિ. એ સમાચાર બહુ મોડા મળ્યા.

રિપબ્લિકન પક્ષના કેટલાક સભાસદોએ ડેમોક્રેટિક પક્ષની તરફેણમાં ભળી વિગ્રહ જાહેર કરવાની દરખાસ્તની તરફેણમાં મત આપવાનું કબૂલ કર્યું હતું. સભા ઉપર આવેશ અને ગુસ્સાનું વાતાવરણ ફરી વળ્યું હતું. હાવાનાના અખાતમાં અમેરિકાનું મનવાર મેઈન, સળગી ઉઠયું હતું—એ કામમાં સ્પેનનો હાથ છે, એમ માની લેવાથી બળતામાં ઘી હોમાયા જેવું થયું હતું. ખરી રીતે જોતાં તો એ કામ કરવા જેટલી ચાલાકી અને હોશિયારી સ્પેન ધરાવતું નહોતું.

આખરે લડાઇ જાહેર કરવામાં આવી. પ્રજાએ પણ એ નિર્ણયને વધાવી લીધો. મૅકકિન્લીની સુલેહભરી રાજનીતિ કયાંય ઘસડાઇ ગઇ અને એમને દેશની માગણીને તાબે થવું પડયું. ગવર્મેન્ટે પછીથી એમ જાહેર કર્યું કે, મુલક મેળવવાની લાલસાથી આ લડાઇમાં ઝંપલાવવામાં આવ્યું નથી. કયુબાને સ્વતંત્રતા અપાવવાનું વચન આપવામાં આવ્યું—અને એ વચન પાળવામા આવ્યું હતું. આ વાતનું વિસ્મરણ થવું જોઇએ નહિ; કેમકે આખી લડાઇ દરમિયાન એટલી એજ વાત શોભા આપનારી હતી.

પણ ફિલિપ્પાઇન ટાપુઓ પચાવી પાડવામાં આવ્યા, એનું કલંક તે કપાળમાં ચોંટેલુંજ રહ્યું. નવા પ્રદેશ ઉપર હકુમત જમાવવાની ઈચ્છાનો ઇનકા કરવામાં આવ્યો હતો, પણ આ કાર્યનો અર્થ બીજો થઇ શકે એમ હતુંજ નહિ. સ્પેનની નામરજી છતાં બે કરોડ ડૉલર આપીને એ મુલક તેની પાસેથ પડાવી લેવામાં આવ્યો હતો. સ્પેનની સાથે લડવામાં ફિલિપ્પાઇનના રહીશોએ આપણને મદદ કરી હતી. પ્રેસિડન્ટની સલાહ મુજબ ચાલીને પ્રધાનમંડળે ફિલિપ્પાઇન ટાપુ ઉપર માત્ર આગબોટો માટે કોલસા લેવાનું મથક સ્થાપ વાની માગણી કરવાનો ઠરાવ કર્યો હતો; અને એમ કહેવાય છે કે, સુલેહની શરતે નક્કી કરવા માટે પારિસમાં ભેગા થયેલા પ્રતિનિધિઓ ઉપર શરૂઆતમાં એવં મતલબનોજ તાર રવાના કરવામાં આવ્યો હતો. ત્યારબાદ મૅકકિન્લી પશ્ચિમ-પ્રદેશમાં પર્યટન કરી આવ્યો. ભાષણોદરમિયાન અમેરિકાએ મેળવેલી જિતન સંબંધમાં ઇસારો કરવામાં આવે, ત્યારે લોકો એ કથનને તાળીઓથી વધા લે એ સ્વાભાવિકજ હતું; પણ એકંદર હકીકત ઉપરથી એમના મગજ ઉપ એવી છાપ પડી કે, એ મુલક પાછો સોંપી દઇશું તે એ લોકોને પસંદ પડશે ન અને તેથી તેમણે પોતાની પ્રથમની રાજનીતિ બદલવાનો નિશ્ચય કર્યો. પ્રધાન

મંડળના એક સભ્ય પાસેથી મને એવી બાતમી મળી છે કે, દરેકે દરેક સભ્ય આ વિચારની વિરુદ્ધ હતો. સીનેટના એક સભાસદે મને કહ્યું હતું કે, જજ્જ ડે કે જે સુલેહ કરવા ગયેલા પ્રતિનિધિઓ પૈકીનો હતો, તેણે પારિસ ખાતેથી પોતાનો વિરોધ દર્શાવનારો એક લેખ લખી મોકલ્યો હતો. તે એવો તો સુંદર છે કે જો તે પ્રસિદ્ધ કરવામાં આવે તો તે વૉશિંગ્ટનના છેવટના ભાષણને જોટે આવે એવો છે.

આ પ્રસંગે પ્રધાનમંડળના એક અગ્રગણ્ય સભ્ય મારા મિત્ર કોર્નેલિયસ ઍન. બ્લિસે મારી પાસે આવી મને આ પ્રશ્નના સંબંધમાં પ્રેસિડંટને મળી આવવા જણાવ્યું. તેણે કહ્યું:–"તમે એમના ઉપર લાગવગ ધરાવો છો અને અમો પૈકીના કોઇ એમના વિચાર ફેરવવા શક્તિમાન થયા નથી!" હું વૉશિંગ્ટન જઇ તેમને મળ્યો; પણ એમણે પોતાની હઠ છોડી નહિ. એમણે કહ્યું કે, આપણે જો એ મુલક છોડી દઈશું તો પ્રજા બળવો કરશે. પ્રધાનમંડળ આખરે એમના મતમાં ભળ્યું; પણ બધા એમ સમજતા હતા કે, એ મુલકનો કબજો માત્ર એક હંગામી પગલાતરીકે રાખવામાં આવશે અને કંઇ બહાનું હાથ આવતાં એ કબજો છોડી દેવામાં આવશે.

આ મુલક ખાલસા કરવાના ઠરાવની વિરુદ્ધ મત ધરાવનારા કૉર્નેલ યુનિવર્સિટીના પ્રૉફેસર સ્કરમૅનને બોલાવી પ્રેસિડંટે તેને ફિલિપ્પાઇન ટાપુની સ્થિતિ જોઇ આવવા માટે નિમેલી કમીટીનો ચૅરમૅન બનાવ્યો; અને જજ્જ ટૅફ્ટકે જે અમેરિકાની જૂની રાજનીતિનું ઉલ્લંઘન કરવાના આ કાર્યને સખ્ત રીતે વખોડી કાઢતો હતો, તેને તેણે ત્યાંનો ગવર્નર નીમ્યો. ન્યાયમૂર્તિએ જ્યારે કહ્યું કે, આ કાર્યને વખોડી કાઢનારને એ કાર્ય સોંપવું એ વિચિત્ર દેખાય છે, ત્યારે પ્રેસિડંટે જવાબ આપ્યો કે, એજ કારણને લીધે મેં એ જગ્યા ઉપર તમારી નિમણુક કરી છે. દેખાવમાં તો આ બધું ઠીક દેખાય છે, પણ મુલક ખાલસા કરતાં અટકવું અને ખરીદેલો મુલક પાછો સોંપવો, એ બેમાં ઘણો તફાવત છે અને તરતજ એ વાત સમજાઈ હતી.

સ્પેનની સાથેના કોલકરાર પૈકીનો આ ભાગ સિનેટમાં રદ કરવાની એક વખત બ્રાયનના હાથમાં સત્તા હતી; તેથી એ રીતે કામ કાઢી લેવાની તજવીજ કરવા માટે હું વૉશિંગ્ટન ગયો અને દરખાસ્ત ઉપર મત લેવાતા સુધી ત્યાં રહ્યો. ત્યાં મને ખબર મળી કે, બ્રાયન જ્યારે વૉશિંગ્ટનમાં હતો, ત્યારે એણે પોતાના પક્ષના સભાસદોને એવી સલાહ આપી હતી કે, આપણા પક્ષના હિતની ખાતર આ કોલકરાર મંજુર થવા દેવા એ ઇચ્છવા લાયક અને ડહાપણભરેલી રાજનીતિ છે; કેમકે તેને લીધે રિપબ્લીકન પક્ષ ઉપરથી લોકોનો

વિશ્વાસ ઉઠી જશે. બળવાની કિંમતતરીકે બે કરોડ આપવાથી કોઈ પણ પક્ષ સત્તા ઉપરથી ગબડી પડયા વગર રહેજ નહિ. બ્રાયનના પક્ષના સાત ચુસ્ત સભાસદ ફિલિપ્પાઇનના ટાપુઓ ખાલસા કરવાની દરખાસ્તની વિરુદ્ધ મત આપવા તૈયાર હતા.

આ વિષયના સંબંધમા મારી સાથે વાત કરવા માટે બ્રાયન મને મળવા ન્યુયૉર્ક આવ્યો હતો; કેમકે આ ટાપુઓ ખરીદી લેવાની વિરુદ્ધના મારા વિચાર જગપ્રસિદ્ધ હતા; હું વૉશિંગ્ટન ગયો, ત્યારે બ્રાયન ઓમાહા ખાતે હતો, એટલે મેં તેને ત્યાં તાર કરી વસ્તુસ્થિતિની સમજ પાડી. એના પક્ષના સભાસદોને પોતાના અભિપ્રાય મુજબના મત આપવાની છૂટ આપવાનું મને તારથી જણાવવાની મેં માગણી કરી. તેમનો જવાબ મેં ઉપર જણાવ્યો તેવો આવ્યો. આવો મહત્ત્વનો મુદ્દો જેમાં ગંભીર પરિણામ સમાયલાં હતાં, તેને પક્ષાપક્ષીનો સવાલ બનાવવો, એ એમનું કાર્ય અઘટિત હતું.પરિણામે સભાપતિનો વધારાનો મત દરખાસ્તની તરફેણમાં પડવાથી કોલકરાર મંજુર થયા. બ્રાયનના એક શબ્દે દેશને આ વિનાશકારી પગલું ભરતાં અટકાવ્યો હોત. આ બનાવ બન્યા પછી ઘણાં વરસોસુધી બ્રાયનપ્રત્યે હું સારો ભાવ ધરાવી શકયો નહિ. પોતાના પક્ષના લાભની ખાતર પોતાના અંગત વિચારોનો તેમ દેશનો ભોગ આપે એવો એ મને લાગ્યો.

આ ઠરાવ પસાર થયા પછી હું પ્રેસિડન્ટ મૅક કિન્લીને મળવા ગયો, તે વખતે મેં એમને કેવી રીતે જિત મળી હતી, તે સમજાવ્યું અને પ્રતિપક્ષીના ટેકાની જરૂર પડે એવી સ્થિતિમાં પોતાને મૂકવા બદલ તેમનું સાંત્વન કરી, બ્રાયનનો આભાર માનવા મેં તેમને જણાવ્યું. હજારો માઇલ દૂર પડેલા મુલકનો સંસ્થાન તરીકે ભોગવટો કરવો, એ અમેરિકાના રાજદ્વારીઓમાટે એક નવો અખતરો કરી જોવા જેવું હતું. એમાં કેટલી મુશીબતો સમાયલી હતી અને કેટલું જોખમ ખેડવાનું હતું, એનો તેમને બીલકુલ ખ્યાલ નહોતો. આજે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રજાસત્તાક રાજ્યે એક ગંભીર પ્રકારનું ભૂલભરેલું પગલું ભર્યું, જેને લીધે તેને પોતાના લશ્કરમાં તેમ નૌકાસૈન્યમાં મોટો વધારો કરવો પડયો. ત્યારથી રાજદ્વારીઓના વિચારોમાં કેટલા મોટા ફેરફાર થયા છે !

ઇ૦ સ૦ ૧૯૦૭ માં હું પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ સાથે નાસ્તો કરવા બેઠો હતો, તે વખતે તેમણે મને કહ્યું:–" ફિલિપ્પાઇનની બલામાંથી છૂટવા માટે સૌથી વધારે ઇંતેજાર હોય એવા બે માણસો તમારે જોવા હોય તો તે આ રહ્યા–હું પોતે અને સેક્રેટરી ટેફ્ટ."

મેં પૂછ્યું:–" ત્યારે તમે તેમાંથી કેમ છૂટતા નથી? એમ થવાથી અમે-

રિકાની પ્રજા ખસુસ રાજી થશે.”

પણ એ બન્ને એમ માનતા હતા કે, એ ટાપુઓને સ્વરાજ્ય ભોગવવા માટે પ્રથમ તૈયાર કરવા એ આપણી પહેલી ફરજ છે. ‘તરતાં આવડે નહિ, ત્યાંસુધી પાણીમાં પગ મૂકવો નહિ.’ એના જેવી આ દલીલ હતી. ઝંપલાવ્યા સિવાય છૂટકો થવાનો નથી.

સામા પક્ષ તરફથી એવી દલીલ લાવવામાં આવતી હતી કે જો આપણે ફિલિપ્પાઇનનો કબજો છોડીશું, તો જર્મની તેને પચાવી પડશે. આવી દલીલ કરનારા એટલો વિચાર નહોતા કરતા કે એનો અર્થ એટલોજ થાય કે પૂર્વના મુલકો ખાતેના પોતાના નૌકા ખાતાના મથકથી થોડેજ દૂર—મકાઉ આગળ—જર્મનીને નૌકાબળનું મથક સ્થાપવા દેવા માટે ગ્રેટબ્રિટને કબૂલ થવું. ગ્રેટ-બ્રિટન તેને લિવરપુલથી ૮૦ માઇલ દૂર આયર્લાંડમાં કિન્ગસ્ટન આગળ એવું મથક સ્થાપવા દે એના જેવું એ કહેવાય. આ આત્મઘાતી પગલું ભર્યા બાદ થોડા દિવસ પછી આ પ્રશ્નના સંબંધમાં ચર્ચા ચલાવતી વખતે, જે લોકો પ્રથમ આ મુલક ખાલસા કરવાની વિરુદ્ધ હતા તેવા, સેક્રેટરી ટૅફ્ટ જેવા—માણસોને મોઢેથી આવી દલીલો સાંભળી મને નવાઇ લાગતી. બીજાં રાજ્યોના એકૂબીજાની સાથેના સંબંધમાં આપણે કશું જાણતા નથી. આપણે અત્યાર સુધી એક અલગ અને એકત્ર રાજ્યતરીકે રહ્યા છીએ. જે દિવસે આપણે એનાથી જૂદી જાતની સ્થિતિ ભોગવવાની લાલસા કરીશું તે દિવસથી આપણું નસીબ ફરી વળ્યું એમ માનજો.





# પ્રકરણ ૨૯ મું

## જર્મનીના શહેનશાહનો મેળાપ



સેંન્ટ એન્ડ્રુસ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સમક્ષના રૅકટરતરીકેના મારા પહેલા ભાષણે જર્મન શહેનશાહનું ધ્યાન ખેંચ્યું હતું. તેમણે હૅરબૅલિન મારફતે મને ન્યુયૉર્કમાં કહેવરાવ્યું હતું કે, એ આખું ભાષણ હું અક્ષરશઃ વાંચી ગયો છું. વધારામાં આ કાગળની સાથે તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્રને ધર્મસમાજમાં દાખલ કરતી વખતે જે ઉપદેશાત્મક ભાષણ કર્યું હતું. તેની એક પ્રત પણ મારા ઉપર મોકલી આપી હતી. પછીથી એમને મળવા જવાનાં આમંત્રણ પણ મને મળવા લાગ્યાં;પણ બીજાં કામનાં રોકાણને લીધે હું ઇ૦ સ૦ ૧૯૦૭.ના જુન માસ સુધી એમની મુલાકાતનો લાભ લેવામાટે નીકળી શક્યો નહિ. હું મારી પત્ની સાથે કિલના બંદરે ઉતર્યો ત્યારે અમેરિકાનો બર્લિન ખાતાનો એલચી મિ. ટાવર અને તેમનાં પત્ની અમને લેવામાટે સામાં આવ્યાં હતાં. તેમણે અમારી ઘણી સારી સરભરા કરી. અમે ત્યાં ત્રણ દિવસ રહ્યાં, તે દરમિયાન, એમની મારફતે અમે ત્યાંના ઘણા પ્રતિષ્ઠિત પુરુષોના પરિચયમાં આવ્યાં.

પહેલે દિવસે સવારમાં મારૂં નામ નંધાવવા માટે મિ.ટાવર અને શહેનશાહની ક્રીડાનૌકા ઉપર તેડી ગયા. તે વખતે શહેનશાહનો મેળાપ થવાની વકી નહોતી, પણ એટલામાં એમણે તૂતક ઉપર દેખા દીધી અને મિ. ટાવરને દેખતાં આટલા વહેલા નૌકા ઉપર આવવાનું તેમને કારણ પૂછ્યું. તેમણે ખુલાસો કર્યો કે, હું મિ. કાર્નેગીનું નામ નંધાવવા આવ્યો છું અને એ પોતે પણ સાથે આવેલા છે. તે ઉપરથી તેમણે પૂછ્યું:—"ત્યારે એમને અમારી હજુરમાં કેમ લાવતા નથી? અમારે એમને હમણાંજ મળવું છે."

આ વખતે નૌકા ખાતાના સેનાપતિઓ તથા અમલદારોની પરિષદ્ ભરાવાની હતી, તેથી હું તેવા કેટલાક અમલદારોની સાથે વાતે વળગેલો હોવાથી પાછળથી આવતા મિ. ટાવરને તથા શહેનશાહને હું જોઈ શકયો નહોતો. મારે ખભે કોઇનો હાથ અડકતાં મેં પાછળ જોયું એટલે મિ. ટાવરે કહ્યું:—"મિ.

કાર્નેગી! નામદાર શહેનશાહ પધાર્યા છે."

નામદાર શહેનશાહ મારી પાસે આવીને ઉભા છે, એનો મને સંપૂર્ણ ખ્યાલ આવતાં એકાદ પળનો વિલંબ થયો; પણ પછી બન્ને હાથ ઉંચા કરી હું બોલી ઉઠયોઃ–

"મારી ઉમેદ હતી, એમજ બન્યું છે. કોઇપણ જાતના શિષ્ટાચારસિવાય હું આકાશમાંથી આપની આગળ આવીને પડ્યો હોઉં એમ બન્યું છે." પછી મેં આગળ ચલાવ્યું:–"નામદાર શહેનશાહ! આપના આમંત્રણને માન આપી મેં બે રાતોની લાગલાગટ મુસાફરી કરી છે. બીજા કોઇ મુકુટધારી પુરુષને મળવામાટે મેં અગાઉ એટલો શ્રમ લીધો નથી." આ સાંભળી શહેનશાહ મુગ્ધ કરી નાખે એવા હાસ્ય સાથે બોલ્યા:–"ખરી વાત છે, મેં તમારાં પુસ્તક વાંચ્યાં છે. તમે રાજાઓને ચહાતા નથી."

મેં કહ્યું:–"નહિ, નામદાર! ખરી હકીકત એવી છે કે, હું રાજાઓને ચહાતો નથી, પણ રાજાઓની પાછળ જે મનુષ્ય હોય છે, તેની મને જ્યારે ઝાંખી થાય છે, ત્યારે તેને હું ખસુસ ચાહું છું."

"તમે એક રાજાને ચાહો છો, એ વાત હું જાણું છું. એ રાજા સ્કૉટલૅન્ડનો રૉબર્ટ બ્રુસ છે. બચપણમાં મેં એમને મારા વીરપુરુષતરીકે સ્વીકાર્યા હતા. એમના જીવનથી ભરેલા વાતાવરણમાંજ મને ઉછેરવામાં આવ્યો છે."

"ખરી વાત છે, નામદાર! મને પણ એવી રીતેજ ઉછેરવામાં આવ્યો હતો; અને મારી જન્મભૂમિમાં ડન્ફર્મલાઇનના વિહારમાં એમની સમાધિ છે. હું જ્યારે નાનો હતો, ત્યારે વિહારમાં એમનો જે કીર્તિસ્તંભ છે, તેની હું એક શ્રદ્ધાળુ કૅથોલિક પંથીના જેટલી શ્રદ્ધાથી પ્રદક્ષિણા કરતો. 'કિંગ રૉબર્ટ ધી બ્રુસ' એવું એ ટાવર ઉપર દરેક તખ્તીમાં એકેકો અક્ષર કોતરી લખવામાં આવ્યું છે; પણ, નામદાર શહેનશાહ! બ્રુસમાં રાજાના કરતાં એક વિશેષતા હતી. એ આમવર્ગનો નેતા હતો, છતાં મારી ગણનામાં તે પહેલે નંબરે નહોતો આવતો. આમવર્ગ પૈકીના વૉલેસનો નંબર પહેલો હતો. ડન્ફર્મલાઇનમાં માલ્કમ રાજાનો જે ટાવર છે, તેનો માલીક હાલમાં હું છું.* આપની નસોમાં જે સ્કૉટિશ ઓલાદનું લોહી વહી રહ્યું છે, તે આપને એમની પાસેથી વારસામાં મળેલું છે. આપ આપના પૂર્વજનું પૂજન કરી શકો, એટલા ખાતર આપને એક દિવસ ત્યાં તેડી જવાની મારા મનમાં ઉમેદ છે."

* પિટનક્રિફનો બાગ અને ગુફા ડન્ફર્મલાઈનના લોકોને અર્પણ કરતી વખતે કેટલાંક કારણોને લીધે આ ટાવર કાર્નેગીએ પોતાને સ્વાધીન રાખ્યો હતો.

તેમણે કહ્યું:–" આ સૂચના અત્યંત સુંદર છે. સ્કૉટ લોકો જર્મનો કરતાં ચાલાક અને હોંશિયાર વધારે છે, જર્મનો બહુ ધીમા છે."

મેં કહ્યું:–"પણ, નામવર! સ્કૉટલૅન્ડને લગતી કોઈપણ બાબતના સંબંધમાં આપને નિષ્પક્ષપાતી ન્યાયાધીશતરીકે હું કબૂલ રાખી શકું એમ નથી."

આ સાંભળી તેમણે હસીને વિદાયગીરી લીધી, પણ જતાં જતાં તેમણે મને કહ્યું:–" આજ સાંજે તમારે મારે ત્યાં જમવાનું છે." એમ કહી મારી રજા લઈ એ પરિષદ્‌માટે આવતા દરિયાઇ અમલદારોને મળવા માટે ચાલતા થયા.

ખાણા વખતે આશરે સાઠ પુરુષો હાજર હતા અને અમને ઘણી ગમ્મત પડી હતી. હું એમની સામે બેઠો હતો. બીજાઓ સાંભળી શકે એમ એમણે મને પૂછ્યું:–" પ્રિન્સ વૉન બુલો, જે તમારી બાજુમાં બેઠા છે, તેમને તમે કહ્યું છે કે અમારા વીર પુરુષ બ્રુસની સમાધિ તમારી જન્મભૂમિ ડન્ફર્મલાઇનમાં છે અને અમારા પૂર્વજોનો પિટનક્રિફ ગ્લૅનમાં જે ટાવર છે, તે તમારા કબજામાં છે?"

મેં કહ્યું:–"ના, નામદાર! આપનાં સમક્ષ એવી ક્ષુદ્ર વાતો મારાથી બોલી જવાઇ, પણ હું આપને ખાત્રી આપું છું, કે આપના લૉર્ડ હાઇ ચૅન્સેલર સાથે તો હું ગંભીર વિષયોના સંબંધનોજ વાર્તાલાપ કરીશ."

એક વખત મિસિસ ગેલેટે પોતાની ક્રીડાનૌકા ઉપર અમને ખાણું આપ્યું હતું તે વખતે નામદાર શહેનશાહ પણ હાજર હતા. મેં એમને કહ્યું કે, પ્રેસિડંટ રૂઝવેલ્ટ સાથે હાલમાં મારે વાત થઇ હતી, તે વખતે એ મને એવું કહેતા હતા કે, સ્થાપિત રિવાજ મુજબ જો મને દેશ છોડવાની છૂટ હોય તો હું જર્મની આવી આપ નામદારને અવશ્ય મળી જાઉં. એમનો અભિપ્રાય એવો છે કે, બેની વચ્ચેની નિખાલસ વાતચીત અને વાટાઘાટને પરિણામે સંગીન પ્રકારનું ફળ નીપજ્યા વગર રહે નહિ. મારો અભિપ્રાય પણ તેવો છે. તેમણે પણ એ વાત કબૂલ કરી અને જણાવ્યું કે, મને પણ પ્રેસિડંટ રૂઝવેલ્ટને મળવાનાં ઘણી ઇચ્છા છે, માટે જો તે એકાદ વખત જર્મની આવી જવાની ગોઠવણ કરે તો મને ઘણો આનંદ થાય. મેં એવી સૂચના કરી કે, તમારા દેશના રાજ્યબંધારણની રૂઇએ તમને રાજ્ય છોડવામાં અંતરાય નથી તો તમેજ પ્રેસિડંટને મળવાની તજવીજ કરો તો કેવું સારૂં?

" પણ, અહીં મારી હાજરીની જરૂર છે,એટલે હું કેવી રીતે નીકળી શકું?"

મેં કહ્યું:–" એક વખત મારો દેશ છોડતા પહેલાં હું મારા મીલના અમલદારોની વિદાયગીરી લેવા ગયો અને તેમને જણાવ્યું કે, તમને આવા સખ્ત તાપમાં વૈતરૂં કરતા છોડીને જતાં મને ઘણો ખેદ થાય છે; ત્યારે મારો બહુ-"

ખોલો મેનેજર કૅપ્ટન જોન્સ બોલ્યોઃ-'પણ તમારા જવાથી તો અમે બધા છુટકારાનો દમ ખેંચીએ છીએ એ કેમ ભૂલી જાઓ છો ?' નામદાર શહેનશાહ ! આપના અમલદારો પણ એવુંજ ધારતા હશે."

આ સાંભળી તેમને ખૂબ હસવું આવ્યું. પછી તેમણે ફરીથી પ્રેસિડંટ રૂઝવેલ્ટને મળવાની ઇચ્છા દર્શાવી એટલે મેં કહ્યુંઃ-"નામવર! એ તો ઠીક છે, પણ તમે બે ભેગા થાઓ, ત્યારે મારે હાજર રહેવું પડશે. મને એમ ધાસ્તી રહે છે કે તમે બે ભેગા થાઓ ત્યારે વઢી પડયા વગર રહો નહિ."

તેમણે હસીને કહ્યું:-"હાં, હવે હું સમજ્યો; તમારે અમને બેને એકઠા હાંકવા છે. તેમ છે, તો જો તમે રૂઝવેલ્ટને આગળ જોડશો, તો હું પાછળ ચાલ્યો આવીશ."

"નહિ, નામદાર! એમ ન બને. મને આવા બે તેજી વછેરાના સ્વભાવનો એવો સારો અનુભવ છે કે હું કદી એકની પાછળ બીજાને ચલાવુંજ નહિ. મારે તો એમને બન્નેને સાથે ઝુંસરીમાં દાખલ કરી એક હારમાં રાખવા જોઇએ, કે જેથી કરીને હું બન્નેને કાબુમાં રાખી શકું."

શહેનશાહના જેવો વાતો સાંભળવાનો રસીઓ બીજો કોઇ માણસ મેં જોયો નથીઃ એમના સહવાસમાં રહેવાનું આપણને મન થાય, એવો એમનો સ્વભાવ છે. એ દુનિયાની પ્રગતિ થયેલી જોવા તથા સુલેહ જાળવી રાખવા બહુ ઇંતેજાર જણાય છે. (૧૯૦૭) એ એવો ફાંકો રાખે છે કે, મારા ચોવીસ વરસના રાજવહીવટદરમિયાન મનુષ્યના લોહીનું એક પણ ટીપું મેં ટપકાવ્યું નથી. એ એમ માને છે કે, જર્મનીનું નૌકાસૈન્ય એટલું નાનું છે કે તે ઇંગ્લાંડની ઉપર કંઇપણ અસર કરી શકે એમ નથી અને એની યોજનામાં ઇંગ્લાંડની હરિફાઇ કરવાનો ખ્યાલ બીલકુલ રાખવામાં આવ્યો નથી. તેમ છતાં મારા અભિપ્રાય પ્રમાણે એના બળમાં વધારો કર્યાં જવું એ અનાવશ્યક હોઇ બીનડહાપણભરેલું છે. પ્રિન્સવોન બુલો પણ આવા વિચારો ધરાવે છે અને હું માનું છું કે, દુનિયાની સુલેહને જર્મનીની તરફથી દખલ થાય, એવી ધાસ્તી રાખવાનું જરાપણ કારણ નથી. પોતાના હુન્નરઉદ્યોગની ખીલવણી કરવી એ એની આકાંક્ષા હોવાથી સુલેહ જાળવી રાખવામાંજ એનું હિત રહેલું છે અને હુન્નરઉદ્યોગના ઇચ્છવાલાયક ક્ષેત્રમાં એ ઘણું આગળ વધી રહ્યું છે, એ ચોક્કસ છે. જર્મનીના અમેરિકા ખાતાના એલચી બેરન વૉન સ્ટર્નબર્ગની મારફતે મેં શહેનશાહના ઉપર 'ધી રૂઝવેલ્ટ પોલીસી' નામની રૂઝવેલ્ટની રાજનીતિનું નિરૂપણ કરનારી ચોપડી મોકલી આપી. આ પુસ્તકની પ્રસ્તાવના મેં લખી છે અને તે પ્રેસિડંટને ઘણી પસંદ પડી હતી. શહેનશાહે પણ આ ઉપરથી મારા ઉપર પોતાની

બ્રૉન્ઝ ધાતુની (કાંસાની) પ્રતિકૃતિ મોકલી આપી તથા તેની સાથે પોતાના હસ્તાક્ષરનો કાગળ મોકલ્યો. એ એક શહેનશાહ છે; એટલુંજ નહિ પણ એમનામાં કેટલીક વિશેષતા છે. માણસજાતની સ્થિતિ સુધારવા તે બહુ આતુર છે; મદ્યપાનનો નિષેધ કરી દારૂની બદીનો નાશ કરવા, દંદ્વયુદ્ધની પદ્ધતિ બંધ પાડવા અને મારી સમજ મુજબ દેશપરદેશવચ્ચે સુલેહ ફેલાવવા માટે, એ અવિશ્રાંત પ્રયાસ કર્યા કરે છે.

કેટલાક સમયથી હું એમ માનતો થયો છું કે, એમનો જન્મ દૈવી સંકેતને અનુસરીને થયેલો છે. એમના સમાગમથી મારી આ માન્યતા દઢ થઇ છે. એ ભવિષ્યમાં કોઇ ઘણું સારૂં અને દુનિયાને લાભકારક કાર્ય કરી બતાવશે, એવી મને ઉમેદ છે. દુનિયાની રંગભૂમિ ઉપર હજી એ એવો ભાગ ભજવી બતાવે કે જેને લીધે એમનું નામ અમર થઈ જાય, એવો મને ઘણો સંભવ લાગે છે. સંપૂર્ણ સુલેહ જાળવી એમણે જર્મનીના રાજતંત્રના સુકાનીતરીકેનું કામ કરેલું છે; પણ કોઇ સક્રિય કાર્ય મારફતે સુધરેલી પ્રજાઓમાં સુલેહનું જાથુનું વાતાવરણ ઉભું કરવાની જેના હાથમાં સત્તા છે, એવા માણસની પાસે આથી કંઇક વિશેષ કાર્યની અપેક્ષા રહે છે. જૂદાં જૂદાં રાજ્યો વચ્ચેના અંદર અંદરના ઝગડાનો લવાદીથી નિકાલ કરવાની યોજના ગોઠવવા માટે એકઠા મળવા જો તે તમામ મોટાં રાજ્યોને આમંત્રણ મોકલી આપે, તો જરૂર એ આમંત્રણનો સ્વીકાર થયા વગર રહેજ નહિ. આવો અધિકાર ભોગવનાર પુરુષ પોતાનાજ દેશમાં સુલેહ જાળવી બેસી રહે, એ એના અધિકારના પ્રમાણમાં પૂરતું ન ગણાય. દુનિયામાં એમની નામના માત્ર પોતાના દેશમાં સુલેહ જાળવી બેસી રહેનાર તરીકેની થશે, કે દુનિયા ઉપર સુલેહનું સામ્રાજ્ય સ્થાપનાર ઈશ્વરપ્રેરિત સુલેહના ફરિસ્તા તરીકેની થશે, એ તો ભવિષ્યમાં સમજાશે.

ગઈ સાલ (૧૯૧૨ માં) મેં એમના બર્લિન ખાતાના ભવ્ય રાજમહેલમાં જઈ એમણે એકપણ માણસનો જાન લીધા સિવાય પચીસ વર્ષ સુલેહભર્યો' રાજ્યકારભાર ચલાવ્યો, તે બદલનું અમેરિકા તરફનું અભિનંદનાત્મક માનપત્ર અર્પણ કર્યું હતું. માનપત્રવાળો ડાબડો એમને અર્પણ કરવા માટે હું તેમની પાસે ગયો એટલે એમણે મને ઓળખ્યો અને હાથ લંબાવી મને કહ્યું:—

"કાર્નેગી! સુલેહનાં પચીસ વર્ષ પસાર થયાં છે અને એવાં ઘણાં વર્ષ પસાર થશે, એવી અમને આશા છે."

મારાથી જવાબમાં કહ્યા સિવાય રહેવાયું નહિ કે "અને આ ઉમદા કાર્યમાં આપ અમારા મુખ્ય મદદગાર છો."

અત્યારસુધીમાં એ હાલ્યાચાલ્યા વગર તેમ માન જાળવી બેસી રહ્યા

હતા. તે માત્ર દરેક માનપત્ર એક અધિકારીના હાથમાંથી લઈ બીજાના હાથમાં આપતા અને તે તેમને પાસેના ટેબલ ઉપર મૂકી દેતો. દુનિયાની સુલેહ, એ તમામ માનપત્રોનો મુખ્ય ઉદ્દેશ હતો. રાજા થવા નિર્માણ થયેલા પુરુષની આસપાસ અનિવાર્ય રીતે લડાયકવૃત્તિનું પોષણ કરનારૂં ક્ષાત્રમંડળજ એકઠું થાય છે. આવું મંડળ નામદાર કૈસરની આસપાસ જામ્યું ન હોત, તો મારા અભિપ્રાય મુજબ એ આખી દુનિયા ઉપર સુલેહનું સામ્રાજ્ય જરૂર સ્થાપત. આવું મંડળ રાજ્યકર્તાના જેટલુંજ કાયમી થઇ જાય છે અને જર્મનીમાં તો આ મંડળે પોતાની સત્તા પૂરેપૂરી જમાવી છે. લડાયક વૃત્તિને જ્યાંસુધી અંકુશમાં રાખવામાં ન આવે, ત્યાંસુધી દુનિયા ઉપર સુલેહનું સામ્રાજ્ય સ્થપાય, એવી આશા રાખવી વ્યર્થ છે.

આજ ૧૯૧૪ માં હું આ લખાણ ફરીથી વાંચી જાઉં છું, ત્યારે વસ્તુ-સ્થિતિ કેટલી બધી બદલાઇ ગયેલી માલમ પડે છે. દુનિયાએ અગાઉ કદી નહિ અનુભવેલો એવો ખળભળાટ સર્વત્ર થઇ રહેલો છે. મોટા ભયંકર અને ખુનખાર વિગ્રહમાં દુનીઆ સપડાઇ છે, જંગલી પશુઓની માફક માણસો એકબીજાનો ઘાત કરે છે;છતાં હું આશાનો સંપૂર્ણ ત્યાગ કરી શકતો નથી. હાલના વખત-માં બીજો એક રાજપુરુષ દુનિયાની રંગભૂમિ ઉપર આગળ પડતો ભાગ લઇ રહ્યા છે; એ કદાચ પોતાનું નામ અમર કરી જાય એવો સંભવ છે. પનામાની ખાડી આગળ લેવાતી જકાતને લગતી તકરારના સંબંધમાં જેણે પોતાના દેશની આબરૂનું રક્ષણ કર્યું છે, તે હાલ યુનાઇટેડ સ્ટેટસનો પ્રેસિ-ડેંટ છે. એનામાં અડગ મનોબળ તથા આત્મશ્રદ્ધા રહેલાં છે. આપણે જાણીએ છીએ કે, આવું બુદ્ધિકૌશલ્ય હલકાં માણસોને રાજાતુલ્ય બનાવે છે અને રાજાઓને દેવસમાન બનાવે છે. પ્રતિભાશાળી પુરુષને મન કશું અશક્ય નથી. પ્રેસિડંટ વિલ્સનની કારકીર્દિ ઉપર નજર રાખો. એની નસોમાં સ્કૉટલૅન્ડનું લોહી વહી રહ્યું છે.+

(આટલેથી આ લખાણ અટકે છે.)

---

+ માણસના મનોરથો કેવા વ્યર્થ છે !

# પરિશિષ્ટ અ

## એન્ડ્રુ કાર્નેગીની એકંદર સખાવતોની વીગત.

| | | ડૉલર* |
|---|---|---|
| (૧) | સાર્વજનિક પુસ્તકાલયો માટેનાં મકાન (૨૮૧૧) | ૧૦,૩૬૪,૮૦૯ |
| (૨) | પાઠશાળાઓ ખાતે. (૫૦૦ ઉપરાંત સંસ્થાઓને)<br>પુસ્તકાલયોનાં મકાન માટે ૪૦૬૫૬૯૯<br>બીજાં મકાનો માટે ૪૬૭૨૧૮૭<br>સ્થાયી ફંડ ૯૯૭૭૫૮૯<br>બીજાં કાર્યો માટે ૧૬૪૭૫૩૫ | ૨૦,૩૬૩,૦૧૦ |
| (૩) | દેવળોમાં વાદ્યો અને વાજીંત્રો (૭૬૮૯) | ૬,૨૪૮,૩૦૯ |
| (૪) | ન્યુયૉર્કનું કાર્નેગી કૉરપોરેશન | ૧૨૫,૦૦૦,૦૦૦ |
| (૫) | કાર્નેગી ફાઉન્ડેશન ફૉર ધી ઍડવાન્સમૅન્ટઑફ લર્નીંગ–(અધ્યાપકવર્ગ માટેનાં પેન્શન અને વીમા-ફંડ માટેના દશલાખ ડૉલર સાથેનું શિક્ષણકાર્યની પ્રગતિ માટેનું ફંડ). | ૨૯,૨૫૦,૦૦૦ |
| (૬) | પિટ્સબર્ગ ખાતેનું કાર્નેગી ઇન્સ્ટિટ્યુટ ( કાર્નેગી ઇન્સ્ટિટ્યુટ ઑફ ટેકનોલૉજી માટેના ૧૩૫૩૧૪૩૪ ડૉલર સાથે.) | ૨૬,૭૧૯,૩૮૦ |
| (૭) | વૉશિંગ્ટન ખાતેનું કાર્નેગી ઇન્સ્ટિટ્યુશન. | ૨૨,૩૦૦,૦૦૦ |
| (૮) | કાર્નેગી હિરો ફંડ | ૧૦,૫૪૦,૦૦૦ |
| (૯) | કાર્નેગી ઍન્ડાઉમૅન્ટ ફૉર ઇન્ટરનેશનલ પીસ (સુલેહ-ના કાર્ય માટેનું ફંડ.) | ૧૦,૦૦૦,૦૦૦ |
| (૧૦) | સ્કૉટિશ યુનિવર્સિટી ટ્રસ્ટફંડ | ૧૦,૦૦૦,૦૦૦ |
| (૧૧) | યુનાઇટેડ કિન્ગડમ ટ્રસ્ટફંડ | ૧૦,૦૦૦,૦૦૦ |
| (૧૨) | સ્ટીલ વર્કસ પેન્શન્સ | ૪,૦૦૦,૦૦૦ |
| (૧૩) | ડન્ફર્મલાઇન ટ્રસ્ટ | ૩,૭૫૦,૦૦૦ |
| (૧૪) | ચર્ચ પીસ યુનિયન | ૨,૦૨૫,૦૦૦ |
| (૧૫) | હેગ પીસ પૅલેસ (સુલેહમંદિર) | ૧,૫૦૦,૦૦૦ |
| (૧૬) | બ્રૅડોક, હોમસ્ટેડ અને ડુકેસ્ની ખાતેનાં ઇન્સ્ટિટ્યુટ માટેની રકમો. | ૧,૦૦૦,૦૦૦ |
| (૧૭) | ઇન્ટરનેશનલ બ્યુરો ઑફ અમેરિકન રિપબ્લિક્સ. | ૮૫૦,૦૦૦ |
| (૧૮) | એન્જીનિયરીંગ બિલ્ડીંગ | ૫૦૦,૦૦૦ |

* એક ડૉલરના રૂપીઆ ૨–૧૪–૦ સમજવા.

| | | |
|---|---|---|
| (૧૯) | કિન્ગ ઍડવર્ડ હૉસ્પિટલ ફંડ | ૫૦૦,૦૦૦ |
| (૨૦) | ચર્ચ પૅન્શન ફંડ | ૩૨૪,૭૪૫ |
| (૨૧) | સિમ્પ્લીફાઇડ સ્પૅલિંગ બૉર્ડ | ૨૮૦,૦૦૦ |
| (૨૨) | સૅન્ટ્રલ અમેરિકન પીસ પૅલેસ (ન્યાયમંદિર) | ૨૦૦,૦૦૦ |
| (૨૩) | સ્ટડી ઑફ મૅથડ્ઝ ઑફ અમેરિકનાઇઝશન | ૧૯૦,૦૦૦ |
| (૨૪) | કોચ ઇન્સ્ટિટ્યુટ (બર્લિન) | ૧૨૦,૦૦૦ |
| (૨૫) | ન્યુયૉર્ક ઝુઑલૉજીકલ સોસાઈટી | ૧૧૮,૦૦૦ |
| (૨૬) | ન્યુયૉર્ક ઍસોસિએશન ફૉર ધી બ્લાઇન્ડ | ૧૧૪,૦૦૦ |
| (૨૭) | અમેરિકન લાઇબ્રેરી ઍસોસિએશન | ૧૦૦,૦૦૦ |
| (૨૮) | સેન્ટ ઍન્ડ્રુસ સોસાઈટી | ૧૦૦,૦૦૦ |
| (૨૯) | આયર્ન અને સ્ટીલ ઇન્સ્ટિટયુટ લંડન | ૮૯,૦૦૦ |
| (૩૦) | પિટ્સબર્ગ કિંગ્સલી હાઉસ ઍસોસીએશન | ૭૯,૦૦૦ |
| (૩૧) | નૉર્થૅમ્પટન હોમ કલ્ચયર કલબ | ૭૭,૦૦૦ |
| (૩૨) | ફોરીન સ્ટુડન્ટસ ફ્રૅન્ડલી રિલેશન્સ કમીટી | ૭૦,૦૦૦ |
| (૩૩) | સોર્બોન (મૅડમ કરીફંડ) | ૫૦,૦૦૦ |
| (૩૪) | સ્કૉટસ ચૅરિટેબલ સોસાઇટી–બોસ્ટન | ૩૦,૦૦૦ |
| (૩૫) | મહા યુદ્ધનિમિત્તે | |

| | | |
|---|---|---|
| રેડક્રૉસ | ૧,૫૦૦,૦૦૦ | |
| ૩૨ કૅન્ટમૅન્ટ લાઇબ્રેરીઓનાં મકાન | ૩૨૦,૦૦૦ | |
| કોલમ્બસના નાઈટ્સ | ૨૫૦,૦૦૦ | |
| યંગ મન્સ ક્રિશ્ચિયન ઍસોસિએશન | ૨૫૦,૦૦૦ | |
| નેશનલ રિસર્ચ કાઉન્સીલ | ૧૫૦,૦૦૦ | |
| નેશનલ સિક્યુરિટી લીગ | ૧૫૦,૦૦૦ | |
| યંગ વિમૅન્સ ક્રિશ્ચિયન ઍસોસિએશન | ૧૦૦,૦૦૦ | |
| વૉર કૅમ્પ કૉમ્યુનીટી રિક્રિએશન સર્વિસ | ૫૦,૦૦૦ | |
| નેશનલ બૉર્ડ ઑફ મૅડિકલ ઍકઝામિનેશન | ૨૨,૫૦૦ | ૨,૭૯૨ ૫૦૦ |

| | | |
|---|---|---|
| (૩૬) | પરચુરણ | ૧,૦૫૦,૯૦૦ |
| | એકંદર | ૩૫૦,૬૯૫,૬૫૩ |

**નોટ:**—આ રકમમાં ન્યુયૉર્કના કાર્નેગી કૉરપોરેશનના ફંડના ઉત્પન્નમાંથી આપવામાં આવેલા ૪૯,૮૧૭૪૫૦ ડૉલર આવી જાય છે. એ બાદ કરીએ તોપણ લગભગ ત્રીસ કરોડ ડૉલરની રકમ કાર્નેગીની પોતાની રહે છે.

ઉપરની એકંદર રકમ પૈકી ૨૮૮૭૪૩૩૬૦ ડૉલરની સખાવતો યુનાઇટેડ સ્ટેટ્સમાં કરવામાં આવેલી છે અને બાકીની બીજા દેશો ખાતેની છે. આ ગંજાવર રકમ પૈકી હિંદુસ્તાનને માત્ર ૮૭૫ ડૉલર મળ્યા છે અને તે પણ ખ્રિસ્તિધર્મનાં દેવળોનાં વાજીંત્રો માટે મળેલા છે.

આ ઉપરાંત કાર્નેગીના મરણબાદ તેના વસિયતનામામાં ફરમાવ્યા મુજબ નીચે મુજબની વધુ સખાવતો કરવામાં આવી હતી.

| | ડૉલર |
|---|---|
| ન્યુયૉર્કની કુપર યુનિયન કૉલેજ | ૬૦,૦૦૦ |
| પિટ્સબર્ગ યુનિવર્સિટી | ૨૦૦,૦૦૦ |
| ન્યુયૉર્કની ઑથર્સ ક્લબના રિલિફ ફંડમાં | ૨૦૦,૦૦૦ |
| હૅમ્પટન ઇન્સ્ટિટયુટ (વર્જિનિયા) | ૩૦૦,૦૦૦ |
| સ્ટિવન્સ ઇન્સ્ટિટયુટ | ૧૦૦,૦૦૦ |
| ન્યુયૉર્કની સેન્ટ ઍન્ડ્રુસ સોસાઇટી | ૧૦૦,૦૦૦ |
| એકંદર | ૯૬૦,૦૦૦ |

આ અને પોતાના વારસો, આપ્તજનો અને આશ્રિતોને આપવા ઠરાવેલી રકમો બાદ કરતાં જે મીલ્કત રહી તે તમામ ન્યુયૉર્કના કાર્નેગી કૉરપોરેશનને અર્પણ કરવામાં આવી છે. એ બાકીની મીલ્કતની કિંમત કેટલી છે તે જણાયું નથી; પણ ૧૯૦૦ ની સાલના 'રિવ્યુ ઑફ રિવ્યુઝ' ના એક લેખમાં ડબ્લ્યુ. ટી. સ્ટેડે જણાવ્યું હતું કે "૧૯૦૦ ના જાન્યુઆરીની ૧ લી તારીખે એન્ડ્રુ કાર્નેગી ૨॥ થી ૪ કરોડ પૌંડસુધી જૂદી જૂદી અંકાતી કિંમતની મીલ્કતનો સ્વતંત્ર માલીક થશે. આ મીલ્કત ઉપર ગીરો સાન વગેરે કોઈ જાતનો નથી; અને આ રકમ અમેરિકામાં આવેલા મોટામાં મોટા ઔદ્યોગિક કારખાનાના પ્રેફરન્સ શૅરમાં વ્યાજે રોકવામાં આવી છે. આ રકમની વાર્ષિક આવક ૨૦ લાખ પૌંડ ઉપરાંતની છે.

"જે માણસ ધનના ઢગલા મૂકી મરી જાય છે, તેનું મરણ નામોશીભરેલું છે." એ કાર્નેગીનું સૂત્ર હતું. તેથી જો મી. કાર્નેગી ૯૦ મે વર્ષે સ્વર્ગવાસી થાય, તોપણ તેનો બધો સમય તેના ધનની વ્યવસ્થા કરવામાં જાય. જો તે તેની વાર્ષિક આવકની રકમ વહેંચી દે તો બીજાં અઠ્ઠાવીસ વર્ષમાં તેને પાંચ કરોડ સાઠ લાખ પૌંડની વ્યવસ્થા કરવી પડે, છતાં ૯૦ મે વર્ષે તે ૪ કે ૫ કરોડ પોતાને નામે રાખી મરણ પામવાથી અપકીર્તિ તો પામે. તેથી

તેણે માત્ર પોતાની આવકનોજ ઉપયોગ કરવાનો નથી, પણ સાથે પોતાની મુડી પણ ધીમે ધીમે ઘટાડવી જોઇશે. જો તે ૯૦ વર્ષ જીવે અને પોતાના સિદ્ધાંત પ્રમાણે વર્તે તો તેણે ૧૯૨૮ પહેલાં ૮–૯ કરોડ પૌંડની વ્યવસ્થા કરવી જોઈએ." પણ ઍન્સાઇક્લોપિડિયા બ્રિટાનિકામાં આપેલી હકીકત મુજબ જ્યારે મિ. કાર્નેગી વ્યાપારમાંથી નિવૃત્ત થયો, ત્યારે તેની પેઢીની વેચાણ કિંમત તરીકે તેને આશરે દશ કરોડ પાંડ મળ્યા હતા. કાર્નેગી ૯૦ ને બદલે ૮૨ વર્ષ જીવવા પામ્યો હતો. ઉપર જણાવ્યા મુજબ પોતાની હયાતીમાં તે ૩૦ કરોડ ડૉલર એટલે પાંચ કરોડ પૌંડની વ્યવસ્થા કરી ચૂક્યો હતો; અને બાકીની મીલ્કતની વ્યવસ્થા તેણે પોતાના વસિયતનામાથી કરી હતી. વારસમાં તેને માત્ર એક પુત્રી હતી અને યુવક અથવા યુવતીઓને વારસામાં કરોડો રૂપિયાનું કાંચન આપવું એ મોટામાં મોટા શાપ આપવા બરાબર છે; અને પોતાના ઉપર આધાર રાખનારાં મનુષ્યોનો સારી રીતે નિભાવ થાય તેથી વિશેષ રકમ વારસામાં આપવી એ ધનનો સાચો કે ડહાપણભરેલો ઉપયોગ કહેવાય નહિ , એમ એ માનતો હતો; તેથી વારસો તથા આશ્રિતોને માટે જુજ રકમો કાઢીને બાકીની બધી મીલ્કત તેણે કાર્નેગી કૉરપોરેશનને આપી દીધી હતી.



# ગ્રંથ-સ્વીકાર

નીચેનાં પુસ્તકો ભેટતરીકે મોકલનાર પ્રકાશક સંસ્થાઓ તેમજ સજ્જનોને ધન્યવાદ આપીએ છીએ.

**નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ તરફથી મળેલાં પુસ્તકો:—**

**સત્યાગ્રહની મર્યાદા**—અનુવાદક મહાદેવ હરિભાઇ દેશાઇ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૦૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧, ગ્રાહકોને ાાઙ

**ત્યાગમૂર્તિ અને બીજા લેખો**—લેખક મહાત્મા ગાંધીજી, પ્રકાશક ઉપર પ્રમાણે. કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૨૪, કાગળ એન્ટીક પાતળા, પૂઠું સાદું, મૂલ્ય ા.

**ગુજરાત વર્નાકયુલર સોસાઇટી-અમદાવાદ તરફથી ગ્લેજ કાગળમાં પ્રસિદ્ધ થયેલાં ઇ.સ. ૧૯૨૪ નાં ભેટનાં પુસ્તકો:—**

**હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ** ( ઉત્તરાર્ધ )—કર્તા નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. અમદાવાદ. કદ ૫ાા×૭ા, પૃષ્ઠ ૭૭૨, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**મરાઠી રિયાસત** ( પૂર્વાર્ધ )—અનુવાદક જીવનલાલ અમરશી મહેતા-અમદાવાદ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૦૮, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**સ્ત્રીઓનો કાર્યપ્રદેશ**—અનુવાદક મણિલાલ છોટાલાલ પારેખ બી. એ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૮૮, પૂઠું સાદું, મૂલ્ય ાા.

**આહારશાસ્ત્રપ્રવેશિકા**—લેખક દત્તાત્રય રામચંદ્ર જોગલેકર બી. એ. અને કૃષ્ણાજી રામચંદ્ર સંત બી. એ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૪૪, પૂઠું સાદું, મૂલ્ય ાા.

**સૌંદર્ય અને લલીતકળા**—અનુવાદક સાકરલાલ તુળજાશંકર યાજ્ઞિક. કદ ૫×૭, પૃષ્ઠ ૧૫૨, પૂઠું સાદું, મૂલ્ય ાા.

**ખાંડ બનાવવાની રીત**—કર્તા-દુર્ગેરાય છોટાલાલ અંજારિયા. કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૨૪, પૂઠું સાદું, મૂલ્ય ાા.

**સૌરાષ્ટ્ર સાહિત્યશ્રેણિ મુ. રાણપુર (કાઠિયાવાડ) તરફથી પ્રકાશક અમૃતલાલ દલપતભાઈ શેઠ તરફનાં પુસ્તકો:—**

**રઢિયાળી રાત-ભાગ ૧ લો**—સંગ્રાહક ઝવેરચંદ મેઘાણી. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૪૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ાા.

**રઢિયાળી રાત-ભાગ ૨ જો**—પૃષ્ઠ ૨૩૬, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧)

**સસ્તું સાહિત્ય પ્રકાશક મંડળ-મુ. અજમેર તરફથી હિંદીમાં નીકળેલાં પુસ્તકો:—**

**દક્ષિણ આફ્રિકા કા ઇતિહાસ**—અનુવાદક વૈજનાથ જગન્નાથ મોયદે. કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૮૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય સ્થાયી ગ્રાહકોંસે ાઙ, સર્વસાધારણસે ાાા.

**દિવ્ય જીવન**—અનુવાદક-સુખસંપત્તિરાય ભંડારી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૩૬, કાગળ એન્ટીક પાતળા, પૂઠું સાદું, મૂલ્ય સ્થાયી ગ્રાહકોંસે ાે, સર્વ સાધારણસે ાે≈.

**શિવાજીકી યોગ્યતા**—લેખક ગોપાલ દામોદર તામસ્કર એમ. એ. એલ. ટી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૩૨, કાગળ એન્ટીક પાતળા, પૂઠું સાદું, મૂલ્ય સ્થાયી ગ્રાહકોને ⌐ા, સર્વસાધારણને ાે≈.

**ભારતકે સ્ત્રીરત્ન ગ્રંથ ૧ લા**—(ગુજરાતી ઉપરથી) અનુવાદક રામચંદ્ર વર્મા અને શંકરલાલ વર્મા. કદ ૫×૭ા, પૃષ્ઠ ૪૦૪, કાગળ એન્ટીક પાતળા, પૂઠું સાદું, મૂલ્ય સ્થાયી ગ્રાહકોને ૧), સર્વસાધારણને ૧)≈.

**વ્યાવહારિક સભ્યતા**—લેખક ગણેશદત્ત શર્મા ગૌડ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૧૨, કાગળ એન્ટીક પાતળા, પૂઠું સાદું, મૂલ્ય ાેાા

**શ્રી લલિત વાઙ્મય ગ્રંથમાળા તરફથી પ્રકાશક કૃષ્ણશંકર મણિશંકર શાસ્ત્રી; ખીજડાપોળ, સાંકડીશેરી અમદાવાદ:—**

**પ્રણયપંક**—પ્રયોજક રત્નેશ્વર ભવાનીશંકર વકીલ કદ ૫×૬ાા, પૃષ્ઠ ૬૨૪, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૨ાા.

**મારો દેશ**—અનુવાદક રત્નેશ્વર ભવાનીશંકર વકીલ. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૫૦૦, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૨ાા.

**રવિન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ**—ભાગ ૨ જો-લેખક રત્નેશ્વર ભવાનીશંકર વકીલ. કદ ૪ાા×૬ાા, પૃષ્ઠ ૩૩૫, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૨).

**પ્રકાશક પ્રભુશંકર નરભેરામ, વિશ્વજ્યોતિ કાર્યાલય-અડાજણ**

**જપ અથવા ઈશ્વર મેળવવાનો માર્ગ**—લેખક પ્રભુશંકર નરભેરામ વ્યાસ. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૧૨૮, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**મલ્લિકાદેવી**—અનુવાદક સ્વ. રત્નસિંહ દીપસિંહ પરમાર. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૧૮, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**ટેલીપથી ઈન્સ્ટ્રક્ટર અથવા માનસિક સંદેશશિક્ષક**—અનુવાદક બાળકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ. કદ ૫×૮, પૃષ્ઠ ૮૮, પૂઠું સાદું, મૂલ્ય ાાા.

**પ્રકાશક:—શ્રી આગમોદય સમિતિ-મુંબઈ. લેખક સદ્દગત વીરચંદ રાઘવજી ગાંધી**—ભાષાઅંગ્રેજી, કદ ૫ાા×૭ા, કાગળ એન્ટીક, પૂઠાં પાકાં:—

**ધી જૈન ફિલૉસૉફી**—પૃષ્ઠ ૪૨૪, મૂલ્ય ૧).

**ધી યોગ ફિલૉસૉફી**—પૃષ્ઠ ૩૨૮, મૂલ્ય ાાા≈.

**ધી કર્મ ફિલૉસૉફી**—પૃષ્ઠ ૨૪૦, મૂલ્ય ાાા.

## અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો:—

**શ્રી લઘુકાવ્ય બત્રીસી**—લેખક મુનિશ્રી છોટાલાલજી, વઢવાણકેમ્પ. કદ ૫x૭, પૃષ્ઠ ૯૬, કાગળ એન્ટીક, પૂઠું સામાન્ય, મૂલ્ય ૦ાા.

**તત્ત્વવિચારદીપક** (હિન્દી)—લેખક સ્વામી શિવાનંદજી–ગોધરા. કદ ૬ાાx૧૦, પૃષ્ઠ ૧૦૪, પૂઠું સાદું, મૂલ્ય નથી લખ્યું.

**ભક્તિદર્પણ અથવા આત્મપ્રસાદ**—અનુવાદક પટેલ ચતુરભાઈ બાબરભાઈ પ્રકાશક, પટેલ મોતીભાઈ લક્ષ્મીદાસ–આણંદ. કદ ૫x૭, પૃષ્ઠ ૧૯૨, કાગળ એન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૦।=.

**ભાગીરથીની ભૂલ્ય**—લેખક રમણીક અ. મહેતા. પ્રકાશક આર. રોય એન્ડ કંપની, ગીરગામ મુંબઈ નં. ૪. કદ ૫x૭, પૃષ્ઠ ૨૪૦, કાગળ એન્ટીક, પૂઠું પાકું, મૂલ્ય ૨ાા.

**અમરગઢની અમરમેધા**—લેખક અને પ્રકાશક દત્તદેવ જનાર્દન શર્મા, મુ. ચાંદોદ. પૃષ્ઠ ૮૮, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રી રંગમાળા તથા શ્રીકૃષ્ણકીર્તનાંજલી**—લેખક રંગનાથ શંભુનાથ ઘારેખાન, રાયપુર–અમદાવાદ. પ્રકાશક મોહનલાલ ચુનીલાલ કોઠારી, રાવપુરા રોડ વડોદરા. કદ ૫x૭ાા, પૃષ્ઠ ૧૪૨, કાગળ એન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૦ાાા.

**મ્હારા ધર્મવિચાર ભાગ ૧ લો**—લેખક ઉપર પ્રમાણે. પ્રકાશક માણેકલાલ અંબારામ ડાકટર–વડોદરા. કદ ૫x૮ાા, પૃષ્ઠ ૧૮૦, કાગળ ગ્લેજ, પૂઠું સામાન્ય, મૂલ્ય ૧ાા.

**વાર્તાનું શાસ્ત્ર**—લેખક ગિરિજાશંકર ભગવાનજી બધેકા. પ્રકાશક ભટ્ટ નૃસિંહપ્રસાદ કાળીદાસ, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન–ભાવનગર. કદ ૬x૮ાા, પૃષ્ઠ ૨૯૬, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧)=.

**શ્રી સદુપદેશ કુસુમમાળા**—યોજક મુનિશ્રી છોટાલાલજી. પ્રકાશક શાહ લક્ષ્મીચંદ ઉજમશી, –અંકલેશ્વર, કદ ૩ાાx૫, પૃષ્ઠ ૮૦, મૂલ્ય સદુપયોગ.

**ત્યારે કરીશું શું?**—અનુવાદક પાંડુરંગ વિઠ્ઠલ વળામે. પ્રકાશક:- દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, સત્યાગ્રહાશ્રમ સાબરમતી. કદ ૫x૭ાા, પૃષ્ઠ ૨૪૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ાાા.

**પ્રેમ**—ભાષાંતરકર્તા–કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા. પ્રકાશક નવયુગ મંદિર, સુરત. કદ ૪ાાx૬ાા, પૃષ્ઠ ૭૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**ચિત્રમંદિર**—લેખક અને પ્રકાશક–શાહ મોહનલાલ ચુનીલાલ ધામી, પાટણ. કદ ૫x૬ાા, પૃષ્ઠ ૫૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ા.

**કુમારિકાને પત્રો**:—પ્રયોજક અને પ્રકાશક માવજી દામજી શાહ, બાબુ પી. પી. જૈન હાઈસ્કુલ મુંબઈ. કદ ૫x૭ાા, પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦ા.

**શ્રી ભકત્યામૃત**—પ્રગટકર્તા વૈષ્ણવ ચીમનલાલ નાથુરામ. ઠે. ન્યુ ચીર બંદર, શાકતભવન, મુંબઇ. કદ ૫×૬।।, પૃષ્ઠ ૮૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું મૂલ્ય હરિજનોને અમૂલ્ય ભેટ.

**માંગલિક ગીતમાળા**—કર્તા ભક્ત લવજી કરસન, પ્રકાશક મોહનલાલ વીરજીભાઇ પટેલ–અમરેલી. કદ ૫।।×૮।।, પૃષ્ઠ ૮૮, કાગળ ગ્લેજ, પૂઠું પટ્ટીવાળું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**નરસિંહસાર**—સંગ્રહકર્તા હરિશંકર ત્રિવેદી. પ્રકાશક નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. કદ ૫×૬।।, પૃ૦ ૧૧૨, કાગળ ગ્લેજ, પૂઠું સામાન્ય મૂલ્ય ૦।=.

**ટોલસ્ટોય અને શિક્ષણ**—અનુવાદક પાંડુરંગ વિઠ્ઠલ વળામે. પ્રકાશક દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, સત્યાગ્રહ આશ્રમ સાબરમતી. કદ ૫×૭।।, પૃષ્ઠ ૧૨૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦।।,

**નવરાત્રીના ગરબા**—સંગ્રાહક તથા પ્રકાશક નરોત્તમદાસ હરખચંદ દામાણી–મુ. ચોરવાડ. કદ ૫×૬।।, પૃષ્ઠ ૮૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦।

**અદ્વૈત રત્નપ્રકાશ**—પ્રસિદ્ધકર્તા સાધુ દામોદરદાસ જાખલ. ઇલાકે સાચોર ( મારવાડ ). કદ ૪।।×૫।।, પૃષ્ઠ ૧૪૫, પૂઠું સાદું, મૂલ્ય ૦।।.

**ઋણછોડની વાણી**—લેખક ઋણછોડદાસ માધવદાસ પટેલ–નાર. પ્રકાશક મોતીભાઇ ભુલાભાઇ પટેલ–ઉત્તરસંડા. કદ ૫×૬।।, પૃષ્ઠ ૯૬, મૂલ્ય અમૂલ્ય

**બકુલ**—પ્રકાશક ગાંડીવ સાહિત્યમંદિર, કેળાંપીઠ સુરત. કદ ૫×૭. પૃષ્ઠ ૫૬, કાગળ જાડા એન્ટીક, પૂઠું જાડા આર્ટપેપરનું મૂલ્ય ૦।=,

**ગીતામૃતરહસ્ય**—લેખક અને પ્રકાશક વૈદરાજ રાઘવજી માધવજી શર્મા. મુ. ગોંડળ. કદ ૩।।×૪।।, પૃષ્ઠ ૧૦૮, મૂલ્ય લખ્યું નથી.

**દયાનંદવચનામૃત**—અનુવાદક અને પ્રકાશક–મણિલાલ મોતીભાઇ, અમદાવાદ. કદ ૫×૭।।, પૃષ્ઠ ૯૬, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦।=.

**રહસ્ય ગુંજન**—અનુવાદક અને પ્રકાશક–મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી મુ. મોડાસા. કદ ૫×૭।।, પૃષ્ઠ ૧૫૬, કાગળ ગ્લેજ, પૂઠું સામાન્ય, મૂલ્ય ૦।।।

**રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું જીવનચરિત્ર**—સંપાદક પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ. પ્રકાશક રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ પારેખ, મું. અમદાવાદ. પૃષ્ઠ ૫૦, મૂલ્ય ૦)=.

**ગીતરત્નાકર**—રચયિતા શ્રીમદ્ અજિતસાગર સુરિજી. પ્રકાશક સુરિશ્રી અજિતસાગર શાસ્ત્રસંગ્રહ, મુ પ્રાંતીજ. કદ ૫×૭।।, પૃષ્ઠ ૪૦૮, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રીકૃષ્ણગીતા**—અનુવાદક અને પ્રકાશક માણેકલાલ હ. પંડયા. કદ ૫×૭, પૃષ્ઠ ૩૭૬, કાગળ ગ્લેજ, પૂંઠુ પાકું, મૂલ્ય ૨)

**કાવ્યસુધાકર**—લેખક શ્રીમદ્ અજિતસાગર સુરિજી, પ્રકાશક શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૫૦૪, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૨ા.

**શ્રી સુરસુંદરી ચરિત્ર**—અનુવાદક શ્રીમદ્ અજિતસાગર સુરિજી. પ્રકાશક શ્રી અજિતસાગર શાસ્ત્રસંગ્રહ-મું. પ્રાંતીજવતી શા. શામળદાસ તુળજારામ. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૬૩૨, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય લખ્યું નથી.

**નવરાત્ર નિર્ઝરિણી**—સંગ્રાહક ભટ ગિરિજાશંકર રેવાશંકર, અગસ્ત્ય-પુર-પોસ્ટ આગલોડ ઉત્તર ગુજરાત. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૪૦, પૂઠું પાકું. ૧)

**કાવ્યગંગ**—રચનાર પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ બી. એ. એલ. એલ. બી. અમદાવાદ. કદ ૫×૭, પૃષ્ઠ ૯૬, કાગળ ગ્લેજ, પૂઠું સામાન્ય. મૂલ્ય ૦ાા.

**મયુરધ્વજ આખ્યાન અને ભીમચાતુર્ય**—કર્તા ઉપર પ્રમાણે. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૧૦૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ા.

**ધનવાન થૅા૦ બીજું-ધનપ્રાપ્તિના માર્ગો**—લેખક અને સંપાદક જેઠાલાલ દેવશંકર દવે; તંત્રી ભાગ્યોદય-અમદાવાદ. કદ ૫×૮ાા, પૃષ્ઠ ૮૬૪, કાગળ ગ્લેજ-પૂઠું પાકું, મૂલ્ય ૮) 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને માટે નરતમાં ૫)

**મસ્તવિલાસ**—લેખક વાડીલાલ મોતીલાલ શાહ. ઠે. ઘાટકોપર મુંબઇ. કદ ૫×૭, પૃષ્ઠ ૪૨૦, કાગળ એન્ટીક, પૂઠું પાકું, મૂલ્ય લખ્યું નથી.

**બાળકોનો મિત્ર**—લેખક દેવશંકર જેઠાલાલ પંડ્યા. પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા-અમદાવાદ. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૧૫૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**નીચેના અહેવાલો પણ મળ્યા છે—**

ભગિની સમાજનો નવમો વાર્ષિક વૃત્તાંત.

શ્રી લખતર-અંત્યજ શાળાનો સં. ૧૯૭૯-૮૦ નો રિપોર્ટ.

રાવળા-સાર્વજનિક પુસ્તકાલયનો સં. ૧૯૮૦-૮૧ નો રિપોર્ટ.

સીનોર-સયાજી શ્વેતોત્સવ પુસ્તકાલયનો રિપોર્ટ. ૧૯૨૪-૨૫.

વેરમા યુવક મંડળ તથા સાર્વજનિક લાયબ્રેરીનો રિપોર્ટ સને ૧૯૧૬ થી ૧૯૨૩ સુધીનો.

ગુજરાતી મિત્રમંડળ સ્કુલ, ખડકપુરનો છઠ્ઠો રિપોર્ટ. સને ૧૯૨૪.

શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ-મું. કડી. પાંચમો હેવાલ. સં. ૧૯૮૦-૮૧

શ્રી જગન્નાથ પુરી ગૌરક્ષણી સભાનો ચોથો રિપોર્ટ. સને ૧૯૨૨-૨૩-૨૪.

શ્રી જુમ્માદાદા વ્યાયામ મંદિર વડોદરા રૌપ્યમહોત્સવનો અહેવાલ.

શ્રી ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરીનો વાર્ષિક રિપોર્ટ સને ૧૯૨૫.

શ્રી ચોરવાડી માતાજીના ઝુંડનો વૃક્ષારોપનનો હેવાલ.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨ | મના | તેમના |
| ૪ | ૨૯ | પ્રાસદ્ધ | પ્રસિદ્ધ |
| ૬ | ૧૭ | બા બતમા | બાબતમાં |
| ૮ | ૨૯ | લોકાનું | લોકોનું |
| ૯ | ૧૨ | ગાંરવ | ગૌરવ |
| ૯ | ૨૨ | વ્યાક્ત | વ્યાક્ત |
| ૧૦ | ૬ | સ થી | સૌથી |
| ૧૧ | ૧૭ | પાલ્રમેન્ટની | પાર્લામેન્ટની |
| ૧૨ | ૭ | શાક્ત | શક્તિ |
| ૧૪ | ૧૨ | લત્તા | લત્તો |
| ૧૫ | ૨૦ | હષ થ | હર્ષથી |
| ૧૭ | ૫ | ચેટાંલી | ચોંટેલી |
| ૧૯ | ૨૦ | મેઢે | મોઢે |
| ૨૦ | ૨૩ | વ્યાક્ત | વ્યક્તિ |
| ૨૨ | ૧૪ | શાક્તના | શક્તિના |
| ૩૧ | ૩૦ | ારખાનામાં | કારખાનામાં |
| ૩૩ | ૨૬ | લ ગતી | લાગતી |
| ૩૪ | ૨૧ | વ્યાક્તઓનાંજ | વ્યક્તિઓનાંજ |
| ૩૯ | ૧૬ | તરફની ’ | તરફની ) |
| ૪૨ | ૫ | દવસે | દિવસે |
| ૪૯ | ૮ | ભોગવવાન | ભોગવવાની |
| ૫૦ | ૯ | તેથ તેમન | તેથી તેમની |
| ૫૧ | ૧૫ | તો | તે |
| ૫૨ | ૨૭ | આશ્ચયનો | આશ્ચર્યનો |
| ૫૫ | ૨ | ડીરિડને | ડી. રિડને |
| ૫૭ | ૫ | સ્ટર | વેબ્સ્ટર |
| ૬૦ | ૨૨ | નાગારકો | નાગરિકો |
| ૬૪ | ૧૮ | રણા | રણો |

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૨૦ | સાથી | સૌથી |
| ૭૪ | ૮ | ચક | ચૅક |
| ૮૭ | ૬ | રાખ | રાખ્યું |
| ૮૯ | ૧૯ | વેસ્ટ | કે વેસ્ટ |
| ૯૨ | ૨૩ | ઉપથી | ઉપરથી |
| ૯૬ | ૭ | ત્યાંથ | ત્યાંથી |
| ૯૮ | ૨૨ | વ છે | એવી છે |
| ૧૦૫ | ૧૬ | ડૉલદના | ડૉલરના |
| ૧૧૨ | ૧૨ | વકસ | વર્કસ |
| ૧૨૦ | ૧૩ | પદાથે | પદાર્થો |
| ૧૩૮ | ૨૫ | ખાનગ કાન | ખાનગી મકાન |
| ૧૪૫ | ૧૮ | નિણયમાં | નિર્ણયમાં |
| ૧૪૯ | ૨૯ | હાથલગા એ | હાથલગાએ |
| ૧૫૭ | ૧૪ | કર્યે | કર્યો |
| ૧૬૧ | ૪ | અમેથોડો | થોડો |
| ૧૬૩ | ૧૪ | આષધ | ઔષધ |
| ૧૭૫ | ૨૯ | ક્યું | કર્યું |
| ૧૮૩ | ૨૨-૨૩ | કરવાન | કરવાની |
| ૧૮૩ | ૩૩ | સ્તક | પુસ્તક |
| ૧૮૭ | ૨૬ | મુસાફરો | મુસાફરીઓ |
| ૨૧૦ | ૧૯ | કારકિર્દીથિ | કારકિર્દીથી |
| ૨૨૭ | ૨૯ | દાષ્ટથી | દષ્ટિથી |
| ૨૩૧ | ૫ | આનવાર્ય | અનિવાર્ય |
| ૨૫૨ | ૧૧ | સોથી | સૌથી |
| ૨૫૭ | ૭ | ક્યું | કર્યું |
| ૨૬૮ | ૧૪ | ગુમાવ્યાથા | ગુમાવ્યાથી |
| ૨૯૬ | ૨૩ | ક્યુ | કર્યું |
| ૨૯૯ | ૩૩ | એમન | એમના |
| ૩૦૧ | ૩૧ | માહિત | માહિતિ |
| ૩૦૨ | ૧૮ | અબાધત | અબાધિત |
| ૩૧૭ | ૩૩ | તેડા | તેઢી |
| ૩૨૦ | ૧૬ | કાયના | કાર્યના |
| ૩૨૦ | ૨૪ | પારચયમાં | પરિચયમાં |

# છપાતા સંપૂર્ણ મહાભારતવિષે

## નીચેની બાબતો અવશ્ય વાંચજો.

---

### ૧–વૈશાખ સુદ ૧૫ સુધી વાચકબંધુઓને છેવટની તક

રૂ. ૩૬ )ને બદલે રૂ. ૨૮ ) ભરીને મહાભારતના અગાઉથી ગ્રાહક થવા માટેનો સમય ગઇ હોળીસુધીનોજ રાખેલો અને ગઇ દિવાળી પહેલાંથીજ એ સમય જાહેર કરાતો ચાલેલો; છતાં વૈશાખી પૂનેમ સુધી એ મૂલ્યે ગ્રાહક થવાની આ છેવટની તક અપાઇ છે.

ઉપલા હેતુથી આ (દાનવીર કાર્નેગી) પુસ્તકની સાથે મહાભારતને લગતું હસ્તપત્ર તથા છાપેલું કાર્ડ એકવાર ફરી પણ મોકલી આપીને સર્વ વાચક-બંધુઓનું ધ્યાન તેના તરફ ખેંચવામાં આવે છે. એમાં હોળી સુધીને માટેજ કિફાયતી મૂલ્ય છપાયલું છે; છતાં ઉપર મુજબની છૂટ સમજીને હજી પણ સુખેથી નાણાં સાથે એ પત્રું ભરી મોકલી શકાશે.

હિંદુતરીકે જેઓ સમજુ–સંસ્કારી હશે; જેઓ ધર્મનીતિના પ્રેમી કે સદ્ગુણોના સ્નેહી હશે; જેઓને અધિકાધિક સદાચારી કે ઉચ્ચગામી બનવા બનાવવાના સાધનરૂપે કર્મ, જ્ઞાન, ભક્તિનાં રહસ્ય અને મહિમા જાણવાં–ઝીલવાં હશે; જેઓ પોતાના અને ગૃહકુટુંબના સુખ, સમૃદ્ધિ અને કલ્યાણને અધિકાધિક ઇચ્છતા હશે; અને જેઓ મહાભારત–રામાયણને વ્યવહારપરમાર્થ ઉભયના પ્રકાશક સૂર્યચંદ્રસમાન સમજતા હશે; એવા સજ્જનોને તો પાછળથી પૂરી કિંમતથી તો શું પણ ( સંસ્થામાં ખૂટી જતાં ) બીજા સંઘરનારાઓ પાસેથી બેવડી કિંમતે પણ એવા અદ્વિતીય ગ્રંથો લેવાજ પડવાના ! કેમકે ફરી ફરીથી એવા ગ્રંથ છપાવા એ કાંઇ સહજ વાત નથી; માટે અત્યારે ઓછા મૂલ્યેજ લેવાય તો લઇ લેજો.

આ સંસ્થા તરફની ગ્રંથોની કિંમત સર્વ પ્રકારના વહીવટી ખર્ચ સાથેજ છપાય છે; તે મુજબ મહાભારતની પણ સામાન્ય કિંમત રૂ. ૩૬) રખાયલી છે; અને અગાઉથી તેમજ તરતમાં ગ્રાહક થનારાઓને માટે ખર્ચનું એટલું પ્રમાણ ગણવાની જરૂર નહિ હોવાથી, વૈશાખી પૂનેમ સુધીને માટે ઉપર જણાવ્યા મુજબ રૂ. ૨૮) રખાયા છે. એ પછી દિવાળીસુધીને માટે રૂ. ૩૦) અને તે પછી સાતે ભાગ તૈયાર થઇ રહેથી એકાદ માસને માટે રૂ. ૩૨) પણ રખાશેજ. એ પછીજ એનું સામાન્ય મૂલ્ય રૂ. ૩૬) ચાલુ થશે.

## ૨—મહાભારતમાટે નાણાંની હવે જરૂર નથી.

ગઇ દીવાળી પહેલાં "સ્વર્ગનો પ્રકાશ" એ પુસ્તકમાં મહાભારતમાટે ઉછીનાં નાણાંની આવશ્યકતા દર્શાવવાની સાથે એમ પણ જણાવેલું કેઃ—

"જેમણે જરૂર પડે ત્યારે આર્થિક સગવડ આપવાનું કહ્યું હોય, એવા સજ્જનોસિવાય અન્ય પાસે જઇ માગણી કરવાકરાવવાની બાબતમાં આ સેવક નાલાયક હોવાથી આ સ્થળે સામાન્યરૂપેજ આ આવશ્યકતા રજુ કરવામાં આવી છે, કે જેથી જેમને અંતરના ઉત્સાહથી આ બાબતમાં ઉપયોગી થવું હોય તેઓજ તેમ કરે."

"પ્રભુનાં કામો પ્રભુ હરકોઇ પ્રકારે કરવા, કરાવવા તથા નિભાવવાને સમર્થજ હોવા છતાં તે દયાળુ પોતાનાં માનવબાળકોને આવી રીતે તેમના ભલામાટે તેમાં નિમિત્તભૂત થવાની પણ તક આપે છેજ."

આ પ્રમાણે આર્થિક આવશ્યકતા અંતરના ઉત્સાહીઓપ્રત્યેજ દર્શાવવાનું ગમેલું; અને 'મોટા ભા' કરી મારીને મિથ્યાભિમાનમાં વધારે ડુબાડવાનું પાપ કરતાં બીક લાગેલી; એટલે પછી "અંતરના ઉત્સાહથી" આપવાવાળા સાત સજ્જનો પણ નીકળી આવે, તે બદલ હાલનો દેશકાળ જોતાં આશ્ચર્ય નહિ પણ આનંદજ ઉપજાવે એવું છે.

ઉપરોક્ત સજ્જનો પાસેથી ૨૫૦૦+૧૦૦૦+૧૦૦+૧૦૦+૧૦૦+૧૦૦+૧૦૦ એ રીતે એકંદરે ચાર હજારની સગવડ મંગાવી શકાત; પરંતુ મહાભારતનું કાર્ય એકંદરે ચાલીસ હજારની આવશ્યકતાવાળું હતું; એટલે પછી તે કાર્ય બીજેજ રસ્તે ચલાવવાની જરૂર પડી; અને તેથી ઉપરોક્ત નાણાં મંગાવી લેવાનું ધન્યવાદ સાથે બંધજ રાખવું પડયું છે. એ બીજા માર્ગની હકીકત નીચે મુજબ છે.

ગયા વર્ષના શિયાળા સુધીમાં મહાભારતનું ભાષાંતર ઠીક આગળ વધી ચૂકેલું, તેને લઇને તેજ સમયથી એ ગ્રંથ છપાવવાનો વિચાર ચાલુ થઇ ચૂકેલો.

એ પૂર્વે સંવત ૧૯૭૪–૭૫ ના અરસામાં તો સ્થિતિ એવી હતી કે, છપાઇ ચૂકેલાં પુસ્તકો પૈકી અર્ધાં–પોણાં પુસ્તકો ખલાસ થઈ ચૂકેલાં, અને તે છતાં પણ તેની માગણીઓ સારી પેઠે રહ્યા કરેલી. એ ઉપરથી એ ખૂટેલાં પુસ્તકો ફરીથી છપાવાની જરૂર તો સ્પષ્ટજ સમજાયલી હતી; પરંતુ બીજી તરફ યૂરોપની લડાઇને લીધે છાપખાનાંઓને નવી નવી કંપનીઓ તરફની એવી કમાણી જાગેલી કે, બીજાં પુસ્તકો તો શું, પણ ભગવદ્ ગીતાની નવી–છઠ્ઠી આવૃત્તિ પણ(એને માટે હજારો પ્રતની માગણી રહ્યા કરવા છતાં) છપાઇ શકેલી નહિ. આવા સંયોગોને લીધેજ એ પછી સંસ્થાનું પોતાનું છાપખાનું નાછૂટકે નીકળેલું.

મહાભારત છાપવા સંબંધી વિચાર ગયા વર્ષના શિયાળામાં ચાલુ થયો; ત્યાંસુધીમાં તો સંસ્થાનું પોતાનું પ્રેસ સંવત ૧૯૭૭ થી ૮૦ સુધીનાં ચાર

વર્ષ ચાલી ચૂકલું હતું; પરંતુ તે છતાં પણ ખૂટી ગયેલાં પુસ્તકો તો હજી છપાવાં જારીજ હતાં. કેમકે પુનરાવૃત્તિરૂપે પુસ્તકો જેમ જેમ છપાતાં ચાલે, તેમ તેમ બીજાં તૈયાર પુસ્તકોમાંથી થોડાં થોડાં ખૂટી પણ પડેજ; એટલે પુનરાવૃત્તિઓ છપાવવાની સંખ્યા તો લગભગ એટલી ને એટલીજ રહ્યા કરે. વળી પુનરાવૃત્તિઓ છપાવાની સાથે સાથે ગ્રંથમાળાનાં અને બીજાં નવાં પુસ્તક પણ છપાતાંજ હોય.

ઉપર મુજબ જે પુનરાવૃત્તિઓ, તેમજ બીજાં (વિવિધ ગ્રંથમાળા સિવાયનાં) નવાં પુસ્તકો છપાય, તે સર્વને માટે પૈસાની સગવડનો આધાર તો એક માત્ર તૈયાર પુસ્તકોના વેચાણ ઉપરજ રહેતો આવ્યો હતો. એક ગૃહસ્થ દશ હજાર સુધીની રકમ ઉછી દાખલ આપનાર મળી ચૂકેલા ખરા—હજી પણ છેજ; પરંતુ કોઈ કોઇવાર અણધારી તંગી નીકળી આવે ત્યારેજ તેમની પાસેથી નાણાં મંગાવવાનું રાખેલું અને રાખ્યું છે.

આ પ્રકારે લોકોની માગણીને પહોંચી વળવા માટે પુનરાવૃત્તિઓ છાપવાનું જે કાર્ય ચાલ્યા કરતું, તે હજી પણ ઉપર જણાવ્યું તેમ ચલવ્યેજ જવાની જરૂર હતી; એટલે પછી એ કાર્ય બાજુ મૂકીને તેનીજ આર્થિક સગવડવડે મહાભારત છપાય, તેના કરતાં તો ઉછીપાછીની અલગ સગવડવડે છપાય, તેજ વધારે સારૂં; એમ મનમાં રહ્યા કર્યું હતું.

ઉપલા પ્રકારની લાગણીને લઇનેજ ઉપરોક્ત આર્થિક આવશ્યકતા દર્શાવાયલી; અને તે રસ્તે આર્થિક સગવડ સીધી સાદી રીતે ન નીકળી આવે તોજ ઈશ્વરેચ્છા સમજીને પુનરાવૃત્તિઓ છાપવાનું મુલ્તવી રાખી, તેને ઠેકાણે મહાભારત છપાવી નાખવું; એવી ધારણા નક્કી થયેલી. આ પ્રમાણે કોઇ પણ રસ્તે મહાભારત છાપવાનું નક્કી હતું તેથીજ ગયા વર્ષના ઉનાળાથી કાગળોની પેરવી ચાલુ થયેલી, અને ચાતુર્માસ બેસતાં તેની વરધી અપાયલી.

પરિણામે ચાલુ સાલના શિયાળામાંજ કાગળો, પૂંઠાં માટેનું કાપડ, વગેરે મોટા જથ્થામાં આવી પહોંચ્યું અને આર્થિક સગવડ બહારથી પૂરતી નીકળી આવેલી જણાઈ નહિ; એટલે પછી ઉપર જણાવેલી ચાલુ સગવડવડેજ મહાભારતનો ગ્રંથ શિયાળામાંજ છપાવો શરૂ થઇ ચૂકયો. એના કુલ સાત ગ્રંથો પૈકી પહેલો (આદિ અને સભાપર્વ) અને પાંચમો (શાંતિપર્વ) ગ્રંથ, એ બે ગ્રંથો ચોમાસાની અગાઉ નીકળશે; અને તે પછી બીજા બે ગ્રંથો દીવાળી સુધીમાં અને બાકીના ત્રણ ગ્રંથ હોળી સુધીમાં છપાઇબંધાઇને બહાર પડી જશે. પછી ઈશ્વરેચ્છા હોય તો સાતે સાત ગ્રંથ દીવાળી સુધીમાંજ નીકળી જાય તોપણ નવાઈ નથી.

"મહાભારતમાટે બહારથી સગવડ ન નીકળી આવી તે ઠીકજ થયું" એ વાત તો મહાભારત છપાવું શરૂ થયા પછીજ સમજાઈ હતી; અને તે

નીચે મુજબ છે:—

આ સેવકના જીવનદરમિયાન સ્થૂળ આરોગ્યનો પણ ઉમદા અનુભવ તો હિમાલયેજ આપેલો. લગભગ વીસ વર્ષથી આ સંસ્થામાં આ તનમન કામે આવવામાં એ તરફનું વખતોવખતનું સેવન પણ શક્તિપ્રદાતા સમજાયલું છે. આ સેવક શિયાળામાં રિષીકેશ તરફ બેત્રણ માસ જાય, ત્યારે ત્યાં રહીને પણ સંસ્થાનું કામકાજ (જે જાતેજ કરવાનું હોય છે તે) તો કરવુંજ પડે; પરંતુ એ રીતે પણ એ તરફ થોડા માસ જે વર્ષે રહી અવાય, તે વર્ષે શરીર વધુ ઠીક રહે. છેલ્લાં બે વર્ષથી દેખરેખ, પ્રબંધ અને બીજાં કામો આડે તે તરફ જવાયલુંજ નહિ; એટલે ગયા શિયાળામાં મહાભારતનું કાર્ય ઉપર મુજબ ગોઠવાઇ જતાં તરતજ આ સેવક તે તરફ જવા નીકળેલો; પરંતુ પ્રારબ્ધવશાત્ વચમાં જે થોડા થોડા દિવસ અન્ય સ્થળોએ ઉતરવું થયેલું, તે દરમિયાન પ્રકૃતિ અસ્વસ્થ એવી થઇ કે અમદાવાદ પાછા આવવું પડયું; કારણ કે જીંદગીમાં પહેલીવારજ પ્રકૃતિ એ પ્રકારની થઇ હતી.

આ પ્રમાણે આન્તરપ્રકૃતિ અસ્વસ્થ થવાને પરિણામે એમજ સમજાયું છે કે, બહારથી આર્થિક સગવડ પૂરતી ન નીકળી આવી એ તો પ્રભુની કૃપાજ થઇ છે; કારણ કે તે સગવડ આવી પડતાં તો છાપખાનાનું અને બીજું કામકાજ બેવડું ચલવવા માટે મકાન, માણસો વગેરે પણ બેવડવાંજ જોઇએ; અને તેની સાથે દેખરેખ વગેરેનું કાર્ય પણ બેવડુંજ બની શકવું જોઇએ.

આર્થિક સગવડ નીકળી આવી હોત તો જે સમયે એ મુજબ કરવાનું જરૂરી થઇ પડત; તેજ સમયમાં ઉલટું આ શરીર તો (બનતું આવેલું તેટલું પણ) કાર્ય કરવાને અશક્ત બની બેઠું; એટલે પછી આર્થિક સગવડ પૂરેપૂરી જણાઇ હોત તોપણ તે ધન્યવાદ સાથે પાછીજ વાળવી પડી હોત! હજી પણ એક બે મહીના સારૂંજ આંતરિક આરોગ્ય સુધરી રહે તેમ લાગે છે. અત્યારે આવું તેવું જે કાંઇ લખાયું છે, તે પણ ખાસ જરૂરને લીધે દસગણા સમય અને શ્રમથી તથા આરોગ્યને વેગળું ઠેલવું પડીનેજ આ રૂપમાં આવી શકયું છે. ૐ तत् सत्

# ानमूर्ति ग्रंथो अने ग्रंथालय-मंदिरो

(દ્વારિકામાં મળેલી દ્વિતીય પુસ્તકાલય પરિષદમાં અપાયલું
સ્વાગતાધ્યક્ષ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનું ખાસ
વાંચવાવિચારવા જેવું અસરકારક ભાષણ)

**श्रेयान्द्रव्य मयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥**
**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**
**न हि ज्ञानस्य सदृशं पवित्रमिह विद्यते ।**
**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छाति ॥**

(ભગવદ્ગીતા)

આટલા દિવસ જતાં વર્તમાનકાળની શિક્ષાપ્રણાલિકાને લીધે એટલું તો ાગ્યું છે કે, દેશની દુર્દશાનાં કે પ્રજાની અવનતિનાં અનેક કારણોમાં **જ્ઞાનવૃદ્ધિ** એ પ્રધાન કારણ છે. આ વાત પશ્ચિમનાજ લેખકો કહે છે એમ .થી, પરંતુ ભારતવર્ષના અનેક ઋષિમુનિઓનો અને દાર્શનિક પંડિતોનો પણ ેજ અભિપ્રાય છે. જ્ઞાનવૃદ્ધિમાટે યોગ્ય પ્રયત્ન સર્વત્ર શરૂ નહિ થાય, તો ે અજ્ઞાન નાસવાનું નથી અને અનર્થનો અભાવ પણ થશે નહિ. આ અજ્ઞાન ર્વત્ર સર્વતોમુખ ભાવથી વિરાજિત છે. ધર્મમાં, કર્મમાં, વ્યાપારમાં, યવહારમાં, રાજ્યવ્યવસ્થામાં, સમાજશાસનમાં, નાતજાતમાં, રીતમાં, રિવાજમાં ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં તેનોજ પ્રભાવ છે. એ દૂર કરવા માટે આપ સૌએ ાદ્ધપરિકર થઇને અત્રે જ્ઞાનયજ્ઞ આદરીને તેનો પવિત્ર પ્રસાદ પ્રજાવર્ગને ર્પણ કરી તેનાં શાશ્વત શુભ અભ્યુદય અને સર્વોત્તમ સુખને ઓળખવાના ાફળ માર્ગો બતાવી તેના અનુષ્ઠાનમાં પ્રજાસમુદાયને જોડી દેવો હવે જરૂરનો લાગે છે.

યજ્ઞમાં દેવવસ્તુ તે દ્રવ્ય, દેવાની રીતિ તે ત્યાગ અને દાનનું પાત્ર . દેવતા, એવો સ્પષ્ટ અર્થ છે. યજ્ઞની રીતિનું પૃથક્કરણ કરવાથી અચૂક

સમજાય છે કે, એ ત્રણે અંગો જેટલાં નિર્દોષ, પ્રમાણમાં અધિક અને ગુણમાં ઉત્તમ, તે પ્રમાણેજ તેનું ફળ ચોક્કસ, સ્થિર અને બહોળા પ્રમાણમાં તથા અલ્પ સમયમાંજ મળે છે. આ વાત અનુભવસિદ્ધ છે. જાપાન અને જર્મનીની આશ્ચર્યજનક ઉન્નતિ આપણે જણાવેલા જ્ઞાનયજ્ઞનેજ આભારી છે.

જ્ઞાનયજ્ઞમાં દેવવસ્તુ જ્ઞાન હોય છે અને એ જ્ઞાન દેવાનાં પ્રધાનસાધનો પુસ્તકોજ છે. ગુરુ અને શિષ્ય, એ ભાવજ્ઞાનપ્રદાતા અને જ્ઞાનપ્રતિગ્રાહતા, એ બે શબ્દોના અર્થનેજ સૂચવે છે; એમ તૈત્તિરીય ઉપનિષદ્‌ની શિક્ષાવલ્લિથી સમજાય છે. જો એ શબ્દ પોતપોતાના અર્થને તજી દે તો ગુરુમાંથી ગોર (છાણાંનો ગોર–ભૂકો નહિ) થઈ પડે. જ્ઞાનપ્રદાતાનું પ્રથમ કર્મ તો જ્ઞાનપ્રતિગ્રહિતાને જીવનમાં ઉપયોગી અને ઉત્કર્ષ દેનારી બાબતોનું સાચું જ્ઞાન આપવું એ છે; તેનામાં સૂતી પડેલી જ્ઞાનપિપાસાને જાગૃત કરવી અને તે તૃપ્ત કરવાના સરલ અને સારા સાચા માર્ગ બતાવી આપવા; ટુંકામાં તેને વિદ્યાનું વ્યસન લગાડી દેવું. આ કરવા માટે બાળકને સારી કેળવણી–ખરૂં શિક્ષણ આપવાની અનિવાર્ય જરૂર છે. એ કેળવણી તો શરૂઆતથીજ મનોવિકાસ કરનારી તથા વાંચનનો શોખ જાગૃત કરનારી હોય તો તેથી ધારેલો ફાયદો થાય; એટલુંજ નહિ પણ શિક્ષકવર્ગની મહેનતનો ઘણોજ બચાવ થાય તથા શીખતાં શીખતાં કેટલાએક વખત બાળકોમાં જે કંટાળો જોવામાં આવે છે તે દૂર થાય.

આ ઉદ્દેશથી જ્ઞાનપ્રદાતા વર્ગમાં–ગુરુઓ જેટલુંજ કે તેથી પણ વધુ મહત્ત્વ પુસ્તકોનું ગણવું જોઇએ અને એ પુસ્તકો જેટલા પ્રમાણમાં ઉચ્ચ આદર્શનાં પ્રતિપાદક હોય અને તે આદર્શ ઉચ્ચ છતાં શક્ય હોય, તેમજ વર્તમાન અને ભવિષ્યમાં ઉપયુક્ત હોય તો તે આદર્શ હૃદયમાં સ્થાન લે છે, તેની અસર ઉંડી ઉતરે છે અને સમય આવે તરી નીકળે છે. અનાયાસેજ બાળકનું મન તે તરફ ખેંચાતું રહે છે.

બાળવર્ગમાં વર્ષો વીતતાં પુખ્ત ઉંમરે પહોંચે છે અને સંસારમાં મુખ્ય ભાવ ભજવનાર થાય છે. જેવા આદર્શો તેને પૂરા પાડવામાં આવ્યા હોય, તેવા આદર્શોને તે સૃષ્ટિમાં પ્રકટ કરી દેખાડવામાં મુખ્ય ભાગ લે છે; માટેજ આપણે આપણા આ જ્ઞાનયજ્ઞમાંના પ્રધાનદેવતા 'બાળવર્ગમાટેનું હવિ–જ્ઞાન– કેવા રૂપમાં અને કેવું તથા કેટલું અને કેવી રીતે અર્પણ કરવું, તે પ્રથમ વિચારવાનો પ્રશ્ન છે. કેવળ બાળવર્ગમાટેજ ઉપયોગી એવાં પુસ્તકાલયો સ્થાપવાની ઠેર ઠેર જરૂર છે અને તેમાં જે પુસ્તકો રાખવાનાં હોય તેની પરીક્ષા ઘણાજ વિચારપૂર્વક થવી જોઇએ અને તેવાં પુસ્તકોની યાદીઓ પણ અનુભવી સમર્થ વિદ્વાનોએ તૈયાર કરી પ્રસિદ્ધ કરવી જોઇએ તથા વખતો વખત ઉપયોગી સાહિત્ય ખોળી કાઢી તેને પ્રકાશમાં મૂકવું જોઇએ.

સંસારમાં પ્રવેશ કરતા યુવક અને યુવતીવર્ગને માથે જે પવિત્ર અને ગંભીર ફરજો છે, તે સંબંધેનું સાહિત્ય પણ સુપ્રજનનશાસ્ત્રની આવશ્યક માહીતિ સાથે ભાવિ પ્રજાના સદ્ગુણો સાથે સંબંધ ધરાવતું હોવાથી, તેનો પણ જૂદાજ વિભાગતરીકે સંગ્રહ અને પ્રચાર જરૂરી છેજ એમ આપ વિચારકોને જણાશે. જે કેટલાએક દોષો ઉગતી પ્રજામાં જોવામાં આવે છે, તેના કેટલાકનાં ઉંડાં મૂળ માતાપિતાની ભૂલોમાં રહેલાં છે, એમ આયુર્વેદનો તથા સુપ્રજનનશાસ્ત્રનો સિદ્ધાંત છે. અમેરિકા વગેરે દેશોમાં તો હાલમાં એ સંબંધે ઘણાજ આગ્રહપૂર્વક પ્રયત્ન ત્યાંના વિદ્વાનો કરે છે.

સ્ત્રી અને પુરુષ એ બન્ને જાતિને પરસ્પર ઉપયુક્ત તથા પોતપોતાના વર્ગના આદર્શને પહોંચી વળવા પૂરતાં જ્ઞાન તથા લગ્ન જેવા પવિત્ર સંબંધના આદર્શની કલ્પનાને અંતરમાં ઉંડી ઉતારનારા સાહિત્યસંગ્રહની પણ ઓછી જરૂર નથી.

ટુંકામાં બાળક, યુવક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ, પુત્રી, પત્ની કે માતા તથા પુત્ર, પતિ કે પિતા—એમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર, ઉપદેશક, સૈનિક, વ્યાપારી કે શિલ્પી ગમે તે વર્ગનો મનુષ્ય હોય તેમને દરેકને દરેક સ્થિતિમાં અપેક્ષિત જ્ઞાનનો ભંડાર એક સ્થળેજ મળે એવા રૂપમાં વર્તમાન પુસ્તકાલયની સંસ્થાને મૂકવા માટે યોગ્ય ઉપાયો અને કાર્યક્રમનો માર્ગ નિર્માણ કરવો, એ આ જ્ઞાનયજ્ઞમાંનાં અનેક વિધિઓનો એક વિધિ છે.

પ્રજાવર્ગને જીવનમાં ઉપયુક્ત વિદ્યા અને કળાનાં વિવિધ પ્રકારનાં જ્ઞાનવિજ્ઞાનની ખોટ પૂરી પાડવી અને તેમને ઉત્તરોત્તર અભ્યુદયમાર્ગપ્રત્યે આગળ લઇ જવા માટે જોઇતી આવશ્યક માહીતી પુસ્તકના રૂપમાં પૂરી પાડવી, એ એક બીજો વિધિ છે. તેને માટે ઉપયોગી તે તે વર્ગનાં પુસ્તકોનું અંગ્રથન, પરીક્ષણ અને સૂચી પણ એકઠી થાય તો ઇષ્ટ ફળ આપનાર થાય એમ લાગે છે.

વળી એ વિદ્યા અને કળાના કેટલાએક મુખ્ય સિદ્ધાંતોપ્રતિપાદક કથાસંગ્રહની પણ ઓછી જરૂર નથી. વાર્તાદ્વારા એ બોધ બાળકો તુરત પચાવી શકે છે અને અંતઃકરણમાં ઉંડી અસર કરીને સ્થિર થઇ બેસે છે. પુખ્ત વય પ્રાપ્ત થતાં એ સંસ્કારો પોતેજ પોતાની મેળે સમય આવે અંકુરિત થઇ, અનુકૂળ દિશા ખોળી લઇ, શનૈઃ શનૈઃ પલ્લવિત થઇ પુષ્પિત થઈ આખરે ફળદાયક થાય છે.

આ બધી બાબતો આપ જેવા ધુરંધર વિદ્વાનોના લક્ષ્યમાં ન હોય એમ મારૂં માનવું નથી; પરંતુ વર્તમાનમાં ચારે તરફ જે સંધિકાળનું મંથન સંસારમાં ચાલી રહેલું જોવામાં આવે છે તેને લીધે અત્યાવશ્યક ભાસે છે.

પુસ્તકાલય સંસ્થાના બે પ્રધાન વિભાગ આપણે કર્તવ્યવિભાગની સહેલાઇ ખાતર કલ્પીએ. પુસ્તકસંગ્રહ અને વાચનાલય. તેમાં વાચનાલયને ઉદ્દેશીને તો કર્તવ્યદિશા તરફ કંઇક આપને નિવેદન કરવામાં આવ્યું. હવે પુસ્તકસંગ્રહ.

એ વિભાગપ્રત્યે પણ આપનું લક્ષ ખેંચવું કેટલાંએક કારણોથી જરૂરનું જણાય છે.

આપણો આ દેશ એક વખતે વિદ્યાદેવીનો અતિ વહાલો હતો, તેનાપર શારદાદેવીની શુભ દૃષ્ટિથી જ્ઞાનમેઘ વિજ્ઞાનામૃત વરસાવતા હતા. ઐહિક સુખ-સાધક કે પારલૌકિક સુખ દેનાર બંને પ્રકારે પ્રજાવર્ગનો અભ્યુદય અને પરમ કલ્યાણ સાધનાર અપેક્ષિત શાસ્ત્રોમાંનું કોઇ પણ ખેડાયા સિવાયનું બાકી ન હતું. એ જ્ઞાનને યુગો સુધી અનેક ઋષિઓ અને મુનિઓએ જીવનભર ઘોર પરિશ્રમ વેઠીને ગ્રંથરૂપમાં સંગ્રહી રાખ્યું હતું. કાળની વિનાશક ગતિમાં સપડાઇ જઇને આપણી પ્રજાએ એનો મોટો ભાગ ગુમાવ્યો છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ઘણો અમૂલ્ય પુસ્તકસંગ્રહ દેશનાં દુર્ભાગ્યને લીધે શત્રુઓના હાથદ્વારા અગ્નિ અને જળને સ્વાધીન થઇ ગયો; રહ્યોસહ્યો અલ્પસ્વલ્પ જે ભાગ હતો તે પણ દ્રવ્યપિપાસુ ધનપિશાચોનાં દર્શનથી ત્રાસીને વિદેશની વાટે પડી ચૂકયો છે. હજુ પણ કોઇ કોઇ સ્થળે છુટોછવાયો સંગ્રહ નામમાત્ર જેવો છે, તે હવે બચાવી લઇને તેનો સંગ્રહ કરવા તથા તે વાંચી વિચારીને તેમાંથી અમૂલ્ય જીવનોપયોગી રત્નો સાત્વિક બુદ્ધિથી મથી કાઢવાની ઘણીજ જરૂર છે. આ કાર્યમાં લેશ પણ પ્રમાદ કરવાની જરૂર નથી; એટલુંજ નહિ પણ દેશમાં કે વિદેશમાં જ્યાં જ્યાં આવા સંગ્રહો હોય, ત્યાંથી બનતી તાકીદે નકલો મેળવીને સ્થળે સ્થળે નવા પુસ્તકસંગ્રહો સ્થાપવાની પણ જરૂર છે.

યજ્ઞનાં પ્રધાન બે અંગો સંબંધે ટુંકામાં કર્તવ્યપથની દિશા આપની પાસે રજુ કરી છે, પરંતુ પ્રધાન અંગ; એ બે અંગોનો પરસ્પર સંબંધ, વાચકવર્ગને પુસ્તકસંગ્રહનાં વાચનમાટે આકર્ષવો, તેનું વ્યસન લગાડી દેવું, તેમાંથી સાર ગ્રહણ કરવા સમર્થ કરવો અને એ સારને અનુભવમાં ઉતારી લઇ સમાજના કલ્યાણ અર્થે અનુભવનું ફળ પ્રગટ કરીને પસાર કરવાનો મુખ્ય, સર્વથી અગત્યનો અને આ જ્ઞાનયજ્ઞનો પ્રાણ છે. એ ભાવના અસ્તિત્વ-સિવાય પુસ્તકસંગ્રહો ઉધાઇગણના ભોજનરૂપે પરિણામ પામે અને પ્રજાસમૂહ ઉત્તરોત્તર સ્વકર્તવ્યપંથમાં આગળ વધવાને બદલે દિવસે દિવસે હીન દશાને પામે, એ તો ભારતવર્ષના ભૂતકાળમાં વીતી ગએલી અનુભવસિદ્ધ વાત છે અને હજુ એ વાત કેટલાંએક સ્થળે મૂર્તિમાન જીવતીજાગતીજ જોવાય છે. એ દોષથી મુક્ત કરવા માટે સર્વ સાક્ષરોએ એકકાલાવચ્છિન્ન સર્વ રીતે મન, વાણી અને શરીરથી એ કાર્ય સાધવાના સહેલા અને સાચા તથા સફલ, સિદ્ધ ઉપાયોનો આવિષ્કાર કરીને જનતાની જડતાને ટાળવા યોગ્ય પરિશ્રમ કરવાનો છે. એથી એ સંબંધે પણ આ જ્ઞાનયજ્ઞમાંથી કંઇક સદ્બોધ મળે એમ અમો આતુરચિત્તે આશા રાખીએ છીએ.